અમે ૮૦માં દાયકાની સોવિયેત વાર્તાઓનો સંગ્રહ રજૂ કરીએ છીએ. આ સંગ્રહમાં આધુનિક જીવન અને રીતિને રજૂ કરતાં પ્રતિભાવાન લેખકોની વાર્તાઓનો સમોવશ કરવામાં આવેલો છે. જેનાથી વાચકની સમક્ષ આધુનિક સોવિયેત માનવીની જટિલ જિંદગીનું તાદૃશ્ય ચિત્ર ઊભું થઈ જાય છે એવી જિંદગી જેનાં ભૂતકાળ અને વર્તનાનકાળનું સંમિશ્રણ થયેલું છે.

આ પુસ્તકમાં યથાર્થવાદથી એકદમ આધુનિકતાવાદ સુધીનાં જુદાં જુદાં સાહિત્યિક વલણો ધરાવનારાં લેખકોની વાર્તાઓ સમાવિષ્ટ કરવામાં આવી છે. આપ લેનિન અને રાજ્ય પારિતોષિક વિજેતા અને પ્રખ્યાત ગદ્યકાર ચિંગીઝ આઈત્માતોવની છેલ્લામાં છેલ્લી રચનાથી પરિચિત થશો, ખૂબ ભલાં પણ થોડા વ્યંગકાર બુલાત ઓકુજાવા, બુદ્ધિજીવી આન્દ્રેઈ બીતોવ, જીવન પ્રેમી ફાઝીલ ઈસ્કાન્દેર, સાહિત્યિક ક્ષેત્રમાં હાલમાં જ પગરણ માંડનાર તાત્યાના તોલ્સ્તાયા, શ્મેલ્યોવની વાર્તાઓ વાંચી શકશો.

અમને આશા છે કે આ વાર્તાઓનો સંગ્રળ બહોળા વાચક વર્ગ માટે અત્યંત રસપ્રદ બનશે.

અનુવાદ — શ્રુતિ મહેતા
ચિત્રકાર — ઇ. બોરીસોવા

РАССКАЗЫ СОВЕТСКИХ ПИСАТЕЛЕЙ 80-х годов

*На языке гуджарати*

SOVIET SHORT HORIES OF THE 1980s.

*In Gujarati*



સોવિયેત સંઘમાં મુદ્રિત

P $\frac{4702010201-363}{031(01)-90}$ 127-90

ISBN 5-05-002925-2

# બરફની દેવી મેરી

(નવલકથામાંથી અંશ)

ચિંગીઝ આઈત્માતોવનાં પુસ્તકો આ દેશમાં અને વિદેશમાં લાખો લોકો વાંચે છે. વિશ્વ વિખ્યાત અને વિપુલતા સભર એવા લેખક ન માત્ર આપણી સાંસ્કૃતિક સંપત્તિમાં ઉમેરો કરતાં રહે છે પણ સાર્વજનિક વિભૂતિ તરીકે ઘણાં કિંમતી ઉદ્દેશ્યો પર પ્રભુત્વ ધરાવનાર છે. લેનિન પારિતોષિકના વિજેતા, સમાજવાદી મજૂરવર્ગના હીરો અને 'ઇનોસ્રાન્નાયા લીતેરાતુરા' સામાયિકના સંપાદકે ૧૯૮૧માં સાઠ વર્ષ પૂરાં કર્યાં. અહીં અમે તેમની એકદમ નવી નવલકથા 'બરફની દેવી મેરી' માંથી એક અંશ રજૂ કરીએ છીએ.

શીર્ષક પોતે સાર્વત્રિક માનવીય આદર્શને પ્રકાશિત કરે છે જે તેમના માટે "મેરી અને બાળક"નાં પ્રતીક રૂપે રજૂ કરવામાં આવ્યાં છે. નવલકથા યુદ્ધ પછીના એકદમ તરતના કાળમાં સોવિયેત કલાત્મક બુદ્ધિજીવી વર્ગની કપરી દશાનું વર્ણન કરે છે. નવલકથાનાં આ ભાગમાં—કલાકાર સોકોલોગોર્સ્કી મોસ્કો નજીક વોલ્યાન્સ્કોયેમાં સ્તાલિનની ગ્રીષ્મ કુટિરમાં જવા તૈયારી કરી રહ્યો છે, જ્યાં તેને રફાયેલનાં 'નન મેરી' નિષ્ણાત સમજૂતી આપવામાં આવવાની છે, જેને સોવિયેત સેના ટૂકડીઓ દ્વારા બચાવી લેવામાં આવ્યું હતું અને ડ્રેસ્ડેન ગેલરીની બીજી શ્રેષ્ઠ કૃતિઓની સાથે મોસ્કો લાવવામાં આવ્યું હતું. સોકોલોગોર્સ્કીની સ્તાલિન સાથેની મુલાકાતનાં પરિણામો આઈત્માતોવની નવી નવલકથાનું મુખ્ય વિષયવસ્તુ છે.

કોઈપણ રીતે રાતના કામનાં પેલાં વર્ષો પર ધીરે ધીરે, કોઈક વખત ખાડાઓમાં, કોઈક વખત મોખરાની સીમામાં કામચલાઉ સંપાદકીય કાર્યાલયમાં, હંમેશાં અપૂરતાં પ્રકાશ સાથે સિગારેટ તેની સૌથી વધુ વિશ્વાસપાત્ર સાથી બની ગઈ હતી: કોઈપણ ભાવનાવશ સ્થિતિમાં હંમેશાં તેની સહાયે આવનાર હતી. ધૂમાડા પરથી જ કોઈ ખરેખર જ કહી શકતું હતું કે કોઈ વિશેષ સમયે તે કેવી ભાવનાવશ સ્થિતિમાં હતો. વિશેષ કરીને તેની મોસ્કોમાં જ મોસ્કોવાસી ન હોવા તરીકે રહેવાની

એકલાપણાની હાલની સ્થિતિ, જે કોઈની પણ સાથે સંપર્કમાં નથી આવતો અને વળી વધારામાં તેની પર અત્યારે દેખરેખ રાખી રહેલ કોઈ સત્તાધારી મથકો દ્વારા ચેતવણી આપવામાં આવી હતી કે કોઈપણ પ્રકારનાં સંપર્ક અવાંછનીય હતાં—પછી ભલે ને તે જૂનાં પરિચિતો હોય (ગમે તેમ પણ જેમનામાંથી વાસ્તવિકપણે તેનાં કોઈ નહોતાં) કે પછી નવાંઓ સાથેનાં. તેથી કરીને તેને યતિની જિંદગી જીવવાની ફરજ પડી હતી, હવે તેમ જીવતાં 'મોસ્કવા' હોટલમાં એક મહિના કરતાં પણ વધારે સમય થઈ ચૂક્યો હતો—જે હકીકતમાં હોટલનાં નિયમોથી વિરુદ્ધ હતું, જે કોઈપણ મોસ્કોની બહારનાં રહેવાસીને હોટલમાં ત્રીસ દિવસથી વધારે દિવસ રહેવાની મનાઈ કરે છે. પણ તે રોકાતો ને રોકાતો ગયો, પ્રસંગોની પ્રક્રિયાને શરણે જતાં કેટલા લાંબા સમય સુધી રહેવું પડશે તેના જરાપણ ખ્યાલ વિના...

અને હવે હમણાં જ્યારે તેણે પોતાની જાતને અસંખ્યવાર કહ્યું, કદાચ હજારમી વાર કહ્યું કે કબજે કરાયેલ જર્મનીથી મોસ્કોમાં તેના આગમન પર તેના નસીબે કેવો સંપૂર્ણપણે આશ્ચર્યજનક વળાંક લીધો હતો અને તેને સોંપવામાં આવેલા કામમાં તેની કેવી અનપેક્ષિત સ્થિતિ હતી જે પહેલાં મોરચા પરનાં સંજોગોના બળને કારણે અને પછી ફરીથી સંજોગોના બળને કારણે સોંપવામાં આવ્યું હતું—અહીં મોસ્કોમાં જ્યારે આ બધું અસંખ્યાત વાર તેના મગજમાં આવી ઝબકી ગયું ત્યારે તેણે ફરીથી સિગારેટ ખેંચી કાઢી, નિસાસો નાંખી યંત્રવત્ રીતે તેને પોતાની આંગળીઓ વચ્ચે લીધી, સળગાવી અને ઓરડામાં બારણેથી બારી તરફ અને ફરી પાછાં બારણા તરફ, ઊંડી વિચારોનાં પડીને દરેક ક્ષણે ક્ષણે બેચેનીપૂર્વક પોતાની ઘડિયાળ તરફ નજર નાંખતા, પોતાના માથે તોળાઈ રહેલ પ્રયાણ માટે રાહ જોતાં બેચેન થતાં ઓટાં મારવાનું શરૂ કર્યું. તે તદ્દન સ્પષ્ટ સૂચનાઓ મેળવવાની રાહ જોઈ રહ્યો હતો પણ કોઈક કારણસર એમાં મોડું થઈ રહ્યું હતું અને પ્રતીક્ષાએ તેને વધારે ને વધારે નાઉમેદ કરી મૂક્યો હતો...

તેને સારાતોવમાં પોતાનાં માતાપિતાને લખવું જોઈતું હતું કે મોસ્કોમાં હજી તેને ઘણું કામ કરવાનું બાકી હતું, જેવો તે કામથી આઝાદ થઈ જશે કે તરત જ તે તેમને મળવા જશે અને તે તેમને જોવાની હવે વધારે રાહ જોઈ શકતો નહોતો. તેના પિતા ભૂગોળના શિક્ષક અને પ્રાંતીય નૃવંશવિદ્યાના નિષ્ણાત સેર્ગેઈ ઇગ્નાત્યેવિચ જૂના જમાનાના

બુદ્ધિજીવી વર્ગની લાક્ષણિકતામાં સ્પષ્ટતાપૂર્વક જવાબમાં લખ્યું કે તેઓ ખૂબ ક્રોધે ભરાયેલાં હતા: તેઓ સમજી શકતા નહોતા કે તેઓ તેમના દીકરાને કેટલા લાંબા સમય સુધી કામ અંગે રોકી રાખી શકતા હતા અને એ કે એવો કોઈપણ કાયદો નહોતો જે એક જુવાન માણસને રોકી રાખી શકતા હતા અને તેમાંય વળી વિશેષ કરીને તેને હજી સુધી જર્મની પછી લશ્કરમાંથી છૂટો કરવામાં આવ્યો નહોતો તેના કારણે તેને ટૂંકી રજા લેવાનો અને પોતાનાં ઘરડાં માબાપને મળી આવવાનો સંપૂર્ણ હક્ક હતો. ખરેખર યુદ્ધ પૂરું થઈ ગયું હતું, સત્તાવાળાંઓ કેટલાં લાંબા વખત સુધી માણસોને તેમનાં કુટુંબી જનોને મળવાથી દૂર રાખી શકતાં હતાં અને શું એટલું પૂરતું નહોતું કે તેમની અતિપ્રિય યુલિયા "દુનિયાના આ લોહિયાળ સંહારમાં બલિ" થઈ ગઈ હતી, અને દરરોજ તે અને તેની મા આંસુભરી આંખોએ તેમની પુત્રવધુને યાદ કરશે જે તેમના માટે તેમની પોતાની દીકરી હોત તો તેના કરતાં પણ વધારે હતી. અને તેઓ કદાપિ એ નહીં ભૂલી શકે કે તેઓ પરણ્યાં હતાં તે પહેલાં તે સારાતોવ કેવી રીતે આવી હતી. તે માત્ર ત્રણ કે ચાર દિવસ રોકાઈ હતી પણ તરત જ તેમના આખા ઘરને ઝળહળતું કરી મૂક્યું હતું અને એ બિલકુલ અવિશ્વાસનીય હતું કે કેવી રીતે એક તદ્દન અપરિચિત વ્યક્તિ તેમના ઘરમાં આવું પરિવર્તન લાવી શકતી હતી અને જો યુલિયાની યાદ તેના માટે લેશમાત્ર મહત્ત્વ ધરાવતી હોય તો તેણે તરત જ આવી જવું જોઈએ અને પોતાની પત્નીનું સ્મારક બનાવડાવવું જોઈએ જે યુદ્ધમાં મારી ગઈ હતી અને તેની બહેન વાર્વારાએ પણ તાશકંદથી પોતાના કાગળમાં આ જ વસ્તુ લખી હતી. સ્મારક અહીં જ વોલ્ગાની વચ્ચોવચ ખાનબાક્શાન નામના તેમના નાનકડા 'રણ ટાપુ" પર જ મૂકાવું જોઈએ તથા તેની ઉપર એ લખાણ કોતરાવવું જોઈએ કે તેણે, અન્તોને પોતાની જાતને સ્વસ્થ તથા શાંત કરવી જોઈએ અને તે એ પણ જણાવતું હોવું જોઈએ કે એકવખત ઉનાળામાં દેવદૂત યુલિયાએ તેમના ખાનબાત્ખાનનાં નાનકડાં ટાપુની મુલાકાત લીધી હતી અને એ કે તે દિવસો તેમની જિંદગીનાં સૌથી વધુ ખુશીનાં દિવસો હતાં અને એ કે તેણે પોતાનાં દેશને ખાતર પોતાની જિંદગીનું બલિદાન આપી દીધું.

હા, વૃદ્ધ સાચો હતો. યુલિયા બિલકુલ યુદ્ધ પહેલાં જ તેનાં માતાપિતાને મળવા આવી હતી. તેઓ હજી પરણ્યાં નહોતાં. તે દરેકે દરેક વસ્તુથી સારી એવી રોમાંચિત થઈ ગઈ હોય તેમ લાગતું હતું અને

કેવળ તેનાથી છૂટકારો પામી શકતી નહોતી, શાંત પડી શકતી નહોતી. "એટલી હૂંફાળી! અને વોલ્ગા! કેવું દૃશ્ય! અને આસપાસ માઈલોનાં માઈલો સુધી—એકપણ જીવંત જીવ નથી. આમ જો સાંભળ, ચાલ આપણે આપણી હોડીઓને આપણા વિના જ પ્રવાહમાં વહી જવા દઈએ અને આપણે અહીં જ રોકાઈ જઈશું. તારો વિચાર શો છે તેના વિષે?" અને બધાં સંમત થયાં કે આ ઘીચોઘીચ ઝાડીઓ અને નાનાં લટકતી ડાળીઓવાળાં વીલોનાં અવારનવાર થતાં ઝૂમખાંઓવાળાં ખાનબાત્માનનાં નાનકડાં ટાપુ પર હંમેશાં માટે રોકાઈ જવાનો વિચાર અદ્ભુત થશે. યુલિયા પોતે સ્તબ્ધ કરી દે તેવી સુંદર હતી, તે દિવસે વિશેષ કરીને. વૃદ્ધે પોતાનાં એક પત્રમાં તાજી કલમમાં એ પણ ઉમેર્યું હતું: "જરા કલ્પના કરો કે તેનાં કેટલાં દેખાવડાં પૂર્વજો હોવાં જોઈએ જેમણે પોતાની સુંદરતાને આગળ તે આગળ દર પેઢીને અર્પી અને તે બધી આપણી યુલિયામાં સંકેન્દ્રિત થઈ ગઈ. હું શરતપૂર્વક કહું છું કે તે વખતે તેં, મારા દીકરા એ અનુભવ્યું નહોતું કે તું કેટલો નસીબદાર હતો. તેની પાસે બધું જ હતું: મગજ, સૌંદર્ય અને દૈવી આશીર્વાદ." પછી તે શોકાતુરપણે એ સ્મૃતિઓ તાજી કરાવતો કે તે કેવી માયાળુ અને કાળજી લેનારી હતી, તેની આંખોમાંથી કેટલી ભલાઈ ચોમેર ફેલાતી હતી જે અડધી દુનિયા માટે પૂરતી હતી અને તેનો ઊભરાતો પ્રેમ તેની આસપાસની દરેકે દરેક વ્યક્તિ સુધી પહોંચતો હતો અને છેવટે કેવી જિંદગી જીવવા લાયક હતી—ખુશ થવું અને બીજાંઓને ખુશી આપવી.

વળી વધારામાં તેણે લખ્યું હતું, કોઈએ પણ યુલિયાનાં માતાપિતા પેરેકેસ્તોવ, વાદીમ નિકોલાયેવીચ અને અન્ના લાઝરેવ્નાને ભૂલી જવાં ન જોઈએ. (કેવાં ભલાં, આબરૂદાર પ્રતિષ્ઠિત અને સાચેસાચાં સંસ્કારી હતાં તેઓ: તેમના જેવો આજના જમાનામાં એક પણ માણસ નથી). તેઓ ભૂખને કારણે મરી ગયાં હતાં, લેનિનગ્રાદને ઘેરો ઘાલવામાં આવ્યો હતો તે દરમિયાનના ગાળામાં સૌથી ભયંકર મૃત્યુ. ભગવાન જાણે તેમને ક્યાં દફનાવવામાં આવ્યાં હતાં. કેવી રીતે કોઈપણ વ્યક્તિ આવા અનિર્ણાયક અંત સાથે મનનું સમાધાન કરી શકતી હતી? કોઈના પણ પૂર્વજોની કબરો આત્માની સમાધિરૂપ હતી, ધરતી પરનું સૌથી પવિત્ર સ્થાન હતી, સૌથી કિંમતી સંપત્તિ અને સંસ્મરણનું સ્વર્ગ હતી—વૃદ્ધે પોતાનાં દીકરાનું મન વળ્યું. દરેકે દરેક રાષ્ટ્ર તેમનાં પિતાઓ અને પ્રપિતાઓની કબરોનું બહુમાન કરે છે, જ્યારે જેઓ તેમ કરતાં નથી

તેઓ માત્ર ગબડતાં પત્થરો, રખડેલો, ભટેકલાંઓ સિવાય બીજું કશું નહોતાં. અને તે માત્ર યુદ્ધ જ હતું જેણે પેલી દફનાવવાની પવિત્ર જગ્યાઓને અનામીઓનાં કબ્રસ્તાનમાં બદલી નાંખી હતી. આમ હવે પેરેક્રેસ્તોવ કુટુંબમાં એવું કોઈપણ બાકી બચ્યું નહોતું જેથી યુલિયાની યાદને તાજી રાખી શકે તેવું સોકોલોઓસ્કી કુટુંબ સિવાય બીજું કોણ હતું? તેથી કરીને એ તદ્દન અનિવાર્યપણે આવશ્યક હતું કે તેણે, અન્તોને ઘેર પાછાં આવવું જોઈએ અને આ ગ્રહ ઉપર યુલિયાને નામે નાનકડું સ્થાન અર્પિત કરવું જોઈએ. વૃદ્ધે એ સમજાવ્યું હતું કે જોકે ભૌતિક અને રાસાયણિક સંયોજનોમાં ભૂજૈવશાસ્ત્રીય રીતે અસ્તિત્વ ધરાવનાર ધરતી દરેક ઠેકાણે એક સમાન હતી, માતૃભૂમિનો પવિત્ર વિચાર માત્ર ત્યારે જ જોવા મળે છે જ્યારે કોઈ રાષ્ટ્ર પોતાનાં કેટલાંક લોકોનું તેની સીમાઓનાં રક્ષણ માટે, તેનાં વંશીય, સાંસ્કૃતિ અને નૈતિક વારસા માટે બલિદાન કરે છે, જ્યારે મહા આવતિના કાળમાં તેની માટી તેનાં સર્વોત્તમ સુપુતો અને સુપુત્રીઓના લોહીથી તરબોળ બની ગઈ હોય. યુલિયાની યાદમાં મામૂલી સ્મારક ચોક્કસપણે આ જ અર્થ ધરાવશે: જે લોકોને તે ચાહતી હતી તેઓ તેને યાદ કરતાં હતાં અને તેની માતૃભૂમિ કદાપિ તેને ભૂલશે નહીં. લોકોનાં સંસ્મરણને ધૂળભેગાં કરી દેવાં, તેમના મૂળને એકદમ સૂકવી કરમાવી નાંખવા, તેમનાં સાંસ્કૃતિક વેલાને પાડી નાંખવા તેમને જબરદસ્તી ફરજ પાડવા યુદ્ધે પોતાનાથી બનતું બધું જ કર્યું હતું. અને તેમ છતાં પણ લોકોનો જુસ્સો અપરિવર્તિત જ રહ્યો હતો. (વૃદ્ધને પોતાના પત્રોમાં ક્યારેક ક્યારેક આધ્યાત્મિક ઊંચાણો પર ચઢતાં તત્ત્વનિરૂપણ કરવું ચોક્કસપણે ખૂબ ગમતું હતું.) પણ તેને અને તેની માને તેમના પ્રાણપ્યારા અન્તોનની કેટલી ખોટ સાલતી હતી અને તે વર્ષોમાં તેમણે કેટકેટલી યાતનાઓ ભોગવી હતી તે શબ્દો દ્વારા વ્યક્ત કરી શકાય તેમ નહોતું. અને હવે જ્યારે અન્તોન છેવટે મોસ્કો પાછો આવી ગયો હતો ત્યારે તેને આટલા અસહ્યપણે રિબાવનારાં લાંબા સમય સુધી કેવી રીતે રોકી શકાતો હતો? કેટલા લાંબા સમય સુધી લોકો પાસેથી આ પરિસ્થિતિ નિભાવી લેવાની અને બધી વસ્તુઓથી ઇનકાર કરાવવાની આશા રાખવામાં આવતી હતી? છેવટે યુદ્ધ તો પૂરું થઈ ગયું હતું! તે શાના માટે રાહ જોઈ રહ્યો હતો? જરાપણ સમય ગુમાવા જેવું નહોતું: તેઓ હવે કંઈ જુવાન થઈ રહ્યાં નહોતાં અને વળી મા ગંભીરપણે માંદી હતી, જેથી કોણ જાણે છે... (જોકે ભગવાન માફ કરે, બેશક). નહીં તો પછી

તેઓ ચોક્કસપણે સૌથી પહેલી ટ્રેઇન પકડીને પોતાની જાતે જ મોલ્કો આવ્યાં હોત. એ વાતની લેશ માત્ર દરકાર ન કરત કે ટ્રેઇન મારફત મુસાફરી કરવી આજકાલ તીવ્ર યાતના રૂપ હતું, તેમ કહેવાતું હતું, ટ્રેઇનોમાં લૂંટફાટ અને ખૂનામરકી સુદ્ધાં ચાલતાં હતાં. તેમ છતાં ગમે તેમ કરીને તેઓ તેને મળવા આવત, ઓછામાં ઓછાં માત્ર એક દિવસ માટે પણ...

બિચારાં વૃદ્ધો, જો તેઓ માત્ર એટલું જાણતાં હોત કે તે કેવી કપરી દશામાં સપડાઈ ગયો હતો. તે એટલી અવિશ્વાસનીય વાત હતી કે જો તેમને કહેવામાં આવી હોત તો પણ તેઓ તેનો વિશ્વાસ ન કરત.

જ્યારથી સોકોલોગોસ્કી હોટલમાં આવી ગયો હતો ત્યારથી કર્મચારીગણે તેને માત્ર એક જ વખત પીધેલી દશામાં જોયો હતો. તેણે તે દિવસે દારૂ પીધો હતો જે દિવસે એ જાણ્યું કે તીગ્રી ર્યાગ્રોવ તેનો યુદ્ધનો બિરાદર, ડિવિઝનનું છાપું 'સ્તાલીન્સ ગાર્ડ'નાં સંપાદક યુદ્ધનાં છેલ્લાં લડાઈમેદાનમાં વિરોધના છેલ્લાં પોકેટને ચેઝેબીરગે માઉન્ટન્સમાં છૂપાયેલાં એસ એસ યુનિટને કચડી નાંખવાનાં હુમલામાં માર્યો ગયો હતો. સોકોલોગોસ્કીએ ડ્રેસ્ડેન છોડયું તેનાં માત્ર બે અઠવાડિયાઓ પછી જ એ બન્યું હતું. તે પણ જર્મનીનાં અધિકારીઓ શરણે આવી ચૂક્યાં હતાં તે પછી, પેલી દુનિયાની લોહિયાળ લડાઈમાંથી તેઓ પાર થઈ ચૂક્યાં તે પછી જ્યારે બધું જ પૂરું થઈ ગયું હતું ત્યારબાદ.

તેણે સારો એવો પીધો હતો અને માંડ માંડ પોતાના પગ પર ઊભો રહી શકતો હતો. તે હોટલના લાંબી, વાંકા ચૂકી આંતરડા જેવી પરસાળમાંથી લથડાતો પડતો પોતાના ઓરડા સુધી પહોંચી ગયો, કોઈપણ તેને સાંભળી ન શકે તેટલા માટે પ્રવેશખંડનાં બંને બારણાં બંધ કરી દીધાં અને પછી સોફામાં પછડાઈ ગયો અને પોતાની જાતને મુક્તપણે છોડી દીધી. તે તકિયામાં મોં છુપાવી કારમી ચીસો પાડી રહ્યો હતો અને તેની પોતાની ચીસો તેને ભયાંક્તિ કરતી હતી. રડતો પુરુષ એ ભયંકર દૃશ્ય છે. પણ તેને તે ઊભરો બહાર કાઢવાનો જ હતો. તે ઘણા લાંબા વખતથી તેની અંદરને અંદર સંચિત થઈ રહ્યો હતો અને હવે તે તેને બહાર નીકળવા દઈ રહ્યો હતો. જ્યારે તે ડૂસકાં ભરી ભરીને રડી રહ્યો હતો ત્યારે વીતેલાં ચાર વર્ષોની અસ્તવ્યસ્ત અને ખંડિત પ્રતિકૃતિઓ તે અત્યારે જે હતો તેની તાદૃશ્ય સ્મૃતિઓ તેની આંખો સમક્ષ તરવરી ઊઠી કદાચ તે એક માત્ર રખેવાળ હતો. તેણે જ્યારે એ હકીકતની

અનુભૂતિ કરી કે યુદ્ધ, જે તેમના માટે ચાર લાંબા વર્ષોથી જિંદગીનો એક માત્ર સર્વોચ્ચ અર્થ બની ગયું હતું તેણે વેરાન થઈ ગયેલ ઊજડી-બળી ગયેલી વિસ્તિર્ણતાને ઉઘાડી પાડતાં એકાએક પોતાની અર્થસૂચકતા ગુમાવી દીધી હતી. યુદ્ધ ઇતિહાસ બનવા લાગી ચૂક્યો હતો, એકદમ ઝડપથી પીછેહઠ કરવા લાગી ગયું હતું, ઓટની જેમ ઓસરી રહ્યું હતું, ઝાંખા પ્રકાશમાં ડૂબી જતાં વૃક્ષોનાં ઝુંડોની જેમ શમી રહ્યું હતું. એ અનુભવવું એ જબરદસ્ત આંચકો હતો કે તેની સમગ્ર ભૂતપૂર્વ જિંદગી ચાર મિતભાષી શબ્દોનાં ચોકઠામાં મઢાઈ ગઈ હતી: સ્કૂલ, યુદ્ધ, ખૂનો, વિજય...

અને ફરીથી તેણે પોતાની જાતને આપેલાં વચનને જાતે જ તોડતાં યુલિયાને મોટે અવાજે બોલાવી અને ડૂસકાંઓની વચ્ચે તેનાં નામનું વારંવાર પુનરુચ્ચરણ કરતો રહ્યો: "યુલિયા, વ્હાલી યુલિયા, જો તું માત્ર જાણતી હોત તો... તે મરી ગયો છે... તાગ્રી રૂયીઝ્રેવ હવે રહ્યો નથી... સાચો મિત્ર—હંમેશ હંમેશ માટે ચાલ્યો ગયો. સાચેસાચો મહાન માનવી." પછી કોઈક અનામીને સંબોધતાં, કદાચ મનમાં સર્વશક્તિમાન ઈશ્વરને તે દીવાલ પર મુઠ્ઠીઓ મારતાં વિલાપ કરવા લાગ્યો: "શા માટે આ દુનિયા આવી છે? મને જરા કહો! શા માટે તેં એ યુદ્ધની શરૂઆત કરી હતી? શા માટે તેં એકબીજાના વિરોધમાં આ બળો ગોઠવ્યાં હતાં? તું સાંભળો છો? શેના માટે, હું તને પૂછું છું, તે તારા માટે કેવી રીતે સારું હતું? તને તેનાથી શું મળ્યું? તું આટલી યાતનાઓને-વેદનાઓને જોતો નહોતો? તેં તને સંતોષ થાય તેટલું લોહી પીધું નહોતું? યુદ્ધ આવું પૂરું થઈ ગયું હતું તે પછી શા માટે તારે પેલાં જાનવરોને પહાડોનાં સંતાડવાની જરૂર હતી જેમને તેં તેમના છેલ્લા શ્વાસ હોમી દેવાનો આદેશ આપ્યો હતો? એસ.એસ.—તેઓ તમારું સર્જેલું છે! અમે માનવજાત તેના માટે દોષી નથી—તે તું છે! હું મારા સંપૂર્ણ દિલથી તને તિરસ્કારું છું! તું સાંભળે છે? તેં યુલિયાને મારાથી દૂર દૂર લઈ લીધી..."

બીજા દિવસે સવારે તે પેલી પીધેલી સ્થિતિમાંની લવરીને, પેલી બધી મનને પિગળાવનારી નિંદાઓ યાદ કરતાં શરમ અનુભવતો હતો. તેને એકમાત્ર દિલાસો એ હતો કે કોઈએ તે સાંભળ્યું નહોતું.

તેને સંપૂર્ણપણે ખાતરી હતી કે રૂયાઝ્રેવ મહાન માનવી હતો, ભવિષ્યની મહાન વ્યક્તિ હતો અને તે માત્ર ખાલી લાગણીસભર શબ્દો જ નહોતાં જે સામાન્ય રીતે બિરાદરની કબર પર ઉચ્ચારવામાં આવતાં

હતાં. છેવટે તો દુનિયામાં આવી મહાન વ્યક્તિઓ એટલી બધી નહોતી. વળી મહાનતાની મત સમય અને કાળની સાથે સંબંધિત હતો: આજે ફલાણી-ફલાણી વ્યક્તિ પ્રસિદ્ધ હતી, આવતીકાલે તે સાવ ભૂલાઈ ગઈ હતી, સમયનાં તાંતણે જે બંધાયું હતું તેને કાળનો પ્રવાહ પોતાની સાથે ઘસડી જાય છે. બીજાંઓ, જેઓ તાગ્રી રૂયાગ્રેવને વ્યક્તિગત રીતે નથી જાણતાં તેમના માટે બેશક તેના નામનો કોઈ અર્થ નથી. પણ સોકોલોગોર્સ્કીને પૂરી ખાતરી હતી કે તે સાચે સાચ મહાન માણસ હતો.

તે દિવસથી ઘણો સમય વીતી ગયો પણ અન્તોન હજી સુધી નિર્ણય કરી શક્યો નહોતો કે રૂયીગ્રેવની હસ્તપ્રતનું શું કરવું, જેના માટે મરહૂમે અન્તોનને કેટલીક કોપીઓમાં ફરીથી ટાઇપ કરવાની સૂચના આપી હતી—કદાચ તેણે અંદરથી એ લાગણી અનુભવી લીધી હતી કે યુદ્ધનાં છેલ્લાં ઉત્પાતમાં તે સંભવત: પોતાની જિંદગી પણ ગુમાવી બેસી શકતો હતો. અન્તોનને ઇરાદો જેવો તે મોસ્કો પહોંચી જાય તેવો તરત જ પહેલી કોપી એલેક્ઝાન્દર ત્વાર્દોવ્સ્કીને બતાવવાનો હતો, જે સૈનિક વાસીલી ત્યોંકીન વિષે યુદ્ધકાળનાં પંકાયેલાં વીરરસાત્મક ગદ્યના લેખક હતા; બાકીની બીજી કોપીઓ રૂયાગ્રેવ પાછો આવે ત્યાં સુધી પોતાની પાસે રાખવાનો હતો. પણ ત્વાર્દોવ્સ્કીને પકડવા એટલું સહેલું નહોતું: સૌથી પહેલાં તો તેઓ બહાર રહેતા હતા, પછી તે સંમેલનોમાં વ્યસ્ત રહેતા, પછી તે સેનેટોરીયમમાં ઇલાજ કરાવી રહ્યા હતા. અન્તોને એમ વિચારવાનું શરૂ કરી દીધું હતું કે યુદ્ધ કાળના બીજા વિખ્યાત કવિ અને નવલકથાકાર કોન્સ્તાન્તીન સીમોનોવનો સંપર્ક કરવો અને તેમને રૂયીગ્રેવનાં યુદ્ધચિત્રણો વાંચી જવા અને તેનું શું કરવું તેના માટે કોઈ સલાહ આપવા વિનંતી કરવી એ વધારે સારું રહેશે કારણ કે તે યુદ્ધચિત્રણો સાવ અસામાન્યપણે, અત્યંત નવી રૂઢ મતથી વિપરીત શૈલીમાં લખાયેલા હતા અને સ્વાભાવિકપણે કોઈપણ પ્રકાશક તેમને કોઈક જાણીતી વ્યક્તિના ટેકા વિના તેને હાથ સુદ્ધાં નહીં લગાવે. તેને શરૂઆતથી જ તેની પાકી ખાતરી હતી. ન તો રૂયીગ્રેવને તેના પર કોઈ ભૂલભરી ભ્રમણ હતી. તેમણે જુદા પડતા પહેલાં એ હકીકત ઉપર ચર્ચા કરી હતી અને રૂયીગ્રેવે કટાક્ષભર્યા સ્મિત સાથે કહ્યું હતું: "જો સાંભળ, જો તે કામમાં ન આવે તો જરાપણ ચિંતિત કે અસ્વસ્થ ન થતો. હું એ સંપાદકોને જાણું છું, તેમનામાંથી કેટલાકની સાથે કામ પડવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થઈ ચૂક્યું છે. જરા એ વિચાર: જો તેઓ દોસ્તોયેવ્સ્કી જેવા લેખકને એટલા માટે

કે તે "ક્રાંતિકારી લેખક નહોતાં" તોડી પાડવાની દૃષ્ટતા કરી શકતા હોય તો ત્યાં મારાં જેવાં સીધાં સાદાં લોકો માટે તમે શેની આશા રાખી શકો છો. અને સાચું કહો તો જો યુદ્ધે તેમને થોડા ઘણા પણ શાણા બનાવી હોય તો તેમાં મને પૂરેપૂરી શંકા છે. ઘણું કરીને તેનાથી બિલકુલ ઊલટું છે. મને ડર છે કે યુદ્ધે આપણને હજી વધારે પાછળ મધ્યયુગમાં ફેંકી દીધાં હતાં."

"તેના દ્વારા તું શું કહેવા માગે છે?" સોકોલોગોસ્કી હતાશ થઈ ગયો હતો.

"મારા માટે તેનો અર્થ છે, અન્તોન," રૃયાઝ્રોવે ખિન્નપણે જવાબ આપ્યો. "તેથી જો તેઓ યુદ્ધની મહાન રચનાઓનો સીધે સીધો અસ્વીકાર કરે તો," તેણે હળવી નોંધ પર આગળ કહ્યું, "એટલો બધો અસ્વસ્થ ન થઈ જતો—દરેક પ્રતિભાવાન માણસની કારકિર્દી કદર ન કરવાની સાથે જ શરૂ થાય છે."

ચર્ચા કરવા માટે સમય રહ્યો નહોતો. સોકોલોગોસ્કીને અડધું યુરોપ પાર કરી મોસ્કો સુધી લઈ જવાની હતી તે ડ્રેસ્ડેન ગેલરીની ટ્રોફી સાથેનો સ્ટડબેકર વેનનો કાફલો તેના આદેશ માટે રાહ જોતો ઊભો હતો. અને તેમ છતાં પણ તે અને રૃયાઝ્રોવ જુદાં પડતાં પહેલાં થોડાં શબ્દોની આપલે કરવામાં સફળ રહ્યા.

"તેમ છતાં, ખરેખર તું શું કહેવા ઇચ્છતો હતો?" અન્તોને જ્યારે તે રૃયાઝ્રોવની હસ્તપ્રત પોતાના જૂની પડી ગયેલી ટ્રંકમાં મૂકી રહ્યો હતો ત્યારે પૂછ્યું. "તું એમ કહીને શું કહેવા ઇચ્છતો હતો: તે આપણને હજી વધારે આગળ ફેંકી દેશે?" તેણે ટ્રંકના ઢાંકણાને ઘૂંટણ વડે જોર આપી દબાવતાં આગ્રહપૂર્વક કહ્યું. "આપણે નાઝીઓને કચડી નાંખ્યા. શું તેનો કંઈ અર્થ નથી? શું આપણે કીર્તિ અને કૃતજ્ઞતાને લાયક નથી?" જ્યારે તે ટ્રંકને તાળું મારવા મથી રહ્યો હતો ત્યારે બબડયો. ત્યારબાદ રૃયાઝ્રોવ તરફ ફરતાં તેણે ફરીથી કહ્યું: "તો પછી તું શું કહેવા ઇચ્છતો હતો, તું શું સમજતો હતો?"

"ઓહ, કંઈપણ નહીં... ભૂલી જા તે", રૃયાઝ્રોવે નિસાસો નાંખ્યો. "એ લાંબી કહાણી છે, ફરી કોઈ દિવસ," રસ્તા માટે તેઓ જે પી રહ્યાં હતાં તેનાં ગ્લાસમાં બાકી બચેલાંને બહાર ઢોળી નાંખતા તેણે વાત કાપી નાંખી. કડવી વોદ્કા પીધા પછી પોતાનાં ભરાવદાર હોઠને ચાવતાં તે ઊંડા વિચારમાં ઊતરી પડયો. તેની સામાન્યપણે ઉપહાસ કરતી નજર

ગંભીર બની ગઈ. તે ખેડૂત બિરાદરીનો લાંબો-પહોળો ભરાવદાર, થોડોક ઝૂકેલો, ધીમે ધીમે ફરનારી, સાવધ ભૂખરી આંખોવાળો માણસ હતો. "તું બુદ્ધિજીવી વર્ગમાંથી છે, અન્તોન," ર્યાઝ્રોવ કહેતો. "એટલા માટે જ તું હંમેશાં સીટી જેટલો સ્વચ્છ છે. હું ગામના પાદરીનાં ગરીબ કુટુંબમાંથી આવું છું, મારામાં રશિયન ખેડૂતો અને પાદરીઓ બંનેનાં ગુણો છે." અને તે એ કહાણી કહેવા લાગતો કે કેવી રીતે તેના કાકાએ તેને તાઇગ્રીનું વિચિત્ર નામ તેને આપ્યું હતું—એક પાદરી, કદાચ જેનો ઝભ્ભો ઉતારી લેવામાં આવ્યો હતો તે પણ ચોક્કસપણે ધર્માંધ અને પજવાયેલો હતો—અને તે ક્રોધી કાકા છોકરાને ધર્મિષ્ઠ બનાવવા, "ચર્ચનો વાઘ" બનાવવા ઇચ્છતા હતા કારણ કે આસપાસ દરેકે દરેક વ્યક્તિ એટલી ક્રૂર હિંસક હતી. તેથી તેણે તેનાં માતાપિતાને છોકરાને "તાઇગ્રી" નામ આપવા સંમત કર્યાં.

"તને એમ નથી લાગતું કે તું એકદમ શરૂઆતથી જ આવી રંગીન અટક સાથે આવું નામ ધરાવીને કોઈ સજા પામેલો હતો?" અન્તોન પોતાનાં મિત્રને ચીડવતો.*

"શા માટે, ચોક્કસપણે! તું ઉમરાવ કુટુંબમાંથી આવે છે, હું ગુલામ કુટુંબમાંથી આવું છું. પણ સમય બદલાઈ ગયો છે સર. ર્યીઝ્રોવ શતાબ્દીનો વાઘ શૂરવીર બની ગયો છે."

જ્યારે તેઓ દુન્યવી ઘટનાઓ વિષે વાતો કરતા ત્યારે સામાન્યપણે ર્યીઝ્રોવનો અવાજ મધુર અને રણકાદાર હતો, નજીકના કપાર્ટરમાં માત્ર સુસવતો ઘૂઘવતો લાગતો હતો. પણ જ્યારે કોઈક વસ્તુ તાયગ્રીને પરેશાન કરી રહી હોય અને તેના દિલ પર બોજારૂપ બની ગઈ હોય ત્યારે તે પોતાનામાં ખોવાઈ જતો. અન્તોન અને યુલિયાએ આવા પ્રસંગો માટે વિશેષ વાક્ય ઘડી કાઢયું હતું: "વાઘ ફરીથી પોતાની ગુફામાં ચાલ્યો ગયો છે." આ વખતે પણ તે પોતાની ગુફામાં ખેંચાઈ ગયો હતો અને અન્તોન જોઈ શકતો હતો કે કશાંકથી એકદમ નાસીપાસ થઈ ગયો હતો.

"ઓહ, આપણે તે વિષે ફરી કોઈ દિવસ ચર્ચા કરીશું," ર્યીઝ્રોવે નરમાશપૂર્વક જવાબ આપ્યો. "અત્યારે સમય નથી."

"બેશક, હું સમજું છું," અન્તોને કહ્યું. "પણ વાસ્તવમાં, હું માનું છું કે તું શું કહેવા ઇચ્છે છે તે હું થોડું ઘણું જાણું છું."

* ર્યીઝ્રોવ નામ રશિયન શબ્દ ર્યીજી (લાલ વાળવાળો)માંથી ઉદ્દભવેલું છે.

"ચોક્કસપણે તું બધું જાણતો હતો અને તેના વિષે આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી. આપણે પહેલાં જ આ વિષે ચર્ચા કરી ચૂક્યાં છીએ. હું કહેવા ઇચ્છું છું તે એ છે કે વિજય ન માત્ર લશ્કરી વિજય હોવો જોઈએ—તે તો તદ્દન સ્પષ્ટ છે—પણ તે માનવ સ્વતંત્રતા માટેનો વિજય હોવો જોઈએ. હા, હાલની પેઢી માટે સ્વતંત્રતાનો વિજયોલ્લાસ. જ્યાં સુધી હું તે જોઈ શકું છું ત્યાં સુધી મુક્તિ યુદ્ધનો એ જ અંતિમ ઉદ્દેશ્ય છે. નહીં તો પછી તમે માત્ર અડધું યુદ્ધ જ જીત્યાં કહેવાય, સમજ્યો તું? તે દુશ્મનો અને દરેકની પોતાની અંદર વ્યક્તિગત સ્વતંત્રતા બંને ઉપરનો વિજય હોવો જોઈએ. તે ન માત્ર સમગ્ર રાષ્ટ્રને પણ દરેકે દરેક વ્યક્તિને માટે સ્વતંત્રતા લાવવું જોઈએ. બાકી બધું—તુરાઈ અને શિંગાનાં અવાજો અને આતશબાજીઓ—તે બધું પાછળથી આવશે. મારો અર્થ એ છે. પણ હું જોઉં છું તે પ્રમાણે આપણાં લોકોને સ્વતંત્રતાનો અંશ માત્ર નથી મળ્યો. બધાંમાં સૌથી સરળ વસ્તુ છે જ્યાં સુધી તમે ચહેરે દુ:ખી છો ત્યાં સુધી સ્તવનગીતો ગાવાં, 'જિહોવાનો જયજયકાર' ગાવો. આ વિજય લોકો માટે, લોકશાહી માટે કેવો સાબિત થવાનો છે તે વિષે, તેના પરિણામો વિષે વિચાર ન કરવો તે વધારે સરળ છે. આ બધાં વિષે વિચાર કરવો એ જોખમભર્યું કામ છે, તું જાણે છે. પણ તારાં અને મારાં જેવાં લોકોએ—આપણે તે ઝુંબેશ ઊઠાવવી જોઈએ. દુશ્મન માટે તમે વિજેતા છો પણ પોતાની જાત માટે તમે ગુલામ છો, દયનીય બહેરા ગૂંગા જાનવર છો."

તે ચિંતાગ્રસ્ત વાતચીત તેમની, છેલ્લી વાતચીત બની ગઈ. ત્યારબાદ રશિયા તરફ પાછા જતા લાંબા આખા રસ્તે કાફલાની મોખરે બધી જીતાયેલી ભૂમિ પરથી જતાં, પાયમાલ કરી નાંખેલ બાલ્ટીક રીપબ્લીક અને બેલોરશિયા પરથી જતાં અન્તોન રયીઝ્રેવનાં શબ્દો પર ઊંડું મનનચિંતન કરતો રહ્યો. વિશાળ ખડકની જેમ તે તેના દિલ પર ખડકાઈ ગયાં હતા અને સૌથી ખરાબ વાત એ હતી કે પોતાના દિલના આ બોજને હળવો કરવાનો કોઈ રસ્તો નહોતો, કોઈપણ વ્યક્તિ એવી નહોતી જેની સામે તે આ વિષે વાત કરી શકતો હતો. અને તે ખરેખર વિચિત્ર શબ્દો હતા. જો તે કોઈને કહેશે પણ તો તેઓ તે સમજી શકશે નહીં, તેમને તેનાથી કદાચ માઠું પણ લાગશે, કોઈક કદાચ તેની છૂપી બાતમી સુધ્ધાં આપી આવી શકતું હતું. સ્પષ્ટપણે કોઈપણ આવા વિચારોને ધ્યાનમાં લેવા પણ તૈયાર નહોતું. તેની આસપાસનાં બધાં યુદ્ધના વિજયી

અંતનો આનંદ માણી રહ્યાં હતાં અને કોઈને પણ સ્વતંત્રતા, માનવીના સૌથી કુદરતી અને મૂળભૂત જન્મસિદ્ધ હક્ક સાથે લેવાદેવાં નહોતાં જે આજ સુધી કદાપિ અનુભવાયાં નહોતાં અને યુગો સભાનતા પર લદાયેલાં રહ્યાં હતાં. કદાચ કોઈક દિવસ લોકો તેના વિષે વિચારશે અને પસ્તાવો કરશે.

તો પછી માણસને કેટલી સ્વતંત્રતાની જરૂર છે, તે પોતાની જાતને સવાલ કર્યો. કદાચ માણસને અમર્યાદિત સ્વતંત્રતાની જરૂર છે અને કદાચ તેથી કરીને તે કદાપિ પૂરતી નથી? અને કદાચ વધારે સ્વતંત્રતા માટેની આપણી કદી સંતોષ ન પામનાર ઇચ્છા માટે આપણે પેલી આપણી પાસેની નજીવી સ્વતંત્રતા વડે ચૂકવીએ છીએ? કદાચ માનવ જાતિ શાશ્વતપણે સ્વતંત્રતા માટે વલખાં મારવાં તેના માટે હજારો જિંદગીઓને બલિ ચઢાવવા, અને ગુલામીમાં વધારે ને વધારે ઊંડા ખૂંપતી જવા સર્જાયેલી છે? કેટકેટલી વાર આખી દુનિયાને દાંડીઓ પીટી પીટીને જણાવવામાં આવ્યું છે : એ લોકો આનંદ મનાવો! આપણને છેવટે સ્વતંત્રતા માટેનો રસ્તો મળી ગયો છે! અને પાછળથી હંમેશાં પરિણામ બીજું કોઈ નહીં પણ આપછેતરામણીમાં પરિણમ્યું છે. આ એકબીજાં પર અસર કરતી અનિષ્ટ ઘટનાઓનું વિષચક્ર છે. તેના વિષે વિચાર ન કરવો એ જ વધારે સારું છે નહીં તો પોતાની જાતને ગોળગોળ ધૂમાવી દઈ શકો છો. તાઈગ્રી જેવા માણસો માટે આવી ઊંડી સમજ સાચેસાચો અભિશાપ છે. કેવી રીતે તે તેને પોતાનામાં રાખી શકવામાં સફળ રહ્યો હશે? તે જે કંઈ ચાલી રહ્યું છે તે બધું જ સમજે છે અને હું કલ્પના કરી શકું છું કે આ બોજા હેઠળ તેણે કેટલી યાતના ભોગવી હશે.

અને જ્યારે અન્તોન મોસ્કોમાં આવી પહોંચતાં રૂયીઝ્રેવની હસ્તપ્રતને ત્વેરસ્કોય બુલવાર પર સાહિત્યિક સંસ્થાની નજીક ફરીથી ટાઈપ કરાવી રહ્યો હતો અને તેને પ્રકાશિત કરાવવાનાં સંભવિત રસ્તાઓની યોજના ઘડી રહ્યો હતો ત્યારે રૂયીઝ્રેવ પોતે અસ્તિત્વમાં ન રહ્યો.

પ્રસગોવશાત્ રૂયીઝ્રેવે કેટલાંક પ્રસંગો પર સાહિત્યિક સંસ્થાનો ઉલ્લેખ કર્યો હતો. તે એ વિચારથી સ્પષ્ટપણે પીડાતો હતો કે પ્રવેશ માટે અરજી કરવા તે ઘણો ઉંમરલાયક થઈ ગયો હતો—૨૭ વર્ષે કંઈ ઓછાં નહોતાં! કેવી રીતે તે જાણી શકવાનો હતો કે તેની જિંદગી સત્યાવીશ વર્ષે જ પૂરી થઈ જવાની હતી? તે અત્યંત ઉત્કટપણે વિદ્યાર્થી બનવાની, પોતાનું ધ્યાન સંપૂર્ણપણે અધ્યયન પર સંકેન્દ્રિત કરવાની, કોઈપણ પ્રકારના

આડાઅવળે પાટે ચડયાં વિના પોતાના ભથ્થા પર લગ્ન કર્યાં વિના, કોઈની સાથે પણ પ્રેમમાં પડયા વિના એકલા જીવવાની અને યુદ્ધ સાચેસાચ જ કયા રસ્તે હતું તે વિષે પોતાનું પુસ્તક લખવાની ઇચ્છા રાખતો હતો.

જિંદગીને જન્મ આપવામાં ઘણાં પ્રયત્નની જરૂર છે; પણ તેનો વિનાશ પળવારમાં થઈ શકે છે. આમ કોઈ ભટકતી રઝળતી ગોળીએ તેના પ્રાણપ્યારા મિત્રને છીનવી લીધો, જેની સાથે તે મોરચા પરની સંપાદકીય ઓફિસમાં અત્યંત નિકટતમ મિત્ર બની ગયો હતો. હવે અત્યારે રૃયીત્રેવની હસ્તપ્રત માટે તે એકલો જ જવાબદાર હતો. અને ન માત્ર હસ્તપ્રત. સ્વતંત્રતા વિષેની તેની કઠોર આશા હજી પણ વધારે ભારે બોજો હતો.

આવા ઉચાટભર્યા વિચારોથી ઘેરાઈ વળેલો અન્તોન હોટલના ઓરડામાં હવે કોઈપણ ક્ષણે પોતાની આગેકૂચ માટેના આદેશો મેળવવાની આશા રાખતો આમથી તેમ આંટા મારી રહ્યો હતો.

જ્યારથી તે ત્યાં આવ્યો હતો ત્યારથી કોઈપણ મુલાકાતી તેને મળવા આવ્યું નહોતું: ઓછામાં ઓછો તે કદાપિ સ્રી સાથે તો જોવા મળ્યો નહોતો. આ સંબંધમાં હોટલનાં કર્મચારીગણમાં તેના પ્રત્યે કતૂહલ અને આદરની મિશ્રિત લાગણી હતી. જુવાન ઓફિસરમાં આટલી કુનેહ છે, આટલો આત્મસંયમ છે, બીજાં કેટલાંકો જેવો નથી જેઓ ખૂબ ઢીંચી લે છે અને સ્રીઓને પોતાનાં ઓરડામાં લઈ જાય છે—જોકે દિવસના સમયે સોકોલોગોર્સ્કી ઘણીવાર ગાયબ રહેતો હતો.

જ્યાં સુધી સ્રીઓને સંબંધિત વાત હતી ત્યાં સુધી અતોનું વલણ એમ કહો કે થોડું પરસ્પરવિરોધી હતું. ઘણું કરીને તે કોઈની પણ સાથેનાં સંપર્કોને ટાળતો હતો, સાવ સામાન્યમાં સામાન્ય પણ, તે પોતાની જાતને કોઈપણ વસ્તુ કે કોઈપણ વ્યક્તિ સમક્ષ રજૂ કરવાની નામરજી દર્શાવતો; તેમ છતાં પણ કેટલીક વાર તે પરિચિત થવા માટે સાચે સાચ જ બહાનાં શોધતો; જોકે તેની નજરો પ્રમાણે ઉદ્દેશ્ય કેવળ વ્યાવસાયિક જ હતો—તેના હૃદયમાં સંઘરી રાખેલાં સ્વપ્નની અનુભૂતિ, અપૂર્વ, કહેવા પૂરતા પણ વિરોધાભાસી નહીં તેવો વિચાર, જે મોરચા પર એકદમ પ્રગટ થયો હતો અને યુલિયા સાથે તથા વિશેષ કરીને રૃયીત્રેવ સાથેની ચર્ચાઓમાં પરિપકવ થયો હતો તે: યુદ્ધ વિષેનું કેન્વાસ ચિત્ર આલેખવું—પણ ટેન્કો અને બોમ્બોનાં ધડાકાઓવાળા લડાઈ દૃશ્ય

વાળું નહીં જે એક એવાં પ્રકારનાં ગતિવાદ અને જીવંતતાની વાસ્તવિકતાનું સર્જન કરતું હતું કે તે ઘણાં બધાંને આકર્ષતું હતું. અને વળી ફરીથી એક એવું વીરરસાત્મક જનસમૂહનું દૃશ્ય પણ નહીં જે વિજયનાં વિસ્ફોટ્સને નહીં પર પાત્રોને આલેખિત કરતું હતું. (આવાં વિષયો તરત જ સ્પષ્ટપણે જોઈ શકાય તેવાં હતાં, તેઓ આપમેળે જ સામે આવે છે અને "વીરરસાત્મક ચિત્રો" અત્યાર સુધી ઘણા મોટા પ્રમાણમાં રચી લેવામાં આવ્યાં હતાં). તે જેનું ચિત્રણ કરવા ઇચ્છતો હતો તે ખાસ કરીને હતું, શાંતતાવાળું દૃશ્ય, મુખ્યત્વે 'મા મેરી અને શિશુ'ની બાઇબલની વાર્તા તરફ પાછી વળતી, બીજાં વિશ્વયુદ્ધમાં માનવજાતે જે યાતનાઓ ભોગવી હતી તે બધાં પછી વળતી, રેનેસાન્સની ક્લાસીકલ પ્રણાલીમાં, જેમાં મા મેરીને શ્રેષ્ઠકાળના પ્રતીક રૂપે પણ આધુનિક પાર્શ્વભૂમિમાં, તેની યુદ્ધનો અનુભવ કરી ચૂક્યાંની અને તેમાંથી પાર થઈ ગયાંની નવી ઐતિહાસિક સ્થિતિમાં—યુદ્ધોના યુદ્ધમાં—મેરી—સૈનિકનાં ગ્રેટકોટમાં રજૂ કરવાનો હતો. જાણે તે પ્રસંગ બે હજાર વર્ષો પહેલાં નહીં પણ આજે જ બન્યો હતો. ખભા પર ગ્રેટકોટ નાંખેલ હાથમાં લીધેલ બાળક વાળી મડોના પણ પરંપરાગત દિવ્ય પાર્શ્વભૂમિને બદલે આધુનિક યુદ્ધની પાર્શ્વભૂમિમાં, કદાચ દુશ્મનનાં તોપમારા હેઠળ બરફમાં ઘસડાતાં જતાં અને કાંટાળા તારોમાં તેના ચમત્કારિકપણે ચાલવા માટે, લોકો સુધી પહોંચવા માટે રસ્તો કાપતાં જતાં લશ્કરી સિપાઈ સાથેનું.

આવાં પ્રકારનું કલ્પનાચિત્ર તેનાં મનમાં આકાર લઈ રહ્યું હતું—જે તદ્દન સાદું, અકૃત્રિમ અને કંઈક ભાવનાપ્રધાન સુદ્ધાં હતું પણ તે જ સમયે તેની બધી પરંપરાગતતા માટે અત્યંત અસામાન્ય, અસાધારણ હતું. તે યોજના અન્તોનની સૌથી મહાન ઉપલબ્ધિ હતો, યુદ્ધનાં પોતાનાં કડવાં અનુભવોનો, એકધાર્યાં હુમલાઓ અને પીછેહઠનો, ખૂન અને ખોટનો, દુર્ગતિ અને અપાર પશ્ચાતાપનો અજોડ અને છેવટનો સારાંશ હતી. આ પ્રગટીકરણમાં, જે આવી કિંમતે પ્રાપ્ત કરવામાં આવ્યું હતું તેમાં તે પ્રોફેસર વાદીમ પેરેક્રેસ્તોવનો ભૂતપૂર્વ અનુસ્નાતક વિદ્યાર્થી, લેનિનગ્રાદની લલિતકલા અકાદમીનો મુખ્ય રેનેસાન્સ નિષ્ણાત એવો તે પોતાની નવી મડોનામાં કલાનો સૌથી વધુ મહત્ત્વનો ઉદ્દેશ—માનવતાવાદનાં આદર્શોની શાશ્વત અર્થસૂચકતા જોતો હતો. મડોના જિંદગીનાં, માતૃત્વનાં, પશ્ચાતાપભર્યાં વણ કહેવાયેલાં પાપો અને અનુતાપોમાં માનવજાત દ્વારા પરિપક્વ કરાયેલાં અવિનાશી માનવ

આદર્શોનાં અમર પ્રતીક રૂપે રહી હતી. એ બધાંનાં હોવાં છતાં પણ આ વેરી દુનિયામાં આવાં ઉદાત્ત આજ્ઞાવાચકોની અસ્થિરતાનાં તાદૃશ્ય પુરાવા રૂપે ઉપદેશક પેરેક્રેસ્તોવ પોતે ઘેરો ઘાલવામાં આવેલ લેનિનગ્રાદમાં ભૂખમરાને લીધે પોતાની પત્નીની સાથે મરી ગયાં.

પરંતુ તે કરુણાસભર દૈવી લીલા પણ અન્તોનને તેની એ દૃઢ માન્યતામાંથી ચલિત કરવામાં નિષ્ફળ રહી કે ક્રૂરતાનાં બધાં કૃત્યો અને એકબીજાંનો વિનાશ કરવા માટેનાં વધારે ને વધારે આધુનિક ઢબનાં હથિયારો લોકોએ શોધી કાઢયાં તેના કારણે સમગ્ર માનવજાત પર આવી તૂટેલી આપત્તિઓ હોવા છતાં પણ માત્ર આ જ એક વિચાર કલાનાં શ્રેષ્ઠ પ્રભાવશાળી વિષય તરીકે બાકી રહી શકતો હતો. ભૂતપૂર્વ યુદ્ધોનાં પાઠોએ એ સ્પષ્ટપણે બતાવ્યું હતું કે ક્રૂરતાને વધારે ક્રૂરતા દ્વારા જડમૂળથી ઊખાડી. શકાતી નથી. આને પરિણામે તેને પોતાના વિચારને મડોનાની પ્રતિકૃતિમાં વાળ્યો. યુલિયાએ ભવિષ્યનાં કેન્વાસ ચિત્રનાં સામાન્ય ખ્યાલનું નિરૂપણ કર્યું હતું: "યુદ્ધ પછી મા પોતાનાં બાળકને ક્યાં લઈ જઈ રહી છે? તે દુનિયાને શું આપી શકતું હતું અને દુનિયા તેના માટે શું કરી શકતી હતી?" યુલિયા જ તેને ખાલી તક મળે ત્યારે અને ટ્રાન્સેઇવર છોડીને તેની સાથે બે વાત કરવા આવી શકતી હતી ત્યારે તેને એ વિષે કહેતી રહેતી હતી: "મુખ્ય વસ્તુ છે સંકટમાંથી ઊગરવું, આ યુદ્ધનાં અંતને જોવાં જીવતાં રહેવું. મને તારામાં ખૂબ વિશ્વાસ છે. યાદ છે આપણો નાનકડો ટાપુ જ્યાં મેં તને કહ્યું હતું કે તું કંઈક અપવાદ રૂપ કરવા માટે સમર્થ છે? પિતા ખૂબ શરૂઆતથી જ તને બીજાં વિદ્યાર્થીઓ વચ્ચેથી જુદો પાડતા હતા. હવે એ તારી ફરજ છે. તું તારી શ્રેષ્ઠ કલાકૃતિનું ચિત્રણ કર. તે સમયે આ બધું કેટલું સ્પષ્ટ અને સરળ લાગતું હતું. મુખ્ય વસ્તુ હતી સંકટમાંથી બચી જવાની."

હવે યુદ્ધ પૂરું થયાનાં કેટલાંક મહિનાઓ પછી જ્યારે તે પોતાની શ્રેષ્ઠ કલાકૃતિની વિગતો એકઠી કરવા મહેનત કરી રહ્યો હતો ત્યારે તેણે અનુભવ્યું કે માત્ર તેનાં ખાતર કોઈપણ દિવસે અને કોઈપણ ક્ષણે ગોળીનો શિકાર બની જવાનું જોખમ હોવાં છતાં પણ પેલાં યુદ્ધમાંથી પાર થવું સારું હતું. આ રીતે જોતાં યુદ્ધ તેના માટે સાચેસાચાં અર્થમાં ઈષ્ટાપત્તિરૂપ સાબિત થયું. ખાડાઓમાં તે મનમાં શપથો લેતો હતો કે જો તે બચી જશે તો પોતાની બાકીની આખી જિંદગી આ ઉદ્દેશ્યને અર્પી દેશે: તેના પોતાના શબ્દોમાં કહો તો યુદ્ધ વિષેના.

ર્‌યીઝ્રેવે પણ અન્તોનને દૃઢપણે ઉત્સાહિત કર્યો હતો, જેમાં તે કટાક્ષપૂર્વક "તારી અતિ—ક્લાસીકલ યોજના" એમ ઉલ્લેખ કરતો. ર્‌યીઝ્રેવ આ બધામાં નવી પેઢીનાં જૂનાં માનવતાવાદી આદર્શો તરફ પાછાં જવાનાં મૂળ વિચાર દ્વારા જ પ્રેરાયો હતો—એક એવી પેઢી જે બીજાં વિશ્વયુદ્ધનાં નરકમાંથી, આખી કોમની હત્યાના યુગમાંથી, ક્રૂર બળનાં અને ભૂતકાળનાં કોઈપણ રાજ્યશાહી, સામ્રાજ્ય કે ગણરાજ્યમાં અજોડ એવી ક્રૂરતાનાં કાળમાંથી પાર થઈ હતી.

એકવખત તેમની વચ્ચે કેવળ વિદ્વતાભરી તાર્કિક દલીલ છેડાઈ ગઈ. હા, આવી વસ્તુઓ મોરચા પર પણ બનતી હતી—જે યુદ્ધની ધૃણાસ્પદ પરિપાટીથી ટૂંકું પણ જીવનોપયોગી, અગત્યનું મનરંજન હતું. તે અત્યંત મીઠી આનંદદાયક ક્ષણો હતી જ્યારે તેમનાં આત્માઓ ઉદાત્ત કલ્પનાઓ અને વિચારોની વચ્ચે વિહરતાં હતાં અને તેઓ ભવિષ્યનાં સૌથી રહસ્યમય ગુપ્ત સ્વપ્નાંઓની એક ઝલક ઝડપી લેવાની આશા રાખતાં હતાં.

તેમની વિદ્વતાભરી તાર્કિક દલીલ ધર્મ અને કલા તથા તેમનાં પારસ્પરિક પ્રભાવ સાથે સંબંધિત હતી. તે સ્પષ્ટપણે એ હકીકત દ્વારા ઉશ્કેરાયેલી હતી કે ૧૯૪૫ના શિયાળાથી શરૂ કરતાં આગળ વધતી સોવિયેત સેનાઓએ વધતી માત્રામાં ગુલાબી નળિયાવાળાં છાપરાંઓની ઉપર, કાળી પડી ગયેલી ચીમનીથી પર, પર્ણહીન વૃક્ષો પર, તેમનાં માથાઓ, ટેન્કો અને તોપખાનાં પર ઊંચે ઊંચે આકાશમાં ધૂસેલાં પોતાનાં અણીદાર શિખરાવાળાં ગોથીક દેવળોનાં ભવ્ય ચિત્રો સાથે યુદ્ધ કરવાનું શરૂ કર્યું. યુદ્ધ ઘણીવાર તો કેટલાંક દેવળોનાં આંગણામાં જ ખેલાયું હતું અને ટૂંકા વિસામા દરમ્યાન દારુણ શિલ્પશૈલીએ રશિયન સૈનિકોનાં ધ્યાનને જકડી લીધું હતું જેઓ ભવ્યતાનાં આવાં સ્પષ્ટપણે નજરે પડતાં લક્ષણોને જોવાં ટેવાયેલાં નહોતાં. આ દેવળોએ તેમનાં નાસ્તિક હૃદયોમાં ખાસી એવી મૂંઝવણની લાગણી ઊભી કરી. "જરા તેની તરફ જુઓ!" તેમનામાંથી એક મોં ફાડીને કહેતો. "તેઓ હજી પણ ભગવાનમાં વિશ્વાસ રાખે છે. તેઓ ખરેખર રાખે છે! અને દરેકે દરેક ઠેકાણે દેવળો. ક્રોસો અને બધાંવાળાં. અને દીવાલ પર જાણે રીંછની ખાલ લટકાવવામાં આવી હોય તેમ ઈશુ ખ્રિસ્તને તેમની પર લટકાવવામાં આવેલાં હતાં. તેઓ આટલા ધર્મમાં શ્રદ્ધા રાખનારાં છે. કેટલી ઘોર અજ્ઞાનતા!"

દરેકે દરેક મોકા પર અન્તોન રસ્તા પર આવનારાં દેવળમાં બળતાં

ઘરમાં ધૂસી રહેલાં માણસની લાગણી સાથે ધસી જતો. અને દરેક વખતે તેનું હૃદય તીવ્ર વેદનાથી ભરાઈ જતું અને તે આ પવિત્ર સ્થાનોને યુદ્ધ બક્ષી દે તે માટે પ્રાર્થના કરતો (કોને?) તેમ છતાં પણ તે વાત સ્પષ્ટ હતી કે યુદ્ધનાં કોઈપણ પક્ષને માટે તેમની પવિત્રતાનો સંપૂર્ણપણે કોઈ અર્થ નહોતો. ગોથીક સ્થાપત્ય શૈલીનાં રહસ્યો, જેનો તેણે લેનિનગ્રાદમાં અતિ ઉત્સાહપૂર્વક અભ્યાસ કર્યો હતો તે અત્યારે તેમનાં બગાડા અને સર્વનાશીની સંપૂર્ણ પ્રચંડતામાં તેની નજરો સમક્ષ હતાં. આત્માનાં આ પાવિત્ર સ્થાનોએ વિશ્વ મહા આપતિનાં વિશેષ પાસાંની રચના કરી હતી: નાપાક થયેલાં, ત્યજાયેલાં અને પાયમાલ થયેલાં, તેઓ ખ્રિસ્તિ ધર્મ વિશ્વાસની મહાન કરુણતાનાં પ્રતીક સમાં હતાં જે એક જમાનામાં દુનિયા સમક્ષ તેનાં ક્રોસે ચઢાવવામાં આવેલાં ધર્મશિક્ષકોની તીવ્ર વેદનાઓ મારફત, ધરતી પર પહેલાં કદી ન શીખવવામાં આવેલાં સર્વોચ્ચ નૈતિક સિદ્ધાંતોનો દાવો કરતો હતો—જે હતાં પશ્ચાતાપ, પ્રેમ અને પડોશી માટે દયાની લાગણી માત્ર જ મુક્તિ માર્ગ હતાં. લગભગ બે હજાર વર્ષો સુધી અસ્તિત્વ ધરાવનાર ઉપદેશોનો જે કાળ હતો અને તે ફરીથી વાસ્તવિકતાની સપાટીમાં મરીપરવારી ગયેલો સાબિત થયો હતો. કેવી રીતે હંમેશાં એ પ્રમાણે જ બને છે? આવાં તિસ્કૃત અનુભવમાંથી કોઈ કેવો નૈતિક નિષ્કર્ષ કાઢી શકતું હતું? માનવજાત માટે પ્રેમનો દાવો કરનારી પેલી તેજસ્વી આંખો છેવટે તો હંમેશાં યાતના, વિનાશ અને મૃત્યુમાં પરિણમ છે?.. પણ અન્તોન આ બધું કોને કહી સંભળાવતો હતો? યુદ્ધની આ નિયમિત આગ અને સંહારમાં કોણ આ ભાવગ્રાહી સભાનતાની તીવ્ર વેદનાઓનો તડસ્ફાટ સહાનુભૂતિપૂર્વક સાંભળવા કાન માંડી શકતું હતું?

ન તો દેવળો પોતે અન્તોનનાં વેદનાસભર સવાલોનો કોઈ જવાબ આપી શકતાં હતાં. વેરાન થઈ ગયેલાં, એક સપાટાથી નિર્જન બની ગયેલાં, ઉતાવળ અને ભયમાં ત્યજાયેલાં, કોઈને માટે પણ અનાવશ્યક તેવાં દેવળો, જેમાં હવે કોઈ કદાપિ પ્રાર્થના ગીતો નહીં ગાય કે ન તો હવે કદાપિ તેમાં મીણબત્તીઓ સળગાવવામાં આવશે—તેઓ દેવળો કરતાં વધારે સમાધિ જેવાં લાગતાં હતાં. પણ કરુણાસભર આંખો પેલી સૂનકાર, ભેંકાર દીવાલોની અંદર પણ ઘણુંબધું શોધી શકતી હતી. પેલાં સર્વશક્તિમાન પરમેશ્વરની દૈવી છબીઓને સુશોભિત અને અપાર્થિવ કરનાર, પેલો કલાની શક્તિ મારફત ગુંબજો હેઠળ અને સ્વર્ગમાં ઊંચે ચડાવવામાં આવેલો માનવીનો આત્મા, જેથી કરીને તે પેલી ઊંચાઈએથી

પોતાને અંધારામાં હાથ ફેલાવીને ફાંફા મારતો અને યાતના અનુભવતો તથા પ્રકાશ મેળવવા મથતો જોઈ શકતો હતો, પેલાં સ્થાપત્યમાં, ચિત્રોમાં, બાઇબલનાં સૌથી પ્રસિદ્ધ દૃશ્યોમાં, સંતોની છબીઓમાં—તે બધું હજી પણ જીવંત હતું, તેણે પોતાની શક્તિ આત્માનો પ્રકાશ હજી સંપૂર્ણપણે લુપ્ત નથી થઈ ગયો, ઉદારતા અને પ્રામાણિકપણા પછી જેઓ ભૂખમરાંનો શિકાર બન્યાં હતાં તેઓ કોઈક દિવસે નવી શરૂઆતની શોધમાં, નવારંભની ખોળમાં પેલાં દેવળોમાં પાછા ફરશે એવી પોતાની આશાસ્પદતા હજી સુધી સંઘરી રાખ્યાં હતાં.

તે બધાંએ અન્તોનના દિલ પર ઊંડી છાપ છોડી. તે પ્રાચીન પરંપરા તરફ વાસ્તવવાદ તરફ, પ્રાચીન ગ્રીક ને રોમન કાળ તરફ, સુંદરતા અને ભલાઈની પ્રાચીન દુનિયામાં વિચાર અને કલ્પનાની, સચ્ચાઈ અને સરળતાની સ્પષ્ટતાને નિશ્ચયપૂર્વક ગંભીરતાથી કહેતાં ઉદ્ભવ પામેલી દુનિયા તરફ પાછા ફરવાનું આહ્વાન હતું જેને કચડી ચગદી નાંખવામાં આવી હતી.

ગમે તેમ પણ રૂયીગ્રેવ માત્ર કેટલેક અંશે જ તેની સાથે સંમત થતો હતો: તેનાં મત પ્રમાણે કલામાં વીસમી શતાબ્દીની એવાન્તગાર્દ શૈલી પહેલ કરનારું વલણ, કળામાં સુરુચિ ધરાવનાર અને ખરેખરી ઐતિહાસિક આવશ્યકતા હતી. "પણ વહેલાં કે મોડા," અન્તોને દલીલ કરી, "દરેકે દરેક વસ્તુ જૂનાં, સમયની કસોટીમાંથી ઊતરેલાં ધોરણો તરફ પાછી ફરશે. કારણ કે મૂળે માણસ તો બદલાયો નથી." "પણ તેના તરફ આ શતાબ્દીનાં દૃષ્ટિકોણે જો. તું કહે છે તારું દિલ ગુએરનીકાને સ્વીકારતું નથી. તું કહે છે જો તું પિકાસોને મળ્યો તો તું કહેશે કે તું તેમનાં ચિત્રોને માત્ર બૌદ્ધિક સ્તરે સમજે છે પણ તારું દિલ તેનો સ્વીકાર કરતું નથી. પણ જરા વિચાર કર: ફેશિઝમ કેવી સુંદરતા રજૂ કરી શકે? કેવાં પ્રકારની લાગણીઓ તે જાગ્રત કરી શકે છે? માત્ર ત્રાસ અને ક્રૂરતા, અવાસ્તવિકતા અને અવનતિ, જે સામાન્ય સમજશક્તિથી પરે છે. પરંપરાગત કલા અહીં તદ્દન અસહાય છે, તે એ બધું સમજાવી શકતી નથી. તેથી આપણા કાળે પીકાસો અને બીજાં અવાન્તગાર્દ કલાકારોને જન્મ આપ્યો. માનવતાવાદ માત્ર જ તું કહે છે તેમ માણસની શાશ્વત આવશ્યકતા નથી, તે એક સામાન્ય ઐતિહાસિક ખ્યાલ પણ છે. તેથી કરીને તે જૂની પરંપરાઓનું પુનર્જીવન છે." પણ અન્તોનને પોતાના મતનો કરી શકાય તેમ નહોતું: "જો તમારો આજનો કલાકાર માણસમાં સુંદરતા

શોધવા ઇચ્છતો હોય તો તે પ્રાચીન ક્લાસીકોએ કર્યું હતું તેમ જ એ જ વસ્તુ જોશે!"

આ વાદવિવાદ મોરચા સીમા પર શરૂ થયો હતો અને જ્યારે તેઓ તે પાર કરીને. યુરોપમાં આવ્યાં ત્યારે વધારે ને વધારે ઉગ્ર બની રહ્યો હતો. તે જ્યારે તેમને એક સાથે અઠવાડિયાઓ અને મહિનાઓ માટે ખાડીઓમાં રાહ જોવાની નહોતી ત્યારની વાત હતી; તે જ્યારે તેમને પૂર ઝડપે એક હુમલાથી બીજા હુમલા માટે જવાનું હતું, જ્યારે વિજયની ક્ષણો એકદમ નજીક હતી અને છેવટનો ફેંસલો થવાનો સમય આવી ગયો હતો ત્યારની વાત હતી. તેમનાં ડિવિઝનમાં હાલમાં પત્રકારો દ્વારા પકડી લેવાયેલું વાક્ય હતું: "જીવવાનો સમય, મરવાનો સમય, કારતૂસનાં કવર એકઠાં કરવાનો સમય." હા, તે કારતૂસનાં કવર એકઠાં કરવાનો સમય હતો. અંતહિન રણમેદાનોમાંથી, સફેદ સમુદ્રથી લઈ કાળા સમુદ્ર સુધીનો આખા રસ્તા પરથી. પાછળથી તે સમજી ગયો કે વાસ્તવમાં રૂથીઓવ સાચો હતો. પણ કલાની કૃતિ માટે વિચાર મનમાં કરવો એ એક વસ્તુ હતી અને વાસ્તવમાં તે બનાવવી તે બીજી વસ્તુ હતી.

પણ સૌથી નોંધપાત્ર વાત એ હતી કે છેવટે તેને પોતાની ભવિષ્યની શ્રેષ્ઠ કૃતિ માટેનો નમૂનો મળી ગયો જે તેણે મોરચા પર પસંદ કરી હતી. મોટી રાજધાની મોસ્કોમાં, તે તેનું નામ-ઠામ સુદ્ધાં પણ જાણતો નહોતો (ઓછામાં ઓછું તે એ જાણતો હતો કે તે મેટ્રોસ્ટ્રોયેવ્સ્કાયા પુલ નજીક મોસ્કો એમ્બાન્કમેન્ટની ટેકરી પરનાં 'યુ' આકારનાં ફ્લેટોની નજીકમાં ક્યાંક રહેતી હતી), તે તેને શોધી કાઢવામાં સફળ રહ્યો, તે યુદ્ધ કાળની પરિચારિકા હતી જેના વિષે તેણે માત્ર મોઢામોઢ ચાલતી વાતો દ્વારા જાણ્યું હતું પણ તેના મનમાં તે તેની વીસમી શતાબ્દીની મડોના માટે નમૂનો બની ચૂકી હતી. અન્તોનના મનમાં પોતાનાં કેન્વાસ ચિત્ર માટે તે હતી તે રૂથીઓવ પણ જાણતો નહોતો, જોકે સૌથી પહેલાં તો તેણે જ અન્તોનને તેના વિષે કહ્યું હતું અને હવે અત્યારે તેને ખેદ હતો કે તેણે પોતાની મહત્ત્વાકાંક્ષા રૂથીઓવને જણાવી નહોતી. પણ તે સમયે તે તેને કહેવા તૈયાર નહોતો: તે એક એવું નિકટવર્તી અને ભયંકર સ્વપ્ન હતું કે તે એ વાતથી ગભરાતો હતો કે તે હાસ્યસ્પદ લાગશે. અને તેમ છતાં પણ તેણે તેને કહેવું જોઈતું હતું. પણ તેણે પોતાની તક ગુમાવી દીધી હતી અને હવે ઘણું મોડું થઈ ગયું હતું. તેણે તેને કહેવું જોઈતું હતું કે આવા ચિત્ર માટે તેને જરૂર ન માત્ર જુવાન

માનાં સુંદર ચહેરાતી હતી (કોઈપણ યુગમાં મા તો મા જ રહેવાની હતી, તે મુખ્ય વિચાર હતો) પણ તેને એ વિષે જાણવા અને વિચારવાની જરૂર હતી જે કેન્વાસની બહાર રહેતું હતું, જેવી રીતે ઘડિયાની છુપાયેલી યાંત્રિક રચના, યુગની છાપ ધરાવનાર પેલી સ્ત્રીની જીવન કહાણી, બીજાં વિશ્વયુદ્ધની લાક્ષણિકતા. તે પોતાનાં નવાં શોધેલાં કલાત્મક સિદ્ધાંત વિષે રૂચીઝોવ સાથે વાતચીત કરવા ઇચ્છતો હતો; જો તું આધુનિક રેખાચિત્રમાં માનવતાનો આદર્શ જોવા ઇચ્છતો હો તો, કોઈક એક ચોક્કસ વ્યક્તિની જિંદગી દુનિયાની હાલની સ્થિતિમાં જેવી રીતે પરાવર્તિત થાય છે તેવી જ રીતે બતાવવી તે અત્યાવશ્યક હતું. આમ વસ્તુસ્થિતિને જોતાં પ્રાચીન મેર્ડાનાને કુદરતી સૌંદર્ય અને આધ્યાત્મિકતાની જરૂર હતી કારણ કે બાકીનું કુમારિકાની બાઇબલની કહાણી દ્વારા પૂરું પાડવામાં આવતું હતું, આજે આપણને નવી દંતકથાની જરૂર હતી— સૈનિકનાં ગ્રેટકોટમાં મર્ડાના અને તોપમારાનાં સંગીત પર આ દુનિયામાં લાવવામાં આવેલું બાળક. અન્તોનમાં તે વખતે એ ભીતિને કારણે આ વિચાર પ્રગટ કરવાની હિંમત નહોતી કે રયાઝોવ કદાચ રેનેસાંનાં મહાન કલાકારો પછી એ વિચારનું કે જે પવિત્ર હતું, શાશ્વત હતું અને તેથી કરીને અનતુકરણીય હતું તેનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરવો એ મૂર્ખામીભર્યું કૃત્ય હતું. એમ કહીને તેનો મજાક ઊડાવી શકતો હતો. ભલે, જો રૂચીઝોવે કદાચ તેનો મજાક ઊડાવ્યો હોત તો તેનાથી શો ફેર પડવાનો હતો? જેનો કોઈ ફેર પડતો હતો તે એ હતું કે તે મરી ગયો હતો.

ગમે તેમ પણ સૌથી વધુ નોંધપાત્ર વાત એ હતી કે જુવાન પરિચારિકા બિલકુલ એવી જ સાબિત થઈ જેવી અન્તોન એક કલાકાર તરીકે ઇચ્છતો હતો, બિલકુલ તેણે આધુનિક મર્ડાનામાં જે રીતે ચિત્રિત કરી હતી તેવી હતી. આ સંયોગ એ એટલો અસરકારક હતો કે પહેલાં પહેલ તો તેનાથી તે પોતે પણ ગભરાઈ ઊઠયો. તેને ડર હતો કે આવું અવિશ્વસનીય નસીબ માત્ર મોહમાં ભ્રમમાં અંત પામતું હતું. બીજી નોંધપાત્ર વાત એ હતી કે તે પોતે એક એવાં જુવાન અધિકારીનાં વિશેષ ધ્યાનની વસ્તુ બની ગઈ હોવાની વાતથી સંપૂર્ણપણે અજાણી હતી, જેની પાસે તેના માટે યોજનાઓ હતી અને જે હવે સાર્વજનિક બગીચામાં બાંકડા પર બેસી કામે લાગે ગયો હતો જ્યાં તે સામાન્યપણે કામેથી પાછાં ફર્યાં બાદ પોતાનાં બાળક સાથે આવતી હતી અને ભગવાન જાણે તેનાં

વિષે શું શું વિચારી શકતી હતી. કદાચ તે વિચારતી હતી. તેણે સ્યાગ્રેવ પાસેથી તેની જીવનકથા જાણી હતી. તે તેનાં વિષે ટૂંકીવાર્તા લખવાનું વિચારતો હતો.

જ્યાં સુધી તે કળી શક્યો હતો ત્યાં સુધી તેની જિંદગી સરળ જિંદગી નહોતી. અને જો કે હજી સુધી તેઓ એકબીજાંથી પરિચિત થયાં નહોતાં તેમ છતાં પણ તે જાણતો હતો કે તે તેની હતી. તે કદાચ ભૂલ પણ ખાઈ શકતો હતો તે વિચાર કદાપિ તેનાં મગજમાં પણ નહોતો આવ્યો.

પણ હાલ પૂરતું તે તેની નજીક જવાની કસોટીભરી ક્ષણને ટાળતો જતો હતો. મહદ્અંશે એટલા માટે કે તે અનુભવતો હતો કે સમય હજી પાક્યો નહોતો અને તેણે કોઈ ઊંચો કૂદકો ન મારવો જોઈએ પણ મોટા ભાગે એટલા માટે કે તે તેની વ્યક્તિગત જિંદગીમાં એકદમ ઘૂસી જવા ઇચ્છતો નહોતો કારણ કે સ્યાગ્રેવ પાસેથી તેના વિષે તેણે જે કંઈ જાણ્યું હતું તે ચોક્કસ પણે તેનાં કાન સુધી પહોંચવા માટે, વિશ્વાસ કરવા માટે નહોતું. સવાલ માત્ર તેને રેખાચિત્ર માટે બેસવાની વિનંતી નહોતો. તે તો તેનાં કરતાં પણ વધારે જટિલતાભર્યો સવાલ હતો: તેનાં ભૂતકાળ વિષે, એ હકીકત કે તેણે શિક્ષકોની તાલીમશાળાનો અનુસ્નાતક ડિગ્રી માટેનો અભ્યાસ મોરચા પર જવા માટે છોડી દીધો હતો તેનાં વિષે, તેનાં અનુગામી ભાગ્ય વિષે તે જે કંઈ જાણતો હતો તેણે જવાબદારીનો વિશે બોજો તેનાં પર લાદી દીધો હતો...

# બુલાત ઓકુજાવા

# મારી સ્વપ્ન સુંદરી

૧૯૪૭ હું મારી માને કેવી રીતે મળ્યો હતો તે મને યાદ છે.

અમે દસ વર્ષ વિખૂટાં રહ્યાં હતાં. તે બાર વર્ષમા નાનકડા છોકરાથી વિખૂટી પડી હતી અને અત્યારે હું બાવીસ વર્ષમા જુવાન, યુનિવર્સિટીનો વિદ્યાર્થી છું, જે યુદ્ધમાં સેવા બજાવી ચૂક્યો છે, જે મુષ્ટિયુદ્ધમાંથી પસાર થઈ ચૂક્યો છે. અને ઘવાયો છે, જોકે તેમ છતાં અત્યારે મને યાદ છે તે પ્રમાણે તે થોડોઘણો ઉપરચોટિયો અને બેપરવા હતો. જોકે તે વિચિત્ર લાગતું હોય તો પણ મારાંમાં કંઈક પોકળતા હતી.

અમે દસ વર્ષો જુદાં રહ્યાં હતાં. પણ ત્યારનાં પરિચિત સંજોગો, કરુણાજનક ખોટોનાં કારણો અને લાંબો વિયોગ—એ બધું અત્યારે ખૂબ સારી રીતે જાણીતું છે, આપણે તે સમજીએ છીએ, તે સમજાવીએ છીએ, અમે તેના તરફ એક ઐતિહાસિક તથ્ય તરીકે પાછા વળીને જોઈએ છીએ, કેટલીક વખત તો એ પણ ભૂલી જઈએ છીએ કે અમે તેની વચમાં હતાં, અમે તે બનાવોમાં ભાગ લીધો હતો, અમારા પર તેની અસર થઈ હતી અને અમને ફટકાં પડયાં હતાં અને ઈજા પણ થઈ હતી.

મારા માટે તે સમયે દસ વર્ષ એ બહુ મોટો લાંબો ગાળો હતો, અત્યારની જેમ નહીં: વર્ષો વીતતાં જાય છે, જાણે કે સ્લોટ મશીનમાંથી ટિકિટ લેતાં થતો હોય તેવા કંઈક ટકટક અવાજ થાય છે, જેથી કરીને તમે સાંજ પડતાં એક નજર નાંખો અને જોશો કે કેટલાંક વર્ષો ક્યાંય વીતી ગયાં હતાં, પણ પછી લગભગ આખી જિંદગી એ ચોક્કસ ગાળામાં યોગ્ય રીતે ગોઠવાઈ જતી હતી અને અનંત લાગતી હતી, અને મેં મનમાં વિચાર્યું કે જો હું આટલું લાંબુ જીવી શક્યો તો અને એક ઉંમરલાયક પુખ્ત માણસ બન્યો તો મારી મા ત્યાં સુધીમાં ચોક્કસ સફેદ વાળવાળી, ઉદાસ નાનકડી વૃદ્ધા બની જશે... અને હું એકદમ ગભરાટ અનુભવવા લાગ્યો.

તે સમયની મારી જિંદગીની પરિસ્થિતિ-સંજોગો આ પ્રમાણે હતાં. હું

મોરચેથી પાછો કર્યો અને તીબીલીસી યુનિવર્સિટીમાં ગયો. હું ભોંયતળિયાના એક ઓરડામાં રહેતો હતો, જે મારી કાકી બીજા શહેરમાં ચાલી ગઇ ત્યારે ખાલી પડયો રહ્યો હતો. હું ભાષાશાસ્ત્રની શાખામાં ભણતો હતો, અનુકરણ કરી કવિતા લખતો હતો અને યુદ્ધ પછીનાં વર્ષોમાં એક સાવ એકાકી વિદ્યાર્થી રહી શકતો હતો તેવી રીતે રહેતો હતો: ભવિષ્ય તરફ નજર સુધ્ધાં કર્યા વિના, ખિસ્સામાં પૈસા વિના, નાસીપાસ થયા વિના. હું પ્રેમમા પડયો અને તીવ્ર પ્રેમભાવનાથી ભરપૂર થઈ ગયો; આને મને મારી ભૂખને ભૂલવામાં મદદ કરી અને એમ વિચારીને મારી જાતને ખુશ રાખતો હતો કે હું જીવતો છું અને એનાથી વધારે મારે બીજાંની જરૂર પણ શી હતી? તે સિવાય જ્યારે હું મારી માને યાદ કરતો હતો ત્યારે મારો દિલના ઊંડાણમાં મેં એક ઘોર રહસ્યને, મારા વિયોગના કડવા રહસ્યને સંઘરી રાખ્યું હતું.

મારી પાસે કેટલાંક ફોટા હતાં જેમાં તે મોટી મોટી ભૂખરી આંખોવાળી જુવાન દેખાતી હતી: બોચી પર ગોળ અંબોડામાં ઓળેલા સીધા વાળ, નાનકડા સફેદ કોલરવાળો ઘેરા રંગનો પોશાક, કઠોર ચાહેરો, પણ હોંઠ એમ લાગતું હતું કે કોઈપણ ક્ષણે મલકી ઊઠશે. હું હજી પણ તેના અવાજનાં ઊતાર ચઢાવને, તેના હસવાની રીતને, કેટલાક ક્ષણિક, પ્રેમાળ શબ્દો, અને એવી બધી નજીવી વસ્તુઓ હજી પણ યાદ કરી શકું છું. હું પેલી કરમાઈ રહેલી, નિસ્તેજ બની રહેલી છાયાકૃતિને ચાહતો હતો અને વિયોગને કારણે મેં ઘણું દુ:ખ સહ્યું હતું પણ તે બધું મારા માટે હવે એક અણમોલ, નશ્વર, નાટકીય અને અસ્પષ્ટ પ્રતીક સિવાય બીજું કંઈ નહોતું.

મારી બાજુના ઓરડામાં રહેતો હતો મારો પાડોશી મેલાદ્ઝે, જે ઉંમરલાયક હતો, તેના કાન ઉપસી આવેલા હતા, જેમાંથી સફેદ ઊન નીકળતું હતું. તે અવ્યવસ્થિત, ચઢેલાં ભવાંવાળો, અને મીંઢો હતો, એમ લાગતું હતું કે જાણે તે એ વાતથી કરતો હતો કે હું તેની પાસે ઉધાર ન માંગી લઉં. તે પોતાને કામેથી કોઈક અજાણ્યાં જ માધ્યમો દ્વારા પાછો ફરતો હતો; કોઈએ પણ કદાપિ તેને સીધા બારણામાંથી આવતો નથી જોયો. અત્યારે હવે મને એમ લાગે છે કે તે બારીના વેન્ટીલેટરમાંથી અંદર ઊડી આવતો હતો અને ફરીથી પોતાની ઘસાયેલી ભૂખરી બેગ સાથે બહાર ઊડી જતો હતો. તે કોણ હતો અને શું કરતો હતો, તે મને અત્યારે યાદ નથી અને કદાચ હું તે વખતે પણ જાણતો નહોતો.

તે પોતાના ઓરડામાં જ બેસી રહેતો અને ભાગ્યે જ કદી વહાર દેખાતો હતો. ત્યાં અંદર તે શું કરતો હતો?

અમે બંને અમારી રીતે તદ્દન એકલા જીવતા હતા.

મને લાગે છે કે તેને મારા પાડોશી હોવાની કોઈ ખુશી નહોતી. ઘણીવાર મારે ત્યાં મારા જેવા જ ભૂખ્યા, ઉતાવળિયા અને આવેશ ભર્યા મિત્રો આવતા હતા, છોકરીઓ પણ આવતી હતી. અમે તાવડીમાં મકાઈના લોટમાંથી રોટી બનાવતાં હતાં, સસ્તા દારૂની બાટલીઓ ખોલતાં હતાં; અમારી બૂમરાણો અને હાસ્ય, પ્યાલીઓનો ખણખણાટ, ગુસપુસાટ અને ચુંબનો એ બધું દીવાલ મારફત મેલાદ્ઝે પાસે પહોંચતું હતું અને એ બધું દર્શાવતું હતું કે તે અમારાં આ ઘોંઘાટને પ્રતિક્ષોભ અને મારા પ્રત્યે તિરસ્કાર સાથે સહન કરતો હતો.

ગમે તેમ પણ તે સમયે હું તે હકીકતમાં કેટલો સહનશીલ અને ઉદાત્ત મનનો હતો તેની કિંમત કરવા અસમર્થ હતો—કદાપિ તેના મોંમોથી ઠપકાનો એક શબ્દ પણ નહોતો નીકળ્યો. માત્ર તે મારી તરફ કોઈ લક્ષ નહોતો આપતો અને મારી સાથે વાતચીત કરતો નહોતો; જો કોઈક વખત એક પાડોશી કરે છે તેમ હું તેની પાસે મીઠું કે દીવાસળી કે પછી સોયદોરો માંગતો તો તે મને કદી ના નહોતો પાડતો પણ જ્યારે તે મને વસ્તુ આપી રહ્યો હોય ત્યારે એકદમ ચૂપ રહેતો અને બીજી તરફ નજર રાખી જોતો.

તે અત્યંત મહત્ત્વના દિવસે હું મોડો ઘેર પાછો ફર્યો. મને યાદ નથી કે હું ક્યાં ફરી રહ્યો હતો. તે મને રસોડામાં મળ્યો અને મારા હાથમાં એક કાગળ પકડાવ્યો.

"તાર," તે ધીમા અવાજે બોલ્યો.

તાર કારાગાન્દાથી આવ્યો હતો. તેથી હાથ દાઝી ગયા હતા. "પાંચસો એક લઈને મળ પ્યાર મમ્મી." મેલાદ્ઝે નાક વડે ઘુરઘુર કરતો અને મને ધ્યાનપૂર્વક નિહાળતો નજીકમાં જ મંડરાઈ રહ્યો હતો. કોઈપણ વિશેષ કારણ વિના મેં સ્ટવ સળગાવ્યો અને પછી ઓલવી નાંખ્યો અને તેની ઉપર કિતલી મૂકી. પછી મેં અમારા નાના રસોડાના ટેબલની ફરતે કચરો વાળવાનું શરૂ કર્યું પણ હું જે કરી રહ્યો હતો તે પૂરું કર્યા વિના મેં ટેબલ પર પાથરેલા પ્લાસ્ટીકનાં મેજપોશને સાફ કરવાનું શરૂ કર્યું. અને કંઈક એવું બન્યું જે તદ્દન અણધાર્યું અને આકસ્મિક હતું! હંમેશના સંકેત ચિહ્નએ ચોક્કસ રૂપરેખાઓ પ્રાપ્ત કરી લીધી હતી. કોઈપણ આશા વિના

તે પોતાના ઓરડામાં જ બેસી રહેતો અને ભાગ્યે જ કદી વહાર દેખાતો હતો. ત્યાં અંદર તે શું કરતો હતો?

અમે બંને અમારી રીતે તદ્દન એકલા જીવતા હતા.

મને લાગે છે કે તેને મારા પાડોશી હોવાની કોઈ ખુશી નહોતી. ઘણીવાર મારે ત્યાં મારા જેવા જ ભૂખ્યા, ઉતાવળિયા અને આવેશ ભર્યા મિત્રો આવતા હતા, છોકરીઓ પણ આવતી હતી. અમે તાવડીમાં મકાઈના લોટમાંથી રોટી બનાવતાં હતાં, સસ્તા દારૂની બાટલીઓ ખોલતાં હતાં; અમારી બૂમરાણો અને હાસ્ય, પ્યાલીઓનો ખણખણાટ, ગુસપુસાટ અને ચુંબનો એ બધું દીવાલ મારફત મેલાદ્ઝે પાસે પહોંચતું હતું અને એ બધું દર્શાવતું હતું કે તે અમારાં આ ઘોંઘાટને પ્રતિક્ષોભ અને મારા પ્રત્યે તિરસ્કાર સાથે સહન કરતો હતો.

ગમે તેમ પણ તે સમયે હું તે હકીકતમાં કેટલો સહનશીલ અને ઉદાત્ત મનનો હતો તેની કિંમત કરવા અસમર્થ હતો—કદાપિ તેના મોંમોથી ઠપકાનો એક શબ્દ પણ નહોતો નીકળ્યો. માત્ર તે મારી તરફ કોઈ લક્ષ નહોતો આપતો અને મારી સાથે વાતચીત કરતી નહોતો; જો કોઈક વખત એક પાડોશી કરે છે તેમ હું તેની પાસે મીઠું કે દીવાસળી કે પછી સોયદોરો માંગતો તો તે મને કદી ના નહોતો પાડતો પણ જ્યારે તે મને વસ્તુ આપી રહ્યો હોય ત્યારે એકદમ ચૂપ રહેતો અને બીજી તરફ નજર રાખી જોતો.

તે અત્યંત મહત્ત્વના દિવસે હું મોડો ઘેર પાછો ફર્યો. મને યાદ નથી કે હું ક્યાં ફરી રહ્યો હતો. તે મને રસોડામાં મળ્યો અને મારા હાથમાં એક કાગળ પકડાવ્યો.

"તાર," તે ધીમા અવાજે બોલ્યો.

તાર કારાગાન્દાથી આવ્યો હતો. તેથી હાથ દાઝી ગયા હતા. "પાંચસો એક લઈને મળ પ્યાર મમ્મી." મેલાદ્ઝે નાક વડે ઘુરઘુર કરતો અને મને ધ્યાનપૂર્વક નિહાળતો નજીકમાં જ મંડરાઈ રહ્યો હતો. કોઈપણ વિશેષ કારણ વિના મેં સ્ટવ સળગાવ્યો અને પછી ઓલવી નાંખ્યો અને તેની ઉપર કિતલી મૂકી. પછી મેં અમારા નાના રસોડાના ટેબલની ફરતે ક્ચરો વાળવાનું શરૂ કર્યું પણ હું જે કરી રહ્યો હતો તે પૂરું કર્યા વિના મેં ટેબલ પર પાથરેલા પ્લાસ્ટીકનાં મેજપોશને સાફ કરવાનું શરૂ કર્યું. અને કંઈક એવું બન્યું જે તદ્દન અણધાર્યું અને આકસ્મિક હતું! હંમેશના સંકેત ચિહ્નએ ચોક્કસ રૂપરેખાઓ પ્રાપ્ત કરી લીધી હતી. કોઈપણ આશા વિના

જેમાં હું સ્વપ્નાં જોઈ રહ્યો હતો, એકાંતપૂર્ણ રાતોમાં ગુપ્તપણે હું જે વિલાપ કરતો રહેતો હતો તે લગભગ વાસ્તવિકતા બની ગયાં હતાં.

"કારાગાન્દા?" મેલાદ્ઝે ધીમે અવાજે ગણગણ્યો.

"હા," મેં ઉદાસીનતાપૂર્વક કહ્યું.

તેણે શોકાતુરપણે જીભથી ડચકારો બોલાવ્યો અને મોટેથી ઊંડો નિ:સાસો નાંખ્યો.

"લાગે છે કોઈક પાંચસો એક નંબરની ગાડી," મેં કહ્યું. "કદાચ ભૂલ છે. શું ગાડીઓને પણ એવાં નંબરો હોય છે?"

"ના," તે ધીમે રહીને બોલ્યો. "તેમાં ભૂલ નથી. પાંચસો એક એટલે કે તે આનંદમય ગાડી છે."

"શા માટે આનંદમય?" હું સમજ્યો નહીં.

"માલ ગાડી, છોકરા. તે બહુ લાંબો વખત લે છે અને બધોને માટે આનંદદાયક છે." અને તેણે ફરીથી જીભ વડે ડચકારો બોલાવ્યો.

તે રાત્રે હું ઊંઘી ન શક્યો. દીવાલની પાછળ મેલાદ્ઝે ખાંસી રહ્યો હતો. સવારે હું રેલ્વે સ્ટેશન ગયો. જ્યારે હું વેરીઈસ્કી ટેકરી તરફ ઉતાવળે જઈ રહ્યો હતો અને જોરેસ ગલીમાંથી સ્ટેશન તરફ જઈ રહ્યો હતો ત્યારે એક ભયંકર વિચાર મને ઘેરી વળ્યો હતો કે હું માને ઓળખી નહીં શકું. મેં મારી જાતને ડબ્બાઓ અને ટોળાની વચ્ચે ઊભેલી હોવાની મનમાં કલ્પના કરી અને ત્યાં આ ભીડમાં અશાંત ભ્રમરમાં મને એક નાનકડી સફેદ વાળવાળી સ્ત્રીની ઝલક દેખાશે અને અમે બંને એકબીજાંની તરફ ધસીશું. પછી અમે દસ નંબરની ટ્રામમાં ઘેર જઈશું અને જમીશું. હું સ્પષ્ટપણે જોઈ શકીશ કે તેને સુધરેલી સભ્યતા, શાત અને નવો સમય, આસપાસનું નવું વાત્તાવરણ અને હું તેને જે બધાં વિષે કહેવાનો હતો તે બધી બાબતો, તથા જે બધાં વિષે તે ભૂલી ગઈ હતી તે તેને બતાવવાનો હતો તેના બધું તથા એ બધું જ જેને ભૂલી જવાનો તેને સમય મળ્યો હતો અને મારા ભાગ્યે જ જતા પત્રો પર જ્યારે રડતી હતી ત્યારે તેનાથી ટેવાઈ નહોતી તે બધું કેવું લાગતું હતું.

વિચિત્ર નંબરવાળી ગાડીનું અસ્તિત્વ હતું. તે સમય-સારણીમાં સમાવિષ્ટ નહોતી અને તેનાં આગમનનો સમય રેલ્વે કર્મચારીઓ માટે પણ રહસ્યમય હતો. પણ તેમ છતાંય લોકો તેની રાહ જોઈ રહ્યાં હતાં અને આશા પણ રાખતાં હતાં કે તે સાંજ સુધીમાં તૂબીલીસી આવી પહોંચશે. હું ઘેર પાછો ફર્યો. મેં ફર્શ સાફ કરી, મારો એકમાત્ર મેશપોશ અને ટુવાલ ધોયાં

અને તે મહાન ક્ષણની કલ્પના કરવાનો પ્રયત્ન કરવામાં મારો બધો સમય વીતાવ્યો કે કેવી રીતે મા અને હું મળીશું અને શું હું કેવી તે અત્યારે હતી—ઉંમરને કારણે ઝૂકી ગયેલી અને સફેદ વાળવાળી તેવી તેને જોતાંની સાથે ઓળખી શકીશ કે નહીં, અને જો હું તેને ઓળખી ન શક્યો તો ઉતાવળે તેની બાજુમાંથી પસાર થઈ જઈશ અને તે સ્ટેશનની ભીડમાં મને શોધતી રહેશે અને ખૂબ ચિંતિત થઈ જશે કે પછી તે મારી આંખો પરથી જ કહી દેશે કે મેં તેને ઓળખી નહોતી અને તેનાથી તે હજી વધારે ખરાબ રીતે દુ:ખી થશે...

લગભગ ચારેક વાગ્યે હું ફરીથી સ્ટેશને ગયો પણ પાંચસો એક "આનંદદાયક" ગાડી અવકાશમાં ખોવાઈ ગઈ હતી. લોકો હવે અડધી રાત્રે તેના આવવાની આશા રાખતો હતો. હું ઘેર પાછો ફર્યો અને મારા પર હાવિ થઈ ગયેલી પેલી અસ્વસ્થતાને દબાવવા માટે મેં મેજપોશ અને ટુવાલને ઈસ્ત્રી કરવાનું શરૂ કર્યું, ઓરડો વાળીને સાફ કર્યો, સાદડી ઝાટકી, અને ફરીથી ઓરડો વાળ્યો... બહાર મે હતો. અને હું ફરીથી દસ નંબરની ટ્રામમાં સ્ટેશન તરફ રવાના થઈ ગયો જે બીજાં લોકોની માઓ અને તેમનાં દીકરાંઓથી ભરેલી હતી જેઓ કલ્પના પણ કરી શકતાં નહોતાં કે મારી જિંદગીમાં તે દિવસ કેટલાં ઉલ્લાસ-આનંદનો તહેવાર સમો દિવસ હતો અને ફરીથી—ઘેર એકલાં નહીં પણ દૂબળા—પાતળા ખભાની ફરતે પોતાનો હાથ વીંટાળી પાછા ફરવાની ઉત્કટ ઇચ્છા... હું જાણતો હતો કે જ્યારે આ અંતહિન લોબી ગાડી પ્લેટફોર્મ પર આવશે ત્યારે મારે એક કરતાં વધારે વાર આમથી તેમ દોડવું પડશે એને હાજેરોના ટોળામાં મારી માને ઓળખવી પડશે, તેને ઓળખવી પડશે, આલિંગનમાં લેવી પડશે અને કસીને બાથમાં લેવી પડશે, બીજા હજારો આગંતુકોની અને પેલા તેમની રાહ જોઈ રહેલાંઓની વચ્ચે—નાનકડી, સફેદ વાળવાળી, દુર્બળ, થાકેલી પાકેલી એવી તેને ઓળખવી પડશે...

અને આમ હું તેને મળીશ. અમે ઘેર જમીશું. સાથે. તે મને પોતાની જીંદગી વિષે કહેશે અને હું મારી વિષે કહીશ. અમે કારણો શોધવામાં અને કોણ દોષી હતું તે વિષે બહુ ઊંડા નહીં ઊતરીએ. જે બનબાનું હતું તે બની ગયું, હવે બધું ખલાસ થઈ ગયું હતું અને હવે ફરીથી અત્યારે અમે એકસાથે હતા...

... પછી હું તેને પીક્ચર જોવા લઈ જઈશ, અને ભલે તે ત્યાં

પોતાના આત્માને હળવો કરે. મેં પીક્ચર પણ પસંદ કરી લીધું હતું. એટલે કે મેં તે પસંદ પણ નહોતું કર્યું કારણ કે એવું હતું કે આખું ત્બીલીસી ઈનામ વિજેતા 'મારી સ્વપ્ન સુંદરી' પીક્ચરનું ગાંડાની જેમ ગુણગાન ગાતું હતું, જેમાં ધ્યાનાકષક અદ્ભુત અભિનેત્રી મારીકા રૃયોક્ક મુખ્ય ભૂમિકા ભજવી રહી હતી. શહેરમાં સામાન્ય જીંદગી જાણે અટકી ગઈ હતી—બધાં જ આ પીક્ચર વિષે વાતો કરી રહ્યાં હતાં, બધાં જ સમય મળતાં તે જોવા ધસી રહ્યાં હતાં; તેઓ શેરીઓમાં ફરતાં ફરતાં પણ તે પીકચરનાં ગીતોની ધૂનની સીટીઓ વગાડતાં હતાં અને ખુલ્લી બારીઓમાંથી પિયાનો પર વાગતાં એ જ નાનકડાં ગીતનાં સ્વરો આવતાં હતાં જે આખા ત્બીલીસીનાં કાનો પર અથડાતાં ગૂંજતાં હતાં. તે નૃત્યો અને ગીતોથી ભરપૂર, પ્રેમભર્યાં અડપલાંઓ અને વિનોદી સ્થિતિઓથી ભરપૂર રંગીન પીકચર હતું. યુદ્ધ પછીનાં કપરાં વર્ષોમાં પ્રેક્ષકગણની કલ્પનાશક્તિને પકડી લેતું ભભકાદાર, ઘોંઘાટભર્યાં સંગીતવાળું. મેં પોતે પણ તે પીકચર લગભગ પંદરેક વાર જોયું હતું અને ગુપ્તપણે હું અત્યંત સુંદર, આંખોની આંજી દેનારી, મલકતી મારીકાના પ્રેમમાં હતો અને જોકે આખું પીકચર મને કડકડાટ યાદ હોવા છતાં પણ મને હંમેશાં એમ લાગતું હતું કે તે હું પહેલી વાર જોઈ રહ્યો હતો અને મુખ્ય નાયકો સાથે દરેક વસ્તુ મારફત પોતાની તાદાત્મયતા જોતાં જીવી રહ્યો હતો. હું અનુભવતો હતો કે મારી પાસે એમ માનવા માટે પૂરતું કારણ હતું કે તે મારી માને પુનઃ જીંદગી પ્રપ્ત કરવામાં મદદ કરશે. મેં મનમાં વિચાર્યું, તે આ બધું જોશે અને ઓછામાં ઓછું થોડી વાર માટે પોતાના પીડાદાયક વિચારોમાંથી કંઈક છૂટકારો શોધી શકશે, ખૂબ સુંદર વસ્તુઓને ચોતરફથી ધ્યાનથી તપાસવામાં આનંદ માણશે અને પોતાની જાતને શાંતિ, સ્વસ્થતા, કલ્યાણ અને સંગીતથી સભર હોવાની લાગણી અનુભવશે. આ બધું જ તેને પુનઃજીવન પ્રદાન કરશે, પ્રેમ તરફ અને મારી તરફ પાછી લાવશે... અને નાયિકા? સુખસભર ખુશીનો શ્વાસ લેતી જુવાન સ્રી. દઉાર પ્રકૃતિએ તેને લચકીલી સ્વસ્થ કાયાની, સોનેરી ચામડીની, લાંબા, ખોડખામી વિનાનાં પગોની અને આકર્ષક વક્ષઃસ્થળોની બક્ષિસ આપી હતી. તે પોતાની ઘેરી નીલી હસતી આંખોને ઉઘાડશે જેમાં ત્બીલીસીનાં ઈન્દ્રિયવિષયક લોકો આનંદ ડૂબી જશે, તે પોતાનાં આબેહૂક મુખને ઉઘાડું પાડવા હસશે અને મજબૂત બાંધાનો, હૃષ્ટપુષ્ટ, બેફિકર ફાંકડાં આશકથી ઘેરાયેલી તે નૃત્ય કરશે. તે દરેક ઠકોણે મારી સાથે આવશે અને પોતાની

નીલી આંખો મારી પર કેન્દ્રિત કરતી અને અદૃશ્યમાન અત્તરોની સુગંધ ફેલાવતી તથા ઓસ્ટ્રિયન સ્વાસ્થ વાવીતે મારા જૂના પલંગ પર પર પગ ચડાવીને પણ બેસશે. બેશક હું તેને મારી પોતાની ક્રૂર જીંદગી અને યુદ્ધ પછીનાં દુ:ખો સાથે કે પછી મારાં કડવાશ ભરેલાં માનાં કારણાન્દા રણ નાં અણસારા સાથે તેને હલકી પાડવાનો વિચાર સુધ્ધાં કરવાની હિમ્મત કરી શકતો નહોતો. તેને આવી લોકોથી ઊભરાતી જગ્યાઓનાં અસ્તિત્વની શંકા સુદ્ધાં નહીં આવતી હોય, જે તેનાં સુંદર નીલા દેન્યુબાથી સાવ વિપરીત છે, જેના કિનારાઓ પર તે પફિકરા સ્વૈરપણા સાથે નૃત્ય કરતી હતી. અન્યાય અને કડવાશ કદાપિ તેને સ્પર્શ્યાં પણ નહોતાં. ભલે અમે—આ દુર્દૈવ આપણી પર જ આવી ઊતરે... પણ તેમાં નસીબે ન આવે. હું કિંમતી ઝવેરાતની જેમ તેને હૃદયમાં સંઘરતો હતો અને કોઈક કોઈક વખતે કાબોલિકની વાસ મારતાં પેલો પીક્ચરના પડદાઓ પર તેને જોતાં તેની પ્રશંસા કરવા તેને મારા હૃદયનાં ગુપ્તસ્થાનોમાંથી બહાર લઈ આવતો હતો.

સ્ટેશનના ચોક પર કાન ફોડી નાંખે તેવો ઘોંઘાટ—બૂમરાણો મચતાં હતાં. સ્ટેશનની સામેની બધી જ ખાલી જગ્યાઓ ચિત્રવિચત્ર લોકોના ટોળાથી ખચાખચ ભરેલી હતી. સડક પર બેગો અને ટ્રંકોનાં ઠગલાં ખડકવામાં આવ્યાં હતાં; ચોતરફ હાસ્ય, રોકકળ, બૂમરાણો, કર્કશ શબ્દો સંભળાતાં હતાં... મને લાગ્યું કે હું મોડો પડયો હતો પણ બહુ વધારે નહીં, તેથી હજી પણ આશા હતી... મેં પોતાના સામાન પર બેઠેલાં કેટલાંક લોકોને પૂછ્યું કે તેઓ 'પાંચસો એક નંબર'ની ગાડીમાં આવ્યાં હતાં કે કેમ. નિષ્કર્ષ એ નીકળ્યો કે તેઓ બાતુમીથી આવ્યાં હતાં, મારું દિલ બેસી ગયું. હું મહામુશ્કેલીએ ટોળામાંથી રસ્તો કરતો પૂછતાછ બારી પાસે ગયો અને બૂમ પાડી "શાપિત પાંચસો એક નંબર" વિષે પૂછ્યું. પણ બારીમાં બેઠેલી ધૈર્યપૂર્વક માથાફોડ કરનારી અને બહેરી બની ગયેલી સ્ત્રી લાંબા વખત સુધી કંઈપણ ન સમજી શકી, તે કેટલાંક લોકોને એકસાથે જવાબ આપી રહી હતી અને છેવટે જ્યારે તે સમજી ત્યારે ગુસ્સાપૂર્વક મારી તરફ બરાડી, તેનો ચહેરો લાલચોળ થઈ ગયો હતો, તેણે કહ્યું કે પાંચસો એક નંબરની ગાડી એક ક્લાક પહેલો જ આવી ગઈ હતી. પેલી ગાંડી ગાડી ઘણા વખત પહેલાં જ આવી ગઈ હતી, સ્ટેશન પર કોઈ પણ બાકી બચ્યું નહોતું, તેઓ બધાં એક ક્લાક પહેલાં જ જતાં રહ્યાં હતાં અને તેઓ યુગો પહેલાં જ જતાં રહ્યાં હતાં...

રવિવારની ગુજરી જેવાં લાગતાં સ્ટેશનના ચોક પર એક ઝૂકી ગયેલી વૃદ્ધા સુટકેસોનાં અને પોટલાંઓનાં ઢગલાં પર બેઠી હતી અને નિસહાયપણે આસપાસ નજર ધુમાવી રહી હતી. હું તેની તરફ આગળ વધ્યો. તેના ચહેરામાં મને કંઈક પરિચિત હોય તેવું સ્પષ્ટપો પણ લાગ્યું. હું ધીમે ધીમે તેની તરફ ચાલતો ગયો, મારો પગ ઢીલાં પડી રહ્યાં હતાં. તેની મારી તરફ નજર પડી, શંકાસ્પદપણે મને ઉપરથી નીચે સુધી નિકાળ્યો, અને સૌથી નજીકનાં પોટલા પર પોતાનો નાનકડો હાથ નીચો કર્યો.

હું રસ્તામાં જ માને પકડી પાડવાની આશામાં પગપાળા જ ઘર તરફ નીકળી પડયો. પણ આમ ને આમ આશામાં ને આશામાં જ ઘરનાં બારણા સુધી પહોંચી ગયો, પણ તે ન મળી. દીવાલની પેલે પાર મેલાદ્ઝે ખાંસી રહ્યો હતો. ફરીથી સ્ટેશન તરફ પાછા દોડવું આવશ્યક હતું. હું ફરીથી બહાર ગયો અને ત્યાં જ સૌથી નજીકનાં એક ખૂણામાં મા દેખાઈ! તે ધીમે ધીમે ઘર તરફ ચાલતી આવી રહી હતી. તેના હાથમાં નાનકડી પ્લાયવુડની સુટકેસ હતી. તે હજી પણ જેવી મને યાદ હતી તેવી ને તેવી જ, ઊંચી અને આકર્ષક, કરચલીઓવાળાં સિલેટી છીંટવાળા સુતરાઉ વસ્ત્રોમાં હતી. ખડતલ, સૂરજનાં તાપમાં તપેલી અને જુવાન. મને યાદ છે જ્યારે મેં તેને ઉંમરને કારણે મૂકી ગયેલાંની જગ્યાએ એવી જોતાં કેટલી ખુશી અનુભવી હતી.

વહેલી પરોઢનો સમય હતો. તેણે પોતાનાં ગાલ મારાં ગાલની સાથે ઘસતાં મને બાથમાં લીધો. સુટકેસ ફૂટપાથ પર પડી હતી. ત્યાંથી પસાર થનારાંઓ અમારી તરફ કોઈ ધ્યાન આપતાં નહોતાં: તૃબીલીસીમાં, જ્યાં એક જ દિવસમાં ઘણીવાર મળનારાં બધાં પણ એવી રીતે ચૂમતાં હતાં ત્યાં અમારાં આલિંગનમાં કંઈપણ અસામાન્ય જેવું નહોતું.

"તો તું આવો છે!" જ્યારે તે મને બાથમાં લઈ રહી હતી ત્યારે બોલી, "તો તું આવો છે, મારાં નાનકડાં છોકરાં, મારાં લાડલા"—અને આ પહેલાંની જેમ જ, જેવી રીતે ક્યારેક બન્યું હતું તેવું જ હતું...

અમે ધીરે ધીરે ઘર તરફ આગળ વધ્યાં. મેં તેનાં ખભા ફરતે મારો હાથ મૂક્યો. અને એક હમણાં હમણાં જ નવાં આવેલાંઓને લોકો જેવાં સામાન્ય સવાલો કરે છે તેવાં સવાલો પૂછવાની ઇચ્છા થઈ, "તું કેમ છે? તું કેવી રીતે જીવતી હતી?" પણ હું કોઈક કારણે ખચકાતો હતો અને ચૂપ હતો.

અમે અંદર પ્રવેશ્યાં. ઓરડામાં. મેં તેને જૂનાં દિવાન પર બેસાડી. દીવાલની પેલે પાર મેલાદ્રઝે ખાંસી રહ્યો હતો. મેં તેને બેસાડી અને તેની આંખોમાં તાક્યું. પેલી મોટી, ભૂખરી, બદામ જેવી આંખો અત્યારે મારી સાવ નજીક હતી. મેં તે આંખોમાં જોયું... મુલાકાત માટે જ્યારે હું મારી જાતને તૈયાર કરી રહ્યો હતો ત્યારે મેં મનમાં વિચાર્યું હતું કે તેની આંખો આંસુઓ અને કડવાશભર્યાં શોકથી સભર હશે અને મેં તેને દિલાસો આપવા માટે વાક્ય પણ તૈયાર કરી રાખ્યું હતું: "મા, તું જોઈ શકે છે તેમ હું સારો છું, બધું જ સારું છે અને તું પણ સારી છે અને આટલી ખૂબસૂરત છે તથા હવે બધું જ સારું થઈ જશે, તું પાછી આવી ગઈ છે અને આપણે ફરીથી સાથે છીએ..." મેં પહેલાં આલિંગનો માટે, પહેલાં આંસુઓ માટે, દસ વર્ષમાં વિયોગ પછી શું બનવાનું છે તેના માટે આ શબ્દોનો ઘણીવાર પૂર્વપ્રયોગ કર્યો હતો... અને અત્યારે હું તેની આંખોમાં જોઈ રહ્યો હતો. તે સાવ સૂકી અને બેપરવાઈભરી હતી, તે મારી તરફ જોઈ રહી હતી પણ મને જોઈ શકતી નહોતી, તેનો ચહેરો કોઈપણ પ્રકારનાં હાવભાવવિહોણો, કઠોર હતો, તેનાં હોઠ થોડાંક ખુલ્લાં હતાં, મજબૂત, સૂરજથી તપેલાં તેનો હાથ ઘૂંટણો પર ટેકવેલાં હતાં. તેણે કંઈપણ ન કહ્યું, માત્ર જ્યારે મેં કોઈ વિશેષ ઉદ્દેશ્ય વિનાની પણ તેના ચહેરા પર જે લખેલું હતું તેના સિવાય દરેક વસ્તુ વિષે વાતચીત કરવાનું શરૂ કર્યું ત્યારે તેનાં પ્રત્યુત્તરમાં કોઈક કોઈક વખત માથું ધુણાવતી રહી... મેં વિચાર્યું, જો તે થોડું રડી લે તો તે વધારે સારું થશે. તેણે સસ્તી સિગારેટ સળગાવી. તેણે મારાં માથા પર હાથ ફેરવ્યો...

"આપણે હવે કંઈક ખાઈશું," મેં ચપળતાપૂર્વક કહ્યું. "તને ભૂખ લાગી છે?"

"શું?" તેણે પૂછ્યું.

"તને ભૂખ લાગી છે? છેવટે તો તું લાંબો રસ્તો કાપીને આવી રહી છે?"

"મેં?" તે કંઈ સમજી નહીં.

"તું," હું હસ્યો, "બેશક તું..."

"હા," તેણે સૌમ્યપણે કહ્યું. "અને તું?" અને તે હસી પણ હોવી જોઈએ, પણ તે પહેલાંની જેમ જ ઘૂંટણો પર હાથ ટેકવીને બેસી રહી.

હું ઉતાવળે રસોડામાં ગયો, સ્ટવ સળગાવ્યો અને બચેલો મકાઈનો

લોટ ભેળવ્યો. મેં મારા અતિ અલ્પ કરિયાણામાં અદ્‌ભુતપણે બચાવી રાખેલ ચીઝનાં નાનાં ટૂકડાં કાપ્યાં. મેં આ બધી વસ્તુઓ માની સામે મેજ પર મૂકી જેથી કરીને તે ખુશ થઈ જાય અને ઉલ્લાસિત થઈ ઊઠે, જ્યારે તે જોતી કે તેનો કેવો સરસ દીકરો હતો, તે ઘર કેટલી સારી રીતે રાખતો હતો, તે કેટલી સારી રીતે જીવી રહ્યો હતો અને અમે બંને સંજોગો કરતાં કેટલાં વધારે તાકાતવર હતાં અને અમે અમારા હિમ્મત અને પ્રેમ વડે તેમને નિવારી શકતાં હતાં. હું તેની સામે તીરની પેઠે આમથી તેમ દોડાદોડ કરી રહ્યો હતો પણ તે સાવ તટસ્થ જ રહી અને માત્ર એક પછી એક સિગારેટ ફૂંકતી રહી... કીતલીમાં પાણી ઊકળ્યું અને મેં તે મેજ પર મૂકી. મેં તશ્તરીઓ અને સ્ટવ તથા સાદો ખોરાક આટલી કુશળતાપૂર્વક, આટલી ઝડપથી અને આટલી સુઘડતાપૂર્વક સૌથી પહેલી વાર તૈયાર કર્યાં હતાં: ભલે તે પોતાની જાતે જ જોતી કે તે મારી સાથે લાભમાં રહેશે... જિંદગી ચાલતી ને ચાલતી જ રહે છે... બેશક, છેવટે તો તે ઘરથી અને મારાંથી ઘણી દૂર રહી હતી અને સહેતી હતી... એક જ વખતમાં તે બધું પુનઃસ્થાપિત કરી શકાય તેમ નહોતું; માત્ર ધીમે ધીમે, ધીરજપૂર્વક...

જ્યારે મેં આગ પરથી રોટીઓ ઊતારી ત્યારે બારણામાં કડકડાટનો અવાજ થયો અને મેં મેલાદ્ઝેને મારી પાછળ ઘુરઘુર અવાજ કરતો સાંભળ્યો. તે ચોળાની તાવડી મારી તરફ ધરી રહ્યો હતો.

"તમે પણ શું," કહ્યું. "અમારી પાસે બધું જ છે..."

"લઈ લે છોકરા," તેણે ખિન્નતાપૂર્વક કહ્યું. "હું જાણું છું..."

મેં તેની પાસેથી તાવડી લઈ લીધી પણ તે ગયો નહીં.

"આવો," મેં કહ્યું, "હું મારી મા સાથે તમારી ઓળખાણ કરાવીશ," અને મેં બારણું ઉઘાડયું.

મા પહેલાંની જેમ જ ઘૂંટણો પર હાથ રાખીને બેઠી હતી. મેં મનમાં વિચાર્યું કે મહેમાનને જોતાં એક રિવાજ પ્રમાણે તે ઊભી થઈ જશે અને હસશે: "ખૂબ ખુશીની વાત છે, ખૂબ ખુશીની વાત છે..." અને પોતાનો પરિચય આપશે પણ તેણે ચૂપચાપ પોતાનો સૂરજથી તપેલો હાથ લંબાવ્યો અને ફરીથી તેને પોતાનાં ઘૂંટણ પર પડવા દીધો.

"બેસો," મેં કહ્યું અને તેના માટે ખુરશી આગળ ખસેડી.

તે સામે બેસી ગયો. તેણે પણ પોતાના હાથ ઘૂંટણો પર મૂક્યાં. પરોઢ ઘેરું થઈ રહ્યું હતું. બારીની પૃજ્ભૂમિકા સામે તેઓ બંને તદ્દન

અભિજ્ઞ મુદ્રાઓમાં થીજી ગયેલાં નિશ્ચલ પૂતળાંઓ સમાં લાગતાં હતાં અને તેમની એક બાજુથી દેખાતી રેખાકૃતિ મને એક—સમાન લાગતી હતી.

જ્યારે હું રસોડામાં ગયો હતો ત્યારે તેમણે કોઈ વાત કરી હતી કે નહીં તે તો હું નથી જાણતો. ઓરડામાંથી અવાજ પણ નહોતો આવ્યો. જ્યારે હું પાછો આવ્યો ત્યારે માનાં હાથ હવે પોતાનાં ઘૂંટણો પર ટેકવેલાં નહોતાં તથા તે જાણે સાંભળી રહી હોય તેમ થોડીક આગળ તરફ ઝૂકેલી હતી.

"બાતીક?" મેલાદ્ઝેએ શાંતિમાં કહ્યું.

માએ મારી તરફ જોયું અમે પછી કહ્યું:

"ઝરીક..." અને શરમાળપણે હસી.

જ્યારે હું રસોડામાંથી ઓરડામાં ઉતાવળે ફરીથી પાછો આવી રહ્યો હતો ત્યારે તેમણે કેટલાંક ટૂંકાં, સમજી ન શકાય તેવાં શબ્દોનો વિનિમય ચાલુ રાખ્યો અને વળી વધારામાં તેઓ એકદમ ગુસપુસ અવાજે, ભાગ્યે જ પોતાનાં હોઠ હલાવતાં વાતો કરી રહ્યાં હતાં. મેલાદ્ઝે પોતાની જીભ વડે ટકટક અવાજ કરતો રહ્યો અને પોતાનું માથું ધુણાવતો રહ્યો. મને યાદ આવ્યું કે ઝીરીક એક સ્ટેશન હતું જેની નજીકમાં મા રહેતી હતી અને કેટલીક વખત ત્યાંથી તેના કાગળો મારી પાસે આવ્યા હતા. હું એ કાગળો દ્વારા જાણતો હતો કે તે સારી હતી અને સારાં મિજાજમાં હતી તથા બધું જ સારું હતું પણ મારે ભણવું જોઈએ, ખૂબ ભણવું જોઈએ અને તે મારી પાસેથી ખૂબ ઇચ્છતી હતી કે... હું મારાં સમાચાર તેને જારીકમાં મોકલતો રહેતો હતો, એ હકીકતમાં સમાચાર કે હું સારો હતો અને સારાં મિજાજમાં હતો તથા બધું જ સારું હતું, હું પુશ્કિન વિષેનાં લેખ પર કામ કરી રહ્યો હતો અને બધાં મારાં વખાણ કરતાં હતાં, તે મારાં વિષે એટલી ચિંતાતુર નહોતી, મને ખાતરી હતી કે અંતમાં દરેક વસ્તુ પોતાની મેળે જ છંટાઈ જશે અને અમે મળીશું...

અને હવે અમે મળી ગયાં હતાં અને થોડી જ વારમાં તે લેખ વિષે અને મારી બીજી બેજવાબદાર ગપ્પાં ભરી વાતો વિષે પૂછશે.

મેલાદ્ઝેએ ચા લેવાનો ઇનકાર કર્યો અને ગાયબ થઈ ગયો. માએ સૌથી પ્રથમ વાર સભાનપણે મારી તરફ જોયું.

"તે શું," મેં દબાયેલા અવાજે પૂછ્યું. "તે પણ ત્યાં જઈ આવ્યો છે?"

"કોણ?" તેણે પૂછ્યું.

"કેમ, મેલાદ્ર્ઝે વળી..."

"મેલાદ્ર્ઝે?" તેને આશ્ચર્ય થયું અને બારીમાંથી બહાર જોવા લાગી. "મેલાદ્ર્ઝે કોણ છે?"

"કોણ?' એટલે તું શું કહેવા ઇચ્છે છે?" આ મારા માટે બહુ વધારે પડતું અસહ્ય હતું. "મા, હું જે કકી રહ્યો છું તે તું સાંભળી શકે છે? મેલાદ્ર્ઝે... મારો પાડોશી, જેની સાથે મેં હમણાં જ તારો પરિચય કરાવ્યો હતો... તે પણ ત્યાં ગયો હતો?"

"ધીમે ધીમે," તેણે ભવાં ચઢાવતાં કહ્યું. "આ વિષે કોઈ વાત કરવાની જરૂર નથી, દીકરા."

ઓહ મેલાદ્ર્ઝે, એકાંતમાં ટકટક કરતો રહેતો અને ધમધમ કરતાં ચાલતો રહતો તું પણ કોઈક એક સમયે ચેરીનાં વૃક્ષની શાખાની જેમ લચકીલો આકર્ષક રહ્યો હતો અને ગરમ હોઠોવાળો અને જ્વલંત મૂંછોવાળો તારો જુવાન ચહેરો લાખો આકાંક્ષાઓથી ઝળહળતો હતો. તારાં હોંઠ નિસ્તેજ થઈ ગયાં છે, તારી મૂંછો નમી પડી છે; તારાં પ્રાણસભર ગાલોમાં ખાડી પડી ગયાં છે. હું તારી તરફ હસ્યો અને ગુપ્તપણે મારાં મિત્રો સમક્ષ તારી તરફ આંગળી પણ ઊઠાવી. હું કહેતો, "જુઓ, છોકરાંઓ, જો તમે રવાની રાબ નહીં ખાવ તો તમે આ વૃદ્ધ કાકાનાં જેવાં થશો..." અને અમે, જ્યારે હજી લુચ્ચાઈભર્યાં ઉદ્ધત અને મર્મગ્રહી નજરોવાળાં હતાં ત્યારે એ જોઈને આશ્ચર્ય પામતાં હતાં કે તું કેટલી કઢંગી રીતે પગ પછાડતો ચાલે છે, કેટલી સાવચેતી અને સાવધાનીપૂર્વક તું બારણામાંથી કોકું બહાર કરતો હતો... તું શેનાથી ડરતો હતો, મેલાદ્ર્ઝે?

અમે ચા પીધી. હું તેને ત્યાંની તેની પરિસ્થિતિઓ વિષે પૂછવા ઇચ્છતો હતો પણ બીતો હતો. અને મેં મારી પોતાની જિંદગી વિષે ઊતાવળે જૂઠું બોલવાનું શરૂ કરી દીધું. તે માથું નીચું ઘાલીને, ચહેરા પર આબેહૂબ રસનો ભાવ ધારણ કરી, હસતાં હસતાં મારી વાત ધ્યાનથી સાંભવી રહી હોય તેમ લાગતું હતું અને ધીમે ધીમે ખાતી હતી. તેણે કીતલી પર હાથ પસાર્યો અને પોતાની ખરડાયેલી હથેળી તરફ જોયું.

"કંઈ વાંધો નહીં," મેં તેને દિલાસો આપતાં કહ્યું. "હું કીતલી ધોઈ નાંખીશ. એમાં કશું નથી."

"મારાં બિચારાં દીકરા," તેણે શૂન્યમનસ્કપણે કહ્યું અને એકાએક

રડી પડી. મેં તેને શાંત પાડી અને આશ્વાસન આપ્યું: કીતલી માટે આમ વિચારે છે. તેણે પોતાનાં આંસુ લૂછ્યાં, ખાલી કપ પાછળ ખસેડ્યો અને મૂંઝવણમાં હસવા લાગી. "ના, ના, કંઈ નથી," તેણે કહ્યું. "વાતને કંઈ ધ્યાનમાં ન લેતો," તેણે સિગારેટ સળગાવી.

દીવાલની પેલે પાર મેલાદ્ઝે ખાંસ્યો.

કંઈ વાંધો નહીં, મેં મનમાં વિચાર્યું બધું જ પોતાની મેળે ઠીક થઈ જશે. અમે ચા પી લઈશું અને પછી હું તેને સિનેમા જોવા લઈ જઈશ. તે જાણતી નથી કેતેશું જોવા જઈ રહી છે. એકાએક જે બધું બની ગયું હતું તે પછી તે નીલાં મોજાઓ, સંગીત, આનંદોલ્લાસ, સૂરજ અને મારીકા રોકમાં ડૂબેલી હશે, મેં આંખો ઝીણી કરતાં મનમાં વિચાર્યું. અને જે કંઈ બની ગયું હતું તે પછી આ... આ લે, મારી પાસે જે કંઈ છે તેમાંથી સૌથી જીવંત તાદશ્ય, સૌથી કિંમતી વસ્તુ હું તને આપું છું, મેં મારી પોતાની જ ઉદારતાનાં ભાર હેઠળ દબાતાં હાફતાં હાફતાં મનમાં વિચાર્યું...

મેં તે જ ક્ષણે તેને કહ્યું. "તું જાણે છે, મારી પાસે તારા માટે એક ગુપ્ત વિસ્મયકારક વસ્તુ છે, પણ એના માટે આપણે બહાર જવું પડશે અને થોડું ચાલવું પડશે..."

"બહાર જવું પડશે?" તેનાં ભવાં ચઢી ગયાં.

"ગભરા નહીં," હું હસ્યો. "હવે કોઈપણ વસ્તુથી ગભરાય નહીં. તું એક અદ્ભુત ચમત્કાર જોશે, સાચું કહું છું! તે એવાં પ્રકારનો ચમત્કાર છે જેને દવાની જગ્યાએ ઉપયોગમાં લઈ શકાય... તું મને સાંભળી શકે છે? ચાલ આપણે જઈએ, ચાલ આપણે જઈએ, મહેરબાની કરીને..."

અમે સાંજનાં ટાણાનાં તૃબીલીસીમાંથી ચાલતાં જઈ રહ્યાં હતાં. મેં ફરીથી એક વખત તેને પૂછવા ઇચ્છ્યું કે ત્યાં બધું કેમ ચાલતું હતું પણ મેં તેમ ન કર્યું; બધું જ ખૂબ સારી રીતે આકાર લઈ રહ્યું હતું, તે હળવી, સૌમ્ય સાંજ હતી અને તેની બાજુમાં તેને ટેકો આપતાં ચાલવામાં હું કેટલો આનંદ અને ખુશી અનુભવતો હતો. તૃબીલીસીથી આટલાં અલાક્ષણિક એવાં ચોળાયેલાં વસ્ત્રોમાં અને અચોક્કસ આકારનાં તૂટેલાં—ફૂટેલાં સેન્ડલમાં પણ મારી મા આકર્ષક અને ખૂબસૂરત હતી. સીધા વ્યાંથી, મેં મનમાં વિચાર્યું, અને અહીં, આ પ્રેમાળ ટૂંકમાં, પ્લાતાન પાંદડાઓમાંથી આવતો આ પ્રકાશ, વધતાં જતાં ટોળાનો ઘોંઘાટ... અને મેં એ પણ વિચાર્યું કે કોઈપણ રીતે તેને સારી દેખાતી

કરવા માટે તેને બીજાં કપડાં પહેરવાની ફરજ પાડવી પડશે કારણ કે ત્યાં જે તે પહેરતી હતી તે... તે બધું ભૂલી જવાનો હવે સમય હતો.

હું તેને રુસ્તાવેલી પ્રોસ્પેકટ પરથી લઈ ગયો અને કોઈપણ સવાલ પૂછ્યા વિના તે મારી બાજુમાં આજ્ઞાધીનતાપૂર્વક ચાલતી હતી. જ્યારે હું ટિકિટ ખરીદી રહ્યો હતો ત્યારે તે દીવાલ પાસે ફર્શ તરફ તાકતી નિશ્ચલ ઊભી રહી ગઈ. મેં ટિકિટબારી પાસેથી જ માથું ધુણાવ્યું અને મને એવું લાગ્યું કે તે હસી.

તે ગૂંગળામણભર્યાં પ્રેક્ષકગૃહમાં બેઠી અને મેં કહ્યું: "હવે તું એક અદ્ભુત ચમત્કાર જોશે, તે એટલો સુંદર છે કે તેનું શબ્દો દ્વારા વર્ણન કરવું અસંભવ છે... મને એક વાત કહે, તેમણ તને ત્યાં બહાર કંઈ બતાવ્યું હતું?"

"શું?" તેણે પૂછ્યું.

"પીકચરો..." અને મેં અનુભવ્યું કે હું સાવ અર્થહીન વાતો કરી રહ્યો હતો. "ઓછામાં ઓછું, ક્યારેક એકાદ વખત..."

"અમને," અને તે ધીમે રહીને હસી પડી.

"મા," મેં ચીડપૂર્વક ધીમેથી કહ્યું. "તને થઈ શું ગયું છે?" મેં તને પૂછ્યું હતું, ત્યાં, જ્યાં તું રહેતી હતી..."

"બેશક," તેણે અસ્પષ્ટપણે કહ્યું.

"એ વાત સારી છે કે આપણે ફરીથી સાથે છીએ," મેં મહાન આનંદનાં પૂર્વજ્ઞાનમાં અનુભવી સુલેહ કરાવનારની જેમ કહ્યું.

"હા, હા," તે ધીમે અવાજે પણ કંઈક અંગત રીતે બોલી.

હું વારાફરતી પડદા તરફ અને મા તરફ જોતો હતો, હું મારો કિમતી ખજાનો તેની સાથે વહેંચી રહ્યો હતો, મારી પાસે જે કંઈ હતું તેમાંથી સૌથી સરસની બક્ષિસ તેને અર્પી રહ્યો હતો, પ્રેક્ષકગણ આનંદ અને ભાવાન્મોદમાં ડૂબેલો હતો, લોકો દુ:ખનાં ધીમાં ચિત્કાર કરતાં હતાં, તાળીઓ પાડતાં હતાં અને નાનકડાં ગીતને ગણગણતાં હતાં... મારી મા માથું નીચું ઘાલીને બેઠી હતી.

"ખરેખર ખૂબ રમૂજી છે!" મેં ધીમે અવાજે કહ્યું. "જો, જો, આ સૌથી રસપ્રદ દૃશ્ય છે... જો, મા!"

ગમે તેમ પણ મારી અર્ધજાગ્રત સભાનતામાં કેટલીક વાર એક અસામાન્ય વિચાર ઉદ્ભવી ઊઠયો હતો કે માની 'ત્યાંની' પરિસ્થિતિઓની

આ ખૂબસૂરત નીલી દાનુબેના કિનારાઓ પરનાં ઝાકઝમાળવાળાં ઓસ્ટ્રિયન ઉત્સવમેળા સાથે સમજૂતી કરાવવી તદ્દન અસંભવ હતી.

મા મારાં આશ્ચર્યોદ્‌ગારો સાંભળતી, પોતાનું માથું ઊંચું કરતી, કંઈપણ ન જોતી અને ફરીથી નીચું ઘાલી દેતી. ખૂબસૂરત વસ્ત્રહીન મારીના સાબુના ફીણથી ભરેલાં પીપમાં બેઠી હતી. તે દુનિયાની ફિકરચિંતા કર્યા વિના નાહી રહી હતી. પ્રેક્ષકગણ પૂજલા હતા અને આનંદમાં ગણગણાટ કરતો હતો. હું હસ્યો અને આશાભરી નજરે માની આંખોમાં જોવા લાગ્યો. પ્રત્યુત્તરમાં તેણે નમ્રપણે હસવાનો પ્રયત્ન કર્યો પણ સફળ ન રહી.

"ચાલ આપણે અહીંથી જતાં રહીએ." એકાએક તે ધીમેથી બોલી.

"હવે તો સૌથી વધુ રસપ્રદ દૃશ્ય આવશે," મેં સંતાપપૂર્વક કહ્યું.

"કૃપા કરીને ચાલ જઈએ..."

... અમે ધીરે ધીરે ઘર તરફ ચાલતાં થયાં. અમે કંઈપણ ન બોલ્યાં. તેણે મને કશાં વિશે ન પૂછ્યું.

અતુલનીય મારીકાના ભાયકાદાર અને જળહળતાં ગાઉનો પછી માનો પોશાક વધારે ઝાંખો અને ભૂખરો લાગતો હતો.

"તું કેટલી તડકાથી તપેલી છે," મેં કહ્યું. "કેટલી સુંદર છે. મેં વિચાર્યું હતું કે હું એક વૃદ્ધ મહિલાને મળવા જઈ રહ્યો હતો પણ તું એટલી સુંદર છે..."

"એમ?" તેણે કોઈપણ પ્રકારનો રસ દાખવ્યા વિના કહ્યું અને મારો હાથ પંપોળ્યો.

ઓરડામાં તે એ જ ખુરશી પર ગોઠવાઈ ગઈ અને પોતાની સામે તાકતી, ઘૂંટણે પર હાથની હથેળીઓ ટકેવીને બેઠી રહી, જ્યારે હું રાત માટે સૂવાની તૈયારી કરવા લાગ્યો. વાળી શકાય તેવો ખાટલો મારા માટે અને એક માત્ર પલંગ હતો તે તેના માટે. તેણે વાંધો ઉઠાવાનો પ્રયત્ન કર્યો, તે મને પલંગ પર સૂઈ જવા કહેતી હતી કારણ કે તેને ખાટલા પર સૂવું ગમતું હતું. "ના, ના, તારે મારી વાત સાંભળવી જ પડશે, મહેરબાની કરીને, તારે તને કહેવામાં આવે તેમ કરવું જ જોઈએ (પોતાના અવાજને ગંમતનો સ્વર આપવાનો પ્રયત્ન કરતાં), હું તારી મા છું... તારે મારી આજ્ઞાનું પાલન કરવું જ જોઈએ... હું તારી મા છું..."

હું રસોડામાં ગયો, પોતાની ટેવથી વિપરિત મેલાદૃઝે સ્ટૂલ પર બેઠો હતો. તેણે પ્રશ્નસૂચક નજરે મારી તરફ જોયું.

"હું તેને સિનેમા જોવા લઈ ગયો હતો," મેં ધીમા દબાયેલા અવાજે ફરિયાદ કરી, "પણ તે અધવચ્ચેથી જ બહાર આવી ગઈ."

"સિનેમા?" તેણે આશ્ચર્યમાં કહ્યું. "શા માટે સિનેમા? તેને આરામની જરૂર છે..."

"ગમે તે રીતે પણ, તે તદ્દન બદલાઈ ગઈ છે," મેં કહ્યું. "કોઈ શકે છે કે એવું કંઈક છે જે હું સમજી શકતો નથી... જ્યારે હું તેને કંઈક પૂછું છું ત્યારે વળતામાં તે મને સવાલ પૂછે છે, જાણે કંઈ સાંભળી જ ન શકતી હોય..."

તેણે જીભ વડે ડચકારો બોલાવ્યો.

"જ્યારે કોઈક બહુ વાતો કરવા ઇચ્છતું ન હોય ત્યારે તે લાંબા વખત સુધી ધીમે ધીમે વાતો કરે છે, તે વિચારે છે, સમજ્યો તું? તે વિચારે છે. તેને સમયની જરૂર છે... હવે તેની ટેવ છે..."

"તે મને વધારે પડતું કંઈ કહેવાથી ગભરાય છે?" મેં પૂછ્યું.

તેણે પોતાનો મિજાજ ગુમાવ્યો.

"તને નહીં, તને નહીં, ગેનાત્સ્વાલે... ત્યાં," તેણે પોતાની સૂચક આંગળી ઊંચી કરીને ઉપર તરફ ચીંધી, "તું ત્યાં નહોતો, ત્યાં બીજાં બધાં તેને પૂછી રહ્યાં હતાં—શા માટે, શેના લીધે, તું સમજ્યો?"

"હું સમજ્યો," મેં કહ્યું.

મને બીજા દિવસ માટે આશા હતી. આવતીકાલે પરિસ્થિતિ જુદી જ હશે. તેણે ભૂતકાળનાં ભારે બોજાને ઊતારીને ફેંકી જ દેવો પડશે... હા, મા? તે બધું જ ભૂલાઈ જશે, તે બધું જ ભૂલાઈ જશે, તે બધું જ ભૂલાઈ જશે... આપણે ફરીથી ટોળાંઓમાં ભળી જઈને, તેમનાથી તદ્દન અભિન્નપણે સુંદરતા, જુવાની, સંગીતનો આનંદ માણતાં નીલી દાનુબેનાં કિનારાઓ માટે જીવીશું...

"તેના માટે ફળ ખરીદી લાવ..." મેલાદ્ઝેએ કહ્યું.

"કેવાં ફળો?" હું કંઈ સમજ્યો નહીં.

"ચેરી, તેના માટે ચેરી ખરીદી લાવ..."

તે દરમ્યાન મા પોતાનાં ભૂખરાં પોશાકમાં, કામળા વિના જ, દડાની જેમ કોકડું વળીને ખાટલામાં ગોઠવાઈ ગઈ હતી. જ્યારે હું અંદર ગયો ત્યારે તેણે મારી તરફ જોયું અને ધીમેથી હસી; તે અત્યંત પરિચિત, અત્યંત સાહું સરળ અને સાંજ માટે સાવ યથાયોગ્ય હાસ્ય હતું.

"મા," મેં ઠપકા પૂર્વક કહ્યું, "હું એ ખાટલા પર સૂવાનો છું."

"ના, ના," તેણે બાળસહજ જિદ્દીપણાં સાથે કહ્યું અને હસી...
"તને ચેરી ભાવે છે?" મેં પૂછ્યું.
"શું?" તે સમજી શકી નહીં.
"તને ચેરી ભાવે છે? ચેરી—તને તે ભાવે છે?"
"મને?" તેણે પૂછ્યું.

# કુકુશાતા
# અથવા
# દિલની સાંત્વના માટેનું વિલાપ ગીત

અમારું વસાહત કેંદ્ર નાનકડું હતું. પહેલાં તે ગામ હતું, રેલ્વે જંકશન બની ગયું હતું, મોટા ભાગનાં રહેવાસીઓ રેલ્વેમાં કામ કરતાં હતાં. હમણાં થોડા વખત પહેલાં જ, અમારી સામે લશ્કરી કપડાં સીવવા માટેનું વર્કશોપ બાંધવામાં આવ્યું હતું. જ્યારે અર્ધ ખંડેર બનાવી દીધેલાં ચર્ચમાં, એમ કહેવામાં આવે છે કે કોઈ પ્રાચીન કાળમાં ત્યાં ઘરવિહોણાં પણ રહ્યાં હતાં, તેમણે તો તેને ખરાબ કર્યું હતું પણ હવે કાંટાવાળા તાર બનાવવાનું વર્કશોપ ચાલે છે. જ્યારે અમને દેખરેખ રાખવા મોકલવામાં આવ્યાં હતાં ત્યારે અમે ત્યાં ઘણી વાર જ ગયાં હતાં અને તારને સીધાં કરતાં મશીનને પણ અમે ઘુમાવ્યું હતું. ચર્ચનાં આંગણામાં જૂની કબરો પર અને જંકશન સુદ્ધાં પર તૈયાર કરવામાં આવેલાં કાંટાળા તારનાં ગુચ્છાંનાં ઢગલો ઢગલો પડયાં હતાં. આટલા બધાંનું શું કરતાં હશે. અમે નથી જાણતાં. એમ કહેવાય છે કે તે વાડ બનાવવા માટે જરૂરી હતાં, આમ એકલા અમારા વસાહત કેંદ્રમાં જ તે એટલાં હતાં કે ભૂમધ્યરેખા પરથી આખી જમીન પર વાડી બાંધી શકાય! ગમે તેમ પણ આ વર્કશોપથી જ મળતો કુલ નફો એ હતો કે એ દડો યાદગીરી માટે ખિસ્સામાં સરકાવી દો પણ આ કપડાં શીવવાના વર્કશોપમાં, તેઓ તેનું વિશાળ કારખાનું ધરાવે છે, અમને થીંગડા મૂકવા માટે કાપડનાં ટૂકડાં લેવા દેવામાં આવે છે. અને સાન્દ્રા તો આ વેતરણનાં ટૂકડાઓમાંથી પોતાને માટે ફ્રોક સુદ્ધાં સીવતી હતી અને તેમ પહેરીને ફરતી હતી.

18 અમે ચર્ચ અને કારખાનાની નજીક આવી ગયાં અને રેલ્વે લાઈનની સાથે સાથે ચાલી આછી પાતળી ઝાડીઓ તરફ નીકળી ગયાં, જેની પેલે પાર ખેતર હતું. પણ અમે ખેતરમાં બહુ દૂર સુધી ન ગયાં. અમે પાળ અને કોઈ ત્યજી દેવાયેલાં લાકડાનાં કોઠાર વચ્ચે ઘાસ પર બેસી ગયાં. સૂરજ ચમકતો હતો. ગરમી હતી.

કાકી, આજે જેને એમ કહેવા જીભ વળતી નહોતી તે, ટૂંકા

સ્કર્ટમાં, સફેદ બ્લાઉઝમાં એટલી જુવાન લાગતી હતી કે આખી ને આખી જાણે ઝગમગાટ મારતી હતી; હું કદી કલ્પના પણ કરી શક્યો નહોતો કે સ્ત્રીઓ ઝગમગાટ પણ મારી શકે છે. તેણે થેલામાંથી ટુવાલ કાઢ્યો, તેને ઘાસ પર પાથર્યો. પછી તેણે ટીનનો ડબ્બો, લાકડાનાં હાથાવાળું ચપ્પુ, ડુંગળી, કાકડી, થોડાં બાફેલાં બટાકા અને ઈંડા કાઢ્યાં અને વળી કાચની બોતલમાં ભરેલું શુદ્ધ માખણ પણ, મેં કદાપિ તે ચાખ્યું નહોતું પણ એક વાર ડાયરેક્ટર ચુશ્કાના ઘરમાં જોયું હતું. અને મેં ખોરાકનાં ટીનનાં ડબ્બા પણ દૂરથી જોયા હતા. કુકુશાતા ત્યારે મરી જશે જ્યારે જાણશે કે મેં ત્યાં શું ઠાંસી ઠાંસીને ખાધું હતું! કદાચ જ્યારે ખાઈ લઈએ ત્યારે ખાલી ડબ્બો યાદગીરી માટે લઈ લઉં? ડબ્બામાંથી સુગંધ જ એવી આવે છે કે જો સૂંઘવામાં આવે તો લગભગ સંતોષ મળી જાય.

પણ બેશક, સુગંધ વિશે તો હું જૂઠું બોલ્યો. પરંતુ જો સાચું કહો તો સુગંધ કરતાં વધારે તે ખાવાની ઈચ્છા થતી હતી. હું એ ન જોવાનો પ્રયત્ન કરતો હતો કે કાકી કેવી રીતે ધમાલમાં પડી છે, કેવી રીતે તે કાપે છે, સાફ કરે છે, તેણે હજી વળી પાઉંરોટી કાઢી, પણ જે કંઈ તેણે મૂક્યું હતું તો બધાંમાંથી સુગંધે મારું પેટ ભરી દીધું. મારું માથું સુદ્ધાં ભમી ગયું. અને જો કે હું જોતો નહોતો તેમ છતાં પણ કોઈક કારણસર મને બધું સ્પષ્ટપણે દેખાતું હતું અને માત્ર એ સમજી શકતો નહોતો કે શા માટે આ બધી સમૃદ્ધિને બગાડી મૂકવી અને કાપવી જોઈએ, તે જાતે જ કપાયા વગર ચાલી જશે: કટકો ભરો અને ગળી જાવ... અને વળી મગજમાં એવા વિચારો પણ આવી ગયા: ક્યાંથી આટલું ખાણું એક સાથે લઈ શકે છે? ઈચ્છા થાય—એટલું તરત જ ચોરી કરાય... અને જો બજારમાં હોય તો... એના માટે તો હજારો રૂબલ જોઈએ!

પણ ગમે તેટલી ધીરજપૂર્વક ન પકડી રાખો તોય તે ખલાસ થઈ જાય છે. અને બિલકુલ એ જ ક્ષણે કાકીએ કહ્યું:

"શું વિચારે છે, સેર્ગેઇ? જમી લઈશું કે...

અમે આમ તો બહુ વાર સુધી ખાધું નહોતું પણ એટલા પલકના ઝબકારામાં બધું ખલાસ થઈ ગયું કે હું કંઈ ધ્યાનમાં પણ નોંધી ન શક્યો. માત્ર એક વસ્તુ નોંધી: કાકીએ તો લગભગ કશું જ ખાધું નહોતું... તેનામાં તરત જ જોઈ શકાય તેમ હતું કે ધીરજ ઘણી હતી! જ્યારે હું ચાવતો હતો, ચાવતો હતો અને જોઉં છું કે હવે ચાવવા માટે કશું જ નથી. અને ત્યારે મેં બીજી એ વસ્તુ ધ્યાનમાં લીધી કે

તે ધ્યાનપૂર્વક મને નિહાળી રહી છે, કોઈક કરુણાસભર રીતે... મને એમ પણ લાગ્યું કે તેની આંખોમાં ઝળજળિયાં ચમકતાં હતાં પણ કદાચ તે ડુંગળીને લીધે પણ હોઈ શકતું હતું. જ્યારે હું ડુંગળી કાપું છું ત્યારે હું પણ રડું છું.

"હા, તો," તેણે બોતલમાંથી મીઠું પાણી મારા પ્યાલામાં રેડી પૂછ્યું, "તારે કદાચ પિતા વિષે કંઈ કહેવાનું છે?"

"હા, તો ચાલ કહે," મેં કહ્યું.

ખવડાવ્યું, પીવડાવ્યું અને હવે અવિશ્વસનીય વાતો સાંભળવી સંભવ છે. તેણે તે કામ કરીને કમાઈ હતી. કાકી. કશાં સ્વાર્થ વિના, કોઈ કારણ વિના ખવડાવી રહી છે... અને વળી આજીજીપૂર્વક જોઈ રહી છે: કોને એવું ન ગમે?

"અન્તોન પેત્રોવીચને, જ્યારે અમારો તેની સાથે પરિચય થયો ત્યારે પાંત્રીસ વર્ષ થયાં હતાં... તારી મા મરી ગઈ હતી, તે એકલો હતો અને તું... તને તેણે આખા અઠવાડિયાવાળા બાળઘરમાં રાખ્યો. તું મને સાંભળે છે?"

મેં માથું ધુણાવ્યું. હું સાંભળતો હતો. વિચિત્ર વાત માત્ર એટલી જ હતી કે જાણે આ બધું મારા વિષે હોય, પણ ખરેખર મારા વિષે નહોતું. મા, પિતા... બાળઘર... કેવું વળી બાળઘર, જો હું આખી જિંદગી બાળઅનાથાશ્રમનો જ હોઉં તો. તેને, કાકીને, મારું ભરણપોષણ કરનારીને, કાનમાં એવી રીતે બરાડીને બરાડીને કહેવું જોઈએ કે તે સાંભળી શકે... બાળઅનાથઘરનો હું... "વિશેષ અનાથાશ્રમ" માંથી... અને કોઈ બાળઘરો નથી! કે નથી વાડીઓ કોઈ! હું કંઈ કોઈ નેપોલીયન કે પછી તેનો દીકરો કારાસીક નથી... તેની પાસે બાગબગીચા હતાં! જ્યારે મારી પાસે...

કોઈ બાળઘર નહોતું! વાત એમ હતી!

પણ મેં કહ્યાગરાની જેમ માથું ધુણાવ્યું. ભલે પોતાની મનગતી કહાણીઓથી દિલને સાંત્વના આપે. ભરેલા પેટે તેઓ બધાંનો નિકાલ કરે છે. ત્યાં વળી પિતાએ બીજું શું કરી દીધું હતું! જ્યારે હું બાગ-બગીચા-વાડીઓમાં ચઢતો હતો ત્યારે...

"તારા પિતા અન્તોન પેત્રોવીચ," કાકીએ ચોક્કસપણે કહ્યું, "કેવી રીતે તને કહેવું... તે બાંધકામના ઍન્જિનીયર હતા, મોટા વડા હતા, આમ હોવા છતાં પણ ભલો, સહૃદય...

"પિતા," મેં મોત્યાને યાદ કરતાં કહ્યું. "સારા માણસ હતા!"

"હા! સારા માણસ!"

"સમજ્યો." મેં માથું ધુણાવ્યું અને ખેતરમાં જોવા લાગ્યો.

"તે કંઈ કહ્યું, સેર્ગેઈ?"

"ના," મેં કહ્યું. "એ તો આમ જ, યાદ રાખવા માટે."

તેણે માથું ધુણાવ્યું, વિચાર કર્યો. કપાળ પર ટૂંકા વાળ અને મોટી મોટી, ગહન આંખો. પિતા, જે પિતા નહોતા, કાકીને, જે કાકી નહોતી, કદાચ માશા કહીને બોલાવતા હતા. એમાંય વળી સુંદર કાકી માશા! સંભવ છે કે ચણતર કરનાર અન્તોન પેત્રોવિચ જોઈ લીધું હતું કે તે માખણ સાથે ખાવાનું પણ ખવડાવશે. ચણતર કરનાર એંજિનીયર જાણતો હતો કે તેના માટે સારું શું હતું. જોઈ શકો છો તે પ્રમાણે આ ટીનનાં ડબ્બાનો ખોરાક ખાધા પછી હું પણ સારો બની જઈશ.

"તે બંધકામ બ્યુરોમાં એરોપ્લેનો બનાવતો હતો. અને હું પણ ત્યાં જ મેડીકલ વિભાગમાં કામ કરતી હતી. હું તો ડોક્ટર હતી, ઈલાજ કરતી હતી... આમ એક દિવસ તે મારી પાસે આવ્યો... પોતાના એરોડ્રોમ પર ચકાસણી સમયે તેને ઠંડી લાગી ગઈ હતી અને શરદી થઈ ગઈ હતી. હસે છે અને કહે છે, ગમે તેમ હું સાજો નહીં થાઉં, અને તું ઈલાજ કરે છે, માશ્કા આપણે સાથે જ સખત હાર ખાઈશું... અને છેક છેલ્લા ટેમ્પરેચરે... પણ એરોપ્લેન તો લશ્કરી હતું—તે આપવું જરૂરી હતું... પણ સાચે જ આપી દીધું... અત્યારે તે મોરચા પર બધે ઠેકાણે છે, 'યેર-પાંચ' કહેવામાં આવે છે તેને, કદાચ તેં સાંભળ્યું હશે?

માશાએ પ્રશ્નસૂચક નજરે મારી તરફ જોયું. તેને તીવ્રપણે એમ ઇચ્છા થતી હતી કે હું સાંભળું અને જાણું કે તેમણે પોતે જ જેમણે આ ટેમ્પરેચરમાં... તૈયાર કર્યું... આપ્યું...

માખણ અને બાફેલાં માંસને મેં કાકી પર દયા ખાધી અને માથું ધુણાવ્યું.

કયું એક બાળક છે જેણે 'યેર-પાંચ' વિષે સાંભળ્યું નથી, જેને ફાસીવાદીઓ કાળું મૃત્યુ કહે છે. માત્ર આવા પિતા વિષેનો આ ઈતિહાસ હું પોતે પણ ખરાબ રીતે કલ્પી શક્યો હોત. હા, અમારે ત્યાં "વિશેષ બાંળઘર"માં ઓછામાં ઓછી દરેક બીજી વ્યક્તિ વીર-પિતા વિષે એવું જ કહે છે કે કોઈપણ ભોળવાઈ જાય... અને પાયલોટ તાલાલીખિન અને લશ્કરી સવાર દોવાતોર અને... આસપાસ અસંખ્ય વીરપુરુષો, તેમની

વચ્ચે માત્ર લડાયક વિમાનો બનાવનારા ઍન્જિનીયરો આજ સુધી પૂરતા પડયા નથી!

આ ક્ષણથી કાકીને સાંભળવાની વધારે જરા પણ ઈચ્છા ન રહી. મેં જોકે આમે અત્યાર સુધી બહુ સાંભળ્યું નહોતું પણ સાંભળ્યું હતું. પણ જ્યારે તેણે મારી જિંદગી પર આવી ખ્યાતિ મઢી દીધી અને બાંધકામ કરનારની પ્રશંસાનો ધોધ વહેવડાવવા લાગી ત્યારે મેં સાંભળવાનું બંધ કરી દીધું. હું વાતાવરણ વિષે, અમારાં મુખ્ય કામો વિષે અને બીજાં એ વિષે કે ઑગસ્ટના મધ્યમાં અને જલ્દી જ સ્કૂલમાં ધકેલવામાં આવશે, વિચારવા લાગ્યો. કદાચ, અતિતૃપ્તતા પહેલાં ન અનુભવાયેલી શાંત પરમસુખમય સ્થિતિમાં હું સુખનિદ્રામગ્ન સુદ્ધાં થઈ ગયો અને કંઈક મુખ્ય વસ્તુ ચૂકી ગયો. કાકીના માત્ર છેલ્લા શબ્દોએ મારા કાન સરવા કરી દીધાં:

"તેમણે તેની ઉપર એ આરોપ લગાવ્યો કે જાણે તેણે... પોતાની શોધ, વિમાન, નકશાઓ બધું ફાસીવાદીઓને વેચી દીધું...

"કોણે?" મેં મૂર્ખામીભર્યો સવાલ પૂછ્યો. દિવ્ય રાજાનો મૂઢ માણસ હું હતો. "અન્તોન પેત્રોવિચ? વેચી દીધું? વિમાન?"

માશાએ મૂંઝવણપૂર્વક મારી તરફ જોયું.

"એ તો મારા માટે તે અન્તોન પેત્રોવિચ છે, પણ તારો તો તે પિતા છે..."

"પણ કેવી રીતે તેણે વેચી નાખ્યું? આ વિમાન?"

"હા, તેણે કંઈ વેચી દીધું નહોતું!" માશાએ આશ્ચર્યભર્યાં સ્વરે કહ્યું. "એ તો તેઓ એવો આરોપ મૂકતાં હતાં..."

"કોણ તેઓ?" મેં પૂછ્યું.

માશા જાણે ભૂલી ગઈ હોય તેમ ચૂપ થઈ ગઈ. આસપાસ નજર દોડાવવા લાગી અને પૂછ્યું:

"પણે ત્યાં, રસ્તાની પેલે પાર શું છે? નદી છે ત્યાં?"

"ત્યાં," મેં જવાબ આપ્યો. "પણ કોણે તેની પર આરોપ મૂક્યો? મિલિશિયાએ?"

માશાએ ઊંડો નિસાસો નાખ્યો અને કરુણાસભર નેત્રે મારી તરફ જોયું: "તેનો કોઈ દોષ નહોતો. તેને પકડી ગયાં. અને પછી

તેમણે મને બોલાવી. પણ મેં માત્ર એક જ વાત કહી કે મેં તેનો ઈલાજ કર્યો હતો. તેઓ મને કોઈ નકશાઓ વિષે પૂછતાં હતાં, જ્યારે હું તેમને શરદી-તાવ વિષે કહેતી. તેઓ લોકોનાં દુશ્મન વિષે બોલતાં જ્યારે હું તેને કેટલો તાવ હતો તે વિષે કહેતી... અને આમ મને છોડવામાં આવી, તરત જ નહીં. ત્રણ વર્ષ પછી. હું તો તેની પત્ની નહોતી કાયદેસર રીતે... અને તેને લઈ ગયાં...

"ક્યાં?" મેં પૂછ્યું.

"હું નથી જાણતી. એમને ત્યાં એ તો એમ કહેવાય છે કે 'હક્ક વિના નકલ કરવી'. મેં જાણવાનો પ્રયત્ન કર્યો... હું ગઈ, પૂછતાછ કરી... અને તેઓ ઊલટાં મને પૂછે છે. તમે કોણ છો, શા માટે પૂછતાછ કરો છો, તેનાં કોઈ સગાં છો કે તેના વિષે ચિંતા કરો છો! જ્યારે હું તેમને માત્ર એટલો જવાબ આપું છું કે, કોઈ નહીં... પણ તેનું એક બાળક પાછળ રહી ગયું છે, એટલે હું તેને કેળવણી આપવા લેવા ઈચ્છતી હતી... હું તેને શોધવા ઈચ્છું છું... તેઓ કહે છે, ચિંતા ન કરો, તેને તમારી મદદ વિના પણ કેળવણી આપવામાં આવશે અને તે એનાથી ખરાબ રીતે પણ નહીં... અને શોધવાની આવશ્યકતા નથી. જાવ અને શાંત-સ્વસ્થ બની જાવ, પોતાના કામમાં જોડાઈ જાવ. અને હું આમ કામ કરું છું, મને સાચું કહો નો મહા મુશ્કેલીએ હોસ્પિટલમાં સફાઈકામ માટે રાખવામાં આવી. એ પછી યુદ્ધમાં જ્યારે દાક્તરો પૂરાં પડતાં નહોતાં ત્યારે ફરીથી દાક્તર તરીકે રાખી... અને તને એવી રીતે તેમણે સંતાડી દીધો કે લાંબા વખત સુધી તારા નિશાન સુદ્ધાં શોધી શકી નહીં. તેમાંય વળી તારું નામ પણ બીજું રાખી લીધું: કુકૂશ્કિન.

"ચાલ, નદી પાસે જઈશું," માશાએ કહ્યું.

પછી હું તેને મનમાં માશા કહીને બોલાવવા લાગ્યો. એટલા માટે કે તે મને ખવડાવતી-પીવડાવતી હતી. પણ સાંભળી શકાય તેમ મોટેથી બેશક તેને કંઈ કહીને બોલાવતો નહોતો. હજી એટલું પણ પૂરતું નહોતું! પણ નદીએ જવા સંમત થઈ ગયો.

અમે રેલ્વે લાઈન ક્રોસ કરી અને તેની પાછળનું પહેલાંનું

તૂટેલું ઈંટનું કારખાનું પાર કરી ગયાં. ખેતરમાં ઘોડાના સીરલ અને મરઘાંના અંધાપા સિવાય બીજાં ફૂલોનાં નામ હું જાણતો નહોતો, વચ્ચેના રસ્તા પરથી અમે અમારી નદી તરફ ઊતર્યાં. તેને પીખોર્કા કહેવામાં આવે છે. તે ન તો બહુ પહોળી કે ન તો બહુ ઊંડી એવી નદી છે, પણ કોઈની સાથે હું સરખામણી કરી શકું એમ નથી કારણ કે બીજી નદીઓ મેં માત્ર ફિલ્મમાં કે ચિત્રોમાં જ જોઈ હતી. અમે નદીના ધરામાં તરીએ છીએ અને ઝાડ પરથી છલાંગ લગાવીએ છીએ અને સારી રીતે તરીએ પણ છીએ. હું આ બધા વિષે માશાને કહેવા લાગ્યો, પણ મેં જોયું કે તેના વિચારો આ નદીથી ઘણે ઘણે દૂર હતા. તેને અન્તોન પેત્રોવિચ વિષે કહેવામાં આવેલી વાતોનું દુઃખ હતું. વિશેષ કરીને કેવી રીતે મિલિશિયા લોકો તેને લેવા આવ્યાં હતાં... મેં નેપોલીયનની મનમાં કલ્પના કરી અને મને પણ કંઈ અપ્રિયકર લાગ્યું. જોકે બીજી બાજુએ આસપાસ દુશ્મનો અને જાસૂસો ઘણાં ફરતાં હતાં, માત્ર અમારાં ગામમાં તે જોવા મળતા નહોતાં. અને આમ ફિલ્મમાં જુઓ તો, કેવી રીતે તેઓ આપણને હાનિઓ પર હાનિઓ પહોંચાડે છે... "આશીબ્કે ઍન્જિનીયરા કોચીના' (ઍન્જિનીયર કોચીનની ભૂલ)માં પણ તેઓ અમારી શોધને ચોરવા ઈચ્છે છે. અને હમણાં થોડા વખત પહેલાં જ ખાણિયાઓ પર ફિલ્મ ચાલતી હતી... કલાકાર આન્દ્રેયેવ, વાન્યા કુર્સ્કીયની સાથે મળીને કોલસા ખોદી કાઢે છે, અમારા ખાણિયાના કહેવા પ્રમાણે ખૂબ આબેહૂબ એવી રીતે જ... માત્ર ત્યાં, જ્યાં તે કામ કરતો હતો, કોઈએ ખાણમાં ધડાકા નહોતા કર્યા... હા, ત્યાં કોઈ ઘટસ્ફોટનાં ધડાકા વિના જ અમારી બધી અવ્યવસ્થાથી જાતે બધું જ ઢોળાઈ ગયું. જ્યારે ફિલ્મમાં બંને, એટલે કે એક ત્યાં ગીત ગાય છે... કબરોવાળાં માટીનાં ટેકરા વિષે અને હાર્મોનિયમ વગાડે છે... દેખાવે સુંદર રૂપાળી છોકરીઓ... અને પોતે જાતે કેવી રીતે વાન્યા કુર્સ્કીયને ગળેથી પકડે છે અને તેને લઈ જવા નથી દેતો, એટલે કે રેકોર્ડ તોડી દે છે... અને બીજો, જેણે બધું તૂટી પડે એટલા માટે બધાં થાંભલાં તોડયા હતા, પણ તેમને બદમાશોને બેશક પકડી ગયા... જ્યારે વાન્યા કુર્સ્કીયે અને આન્દ્રેયેવે તેમ છતાં રેકોર્ડ કર્યો અને

પછી અંતમાં હથોડો હાથમાં લઈ એવાં ગર્વપૂર્વક ગીત ગાતા જાય છે... કેવું સરસ! કેવો હીરો!

અમે નદીના કિનારે બેઠાં અને મેં માશાને ફિલ્મ વિષે કહી સંભળાવ્યું. જ્યારે તે ઘાસ ખોતરતી રહી અને ચૂપ રહી.

એકાએક તેણે પૂછ્યું:

"તને કંઈ કરતાં કંઈ યાદ નથી? આપણે ત્યાં પણ તો નદી હતી... ખૂબ ખૂબ મોટી... અને વળી પુલો..."

મેં જાણે મોટી નદીઓ અને પુલો વિષે યાદ કરવાનો પ્રયત્ન કરતો હોઉં તેવો દેખાવ કર્યો. પણ હું કંઈ કરતાં કંઈ યાદ કરી શક્યો નહીં અને સારી રીતે જાણતો હતો કે પીખોર્કા સિવાય બીજું કશું મારી પાસે યાદ કરવા જેવું નહોતું.

"પણ, કદાચ, ઘર... કે પછી ટ્રામ... તમારા ઘરની પાસે... હેં?"

ટ્રામ પણ મને યાદ ન આવી.

"અને વળી", માશાએ કહ્યું, "તું અને પાપા તથા હું તેના એરોડ્રોમ પર ફરવા ગયા હતા, વૈમાનિકોનો તહેવાર હતો... આપણે વાડનાં તાર હેઠળથી નીકળીને ગયાં હતાં અને પાપા એ વાત પર હસતા હતા કે કોઈ વખત તારી ચડ્ડી તારમાં ફસાઈ ગઈ હતી...

હું ચૂપ રહ્યો. પણ કશાકથી મારા કાન ઊભા થઈ ગયા. હું પોતે નથી જાણતો શેનાથી.

"અને પછી પેરાશુટ છોડવામાં આવ્યા હતા..."

"ખેતર પર?" એકાએક મેંપૂછ્યું.

"હા, ખેતર પર."

"અને આલુ હતાં?"

"આલુ?" માશાએ મૂંઝવણપૂર્વક પૂછ્યું. "કેવાં આલુ?"

"ત્યાં જ તો વેચાતા હતા આલુ..." મેં કહ્યું, "કે પછી આલુ નહોતાં. કે પછી... વેચાતા નહોતા..."

"હું નથી જાણતી... સંભવ છે." અને તેણે ધીમે રહીને આશ્ચર્યોદ્ગાર પ્રગટ કર્યા: "આલુ હતાં! તારા પાપા ખરીદી લાવ્યા હતા અને આપણે બધાંએ ખાધાં હતાં..."

પણ હું અત્યારે કંઈપણ સમજી શકતો નહોતો કે ક્યાંથી મેં

આ આલુ લીધાં હતાં. તાર અને આલુ જેવું કંઈક તો યાદ આવ્યું... પણ વળી આ પેરાશુટો... અને કદાચ ન તો પેરાશુટો હતાં, કે ન તો આલુ હતાં, મેં તેમને કદાચ ફિલ્મમાં જોયા હતા.

"પણ આલુ તો, આલુ ક્યાંથી આવ્યાં?" હું બરાડી ઊઠયો.

"તારા પાપાએ ખરીદ્યાં હતાં," માશાએ જવાબ આપ્યો.

"હું એ વિષે નથી કહેતો..."

"તો શેનાં વિષે, સેર્ગેઈ?"

"હું નથી જાણતો," મેં કહ્યું, "શેના વિષે નથી જાણતો. નથી જાણતો."

અને સાચેસાચ જ હું એ નહોતો જાણતો કે શેના લીધે હું આટલો આવેશમાં આવી ગયો હતો. પણ આલુ હતાં કે નહોતાં, મારા માટે તેનો શો ફેર પડવાનો હતો. આ માશા, જે હકીકતમાં કાકી નહોતી તે, સાચેસાચ જ દુઃખી થતી હતી, હું એમ સમજતો હતો. આ... અન્તોન... પેત્રોવિચ... હતો... અને તેની જાસૂસીને કારણે તેને મિલિશિયા લોકો જેલમાં પૂરવા લાગ્યાં... અને તે દુશ્મન બની ગયો... અને તે, બધાં જોઈ શકે છે કે તેના માટે દુઃખ અનુભવ છે... માત્ર તેનાં આલુ ક્યાંથી આવ્યાં ને શા માટે? આલુ અને પેરાશુટો.

આવા વિચારોથી મારું માથું ભમી ગયું અને મેં માશાને કહ્યું: "જઈને જરા તરી આવું છું."

"પાણી ઠંડું નહીં લાગે?" તેણે પૂછ્યું.

તેનો ભય જોઈને હું એકદમ હસી પડયો. અને વળી ઉપરથી મોરચે જવા તૈયાર થઈ રહી હતી, તેમ છતાં એ નથી જાણતી કે અમે ત્યાં સેપ્ટેંબર સુધી તરતાં જ્યારે બેસીક, અમારાંમાં સૌથી વધુ ઝનૂની, એક દિવસ વાદવિવાદમાં ઑકટોબરમાં નદીમાં ઊતરી ગયો હતો...

મેં ઝાડીઓ પાછળ જઈ કપડાં ઉતાર્યાં, મારી પાસે ચડ્ડી નહોતી, ત્યાંથી જ મેં માશાને પૂછ્યું:

"પણ શા માટે તું એમ વિચારે છે કે હું સપ્ટેંબરમાં જન્મ્યો હતો?

"કેમ વળી શા માટે?" તે આશ્ચર્ય પામી. તેણે મારી તરફ જોયું નહોતું. "તારા જન્મદિવસે હું હતી."

"ક્યારે?" મેં એવી રીતે પૂછ્યું જાણે મને તેમાં રસ નહોતો.

તેણે વિચાર કર્યો.

"એ બન્યું હતું... હા. સાચી વાત છે. છઠ્ઠી તારીખે. ઓગણચાલીસમાં વર્ષે, તને એ વખતે છ વર્ષ પૂરાં થયાં હતાં. અને અઠવાડિયા પછી તેને પકડી ગયાં.

એમ અહીં કહું કે મને તરવાની એટલી તીવ્ર ઇચ્છા થતી હતી.

કુકુશાતા વિના એકલાં તરવું એ આમ તો રસપ્રદ નહોતું.

પણ પહેલી વાત તો એ હતી કે હું એકલો રહેવા ઇચ્છતો હતો. બીજી વાત એ કે... બીજી વાત એ કે હું પણ એકલો રહેવા ઇચ્છતો હતો. અને ત્રીજી વાત એ હતી કે, વગેરે વગેરે. અને આ આવેલી માથા તરફ ન જોવા, જે જેવી વાત તેના અન્તોન પેત્રોવિચ વિષે શરૂ થાય કે તેવી જ આંસુ વહેવડાવવાનું શરૂ કરી દે છે.

જ્યારે તેણે મને ખવડાવ્યું ત્યારે ખરેખર તે સુંદર હતી, તે બિલકુલ સૂરજની જેમ આખી ઝગમગતી હતી, તેનામાંથી એવો જ હૂંફાળો હૂંફાળો પ્રકાશ નીકળતો હતો. અને વળી મને એમ લાગતું હતું કે તે કંઈક જુદી જ રીતે મહેક છોડી રહી હતી અને જે ખૂબ પ્રિયકર હતી. પણ જ્યારે જાસૂસી વૃત્તિ વિષે કહેવા લાગી ત્યારે અપ્રિયકર અને ઠંડી બની ગઈ. મેં મનમાં એમ પણ વિચાર્યું: શું તે પોતે જ તો જાસૂસ નથી કે, અને આ અમારાં ચુશ્કાએ તેને જોઈ લીધી અને બારી પાસે સાંભળી પણ ગયો!"

પણ જ્યારે મેં મનમાં વિચાર્યું ત્યારે સમજી ગયો કે તે જાસૂસ નહોતી. ગમે તેમ જાસૂસો જુદાં પ્રકારનાં હોય છે... "સીમારેખા પર ન લખાયેલો કાયદો છે: અમે બધું જાણીએ છીએ, અમે બધાંને જાણીએ છીએ, કોણ તું છે, કોણ હું છું, કોણ તે છે!" અને જો સમજદારીપૂર્વક વિચાર કરવામાં આવે તો અમારા "વિશેષ બાળઘરમાં" કોઈ જાસૂસને વળી શું કામ હોય? ભૂખ્યાં કોલાંને માખણ અને ખાવાનું ખવડાવવાનું? અમારે ત્યાં એવાં તો ઘણાં મળી જશે, જે બીજાંના ખર્ચે બધું હોઈયાં કરી જાય છે! પણ તેમ છતાં કોઈ યુદ્ધના રહસ્ય કે પછી ગુપ્ત વાતને અમે ક્યારેય નહીં કહીં દઈએ કારણ કે અમે કંઈ જાણતાં નથી. હા પણ હું આમ વિચારું છું: અમારે ત્યાં હોઈ રહસ્ય નથી! ધૂતારાઓ અમારે ત્યાં

ઘણા છે. માત્ર એ કોઈના માટે કોઈ ગુપ્ત રહસ્ય નથી. શું ખરેખર માશાના માટે છે.

મેં છલાંગ લગાવી અને શ્વાસ રોકીને નદીમાં પડેલું થડ એટલી વાર સુધી હાથમાં જકડી રાખ્યું જેટલી વાર સુધી ધીરજ ટકી રહી. મેં વિચાર્યું, પાણી હેઠળ કોઈ વિચારો સંભવી શકતાં નથી, માત્ર એક જ વિચાર સંભવી શકે છે—કેવી રીતે તરી જવું અને પાણી ન પીવું. પણ અન્તોન પેત્રોવિચ અને માશા સાથે સંબંધિત બધાં પ્રકારનાં વાહિયાત વિચારો પાણીમાં મારાં ભેજાંને અંદરથી કોતરી રહ્યાં હતાં. ત્યારે હું બહાર સરકી આવ્યો, કાનમાંથી પાણી બહાર કાઢતાં એક પગે કૂદ્યો, અને પછી ઝડપથી ચડ્ડી ચઢાવી લીધી.

બહાર નીકળતાં જોયું કે માશાએ બધું ઉપાડી લીધું હતું અને ટીનનો ડબ્બો પણ, દુ:ખની વાત હતી કે દૂર દૂર ફેંકી દીધો હતો, હવે તે શોધી શકાય તેમ નહોતો. અને જ્યારે હું તરતો હતો ત્યારે તેણે સિગરેટ પીને તેનું ઠૂંઠું પણ ફેંકી દીધું હતું, એ તો મેં હમણાં ઝાડી પાછળથી જોયું હતું. તેણે મને કહ્યું:

"અહીં આવ તો, સેર્ગેઈ! હા, પાસે, વધારે પાસે... તારા પગ પર કંઈ વાગી ગયું છે! લાવ ચાલ, જલ્દી ઠીક કરી લઈએ!"

હું હજી દર્દથી કણસાટ પણ કરું તે પહેલાં તેણે થેલામાંથી આયોડીનની શીશી કાઢી અને હળવેથી, મારી ચીસને ધ્યાનમાં લીધાં વિના, આખાં ઘૂંટણને રંગી દીધું.

મેં કેટલાં ધમપછાડાં કર્યાં હતાં, કેવી રીતે લાત મારી હતી, તેમ છતાં તેણે દબાવી રાખ્યો અને છોડી મૂક્યો.

"હા, તો હવે એ સારું છે કે જૂની ટેવ પ્રમાણે હું દવાઓ હંમેશાં સાથે જ રાખું છું. તું મને સ્ટેશને વળાવવા નહીં આવે?"

"ના," મેં કહ્યું.

"કેમ?"

"પગ દુ:ખે છે."

આ તો હું ફરજિયાત સારવાર માટે તેનાથી બદલો લે હતો. પણ હું દેખાવ માટે ઢીલો પડી ગયો, પગ "ગોલ્યાત્વીનો" નામનાં પાટિયાંવાળાં સ્ટેશને જવાની મને વાસ્તવમાં તીવ્ર પણે ઈચ્છા થતી હતી અને તેમાંય વળી કાયદેસર રીતે, માશાની આડ હેઠળ. અમને ત્યાં ન જવાનો કડક આદેશ આપવામાં આવ્યો છે. જોકે બેશક અમે ત્યાં જતાં હતાં. પણ

જો અમને કોઈએ પકડી પાડયાં તો ખાવાનાં વિના, કોટડીમાં પૂરી દેવામાં આવતા ...

માત્ર ભાગવા માટે કડક સજા આપવામાં આવતી હતી.

પણ અમારી વસાહતની બધી જ ખરાબ જગ્યાઓમાંથી માત્ર આ એક સ્ટેશન જ "વિશેષ અનાથાશ્રમ"નાં મવાલીને બધાં કરતાં વધારે આકર્ષેલું હતું. ત્યાં મોસ્કોથી અને મોસ્કો તરફ જતી અસંખ્ય ગાડીઓ આવતી હતી અને પોતાની પાછળ બધાં પ્રકારનો વધેલો માલ, વધેલી ખાવાની વસ્તુઓ, ડબ્બાંઓ અને કોઈક કોઈક વાર તો ચોકલેટો હેઠળનું ખોખું સુદ્ધાં છોડીને જતી હતી... બેસીકને એક દિવસ તક મળી ગઈ: એક વખત રેડ સ્કવેઅર અને લેનિન મોઝોલીઅમ ચીતરેલું ખોખું તેને હાથ લાગ્યું અને ખોખાંની અંદરની કિનાર કોતરણી કામ કરેલી હોય તેવી હતી અને સુગંધતો એવી મનને તર કરી દેનારી હતી કે અમે અમારી જિંદગીમાં કદી સૂંઘી જ નહોતી, આખું અઠવાડિયું અમે તે સૂંઘતાં રહ્યાં: વારાફરતી!

પણ માશાને હું આ બધું સમજાવવા ન બેઠો. આમેય તે નહીં સમજે.

અમે સ્ટેશન તરફની દિશામાં આગળ વધવા લાગ્યાં પણ હવે ગામની શેરીઓ પરથી નહીં પણ સીધાં રસ્તા પરથી, રસ્તો ટૂંકો કરવા ત્યાં ઘણાં આમ જાય છે.

માશા ખૂબ હળવેથી રેલ્વેનાં સ્લીપરો પરથી કૂદી ગઈ, હું માંડ માંડ તેને પહોંચી વળ્યો. પણ પછી અમે સાથે સાથે ચાલતાં ગયાં, મેં પૂછ્યું:

"કેવી રીતે તેં મને ઓળખી લીધો? બધાંની વચ્ચે?"

આ તો ઘણા વખત પહેલાં જ, જોકે ત્યાં નદી પાસે જ પૂછવું જોઈતું હતું. તો પછી ભેજામાં કોઈ ઉચાટ ન થયો હોત. પણ મને મનમાં વિચાર આવ્યો કે તે તો જઈ રહી છે અને આ હું એ પણ નહીં જાણી શકું કે હકીકતમાં હું કોણ છું. જો ડૂબકી મારે કે ન મારે, તેમ છતાં આ વિચાર મારા કાળજાને વીંધતો રહેશે. એના કરતાં તો એક વારમાં તરત જ નીવેડો લાવવો વધારે સારું છે.

કહેવામાં આવે છે ને કે, દીવાલ સાથે માથું ફોડવું!

માશાએ મને જવાબ ન આપ્યો. તે ચૂપ રહી અને ચાલતી રહી અને આખે રસ્તે ચૂપ રહી. મેં મનમાં નક્કી કરી લીધું કે તેણે મારો સવાલ સાંભળ્યો નહોતો અને બીજી વાર પૂછવાની ઈચ્છા થઈ નહીં.

અને ત્યાં જ એકાએક તેણે કહ્યું:

"તું જાણે છે... સેર્ગેઈ... મેં તને આમ જ, એમ લાગે છે કે નકામી ફોગટની વાતો કહી સંભળાવી," અને આમ કહી ઊંડો નિસાસો નાખ્યો. હું સમજી ગયો કે તે એવી જ સમગ્ર રીતે ભલી અને બદનસીબ હતી. થોડુંઘણું દુ:ખ સુદ્ધાં થયું. મને એક અઠવાડિયાથી આ વિચાર કોરી ખાય છે અને તેમાં જ હું સૂકાઈને સોટી જેવો થઈ ગયો, જ્યારે તેને કેટલાં વર્ષોથી આ દુ:ખ કોરી રહ્યું છે... "કેમ સાચું છે ને," અને તેણે ફરીથી નિ:સાસો નાખ્યો. "તારા પર આવો ભાર નાખવો ન જોઈએ."

"હું નથી જાણતો," મેં જવાબ આપ્યો.

"પણ હું જાણું છું. અને પોતાની જાતને કહ્યું: 'ચૂપ રહે!' તમારો ડાયરેક્ટર શું આમ પોતાનો વિચાર અભિવ્યક્ત કરે છે? 'ચૂપ રહે!', અને આમ હું ચૂપ થઈ ગઈ. અને તું મને પૂછે છે... ઉશ્કેરે છે."

"ભલે, નહીં કરું," મેં કહ્યું અને મોં ફેરવી લીધું.

"શા માટે તું નહીં કરે?" તેણે એકાએક ગુસ્સે થતાં પૂછ્યું. તે રોકાઈ પણ ગઈ અને પોતાની મોટી મોટી કાળી આંખો વડે ભેદક રીતે મને જોવા લાગી. જે શંકાસ્પદ રીતે ચમકતી હતી. "હું તને, બેશક, જવાબ આપીશ. વાત જાણે એમ છે કે પિતા વિષે વાત ચાલી રહી છે... સેર્ગેઈ, તારા પિતા વિષે..."

હું ચૂપ રહ્યો.

"જ્યારે હું તને બસ આમ જ ઓળખી ગઈ... કેવી રીતે તને ઓળખી ન શકું, તું બિલકુલ તેના જેવો છે!"

"કોના જેવો?"

"અરે ભગવાન, તારા પિતા જેવો જ સ્તો વળી! શરૂ શરૂમાં હું હંમેશાં બને છે તેમ ચિંતાથી સારી રીતે જોઈ ન શકી... માત્ર એટલું જાણી લીધું હતું કે તું એ તું છે... જેવો તે ફોટામાં છે! જુવાનીનાં દિવસોમાં!"

ફોટાઓ કોઈક કારણસર મારા દિલને કોતરી ખાતા હતા. કદાચ એટલા માટે કે મારી પાસે કોઈપણ પ્રકારના ફોટાઓ હતા જ નહીં. અને વળી મારી જરૂર પણ કોને હોય?"

"જ્યારે તે... કેવો?"

હું "પિતા" કહેતો નહોતો. હું આ અપરિચિત પારકા શબ્દને ઉચ્ચારી શકતો નહોતો.

એ સમયે અમારી પાછળ ગાડીની સીટી ગુંજી ઊઠી. અમે પાટાં પરથી ઊતરી ગયાં અને જ્યાં સુધી આ ગાડી અમારી નજીકથી ધૂળ ઊડાડતી ગડગડાટ કરતી પસાર થઈ ત્યાં સુધી તે હાથ વડે, હાથ અને મોંનાં હાવભાવ વડે મને આ માણસ વિષે કહેવાનો પ્રયત્ન કરતી રહી. એ ગાડી બેશક તાડપત્રી હેઠળ ઢાંકેલી ગાડીઓ કે પછી ટેંકોવાળી લડાઈ માટેની ગાડી હતી. તેણે હાથ વડે તેનું ઊંચું કદ બતાવ્યું, પછી હાથ પહોળાં કરી ખભા બતાવ્યા અને પછી આંગળી વડે માથા પર ગોળ વીંટીઓ દોરી બતાવી, જેનો અર્થ એ હતો કે તે વાંકડિયા વાળવાળો હતો... તે તેનું ચિત્રણ કરતાં જાત જાતનો ચહેરો બનાવતી હતી અને આ અત્યંત હાસ્યજનક હતું, જેવી રીતે ગૂંગાં ચિત્રપટમાં હોય તેવું. અને જ્યારે ગાડી પસાર થઈ ગઈ અને ઘોંઘાટ શમી ગયો તથા પાટાંઓનો માત્ર હળવો અવાજ રહી ગયો ત્યારે અમે રસ્તા પર પાછાં ફર્યાં અને તેણે પૂછ્યું:

"હા તો, તું કંઈ સમજ્યો?"

મેં માથું ધુણાવ્યું. જોકે હું માત્ર એક વસ્તુ જાણતો નહોતો: શું સાચે સાચ જ આ સોહામણો માણસ મારો પિતા છે? જો મને ફોટો ખેંચવા માટે તૈયાર કરવામાં આવે તો કદાચ મારો ફોટો એટલો સુંદર નહીં નીકળી આવે... અને પહોળાઈમાં તથા ઊંચાઈમાં પણ!

"પણ તે અત્યારે ક્યાં છે?"

તેણે ખભા હલાવ્યા અને મોં બીજી બાજુ ફેરવી લીધું. હું સમજી ગયો કે કદાચ ફરીથી રડવાનું શરૂ કરી દેશે અને વાતને બીજાં વિષય તરફ વાળી લીધી.

"થોડી જ વારમાં સ્ટેશન આવી જશે," મેં કહ્યું. "જો હું ઠૂંઠાં એકઠાં કરતું તો તેમાં કંઈ નથી... એ મારા માટે નથી કરતો... એ તો હું ખાણિયા માટે કરું છું..."

"કર ભેગાં," તેણે જવાબ આપ્યો. "કદાચ તેને સિગરેટ જ આપશે?"

"આ વળી લો સાંભળો! તે તેનાથી ટેવાયેલો નથી! તેને તો આ અડધાં બળેલાં ઠૂંઠાની જ આવશ્યકતા છે!"

પણ માશા મારી વિનોદવૃત્તિને સમજી ન શકી.

"પણ તેમાં વળી શો ફેર છે," તેણે આશ્ચર્ય પ્રગટ કર્યું અને પર્સમાંથી તોડયા વગરનું પેકેટ 'બેલોમોર' બહાર કાઢયું અને જરા સરખાં પણ ખમચાટ વિના મને આપી દીધું. "તું પોતે તો સિગારેટ નથી પીતો? પણ પીવાનો પ્રયત્ન તો બેશક કર્યો હશે?"

"પીધી હતી. અમારે ત્યાં બધાંએ પીધી હતી, સાન્દ્રાએ પણ!

"સાવ નકામી છે?"

"નથી ખબર..."

"પણ મને ખબર છે... જો મને બંધ કરવામાં ન આવી હોત તો... હું પોતે પણ પીવાનું શરૂ ન કરત. પણ હા, તારા પિતા ધૂમ્રપાન નહોતા કરતા. તેને ગળ્યું બહુ ભાવતું હતું."

એ વાત પર મને બહુ હસવું આવી ગયું: આ તો જુઓ કેવી બેવકૂફ છે માશા, કોને વળી ગળ્યું નથી ભાવતું? પણ જો અમારી પાસે હોય જ નહીં તો ભલે તેને એ સમજાવવા દો કે કેવી રીતે તેને ગમાડવું...

અમે સ્ટેશને આવી પહોંચ્યાં અને માશાએ મને રાહ જોવા કહ્યું. તે બહુવારે આવી, હું ઠૂંઠાનો આખો ઢગલો એકઠો કરી ચૂક્યો હતો અને સાથે સાથે વધારામાં દીવાસળીનું ખાલી ખોખું પણ. અને વળી સૈનિકનું બટણ પણ.

તે પછી આવી અને કહ્યું:

"બધું કરી લીધું, ટિકિટ તૈયાર છે, આપણી પાસે હજી સમય છે, તારે ખાવું છે?"

સવાલ ગળી વસ્તુઓ માટે હતો તેના કરતાં ઓછો બેવકૂફીભર્યો નહોતો. એવો કોણ અને ક્યારે જોવા મળ્યો છે, તે મને જરા બતાવો કે જેને ખાવાની ઈચ્છા ન હોય? ખાવાનું હંમેશાં સંભવ છે. હા, એ જ મોટું કમનસીબ છે, દુ:ખની વાત છે કે કોઈ પણ હંમેશાં ખાવા માટે નથી કહેતું. હા, પ્રસંગ બન્યો હતો કે અમે વનસ્વતિ તેલ પર તૂટી પડયાં હતાં, જ્યારે સ્ટોરમાંથી એક એકને આપવામાં આવતું હતું. જ્યાં સુધી અમારામાંથી પાછું વહી ન ગયું ત્યાં સુધી ખાતાં ગયાં... પણ એ તો ઘણાં વખત પહેલાં બન્યું હતું. અને ફરી કદાપિ પેટ ભરીને ખાવાનું સદ્નસીબ અમને એકવાર પણ ન સાંપડયું...

મારી ચૂપકીદી પરથી માશા સમજી ગઈ કે તેણે કંઈ મૂર્ખામીભરી વાત બાફી બાફી મારી હતી. તેણે મારો હાથ પોતાના હાથમાં લીધો,

જો કે આમ ચાલવું અગવડભર્યું હતું, કંઈક વિચિત્ર લાગતું હતું અને શરમજનક પણ, તેમ છતાં તે એમ મને રેસ્તોરાંનાં બારણાં સુધી લઈ ગઈ:

"હા, તો આપણે અહીં ગાડી આવવાનાં સમય સુધી બેસીશું. કેમ બરાબરને?"

"હા. બરાબર." મેં ઘોઘરા અવાજે કહ્યું.

જ્યારે મેં અમને બધાંને, ભૂખ્યાં તરસ્યાં તથા ત્યજી દેવામાં આવેલાંઓને સ્થાનીય મવાલીઓને, સાચેસાચાં સ્વર્ગથી અલગ કરતી પવિત્ર સીમારેખા લાંઘી લીધી ત્યારે હજી વળી વધારે ચિંતિત થવાની સ્થિતિ આવી. આમ બધી રીતે જોતાં અમે આની હંમેશાં કલ્પના કરતાં હતાં. હું આ મોટા, ઠંડા, આરસની ફરસબંધી અને થાંભલાઓવાળાં હોલથી બીતો બીતો માશાની પાછળ પાછળ અંદર ગયો. તેમાં ઘણાં ટેબલો હતાં, જેની પર સફેદ મેજપોશ ચમકતાં હતાં અને કંઈક પડયું હતું. મેં મલમલનાં પડદાંઓવાળી બારીઓ જોઈ—અને તેમનાં કાચ સાથે ચોંટાયેલાં હોવાને કારણે અમે ત્યાં કંઈ જ જોઈ શકતાં નહોતાં,—કુંડામાં નાનકડું કુમળું ઝાડ અને દીવાલ પર મોટું ચિત્ર હતાં. જેમાં, જાણે બિલકુલ જીવંત હોય તેવું લીલુંછમ જંગલ ચિતરવામાં આવ્યું હતું અને જંગલની વચ્ચે રીંછો ફરતા હતા. આશ્ચર્યથી મારું મોં પહોળું થઈ ગયું અને સમયસર એ અનુભવતાં મારા હાથ વડે જ તે ઢાંકી દીધું, આવું સૌંદર્ય મેં પહેલીવાર જોયું હતું. જો મારી સાથેનાં કુકુશાતા એ પણ આ જોયું હોય તો તેઓ પણ કેટલો આનંદ પામ્યાં હોત! પણ હું તેમને કહીશ, મને બધું સારી રીતે યાદ રહી ગયું છે—સૂરજથી ચમકતાં ચીડ વૃક્ષો અને એક ત્રાંસુ પડી ગયેલું વૃક્ષ અને ઝાડનાં થડ પર ચઢતું રીંછ... આ ઉપર ચઢી રહ્યું છે, જ્યારે બીજાં બાજુમાં જ ચરી રહ્યાં છે. "વિશેષ બાળઘર"માંથી અમારા ભાઈઓ કરે છે બિલકુલ તેવી રીતે. ધારી લો કે જો મને એમ કહેવામાં આવ્યું હોત કે આ ચિત્રનું નામ "મવાલીઓ, મુક્તિના પંથે," કે પછી "મવાલીઓ, ઉદ્યમમાં" છે તો મેં તરત જ એના પર વિશ્વાસ કરી લીધો હોત.

કદાચ હું ઘણીવાર સુધી હોલની વચ્ચોવચ જાણે ચોંટી જ ગયો હોત

પણ માશાએ મને પીઠમાં હળવો હડસેલો માર્યો અને જ્યારે હું હોશમાં આવ્યો ત્યારે તેણે ધીમેથી કહ્યું:

"ચાલ આપણે પેલાં ટેબલ પાસે જઈએ... ત્યાંથી તું હજી બીજું કંઈ જોઈ શકીશ."

હું એવી રીતે બેસી ગયો કે જેથી કરીને એકદમ સાફસુથરા મેજપોશને સ્પર્શી પણ ન જવાય. તેથી આરામદાયક રીતે બેઠો નહોતો. પછી મેં જોયું કે મેજ પર ખાલી ફૂલદાન અને બીજી કોઈ નાની નાની શીશીઓ પડેલાં હતાં, જેમાં પછી સ્પષ્ટ થયું કે કોઈક કારણસર મીઠું અને બીજું કંઈ પડયું હતું, જે મફતમાં હતું. અને કોઈપણ તે ચોરી ગયું નહોતું, એ અત્યંત ચમત્કારિક હતું. અમારે ત્યાં હોત તો તરત જ અદૃશ્ય થઈ ગઈ હોત.

ત્યાં જ અમારી પાસે સફેદ એપ્રનમાં એક એવો વિચિત્ર, ઠીંગણા કદનો પણ લુચ્ચાઈભરી આંખોવાળો બુમરાણો મચાવનારી માણસ દોડી આવ્યો. બીજાં કોઈને નહીં તો ઓછામાં ઓછા લુચ્ચાં લોકોને તો હું તરત જ ઓળખી જતો હતો. તેમનો દેખાવ જ વિશિષ્ટ પ્રકારનો હોય છે.

માશાએ પર્સમાંથી રંગીન કુપનોવાળું કાર્ડ બહાર કાઢયું. માણસે કાતર વડે તેમાંથી કેટલીક કુપનો કાપી, કોઈ કાગળ પર ખાવાની વાનીઓનાં નામ બતાવ્યાં અને ગાયબ થઈ ગયો.

માશાએ તેની પાઠ પાછળ જોયું અને હસી પડી:

"આ ફિલીપ્પોક છે... અહીં એને એમ કહીને બોલાવવામાં આવે છે. તે વેઈટર છે, મારા પાછલી સફર વખતે તેણે મને ખવડાવ્યું હતું. પણ મને લાગે છે કે તે કરનદાશની યાદ તાજી કરાવે છે... તેં કરનદાશ વિષે સાંભળ્યું છે જે સરકસમાં ખેલ કરે છે?"

મેં હવે માશાનાં બેવકૂફીભર્યાં સવાલોથી આશ્ચર્ય પામવાનું બંધ કરી દીધું હતું. "વિશેષ અનાથાશ્રમ"માં વળી કોણ એવું જે કરનદાશ વિષે જાણતું ન હોય?! હમણાં થોડી વખત પહેલાં જ તેને એક ચિત્રમાં જોયો હતો, અને એ ચિત્રનું નામ છે 'આપણું આંગણું'. એટલું હાસ્યાસ્પદ છે, હસતાં હસતાં પેશાબ છૂટી જવો સંભવ હતું. ત્યાં કરનદાશ રમૂજી સંગીતના સૂર હેઠળ હાથમાં ફાઈલ લઈને દોડે છે કારણ કે ઘર-

વ્યવસ્થાપક છે અને તેને આંગણાની સફાઈ માટેનું કામ આયોજિત કરવાનું છે તથા તે મૂરખ બેવકૂફના હાથમાંથી બધું પડી રહ્યું છે અને તેને કંઈપણ કરતાં આવડતું નથી. જ્યારે બીજાં બધાં કામદારો બધું કરવાનું ખૂબ સારી રીતે જાણે છે. તેઓ એકસાથે આંગણામાં બહાર આવે છે; અને જ્યારે કરનદાશ વિચાર કરે છે અને બધાને દખલ પહોંચાડી રહ્યો હોય છે ત્યાર સુધીમાં તેઓ શાનદાર કૂચ કરતાં સફાઈ કરે છે અને એ નોંધપાત્ર, અદ્દ્ભુતપૂર્વ આંગણામાં સુંદર સુઘડતાભરી વ્યવસ્થા સ્થાપિત કરી દે છે.

જ્યારે હું માશાને આ દૃશ્યચિત્ર વિષે કહી રહ્યો હતો ત્યારે મેં મનમાં એકાએક વિચાર્યું કે આ કાળી રમૂજી મૂંછોવાળો ફિલિપ્પોક મને અદોલ્ફ હીટલરની આકૃતિની એ યાદ તાદૃશ્ય તાજી કરાવે છે, જે છાપાઓમાં દોરવામાં આવે છે... "તે ટૂકડી એકઠી કરે છે, પૂર્વમાં મોકલે છે અને જર્મની લશ્કરી ટૂકડી પાયજામા વિના પાછી ભાગશે."

માશા કવિતા સાંભળી હસી પડી. જ્યારે તેને પોતાને બીજી ફિલ્મ યાદ આવી ગઈ, એ ગાડી વિષે હતી જે આપી રહી છે અને સંપૂર્ણ સૂરમાં બધી મંડળી ગાઈ રહી છે: "ત્રા-તા-તા, સુંદરતા, અમે લઈ જઈએ સાથે બિલાડો, પંખી, કૂતરો, લડાકુ-કૂકડો..." ત્યાં બધાં સામૂહિક રીતે ગાય છે, જ્યારે કરનદાશ અહીં રેસ્તોરાંમાં હાથમાં ટ્રે લઈને જેવી રીતે દોડે છે અને તેની ટ્રેમાંથી પ્લેટો અને બ્રેડ બધું જ પડી જાય છે... સાચે જ ફિલિપ્પોક સારો વેઈટર છે તેના હાથમાંથી કશું પડતું નથી.

ત્યાં જ તે ફરીથી અમારી તરફ દોડી આવ્યો અને મારી તથા માશાની સામે એકદમ સફેદ પ્લેટો મૂકી, મેં હજી સુધી આવી પ્લેટમાં કદાપિ ખાધું નહોતું, તેમને તોડવી એકદમ સહેલ હતું, જ્યારે પ્લેટમાંથી કંઈક સ્વાદિષ્ટ વાનગીની ખુશબો આવતી હતી. પછી ફિલિપ્પોકે મારા માટે બે લોખંડનાં ટૂકડાં મૂક્યાં, જેમાંથી એક હતું ચપ્પુ અને બીજું માશાએ કહ્યું તે પ્રમાણે કાંટો હતો. ચપ્પાંને મેં તે કેટલું ધારદાર હતું તે જોવા જરા ઘોંચી જોયું. તેની ધાર સાવ નકામી હતી, જ્યારે કાંટો મને ગમી ગયો: જો તેને કોઈને ઘોંચવામાં આવે તો તે કોઈ ચપ્પુ કરતાં જરાપણ ખોટો નહીં રહે. ફિલિપ્પોક ફરીથી પાછો આવ્યો અને લાલ પાણી વાળો જગ અને તેની પાસે કોઈક પ્રકારનાં ગ્લાસ મૂકી ગયો જેને તેમને ત્યાં મગ કહેવામાં આવે છે.

માશાએ કહ્યું: "આ ફળોનો રસ છે... ગળ્યો છે. ચાલ આપણે પી લઈએ અને ખાઈએ."

મેં તરત જ મનમાં વિચાર્યું કે આવો હોય છે ફળોનો રસ, જે કદાચ, શું નામ છે તેનું, હા, પેલા તેના અન્તોન પેત્રોવિચે તેની સાથે પીધો હતો.

મેં ગ્લાસ બે હાથે પકડયો અને બધો રસ એક ઘૂંટકે પી ગયો. કાચના ગ્લાસની ધાર અને હાઠે સુદ્ધાં ચાટી ગયો. પણ તે બાકીનું કોઈપણ રીતે ખાઈ શકે તેમ નહોતો કારણ કે તેમણે ચમચી આપી નહોતી. જ્યારે ફિલિપ્પોક પાસે માંગવાની મને બીક લાગતી હતી: ઉપરથી વળી ગરજે છે, પણ હું ક્યાં વળી પડાવી લેવાનો હતો? જ્યારે હું મનમાં આમ વિચારી રહ્યો હતો ત્યારે ફિલિપ્પોક મારી પાછળ જ હતો અને તેણે ચમચી મૂકી.

"આ લો, સાહેબ... એમ વધારે સારું રહેશે."

"આ તો હું સાહેબ હતો, બિલકુલ ફિલ્મ જેવું જ લાગે છે! અને કેવી રીતે તેણે ચપળતાપૂર્વક ઝડપી નજર એ જાણી લીધું કે મને ચમચીની જરૂર હતી!

પણ અમારે ત્યાં સાચેસાચ જ ફિલ્મમાં બને છે તેમ બન્યું હતું, જ્યાં હું મારું પોતાનું આગવું અસ્તિત્વ જ બિલકુલ નહોતું, પણ કોઈક રીતે કોઈ મારી સાથે રમત રમી રહ્યું હતું. અને આ રમત જોવી અને એ વિષે જાણવું બહુ વિચિત્ર હતું કે જે સામે બેઠું છે તે કોઈ નથી પણ હું સાચેસાચ જ બેઠો છું, જોકે એ વાત પર વિશ્વાસ કરવો કપરું હતું.

બેશક કુકુશાતા વિશ્વાસ નથી કરતાં. હું પોતે પણ આવતીકાલે જ્યારે યાદ કરીશ ત્યારે વિશ્વાસ નહીં કરું. આમ આખી જિંદગી અહીંથી નીકળવાનું નામ ન લેત પણ જગ્યા રોકી રાખત, ચપ્પુ-કાંટા તથા બીજી ચીજો પણ ન ચોરાય આવા માટે પાતાની પાસે રાખત અને ખુરશી પણ પોતાની સાથે લઈ જઈ શકાત!

એ જ ક્ષણે એક બીજી ઘટના ઘટી.

હોલનાં એકદમ છેડે, ખૂણામાં, વૃક્ષ પાસે બે માણસો દેખાયાં, તેમની તરફ કોઈએ ધ્યાન ન આપ્યું, બધાં પોતાની પ્લેટોમાં ડૂબેલાં હતાં. એક કોઈ આખો આર્થાપ્રોડ પ્રાણીઓ જેવો, ખભા પટ્ટી વિનાનાં લશ્કરી પોશાકમાં દાઢી તરફ વાયોલીન લઈને આવ્યો અને પગ વડે ઠપકો માર્યો, જ્યારે બીજા કાળા, જાડા, મોટા નાકવાળા, હાથમાં હાર્મોનિયમવાળા

માણસે એકાએક કંઈ લાંબા સૂર છેડતું ગીત વગાડયું અને વાયોલીન વગાડનારાંએ એક ઝાટકો મોઈસેઈચ એ વાયોલીન વગાડનારો છે અને બીજો જે હાર્મોનિયમવાળો છે તે રોમાન છે... ગઈ વખતે પણ તેમણે સંગીત વગાડયું હતું... પણ તું ખા, તેઓ તો હજી બહુવાર સુધી સંગીત વગાડશે."

આ લો વળી હજી બીજા એક સમાચાર કે મને ખાવા માટે કહેવામાં આવ્યું. હું પલકના ઝબકારામાં જ પ્લેટમાં જે બધું પડયું હતું તે ઝપટી ગયો, પણ પ્લેટ જીભ વડે ચાટવાનું શરૂ નહોતું કર્યું કારણ કે મેં જોયું કે માશા પણ ચાટતી નહોતી અને આસપાસ મેજ પર બેઠેલાંઓમાંથી પણ કોઈ ચાટતું કે તેમને પણ કોઈનામાં રસ નહોતો અને જાણે તેઓ માત્ર પોતાને ખાતર વગાડી રહ્યા ન હોય! અને મારા માટે. હું તો સાંભળતો હતો!

માશાએ મારી તરફ જોયું અને કદાચ અટકળ લગાવી લીધી કે હું શેના વિષે વિચારતો હતો.

"આ અહીંના સંગીતકારો છે... સરસ છે, કેમ ખરું ને?"

"મને નથી ખબર," મેં કહ્યું.

"ગમે તેમ પણ સારા છે. વિચિત્ર વાલ્સ... અને તેમનાં નામ શાં છે, હમણાં જ યાદ કરું છું... હા, એમ જ છે: માર્ક માર્યો. પગ વડે ઠપકો માર્યો, ઝડપથી વાયોલીનનો ગજ ચલાવવાનું શરૂ કરી દીધું, માથું ધુણાવ્યું અને સંગીત શરૂ થઈ ગયું. સાચેસાચું જીવંત સંગીત, જેને બધાં સાંભળી શકતાં હતાં. પણ બધાં ચાવતાં રહ્યાં અને એવો દેખાવ કરતાં હતાં કે કંઈ સાંભળતાં નહોતાં. હું એકલો જે ચમચી અને પ્લેટ વિષે બધું ભૂલીને ધ્યાનથી સાંભળતો હતો. અને મને એ બધાંમાં સૌથી વધુ પ્રબળ રીતે પરાસ્ત એ વાતે કર્યો હતો: વાયોલીન વગાડનાર અને હાર્મોનિયમ વગાડનાર પણ એવો દેખાવ કરતા હતા નહોતું. મેં બધું આંગળી વડે સફાચટ કરી નાખ્યું અને તે આંગળી પણ ચાટી ગયો. હવે ખાવા વિષે વિચાર ન આવે તે માટે મેં સંગીતકારો તરફ જોવાનું શરૂ કર્યું. જે માર્ક મોઈસેઈચ હતો તે આખો વખત હળવાં પગલે ઠપકો મારતો રહ્યો હતો અને સંગીત વચ્ચેના વિરામમાં રોમાન પર બેવકૂફીભર્યાં દેખાવે જડતાપૂર્વક બરાડયો: "ત્યાં મીઠાંની, મીઠાંની જરૂર છે!"

મેં મેજ તરફ જોયું અને મનમાં વિચાર્યું કે જો થોડાં ઘણાંની વાત હોય તો આવી રમત માટે અમે પોતાનામાંથી આપી શક્યાં હોત,

જો માત્ર ફિલિપ્પોક ગુસ્સો ન કરે તો! પણ માશાએ મેજ પરનાં મારા દેખાવને ભાંપી લીધો અને તરત જ પૂછ્યું:

"તેં પેટ ભરીને ખાધું નથી? તારે બીજું કોઈ જોઈએ છે?"

મેં નિસાસો નાખ્યો. પણ આવા વાહિયાત બેવકૂફીભર્યા સવાલ માટે જ શો જવાબ આપી શકાય તેમ હતો. કેવી રીતે એ સમજાવવું કે અમે વિશેષ અનાથાશ્રમનાં બાળકો ખૂબ, ખૂબ ખાઈ શકીએ છીએ, ટૂંકમાં કહો તો જેટલું અમને આપવામાં આવે તેટલું. પછી ભલેને સો પ્લેટો કેમ ન હોય! જોકે સો પ્લેટો અમને કોઈ ક્યારેય નથી આપવાનું. એ ફિલ્મ સુદ્ધામાં, જેના વિષે મેં માશાને કહ્યું હતું તેનાં, ચરબી ભરેલાં જાડાપાડાને પણ સો પ્લેટો મળી નહોતી, જે આખો વખત ખાતો ને ખાતો જ રહે છે!

માશા મારા નિસાસાને પોતાની રીતે સમજી. તેણે હાથ હલાવ્યો અને સાથે સાથે ફિલિપ્પોકને એ પણ સમજાવ્યું, જે હીટલરને મળતા આવતા કરનદાશ જેવો હતો. તેણે પોતાનું મૂંછોવાળું મોં પહોળું કરીને દાંત દેખાડયા અને મારી તરફ એવી રીતે જોયું કે જાણે માશા નહીં પણ તે મારો સગો હતો.

માશાએ પર્સમાંથી કુપનો કાઢી. ફિલિપ્પોકે નાનકડી કાતર વડે આંકડાઓવાળી બે કુપનો કાપી, પોતાના ખિસ્સામાં સરકાવી અને અદૃશ્ય થઈ ગયો. બિલકુલ લોકવાર્તામાં થાય છે તેમ દેખાયો અને અદૃશ્ય થઈ ગયો. પલકના ઝબકારામાં. મેં માશાને કુપનો વિષે પૂછ્યું. (કુકુશાતા બાળકો પણ એ પૂછશે કે રેસ્તોરાંમાં કેવી રીતે ખાવાનો કોળિયો મેળવવામાં આવે છે અને તેમને બધું જેમ છે તેમ સમજાવવું જરૂરી છે. કારણ કે તેઓ પોતાની જિંદગીમાં કદાપિ આ રેસ્તોરાંમાં આવી ચઢવાનાં નથી કે પછી એ વિચારી પણ શકવાનાં નથી કે કેવી રીતે હું આ જગ્યાએ આવી ચઢયો હતો.

અને મને, મને આ જગ્યાએ આવવાની તક કદાપિ નથી મળવાની! આ તો માશાની સાથે બેવકૂફની જેમ આવી પહોંચ્યો, એ સાંકડી તિરાડમાં સરકી ગયો જે અમારા જંગલી ભાઈઓને માટે નથી. મોટા સાહેબોની જેમ બેઠો છું, સાહેબોની જેમ ઝાપટી રહ્યો છું અને જેવો અહીંથી નીકળી જઈશ તેવો જ કોઈક માણસ પ્રવેશ દ્વારમાંથી કૂદી આવશે અને મારું ટેબલ અને ખુરશી અને મારી પ્લેટ પણ લઈ લેશે!

મારા મનમાં આવી ન સમજી શકાય તેવી યંત્રણા ચાલી રહી હતી

ત્યારે માશાએ મને પોતાના વિષે કહ્યું કે તે હોસ્પિટલ ટ્રેઈનમાં કામ કરે છે, તેમાં બેસી ક્યારેક મોરચા પર જાય છે, તો ક્યારેક મોરચેથી પાછી આવે છે અને ચાલુ ટ્રેઈનમાં જ અમારાં ઘવાયેલાં લડવૈયાંઓનો ઈલાજ કરે છે અને તેમની સારસંભાળ લે છે.

"તેં હોસ્પિટલ ટ્રેઈન ક્યારેય જોઈ છે?" તેણે પૂછ્યું અને પોતાની ઘડિયાળ તરફ જોયું.

મેં જવાબ આપ્યો કે મેં જોઈ હતી અને તે ઘણીવાર ત્યાં નજીકમાંથી પસાર થાય છે, તેનાં ડબ્બાંઓ પર લાલ ક્રોસનું નિશાન દૂર દૂરથી જ જોઈ શકાય છે અને જ્યારે ઘવાયેલાંઓ બહાર નજર નાખે છે ત્યારે ઘણીવાર તેઓ બ્રેડ કે ટોસ્ટનાં ટૂકડાં ફેંકે છે...

"હા, તો," માશાએ કહ્યું, "મારી પાસે રેલ્વે લાઈન માટે આવી વિશેષ પ્રકારની કુપનો છે અને તેના પર સ્ટેશન પર ખાવાનું ખાઈ શકાય છે.

"ખૂબ બધી?" મેં ખબર નહીં કેમ પૂછ્યું. "કુપનો?

તે હસી પડી અને જવાબ આપ્યો:

"આપણાં બંને માટે પૂરતી છે."

બિલકુલ જૂઠું કહેવામાં આવ્યું હતું, અને એ બધું પોતાની મૂર્ખામીભરી અણસમજથી. તેને તો કદાચ પૂરતી હશે પણ મારા માટે કદાપિ પૂરતી નહોતી. માત્ર કદાચ તેને મારાં જેવાં ખાઉધરાંઓ સાથે નીપટાવવાનો વારો નથી આવ્યો એમ લાગે છે. અને મેં વાતનો વિષય બદલવાનો નિર્ણય કર્યો અને ટ્રેઈન વિષે, તેની હોસ્પિટલ ટ્રેઈન વિષે પૂછ્યું કે અત્યારે તે ક્યાં ઊભી છે. માશાએ ફરીથી ઘડિયાળ તરફ જોયું અને સમજાવ્યું કે આ વખતે તે મોસ્કોની નજીક ઊભી હતી અને જ્યારે બધા ડબ્બાંઓમાંથી ઘવાયેલાંઓને હોસ્પિટલમાં લઈ જવામાં આવશે ત્યારે તેઓ ફરીથી મોરચા પર જશે... આવતીકાલે કે પછી પરમદિવસે. તેમના ઉપરીએ એમ કહ્યું હતું.

સંગીત વાગતું હતું વાયોલીન વગાડનાર માર્ક મોઈસેઈચ હળવા પગે ઠપકો લઈ રહ્યો હતો, એક ધરી પર ગોળ ગોળ ધૂમી રહ્યો હતો, જાણે કોઈ મહત્ત્વપૂર્ણ કામમાં વ્યસ્ત હોય, લોકો ખાવામાં વ્યસ્ત હતાં. પણ બધામાં હું જોઈ શકતો હતો કે મોટા પ્રમાણમાં લશ્કરી લોકો હતાં. એક પણ છોકરો નજરે પડતો નહોતો. મેં ફરી વાર ખાતરી કરી: અહીં ત્યાંનાં

બધાં પ્રકારનાં કારાસીકનાં દીકરાંઓને અને મારાં જેવાં અનાથોને, તજી દીધેલાંઓને આવવાં દેવામાં આવતાં નથી.

માશાએ કશાંક વિષે મનમાં વિચાર્યું. અને મેં ફરીથી ખાવાનું શરૂ કર્યું કારણ કે ફિલિપ્પોકે મારી સામે પ્લેટ મૂકી જેમાં કંઈક અદ્‌ભુત વાનગી હતી, જેનું કોઈ નામ નહોતું. હવે તેણે મને એકલાંને આપ્યું હતું.

માશાએ એકાએક પૂછ્યું: "તું મારી સાથે આવવા ઇચ્છે છે?"

"ક્યાં?" ઠૂંસેલાં મોંએ મેં રસ દર્શાવતાં પૂછ્યું.

"ટ્રેઇનમાં... આપણે ઘવાયેલાંઓને લઈશું અને પછી સ્વદેશ મોરચામાં... અને મોરચા પર. આમ સાથે પ્રવાસ કરીશું, બોલ?"

તેણે મારી તરફ જોયું અને પોતાના હોઠ કરડયા. તેની આંખો કંઈક અત્યંત વેદનાભરી હતી જાણે તે બેકાબૂ બની ગઈ હતી, તેને અત્યંત દુઃખ થતું હતું.

"અને કુકુશાતા?" ત્યારે મેં પૂછ્યું.

મને મનમાં વિચાર આવી ગયો કે કુકુશાતા સહિત અમે બધાં આ દુષ્ટ શાપિત અનાથાશ્રમને છોડી દઈશું અને મોરચે જવાનું શરૂ કરીશું... કેવું સરસ થાય! અને વળી અમને કુપનો આપવામાં આવશે, જેનાથી સ્ટેશનો પર અમને સફેદ પ્લેટોમાં ખવડાવવામાં આવશે... અને લાલ ગળ્યો જ્યુસ પીશું... એ છે કંઈ જિંદગી! એય ફિલિપ્પોક, ખાવાનાંની સો પ્લેટો લઈ આવ! ના, ના, સો નહીં, હજાર, લાખ અને તે પણ એક સાથે!

પણ માશાએ દોષીની જેમ કહ્યું:

"ના, બધાંને માટે અસંભવ છે... સેર્ગેઈ... તારા માટે હું ગાડીના ઉપરીને, મદદનીશને વિનંતી કરી શકું છું... કીકીની... જેમ... અત્યારે હું તારા વિષે વિચારું છું, પણ હજી બીજી વાતચીત કરી શકાય તેમ છે... હું સારી ડોકટર છું, અને તેઓ મારી કિંમત કરે છે, કદર કરે છે... તું સમજે છે?"

મેં માથું ધુણાવ્યું. તેઓ તેની કદર કરતાં હતાં પણ અમારી, અમારાં જેવાં કુકુશાતાની કદર નથી કરતાં. જ્યારે મારાં પોતાનાંઓ વિના હું તો શું કરવાનો હતો? કાકી, જે મને ખવડાવે-પીવડાવે છે, તે તો સારી છે. પણ પેલાં કુકુશાતા તો... ભલે તેઓ મને ખવડાવતાં-પીવડાવતાં નથી કારણ કે તેઓ તેમ કરવા સમર્થ નથી, પણ તેમ છતાં તેઓ તો મારાં પોતાનાં છે! જ્યારે કાકી હજી એ પણ ખબર નથી કે કોની છે!

અને પછી... મને લેશે કે નહીં? અને શા માટે? મેં એક એવી લોકવાર્તા સાંભળી હતી, અત્યારે મને યાદ નથી આવતું કે "અનાથાશ્રમ"માં કોણે તે કહી સંભળાવી હતી પણ વાર્તા આમ હતી, એક મોટું, કદાવર ગરૂડ ઊડતું હતું અને તેની સાથે એક નાનકડું પક્ષી જોડાઈ ગયું. તે પહેલા દવસે ગરૂડની પાછળ પાછળ ઊડે છે, બીજાં દિવસે, ત્રીજા દિવસે પણ ઊડે છે અને છેવટે તે એકદમ થાકી ગયું અને તેથી પાછળથી જ શોકાતુરપણે, નાની નાની પાંખો ફફડાવીને પૂછે છે: ગ-રૂ-ડ, ઓ ગ-રૂ-ડ... આપણે ક્યાં ઊડીને જઈ રહ્યાં છીએ?" ગરૂડે મનમાં વિચાર્યું અને માથું પાછળ ફેરવ્યા વિના જ, એવી રીતે જ ધીરે ધીરે પાંખો ફફડાવતાં, આળસુપણે જવાબ આપ્યો: "અરે ફરિયાદ કરનારો તે જાણે!"

તો આમ શું અમારે ટોળે વળવું અને ઉતાવળે ઉતાવળે ગરૂડની પાછળ એટલે કે ગાડીની પાછળ ભમવું જરૂરી છે, જેને અમારા સુધી, આ દુનિયામાં બીજાં બધાંની જેમ કોઈ લેવા દેવા નથી? જેવી રીતે કોઈને માર્ક કોઈસેઇચ અને રોમાન સાથે લેવા દેવા નથી તેમ! જ્યારે તેઓ કેવી રીતે મથી રહ્યા છે, પ્રયત્ન કરી રહ્યાં છે અને તેમનું સંગીત તો સીધું હૈયા સુધી પહોંચી જાય તેવું અને આંસુ આણી દે તેવું છે.

અને આમ તેમણે પોતાનું સંગીત પૂરું કર્યું, ચૂપચાપ પોતાનાં વાજિંત્રો હેઠાં મૂક્યાં અને થોડે દૂર મેજ પર બેસી ગયાં. તેમનાં માટે પ્લેટોનાં કંઈક લાવવામાં આવ્યું... કદાચ, આ સંગીતનાં બદલામાં હશે.

અને એકાએક તેઓને, મારાં જેમાં જ બિચારા બાપડાંઓને અત્યારે ખવડાવવામાં આવી રહ્યું છે અને પછી સડક પર હાંકી કાઢવામાં આવે છે... સંગીતની તો કોઈને આવશ્યકતા નથી!

હું આખી પ્લેટ સાફ કરી ગયો અને દુ:ખસભર નેત્રે મેં જોયું કે તેમાં હજી ચાટવા લાયક ભૂખરાં કણ બાકી બચી ગયાં હતાં, પણ મેં તે ચાટવાનું જોખમ ન વહોર્યું. દેખાવ પરથી સમજી જનાર શાંત ફિલિપ્પોક મૂંછોમાં હસતો મારી પીઠ પાછળ ઊભો હતો અને મારી હિલચાલને નિહાળતો હતો! સંભવ છે કે પડદા પાછળ આ બધું લઈ જઈને તે પોતે જ ચાટવા લાગે! તેનાં કુરૂપ થાબડાં પરથી જ જોઈ શકાય છે.

મેં માશા તરફ જોયા વિના જ કહ્યું:

"બીજાં કુકુશાતા—અનાથ તજાયેલાં બાળકો વિના હું નહીં આવી શકું."

"કેમ!"

ફરીથી પાછો આ બેવકૂફીભર્યો સવાલ "કેમ".

જો "અનાથાશ્રમ"માં મને એમ પૂછવામાં આવ્યું હોત તો મેં જવાબ આપ્યો હોત: "એમ!"

"નહીં આવી શકું... તેઓ તો મારાં પોતાનાં છે."

માશાએ મારાં ચહેરા તરફ ધ્યાનપૂર્વક નિહાળતાં કહ્યું:

"કેવી રીતે વળી તેઓ તારાં પોતાનાં છે?.. તેઓ તારાં સગાં વ્હાલાં તો નથી! શું તું એ સમજતો નથી?"

હું તો સમજતો હતો પણ એ નહોતી સમજતી. "અનાથાશ્રમ"માંનાં એમ બધાં એકબીજાનાં સગા વ્હાલાં હતાં, એ વાતે સગાં વ્હાલાં કે અમે બધાં કોઈનાં પણ નહોતાં. એમ કહો કે રખડતાં કૂતરા માટે એક રખડતું કૂતરું જેટલું સગું હોય તેવાં હતાં. જ્યારે તજાયેલાં અનાથ બાળકો એટલે કે કુકુશાતા માત્ર મવાલીઓ નથી, પણ કુકુશિકનો છે, અટક પરથી એવો અર્થ થાય છે.

"ના, ના. તેઓ કુકુશિકનો નથી! અને તું પણ કુકુશિકન નથી, આ તું શું કહે છે!"

"તો પછી કોણ છું?"

"તું એગોરોવ છે!"

"અને તેઓ?"

"તેઓ પણ કોઈક ને કોઈક છે."

"પણ કોણ?"

માશાએ હતાશાપૂર્વક નજર ફેરવી લીધી. મીઠો ફિલિપ્પોક એક બાજુ ઊભો હતો, સસ્મિત અમારી તરફ જોઈ રહ્યો હતો. માશાએ ઉતાવળપૂર્વક પૈસા કાઢયા, મેં પણ જોયું કે એ સો સો રૂબલની બે નોટો હતી અને કંઈક ચપળતાપૂર્વક ફિલિપ્પોકના હાથમાં દબાવી દીધી અને તે હજી વધારે દાંતિયા દેખાડવા લાગ્યો.

તેણે મને કહ્યું:

"ચાલ! ગાડીનો સમય થઈ ગયો છે!"

અમે ફરીથી હોલમાંથી ગયા અને હું યાદ માટે જંગલવાળું ચિત્ર જોવા ઇચ્છતો હતો, જે અમારા વિષે હતું, એ જોતાં જોતાં મારી ગરદન

જ લગભગ મરોડાવામાં હતી. પણ માશા જલ્દી ચાલતી હતી અને હું પાછળ રહી જવાની બીકે તેની પાછળ પાછળ દોડયો.

મેં મનમાં ને મનમાં આ સ્વર્ગથી વિદાય લીધી, જ્યાં મેજો પર સ્વર્ગ હતું અને કોઈ કરતાં કોઈ ન તો મીઠું ચોરતું હતું કે ન તો પેલાં ચપ્પાં. અને દિવાલ પર પણ સ્વર્ગનું ચિત્ર ચીતરવામાં આવ્યું હતું. મેં છેલ્લીવાર પાછળ વળીને નજર નાખી, અને ફિલિપ્પોકને જોયો જે સમજીને મારી તરફ હસ્યો.

મેં મનમાં કહ્યું: "ઓ ભગવાન... ઓ પરમેશ્વર! જો તું અસ્તિત્વ ધરાવે છે તો! એવું કંઈક કર જેથી કરીને હું ફરી કોઈક વાર, ભલેને પછી સો વર્ષ પછી હોય, અહીં આવી ચઢું! એવું કંઈક કર ભગવાન! તારા માટે તો તે શું છે! જ્યારે હું, તું જે ઇચ્છશે તે બધું સહન કરીશ, "અનાથાશ્રમ" અને તેનાં ઉપરીઓ, બધું બધું જ સહીશ! મેં મારા ભાગમાંથી થોડું આપી દીધું હોત, જો હું જાણતો હોત કે એ આવશ્યક છે... જિંદગીમાં ક્યારેક આવા સ્વર્ગમાં આવી ચઢું એટલા માટે!"

ગાડી આવી પણ તરત જ નહીં. માશા કોઈક કારણસર આખી ધ્રૂજતી હતી, ઘડિયાળ તરફ જોતી હતી અને મેં મનમાં વિચાર્યું કે તે મોડા પડવાથી બીએ છે. તે મારી તરફ લગભગ બિલકુલ જોતી નહોતી.

"કદાચ, હું જાઉં," મેં તેને કહ્યું. "ત્યાં તેઓ મને શોધવાનું શરૂ કરી દેશે."

"સહન કરશે!" તેણે ઓચિંતા જવાબ આપ્યો અને સખત રીતે મારો હાથ પકડી લીધો. જાણે એ વાતથી એકદમ ગભરાઈ ન ગઈ હોય કે હું સાચેસાચ જ ભાગી જઈશ.

પણ પછી એંજિન દેખાયું અને માશાએ કોણ જાણે કેમ ભયપૂર્વક મારી તરફ જોયું. તે બરાડી ઊઠી, હું ઘોંઘાટમાં માંડ માંડ સાંભળી શક્યો: "સેર્ગેઈ..." અને ફરીથી એંજિન તરફ અને મારી તરફ. "સેર્ગેઈ... હું તને કંઈક કહેવા ઇચ્છું છું."

મેં માથું ધુણાવ્યું. ભલે જેમ ઇચ્છતી હોય તેમ કહે. હું હવે તેના મૂર્ખામીભર્યા સવાલોથી ટેવાઈ ગયો હતો અને પોતાના માટે કોઈ રસપ્રદ વાતની અપેક્ષા નહોતો રાખતો. જો તે પોતાના અન્તોન પેત્રોવિચને લઈ આવશે અને આંસુસભર આંખે મને ભીંજવવાનું શરૂ કરશે તો હું ભાગી જઈશ. તે કંઈ એવી તાકાતવાર નથી કે મને રોકી શકે.

એંજિન થોડો ઘોંઘાટ કરી ઊભું રહી ગયું. લોકો દોડી આવ્યાં. પણ જનારાં લોકો ઓછાં હતાં. અને તે લગભગ તરત જ ગણગણાટ કરવા લાગ્યું. જ્યારે માશા મને બૂમ પાડી કહેવા લાગી:

"વાત એમ છે... સેર્ગેઈ! હું આવતીકાલે આવીશ! પણ માત્ર થોડા સમય માટે જ! માત્ર અડધા કલાક માટે! ત્યારે એવી ગાડી છે કે મારે તરત જ પાછા જવું પડશે... એટલે તું સવારે અહીં આવજે... સમજ્યો? સવારે આઠેક વાગે આવજે અને રાહ જો જે. ત્યાં પણે!

"પણ નાસ્તો?" મેં પૂછ્યું.

હું પૂછ્યા વિના ન રહી શક્યો કારણ કે હું એવો હતો અને "અનાથાશ્રમ"માંના અમે બધાં એવાં હતાં, ભલે ને અમને વધારાનું ખવડાવવામાં આવે તેમ છતાં પણ અમારો ભાગ તો આપી જ દો!"

"હું તને ત્યાં જ ખવડાવીશ!"

"ત્યાં જ?" મેં પૂછ્યું અને તરત જ મનમાં વિચાર આવ્યો કે કદાચ તે મને ફરીથી તે મને પેલાં અમારાં બધાંને માટે નિર્ધારિત કરવામાં આપેલાં સ્વર્ગમાં લઈ જશે?!

"અને મારો ભાગ!" મે ફરીથી પૂછ્યું.

"આ લો કેવો મૂરખ છે!" તે બરાડી ઊઠી અને ડબ્બા તરફ દોડી ગઈ. તે પગથિયાં પર ચઢી ગઈ અને ગાડી તરત જ ચાલવા લાગી.

તેણે ડબ્બામાંથી ડોકું બહાર કાઢયું અને આખા પ્લેટફોર્મ પર સંભળાય તેવી રીતે બૂમ પાડી કહ્યું:

"સે-ર્ગે-ઈ! આવતીકાલે! આઠ વાગે! રાહ જો-જે!"

મેં હાથ હલાવ્યો, જેથી કરીને બારણામાં બહાર નીકળી ન આવે અને ઘેલીની જેમ બરાડે નહીં. જ્યારે હું મારી પોતાની જાતે જ નિર્ણય કરીશ કે મારા ભાગનું શું કરવું અને ગાડીનું શું કરવું. હું બીજી થોડી વાર ઊભો રહ્યો પણ ક્ષિતિજ પર મિલિશિયો દેખાયો અને હજી દૂરથી જ મારી તરફ જોવા લાગ્યો. હું તે જ ક્ષણે જલ્દી ઘેર પહોંચવા તેની વિપરિત દિશામાં આગળ વધ્યો.

રાત્રે હું સારી રીતે ઊંઘી શક્યો નહીં. એટલા માટે નહીં કે હું દુ:ખ અનુભવી રહ્યો હતો કે પછી માશા સાથેની મુલાકાતનો આવો વળાંક મને અસ્વસ્થ કરતો હતો. અત્યારે યુદ્ધમાં, તુસ્યાએ કહ્યું હતું તે પ્રમાણે બધાં

માનસિક યંત્રણા ભોગવી રહ્યાં છે. બધાં કંઈક એવાં માનસિક રોગ ગ્રસ્ત થઈ ગયાં હતાં કે તેઓ પોતે જ એ જાણતાં નહોતાં કે તેઓ શું કરી રહ્યાં છે. અમારે ત્યાં ગામમાં આના લીધે તો ગાડી હેઠળ ફેંકવામાં આવે છે, ગંધકનો ખાર કે પછી એસિડ પીવડાવવામાં આવે છે, તો કોઈ ગોળીએ વીંધાય છે અને એમ બને છે. અને માશા, ચશ્માં વગર જ જોઈ શકાતું હતું કે પોતાનાં એગોરોવ પર સાવ ઘેલી થઈ ગયેલી હતી. તેનું મૂરખ ભેજું પગને ચેન આપતું નથી.

અહીં એ કહેવું જોઈએ કે જો ધ્યાનથી સાંભળવામાં આવે તો અમારા વિષે અને અમારા "અનાથાશ્રમ" વિષે ગામમાં વધારે સારું કહેવામાં નથી આવતું. કેટલાંક લોકો કહે છે કે અમે સંપૂર્ણપણે અપરાધીઓ છીએ અને અમારાં પર જેલ પણ રડે છે, જ્યારે બીજાં એમ માને છે કે અમે કેવળ માનસિક રોગગ્રસ્ત રોગીઓ છીએ અને તેના લીધે જ તો અમને આટલી સખતાઈપૂર્વક જકડી રાખવામાં આવે છે અને ક્યાંય પણ જવા દેવામાં આવતાં નથી.

કોઈપણ પ્રસંગ પર ડાયરેક્ટર પણ જો મિલિશિયામાંથી બહાર કઢાવવાની જરૂર પડે તો અમારી માનસિક રોગગ્રસ્તતા વિષે સીધો બોલવા લાગે છે, "શું તમે એ પણ નથી જાણતાં કે," તે કહે છે, "મારે ત્યાં 'સફેદ થાંભલાઓ' પાગલખાનાની શાખા છે, હું તેમના માટે કોઈ જવાબદારી માથે નથી લેતો!"

બેશક જૂઠું બોલે છે, માથે લે છે પણ માત્ર ડરાવે છે, પણ તેને એમ ડરાવવું યોગ્ય લાગે છે. માંગણી ઓછી એટલી. પણ જો અમારી તરફ ધ્યાનથી જોવામાં આવે તો સ્પષ્ટપણે જોઈ શકાય છે કે અમે પોતે પણ તો માનસિક રોગગ્રસ્ત રોગીઓની જેમ વર્તાવ કરીએ છીએ. પેલી સાન્દ્રા પગારનાં દિવસે કપડાં સીવવાના કારખાનાંનાં ઝાંખા પાસે ભીખ માગતી રહેતી હતી અને કેટલાક પૈસા એકઠા કરીને તે મોસ્કો ચાલ્યા જવા માટે રેલ્વે સ્ટેશન તરફ દોડી ગઈ. ગઈ વખતે તો કોરેશ્કાને પોતાની સાથે પકડીને લઈ ગઈ. જ્યારે તેઓ ગાડીમાં બેસવા જતા હતા ત્યારે જ તેમને પકડી પાડવામાં આવ્યા.

ડાયરેક્ટર ચુશ્કાએ પોતાની કેબીનેટમાં સવાલ-જવાબ કરતી વખતે તેને પૂછ્યું: "મોસ્કો તું શું કામ જવા ખેંચાય છે? તું જવાબ આપી શકે છે?"

પણ તે જવાબ ન આપી શકી. પણ તેના બદલે કોરેશોકે જવાબ

આપ્યો: "અમે ક્રેમલીનમાં બિરાદર સ્તાલિનની પાસે જવા તૈયાર થયા હતા."

"કેમ? શું તેણે તમને પોતાને ત્યાં નિમંત્ર્યાં હતાં?

સાન્દ્રા સાંભળતી હતી અને ભોંયમાં નજર ગાડી ચૂપચાપ ઊભી હતી. તે દરમિયાન ચુશ્કા પણ ભોંયમાં જોતો હતો, પોતાનાં ચોરાયેલાં સોનાની ફ્રેમવાળાં ચશ્માંને પણ ધમકી આપવાં ચઢાવવાં ભૂલી ગયો. આ છેલ્લાં પલાયને તેનાં ગુસ્સાને કાબૂ બહાર કરી મૂક્યો હતો.

"કેમ?" તે બરાડી ઊઠયો "કેમ?"

"અમે પૂછવા ઈચ્છતા હતા..."

"શું પૂછવા?"

"એ પૂછવા કે અમે કોણ હતાં અને અમારાં માબાપ ક્યાં છે. તે તો સોવિયેત બાળકોનો મિત્ર છે, તેણે જાણતા હોવું જ જોઈએ કે તેઓ ક્યાં રહે છે."

"ક્યાં માબાપો વિષે શું કહે છે?" ચુશ્કા બરાડી ઊઠયો. તેના ચહેરો ક્રોધથી તમતમી ઊઠયો. "તમારાં કોઈ માબાપ નથી! ના, ના, નથી અને કદાપિ હતાં પણ નહીં!"

"પણ બીજાં બધાંનાં?"

"બીજાં કોનાં?"

"નથી ખબર..."

"જો જાણતો ન હોય તો બોલ પણ નહીં!

એ સમયે રેડિયો પર ગીત ગવાઈ રહ્યું હતું:

> અદ્ભૂત માતૃભૂમિનાં અનંતાવકાશમાં
> લડાઈઓ અને મહેનતમાં ખપતાં
> અમે રચ્યું આનંદભર્યું ગીત.
> અમારા મહાન મિત્ર અને નેતા વિષે,
> સ્તાલિન—અમારા યુદ્ધની કીર્તિ,
> સ્તાલિન—અમારી જુવાનીનું ઊડાણ,
> ગીતની સાથે, લડતાં અને જીતતાં
> અમારી જનતા જાય છે સ્તાલિનને ડગલે ડગલે...

ચુશ્કાએ ક્રોધાવેશમાં લાઉડ સ્પીકર તરફ જોયું, જે તેને બરાડાવામાં ખલેલ પહોંચાડતું હતું અને તેની પાસે દોડી જઈને સ્વીચ બંધ કરી

દીધી. જ્યારે અમે બધાં બારીમાંથી બહાર જોતાં હતાં. અમારી તરફ જોવા વિના, સાન્દ્રાને લઈ આવનાર મિલિશિયાને સંબોધીને તે બરાડયો: "પણ તમે તો જુઓ છો કે તે ચસકી ગયેલી છે! મારે ત્યાં તેઓ બધાં જ સાવ ચસકી ગયેલાં છે! તેમને બધાંને સમાજથી જુદાં પાડી દેવાં જોઈએ!"

આમ કહી તે સાન્દ્રા તરફ કૂદ્યો, તેને કોલરેથી પકડી લીધી, ભયથી તેણે માથું સુદ્ધાં પાછું કરી લીધું અને તેની પાછળ પાછળ અમે પણ, અમે વિચાર્યું કે હમણાં તેને મારવામાં આવશે... બેસીકે ગુસપુસાટ પણ કર્યો: "જો તે તેને ઠોકશે તો, હું તેને બારીએ પછાડીશ!"

પણ તેણે સાન્દ્રાને મારવાનું શરૂ ન કર્યું, માત્ર તેના નાક સામે મુઠ્ઠીઓ બતાવી.

"તું આ કેવી છે..." સીધાં તેના ચહેરા પર તે બરાડયો. "ત્રીજી વાર આખા 'અનાથાશ્રમને' ઉશ્કેરી રહી છે! હવે ચૂપ ચાપ રહે! ફરી વાર ભાગીશ તો હું તને બંધ કરી દઈશ. ઝોનામાં! કે પછી ના! ના! હું તને એક મહિના માટે કોઝેલ પાસે મોકલી દઈશ, તેને ત્યાં કામ કરશે!"

સાન્દ્રાને "ચૂપચાપ રહે" કહેવું અર્થવગરનું હતું. તે આમેય હંમેશાં ચૂપચાપ રહેતી હતી. અને આ કોઝેલની ધમકી પણ સાવ ખાલી ખોટી નહોતી. કોઝેલ, એટલે કે કોઝલોવ ભડકીલાં લાલ રંગનાં હોઠ અને નક્ફટ દેખાવવાળો સાવ લાગણીવિહોણો વૃદ્ધ, સ્ટેશનનો ઉપરી હતો. આંખો નીલી, જાણે મોટી રકાબી જેવી, જુએ છે બિલકુલ તોછડાઈપૂર્વક. તે જ તો અમારાં ચુશ્કાને કિમતી કોલસા પૂરાં પાડે છે, ઘેર લઈ આવે છે, અને તે ઉપાડી જવા માટે અમને મોકલવામાં આવે છે. જ્યારે તેના બદલામાં ચુશ્કા તેને કામ માટે છોકરીઓ મોકલે છે. એક દિવસ સાન્દ્રાને પણ મોકલી હતી, અને તે એક કલાકમાં ભાગી ગઈ હતી. આખી ને આખી ચીંથરેહાલ થઈને પાછી આવી, પથારીમાં પડી અને પોક મૂકીને રડવા લાગી. તેની પાસેથી અમે કોઈ વાત કઢાવી ન શક્યાં, માત્ર એટલું સમજી ગયાં કે કોઝેલને ત્યાં તેને ન જવા દેવી જોઈએ. તેનું નામ લેતાં જ તે થરથર કાંપવા લાગે છે અને ધોળી પૂણી જેવી થઈ જાય છે. કદાચ તેને માટે એ સગવડભર્યું હતું કે સાન્દ્રા બિલકુલ ચૂપ રહે છે. અને જો અમે બધાં ચૂપ રહેતાં હોત તો હજી વધારે સગવડભર્યું બન્યું હોત. સાચી વાત છે, ત્યારે એ સમજી શકાય તેવું નહોતું કે કેવી રીતે

તેમણે અમને સવાલ-જવાબ કર્યા હોત, વિશેષ કરીને ત્યારે, જ્યારે સૈનિકો સાથે કમિશન આવતું હતું. એકલી સાન્દ્રા જ તેમને બધાંને પોતાનાં ગૂંગાપણાથી અકળાવી દેતી હતી. અને જો જરા વિચાર કરવામાં આવે કે આખા "અનાથાશ્રમ"ને, એટલે કે સો માણસોને લાઈનમાં ઊભા કરવામાં આવે અને જવાબમાં એક શબ્દ પણ ન મળે તો શું થાય. ગૂંગું ચિત્ર!

કમિશન ચાલતું જાય છે, આશ્ચર્ય પામે છે, ગુસ્સે થાય છે, મોંમાં ડોકિયું કરી જુએ છે, જ્યારે અમે, મહામૂરખોની જેમ, માત્ર સમજી ન શકાય તેવાં અવાજો કરીએ છીએ! ત્યારે કમિશન બરાડે છે: "તેઓ કા-બૂ-માં-લ-ઈ-શકાય તેવાં નથી! તેમને કોઝોલ પાસે મોકલી દો! કોઝોલ પાસે!"

મેં બધું એમ મનમાં વિચાર્યું અને છેક પરોઢ થતાં ઊંઘી ગયો.

અને એકાએક મેં લીલુંછમ ગોચર જોયું, એટલી સ્પષ્ટ રીતે કે જાણે બિલકુલ જાગ્રતાવસ્થામાં જોઈ રહ્યો હોઉં. નાનાં બાળકોનાં ગુપ્રમાંથી અમે પાયોનીઅર શિબિરમાં બબ્બેની લાઈનમાં ફરવા જઈ રહ્યાં છીએ. અમારી મોખરે હતો માથા પર પીળાં ફૂલોની માલા લગાવેલી અમારી નેતા.

પણ શા માટે મને આ શિબિર કદાપિ યાદ ન આવ્યું, જેમાં હું યુદ્ધ સુધીની મારી જિંદગીમાં એકવાર ગયો હતો? અમારી કસોટી લઈ રહેલો ટાલિયો સૈનિક સુદ્ધાં મને આ શિબિરમાંથી દૂર કરી શક્યો નહોતો!

જ્યારે અત્યારે મેં મનમાં પણ વિચાર કરવાનું વિચાર્યું નહોતું ત્યારે એકાએક તે પોતે મારી પાસે પ્રગટ થયો, અને તે પણ વળી રંગીન સ્વપ્નમાં. અમે હાથમાં હાથ લઈને ચાલતાં જઈ રહ્યાં છીએ, અને અમારી સામે છે લીલાંછમ ગોચર અને

ત્યાં દૂર સુદૂર નદીની પેલે પારથી ગૂંજે છે અવાજ
કુ-કુ, કુ-કુ, કુ-કુ, કુ-કુ,
આ તો ગાય છે ઝાડીઓમાંથી નાનકડું પંખી
કુ-કુ, કુ-કુ, કુ-કુ, કુ-કુ...

અમારાં સ્વરો આભમાંથી ઊતરી આવેલાં દેવદૂતોની જેમ તદ્દન

સ્પષ્ટપણે, ગૂંજતાં ગૂંજતાં વહેવા લાગે છે અને બીજા છેડેથી તેનો પડઘો અમને સંભળાય છે. આ અદ્‌ભુતપૂર્ણ દિવસની આગળ આશ્ચર્ય પામતાં અમારાં દિલ થડકી ઊઠે છે, જેના પછી આવશે બીજો દિવસ, ત્રીજો દિવસ અને એમ દિવસો અમારી તરફ જોતાં અને હસતાં તથા તાળીઓ વગાડતાં છોકરીનીજેમ કૂદકો મારે છે, બૂમ પાડે છે: "કોણ કોયલ વિષેનું ગીત ગાશે? હા, તો ગાઈશું?"

અમે બધાં એક સૂરમાં જવાબ આપીએ છીએ: "ગાઈશું!"

અને અમે ગાઈએ છીએ, કેવી રીતે હું તે ભૂલી શકતો હતો કે આ કોયલ વિષેનું ગીત મારી અંદર આખી જિંદગી જીવંતપણે ગૂંજતું રહ્યું હતું અને અત્યારે તેના તદ્દન સાદાસીધા શબ્દોથી ગળું રૂંધાઈ જાય છે.

ફૂલોમાં ઘેરાયેલી નદી, જે સૂરજમાં ચમકી રહી છે. મને બહુ સારી રીતે યાદ છે કે અમારી નેતાનું નામ હતું લ્યૂબા. અમે બધાં અમારી લ્યૂબાને બાળકોની જેમ સાચા દિલથી ખૂબ ચાહતાં હતાં, અને અમે તેને ગળું ફાડીને બૂસ પાડી બોલાવતાં: "લ્યૂબા! લ્યૂબા! અમે સ્ટ્રોબરિ એકઠી કરવા ઈચ્છીએ છીએ!" કારણ કે અમે જાણીએ છીએ કે લીલાં ઘાસમાં રસ્તા પાસે મોટી મોટી સ્ટ્રોબરિઓ પાકેલી હતી!

જ્યારે લ્યૂબા ચાલતાં ચાલતાં પીઠ પાછળ ફરવે છે અનંતપણે ચાલતાં આવશે અને બધાં દિવસો આવાં જ સૂર્યથી ચમકતાં અને માત્ર ખુશીભર્યાં હશે, જ્યાં અમે બધાં એક બીજાંને ચાહીશું, અને એમને એમ ચાહતા રહીશું ઉનાળો પૂરો થતાં સુધી, અને પછી બીજાં ઉનાળાઓ અને શિયાળાઓ સુધી તથા લાંબી-લાંબી જિંદગી સુધી!

અમને લાગે છે કે આખું અમારું જીવન આ તો સૂરજ કેઠળ કોઈથી ન રચાયેલું, ખબર નથી ક્યાંથી આવેલું સંગીત: કુ-કુ, કુ-કુ, કુ-કુ, કુ-કુ.

સ્વારે હું કુકુશાતાઓને એક પણ શબ્દ કહ્યા વિના સ્ટેશન તરફ દોડી ગયો જેઓ બેશક ગઈકાલ સાંજથી જ મને નિહાળી રહ્યાં હતાં અને મારી પાસેથી જાણવા ઈચ્છતાં હતાં.

આ સવાર પાસેથી મેં કોઈ ચમત્કારની રાખી નહોતી. પણ કદાચ હું કશાંકની આશા રાખતો હતો. મેં માશાનાં માનસિક રોગગ્રસ્તતા વિષે

પોતાની જાતને કંઈક ખોટું કહ્યું હતું તો એ માત્ર દિલને શાંત પાડવા માટે જ હતું, જેથી કરીને જો કંઈ પરિણામ નહીં મળે તો સહન કરવું સરળ રહે. જોકે તેમ છતાં, હું ફરીથી કહું છું કે હું નહોતો જાણતો કે હું આશા રાખું છું.

હું પહેલી વાર સ્ટેશન તરફ સંતાયા વિના ગયો, હું જાણતો હતો કે જો મને પકડવામાં આવશે તો હું શું કહી દઈશ, હું કહી દઈશ: "મારી કાકી ટ્રેઈનમાં છેલ્લી વાર આવવાની છે અને મારે તેને જરૂર મળવાનું છે, જો વિશ્વાસ ન આવતો હોય તો ટ્રેઈન આવે ત્યાં સુધી રાહ જુઓ અને પોતે જાતે જોજો!" તેમના માટે મેં આવો સંવાદ તૈયાર કરી લીધો અને આગળ પછી ભલે તેમને જે વિચારવું હોય તે વિચારે. હવે હું સમજ્યો કે કાકી આ તો કોઈ હલકી વાત નથી! જ્યારે મારી પાસે કોઈપણ નહોતું ત્યારે તેઓ મારી સાથે બહુ તો નિર્દય રીતે વર્તતાં હતાં હું તેમના માટે તો મારું અસ્તિત્વ હયાતી ધરાવતું જ નહોતું! પણ આ સવારે હજી જ્યારે ભાગ પણ પાડવામાં આવ્યા નહોતા ત્યારે તુસ્યાએ તરત જ કહ્યું: "જા, અમે તારા માટે તારો ભાગ રહેવા દઈશું." પણ પહેલાં તો ખિસ્સું પહોળું કરીને પકડતી, આમ તેણે રહેવા દીધું હોત! અને સૌથી પહેલાં જ ચુશ્કા પાસે દોડી ગઈ હોત અને કહી આવી હોત કે સેર્ગેઈ કુકુશિકન નિયમ તોડી રહ્યો છે! જો તે અને ચુશ્કા જાણી જશે કે હું તેના અનુસંધાનમાં જ કુકુશકીન નહીં પણ યેગોરોવ છું તો હસવાલાયક વાત થશે!

સ્ટેશન પર હું જાણીબૂઝીને એ જગ્યાએ ઘૂમતો રહ્યો જ્યાં વધારો મિલિશિયાઓ હતાં, મને એટલી તીવ્ર ઇચ્છા થતી હતી કે તેઓ મને પૂછે: "તું ક્યાંથી? "અનાથાશ્રમમાંથી" તો અહીં નથી ભાગી આવ્યો ને? કે પછી તારા પર કોઈ સજા કરવામાં આવેલી છે?"

અને હું તેમને કહીશ... બધું જ કહીશ. પણ દુઃખ થાય એવી વાત હતી: એકવાર પણ કોઈ મારી પાસે ન આવ્યું. કાકી તો હંમેશાં હંમેશાં માટે અદૃશ્ય થઈ જશે પણ તેઓ તો સામે આવતાં જ રહેશે; તેઓ ત્યારે હંમશાં આવી ચડશે જ્યારે તમે સૌથી કપરી સ્થિતિમાં હશો અમે કોઈને કંઈ કહી શકવાની સ્થિતિમાં નહીં હોય. જિંદગીનો એવો મૂર્ખામીભર્યો નિયમ છે. અને કદાચ, તેઓ માત્ર પારકાંનાં દુઃખને અનુભવતાં હોય છે, જેવી રીતે જાનવરો દૂરથી જ લોહીની ગંધ અનુભવી લે છે?!

"ગોલ્યાત્વીનો" નામવાળાં મોટાં પાટિયા કલ્પના કરવા લાગ્યો.

ગામનું નામ એ છે, પણ અમને કદાપિ ગોલત્સી કહીને બોલાવવામાં આવતાં... ગોલત્સી-ઓગોલત્સી! કહેવામાં આવે છે કે જ્યારે અહીં આ ગામ નહોતું ત્યારે એ જગ્યાએ દારૂપીઠું હતું અને ત્યાં લોકો દારૂ પીતા હતા. ગરીબમાં ગરીબ સુધીનાં બધાં ખૂબ પીતા હતા. અને કહેવામાં આવતું હતું: ગોલ્યા સુધી (નાગાઈ સુધી) શરાબ પીધું... કે પછી: ગોલ્યાત્વીનો અને કદાચ ખોટું હોઈ શકે છે, પણ દારૂડિયાઓ તો બધે જ ભટકાં હોય છે, કદાચ મોસ્કોમાં પણ દારૂડિયાઓ ન હોય તેવું નહીં હોય! પણ "દારૂ" તો દોષ દેવામાં નથી આવતો! મેં આ શબ્દને ઊલટી બાજુથી વાંચવાનો પ્રયત્ન કર્યો તો શબ્દ આવ્યો બન્યો: ઓનીવ્ત્યાલોગ. એ પણ રસપ્રદ છે.

હું હજી માલસામાનના ડબ્બા પાસે ઊભો હતો અને જોતો હતો કે કેવી રીતે તેઓ સામાન લાદી રહ્યાં છે. પણ ત્યાં જ ત્રાંસી નજરે મારી તરફ જોવા લાગ્યાં. સ્પષ્ટપણે જોઈ શકાતું હતું કે એ લોકો એ વાતથી ટેવાયેલાં હતાં કે તેમને ત્યાં બધાં કંઈકને કંઈ ચોરી કરી પડાવી લેવા ઇચ્છતા હોય છે. પણ મને આમ કશાની આવશ્યકતા નહોતી. મારી કાકી આવવાની છે, અને વળી કદાચ હું રેસ્તોરાંમાં જઈશ... અને હું તમારાં આ ઊંચા ખડકાયેલા સામાન પર થૂંકતો હતો!

મને રેસ્તોરાં યાદ આવી ગયું અને હું ત્યાં ગયો. મેં બહારથી જ તે જોયું. હું પહેલાં કદાપિ ત્યાં પાસેથી પણ પસાર થયો નહોતો, પરંતુ હવે તો વાત સાવ જુદી જ હતી. જોકે વાત સાચી હતી કે બહારથી તો બારીઓ મખમલનાં લાલ પડદાંઓથી બિલકુલ ઢંકાયેલી હતી અને તેની પેલી બાજુ શું છે તે. સીધેસીધું જોતાં કશું જ નજરે પડે એમ નહોતું, ન તો સફેદ મેજપોશોવાળી મેજો, ન તો કુંડાઓવાળાં વૃક્ષો, ન તો સૌથી મુખ્ય વસ્તુ એ ચિત્ર: અને તે પણ દીવાલ પર લટકતું એટલું સુંદર ચિત્ર કે જોતાં જ શ્વાસ અદ્ધર રહી જાય.

જ્યારે મેં મનમાં વિચાર્યું: તેઓ આ બધું લોકોથી સંતાડી રહ્યાં છે કારણ કે બધાં લોકોને અને એમાંય વિશેષ કરીને અમને, નિર્લજ્જ મવાલીઓને, એ બતાવવા જેવું નહોતું, નહીં તો અમે દરરોજ તે જોવા ઇચ્છતા... અને એ લોકોને સૌથી મહત્ત્વપૂર્ણ જેઓને તેમાં જવા દેવામાં આવતાં હતાં. ...જો બેશક સાચેસાચાં સ્વર્ગ જેવું કંઈ હોત તો કદાચ

તેમાં પણ દરેક વ્યક્તિને નહીં પણ માત્ર કાર્ડ પર જવા દેવામાં આવત! નહીં તો સ્વર્ગનાં આ સફરજનો બધાંને તો પૂરાં પડત નહીં...

મેં હજી મનમાં એ પણ વિચાર્યું કે અમારા ચુશ્કા, અને હજી આગળ પેલાં ઉઝ અને નેપોલીઓનને પણ અહીં જવા દેવામાં નથી આવતાં... જ્યારે હું જઈ આવ્યો! અને જો ઇચ્છા થાય તો કાકીને કહીને ફરી વાર જઈ શકું છું. જો તેમને બધાંને અહીં ભેગા કરવામાં આવે તો: ચુશ્કાને, ઉઝાને, નેપોલીઓનને પ્લેટફોર્મ પર ઊભા કરવામાં આવે અને [illegible] જવું... જ્યારે તેઓ ગામડાંનાં ગામડિયાઓ જુએ અને સીધે સીધાં અદેખાઈથી બડબડાટ કરવા લાગે અને તેમના મોંમાંથી લાળ ટપકડવા લાગે... કદાચ, તેઓ પણ અંદર જવાની માંગણી કરશે અને ત્યાં જ ફિલિપ્પોક તેમની પર પગ પછાડીને બરાડા પાડીને ધમકાવવા લાગશે:

"ચાલ્યા જાવ, ભ્રષ્ટ, કૂતરાનાં બચ્ચાં! તમે જોતાં નથી કે શું! આ તમારા માટે નથી! આ તો એવાં વિશેષ લોકો માટે છે જેઓ... જેઓ કાકી સાથે આવે છે! જ્યારે તમારી સાથે તો કાકીઓ નથી! એટલે શીઈઈ...! ચૂપ થઈ જાવ! અને પોત પોતાના ક્ષેત્રમાં ચાલ્યા જાવ!

પોતાનાં જ સ્વપ્નોનાં ખોવાયેલા હોઈ મને એ પણ ધ્યાન ન રહ્યું કે ટ્રેઈન ક્યારે આવી ગઈ અને ઘોંઘાટ કરતી રોકાઈ ગઈ. મેં ડબ્બાઓમાં જોયું અને મને લાગ્યું કે માશા આવી જ નહોતી. અને કેટલી વિચિત્ર વાત, હું ગભરાઈ ગયો કે તે હવે નહીં આવે, જ્યારે હું મૂરખની જેમ રાહ જોતો રહ્યો...

અને એકાએક, જ્યારે હું સાવ હતાશ થઈ ગયો હતો ત્યારે જ મેં તેને મારી બાજુમાં જ ઊભેલી જોઈ. તે મારી તરફ એવી રીતે દોડી આવી જાણે મને ખોઈ બેઠી હોય, પણ હવે મને શોધી લીધો અને એ વાતથી બીતી હતી કે હું ક્યાંક બિલકુલ અદૃશ્ય થઈ શકતો હતો.

મારો ભય દૂર થઈ ગયો અને ખુશી સુદ્ધાં આવી ગઈ. આવી ગઈ માશા, આવી ગઈ. આમ તેણે તો આવવાનું જ હતું. વચન જો આપ્યું હતું! શેના લીધે હું આટલો ગભરાટમાં આવી ગયો હતો. તે મને પોતાને સમજાતું નહોતું.

તેની સાથેની મુલાકાત પહેલાં મેં ખુશીનો અનુભવ કર્યો નહોતો અને હું શાંત-સ્વસ્થ હતો. જ્યારે તેણે ચાલતાં ચાલતાં રોકાયા વિના જ મને

પકડી લીધો અને કંઈક ખેંચી જવા લાગી, હું એ પણ પૂછી ન શક્યો કે તે મને ક્યાં ખેંચીને લઈ જઈ રહી હતી.

અમે પ્રતીક્ષાખંડમાંથી સરસરાટ કરતાં પસાર થયાં, સડક પર આવી ગયાં, ફરીથી પાછળની બાજુએથી રેલ્વે સ્ટેશનનાં કોઈક બારણામાં ઘૂસ્યાં. અમે ઠંડા ભોંયરામાં ઊતર્યાં અને એકાએક મોટા રસોડામાં આવી પહોંચ્યા. તેની વચ્ચોવચ એક જાડીપાડી સ્ત્રી અને તેની બાજુમાં અમારો ફિલિપ્પોક, ઊભાં હતાં. તેઓ માશાને તરત જ સમજી ગયા અને જગ્યા બતાવતાં કહ્યું:

"અહીં, અહીં..."

આ એક બહુ નાનો ઓરડો હતો, પણ ત્યાં મેજો હતી અને મેજો પર સફેદ મેજપોશો અને ફૂલોવાળાં ફૂલદાનો સુદ્ધાં હતાં.

"આપણે અહીં ખાઈશું..." માશાએ ઉતાવળપૂર્વક કહ્યું અને ખુરશી પર પોતાનું પર્સ ફેંક્યું અને પોતે બેસી ગઈ. હું પણ બેસી ગયો.

આસપાસ નજર નાખતાં તેણે ઉમેર્યું કે ઉપરનું રેસ્તોરાં હજી ખૂલ્યું નથી અને તેણે એટલી ભૂખી સવારે ચાર વાગે મોસ્કોથી નીકળી હતી અને અડધા કલાકમાં વળતી ટ્રેઈને પાછા જવાનું હતું જેમાં હજી તેને બીજાં ચાર કલાકનો પ્રવાસ કરવાનો હતો...

ફિલિપ્પોક અમારી સામે પ્લેટો મૂકી, જ્યારે મેં આમ તો નજર બીજી બાજુ વળેલી હતી તેમ છતાં પણ જોયું કે તે સફેદ પ્લેટોમાં શું હતું: બ્રેડ, સલામીનાં નાનાં ટૂકડાં, ખાંડ, માખણ. માશાએ પર્સમાં હાથ નાખ્યો અને કંઈક કાગળમાં લપેટાયેલું બહાર કાઢીને પોતાની પાસે મૂક્યું. કેટલીક વાર તેણે આ પડીકાંને હાથ અડાડયો. જ્યારે હું ફૂલદાનમાંના ફૂલને જોઈ રહ્યો હતો અને ત્યાં જ એકાએક મેં કીડી જોઈ. તે બિચારીને પણ ફૂલની સાથે સાથે ફૂલોની પથારી પરથી ખેંચી લેવામાં આવી હતી અને હવે તે ગભરાટમાં પડી ગઈ હતી, ડાળી પર દોડતી હતી અને જાણતી નહોતી કે તેને કઈ દિશામાં દોડવું જોઈએ. અને આ કાંકરેટનાં ભોંયરામાંથી તો વળી તે આમેય ક્યાં ભાગી જઈ શકતી હતી? ફસાઈ ગઈ બચ્ચું, હવે તો કીડીઓનાં દરમાં માત્ર તારાં માબાપ તારા પર રોશે... કે પછી જો પોતાનાં કોઈ નહીં હોય તો આનાથાશ્રમવાળાં...

"ખા. જાગ્રત થા," માશાએ કહ્યું, અને તરત જ પોતાની પ્લેટમાંનું ખાવાનું શરૂ કર્યું. "ખા અને ધ્યાનપૂર્વક મને સાંભળ. બરોબર?"

મેં માથુ ધુણાવ્યું. મારી સાથે એ વાતનું વચન લેવું કે હું ખાઉં, એ મુશ્કેલ નહોતું. પણ આ કાન તો મારા પોતાની મેળે જ કામ કરે છે. મારે ખૂબ સાવધાનીપૂર્વક ખાવાનું છે કરીને છીનવી લેવામાં ન આવે કે પછી પાછળથી માથા પર ઠોકવામાં ન આવે—આ તો પહેલી વાર નથી.

માશાએ કોણ જાણે કેમ પાછળ વળી નજર નાખી. જોકે આસપાસ કોઈ નહોતું અને હાથમાં ન આવનારો ફિલિપ્પોક પણ ખોવાઈ ગયો હતો, રસોડામાં કંઈ કરી રહ્યો હતો.

"હા, તો, સેર્ગેઈ... મેં તને કહ્યું હતું તેમ તારા પિતા પ્રખ્યાત માણસ હતા અને તે વર્ષોમાં પોતાનાં વિમાનો માટે મોટું બોનસ પણ મેળવ્યું હતું... પણ વાદળાં ઘેરાં થઈ ગયાં. અને તે દિવસ દર દિવસ રાહ જોતો રહ્યો કે તેને પકડવામાં આવશે. ત્યારે તેણે બધી રકમ તારા નામે કરી દીધી અને બૅંકમાં મૂકી દીધી, મેં તેને એવી સલાહ આપી હતી. જ્યારે બૅંકની ચોપડી સાચવવા માટે મને આપી દીધી. મેં તે મારી બેનપણીને ત્યાં સંતાડી રાખી હતી. અને પછી જ્યારે મને છોડી દેવામાં આવી, હું તને શોધવા લાગી અને એ તને શોધી લીધો, તને—યેગોરોવ, ત્યારે તું કુકુશ્કિન બની ગયો હતો અને બેશક તારા વિષે ક્યાંય કોઈ પૂરાવા નહોતા... મેં જરૂરી પૂછતાછ કરી, ફોન કર્યાં, ઠેકઠેકાણે પ્રવાસ કર્યો... છેક છેવટે બિલકુલ આકસ્મિક રીતે એક સ્ત્રી મળી આવી—તે પણ ડોક્ટર હતી... જ્યારે તારા પિતાને પકડી જવામાં આવ્યાં તે સમયે તે બાળકોની અનાથાશ્રમમાં વહેંચણી કરવાનું કામ કરતી હતી. તેની મારફ્ લોકોનાં દુશ્મનોનાં બાળકો આવતાં હતાં...

હું ખાઉધરાપણા વિના પલકવારમાં ખાવાનું અને ગળે ઊતારવાનું જાણું છું, પણ ત્યાં જ મારા ગળામાં કોઈક ટૂકડો અટકી ગયો અને મને ઉધરસ ઊઠી. નાનકડો ટૂકડો મોંમાંથી બહાર નીકળી મેજ પર આવી પડયો પણ મેં તેને એકદમ પકડી લીધો અને ફરીથી ચાવી ગયો. માત્ર ત્યારે જ મને માશાને પૂછવાની તક મળી:

"બાળકો... કોને?"

માશાએ એકગ્રતાપૂર્વક ચા પીધી અને તરત જ જવાબ ન આપ્યો.

જાણે કંઈ સાચાખોટાની ખાતરી અપાવતાં તેણે કહ્યું:

"તેમને એમ કહેવામાં આવે છે... માફ કરજે, કહેવામાં આવતાં હતાં... તું જરા સમજ... હું તને આ બધું કહેવા ન બેસત, જો હું

જાણતી ન હોત કે ફરીથી તને કદાપિ નહીં મળી શકું. અને મારા સિવાય બીજું કોઈ તને આ બધું નહીં કહે... પણ માત્ર..." તેણે પાછળ વળી નજર નાખી, જોકે ઓરડામાં કોઈપણ નહોતું. "તું કોઈને પણ... તું સમજે છે ને... આ તો ગુપ્ત રહસ્ય છે... ખતરનાક રહસ્ય. તને કહેવાનો નિર્ણય કર્યો તે પહેલાં મેં બહુ લાંબો વખત મનોમંથન કર્યું હતું. પણ મેં વિચાર્યું કે તું હવે ઉંમરલાયક છે અને તારે તારા વિષે એ બધું જાણવું જ જોઈએ જે તમારાં બધાંથી છુપાવવામાં આવે છે.

મેં કીડી તરફ જોયું: તે ડાળી પર ઉપર નીચે જવા મથી રહી છે.

"પણ કોણ અમારાથી છુપાવે છે?" મેં માશા તરફ નજર નાખ્યા વિના પૂછ્યું.

"બધાં."

"પણ તેઓ... બધાં... જાણે છે? કે અમે... એવાં છીએ? હેં?"

"બેશક, તેઓ જાણે છે!" માશાએ આશ્ચર્યોદ્‌ગાર વ્યક્ત કર્યાં અને ફરીથી આસપાસ નજર નાખી.

"અને અમારો ડાયરેક્ટર જાણે છે?"

"ડાયરેક્ટર... સૌથી પહેલાં જાણે છે!"

"તો પછી શા માટે અમે નથી જાણતા?"

એ સમયે મેં આંખો ઊંચી કરી અને ફિલિપ્પોકને જોયો, જે અદૃશ્યપણે મેજ પાસે આવીને ઊભો રહી ગયો હતો. તે ઊભો હતો અને પોતાની મૂંછો વળ ચઢાવી રહ્યો હતો. જાણે જાણતો હતો કે અમે શેના વિષે વાતચીત કરી રહ્યાં હતાં અને ચૂપચાપ અમારી દુનિયામાં સૌથી રહસ્યપૂર્ણ વાતચીતમાં ભાગ લઈ રહ્યો હતો.

માશાએ કોઈક કારણસર પોટલીને હાથ વડે ઢાંકીને ફિલિપ્પોકને કહ્યું: "કાર્ડની જગ્યાએ હું પૈસા ચૂકવી શકું છું?"

અને એમ કહીને કેટલાંક સો કાગળો મૂક્યા અને ફરીથી મને કોણીએ પકડી લીધો: "ચાલ! જલ્દી ચાલ અહીંથી!

મેં ઉતાવળ કરી, બધું ખવાઈ ગયું હતું પણ બિચારી કમભાગી અને ઘરવિહોણી કીડી રહી ગઈ હતી, જે હંમેશ માટે આ ભોંયરામાં રહી જવા બંધાયેલી હતી.

"હમણાં જ," મેં કહ્યું અને તેની સામે આંગળી મૂકી. તે આ આંગળી પર ચઢી ગઈ અને આમ મારી સાથે ઉપર, સડક પર કૂદી આવી.

છેક માત્ર પ્લેટફોર્મ પર આવતાં માશાએ રાહતનો દમ લીધો, પોટલી તેના હાથમાં જ પકડાયેલી હતી. તેણે ફરીથી આસપાસ નજર નાખી અને છેક દૂર દૂરનાં છેડા સુધી મને લઈ જઈને કહેવાનું શરૂ કર્યું કે કેવી રીતે તેણે મને શોધી લીધો અને કેવી રીતે આ સંચાલકોમાંથી આ વિચિત્ર સ્ત્રીને પકડી પાડી, જે પોતે ડોક્ટર હતી... તેની અટક હતી કુકુશ્કિના... તું કદી એમ ધારી શકે છે?"

"ના," મેં કહ્યું. તે જ વખતે હું થોડો ઝૂક્યો અને કીડીને આંગળી પરથી દૂર કરવા ફૂંક મારી. દોડી જા, બેવકૂફ, પોતાનાંઓ પાસે અને હા, ફરીથી કદાપિ આવો ઈતિહાસ રચવા ન બેસતી. ભોંયરામાંથી આ લોકો તને કદાપિ બહાર છોડશે નહીં, તેમના મગજમાં પણ એવો વિચાર સુધ્ધાં નહીં આવે કે તું પણ જીવવા ઈચ્છે છે.

"તું ક્યા વિચારોમાં ખોવાઈ ગયો?" માશાએ પૂછ્યું. "તું મારી વાત સાંભળતો નથી શું?"

"સાંભળું છું," મેં કહ્યું. "તેની અટક કુકુશ્કીના છે... જેવી રીતે અમારી... અને મારી છે..."

"એ જ તો મુખ્ય વાત છે! તેણે તમને પોતાની અટક આપી... સમજ્યો, નહીં?"

"પણ શા માટે?"

"તેણે તમને કાયદેસર વ્યવસ્થિત કર્યાં,.. જેથી કરીને સ્થિતિ વધારે ખરાબ ન થાય!

"પણ શા માટે વધારે ખરાબ?" મેં ફરીથી પૂછ્યું.

"ઓફ," માશાએ કહ્યું અને નિઃસાસો નાંખ્યો. "પણ તમે તો જેમને પકડી લેવામાં આવ્યાં છે તેમનાં બાળકો છો... તમે એ અટકો સાથે ન રહો એ જ વધારે સારું હતું... તેણે એમ નક્કી કર્યું અને તેણે તમારામાંથી ઘણાં બધાંને પોતાની અટક આપી... પણ, તેણે એમ કરી તમને બધાંને બચાવી લીધાં, સમજે છે તું?"

હું કંઈપણ ન સમજ્યો. પણ હું હવે ચૂપ થઈ ગયો હતો. કારણ કે હું બિલકુલ પેલી ભોંયરામાંની કીડી જેવી સ્થિતિમાં હતો: ત્યાંથી બહાર નીકળવાનો કે જવાનો કોઈ રસ્તો નહોતો, મારે ક્યાં જવું, ફૂલ પરથી તોડયા પછી હાથમાં લીધો, હવે કશું જ નહોતું... આ માશા મને પોતાની આંગળીએ પકડીને લઈ જવાનો પ્રયત્ન કરતી હતી... પણ ક્યાં? તે તો ચાલી જશે... હા, ચાલી જશે, પણ મને અત્યારે, આવતીકાલે

અને આખી જિંદગી સુધી એ ખબર છે કે હું ન માત્ર સેર્ગેઈ કુકુશ્કિન છું... પણ દુશ્મન છું કારણ કે મારા પિતા દુશ્મન હતા... અને મને બીજી અટક આપી છુપાવવામાં આવ્યો હતો..."

બેશક, બીજાં કુકુશાતાઓ વિષે—તજાયેલાં અનાથ બાળકો વિષે પૂછવું જોઈએ, પણ શું પૂછવું જોઈએ? તેઓ કોના બાળકો છે? માશા ક્યાંથી જાણતી હોય... કોનાં છે, કોઈકને તો હવે શોધી પણ શકાય તેમ નહોતું, ન તો સમજાવી શકાય તેમ હતું...

મને પેલું બંડલ યાદ આવી ગયું અને પૂછ્યું:

"જોઈ શકું છું?"

માશાએ કહ્યું: "એ હવે તારું છે."

મેં બંડલ ખોલ્યું. તેમાં સિલેટી રંગની ચોપડી હતી અને તેનાં પહેલા પાના પર લખેલું હતું: "ગોરોવ સેર્ગેઈ અન્તોનોવિચ." અને વળી ગોળ સ્ટેમ્પ લાગેલો હતો તથા ઉપર મોટા અક્ષરોમાં લખેલું હતું: "સ્બેરેગાતેલ્નીએ વ્રુદોવીએ કાસ્સી, એસ.એસ.એસ. આર, ચોત નં. ૪૧૦૨"* જ્યારે નીચે નાનાં અક્ષરોમાં લખેલું હતું "બેંકના મેનજર (વ્યવસ્થાપકીય)" અને સહી હતી. મેં બીજું પાનું ફેરવ્યું, તે કોરું હતું, લગભગ સાવ કોરું. માત્ર ઉપર, ડાબા ખૂણામાં આંકડા લખવામાં આવેલા હતા. હું તરત જ તે સમજી ન શક્યો, તે કંઈક વિચિત્ર જેવાં લાગતાં હતાં, જાણે આંકડા નહીં પણ માત્ર બધાં શૂન્યો જ ન હોય.

માશાએ માથું નીચું ઝૂકાવીને ધીમેથી પૂછ્યું:

"હા, તો કેમ? તું સમજ્યો? કેટલાં તે તારા માટે છોડી ગયો છે?"

મેં માથું ધુણાવ્યું. હું કંઈ સમજ્યો નહોતો. પણ શબ્દ "છોડી ગયો હતો" એ મારામાં કોઈ વિચિત્ર લાગણીને જાગ્રત કરી. મને એકાએક રડી પડવાની ઈચ્છા થઈ આવી.

"તેને બીક હતી કે તું એકલો ક્યાંક ગુમ થઈ જઈશ... અને તેણે પોતે જે કરી શકતો હતો તે કરવાની ઉતાવળ કરી. તેણે કહ્યું: "હું તેને હવે જિંદગીમાં તો કેમે કરીને મદદ નહીં કરી શકું. તે ક્યાંક ગુમ થઈ જશે, ખોવાઈ જશે. ભલે ઓછામાં ઓછું આટલું રહે... કાળાં દિવસો માટે..."

"અને કેટલાં છે અહીં?" મેં પૂછ્યું. હું સાચેસાચ કોઈપણ રીતે આ

* કામકાજ ખાતાની બેંકની પાસબુક; એસ.એસ.આર., ખાતા નં:૪૧૦૨.

વિચિત્ર આંકડાઓ વાંચી શકતો નહોતો. જોકે આંકડાઓ તો છેવટે હું સમજી ગયો હતો. પણ પેલાં દિવસો વિષે, જેઓ કાળાં હશે, હું સમજી ન શક્યો. સામાન્ય રીતે તો રાતો કાળી હોય છે.

માશા હળવેથી હસી પડી.

"ઓ લો મહા મૂરખ. ચાલ ગણ તો. આ શું છે? સો, ખરું ને? અને આ બીજા મીંડાઓ..."

"અને એ બધાં મળી કેટલાં થાય?

"વિચાર કર!"

મેં વિચાર કર્યો. મને કંઈપણ ન સમજાયું.

"એક લાખ થાય છે," માશાએ વિચિત્ર રીતે ઉચ્ચારણ કર્યું અને ફરીથી આસપાસ નજર નાખી. "અને હવે સંતાડી દે... દૂર, દૂર, સેર્ગેઈ, ખૂબ દૂર સંતાડી દે..."

તેણે મારા હાથમાંથી ચોપડી લઈ લીધી અને ફરીથી લપેટી લીધી. જ્યારે હું બેવકૂફની જેમ આ બધા વિષે... પૈસા વિષે વિચારતો હતો. જ્યારે મારી જિંદગીમાં સૌથી મોટી રકમ ત્રણ રૂબલ જ રહી હોય ત્યારે આ એક લાખ એ શું છે તે વિષે વિચારતો હતો. અને એ પણ ઘણાં વખત પહેલાં. જ્યારે સો રૂબલ તો મેં મારી જિંદગીમાં માત્ર એકવાર બીજા કોઈના હાથમાં જોયા હતાં... જ્યારે એ મારાં જોયેલાં કેટલાં સો થશે? એકવાર જોયાં, બે વાર જોયાં, ત્રણ... આમ તો ચસકી જવાનું સંભવ છે. મારાં મગજમાં એનાથી વધારે બીજું કશું ન આવ્યું. થડ જેવાં જડ, મૂર્ખામીભર્યાં એ વિચાર સિવાય બીજું કશું જ નહીં કે આ પારકી ચોપડીની મને કોઈ આવશ્યકતા નથી. શા માટે તે મને જોઈએ? જો દસેક હોત તો હું લઈ લેત... પણ સેંકડો. પણ સેંકડો કદાચ, ન લેત, કારણ કે તેના લીધે ત્યાં વસાહતી ગામમાં માથું વાઢી કાઢવામાં આવત.

જાણે સ્વપ્નામાં મેં માશાનો અવાજ સાંભળ્યો:

"મેં ચોપડી સાથે બીજા કાગળો રાખ્યા. તું ખોઈને નાખતો. ત્યાં તારું જન્મ પ્રમાણપત્ર અને પેલી કુકુશિકનાનો કાયદેસર રીતે કરેલો કાગળ છે. તે સાક્ષી આપતાં લખે છે, કે તને પોતાનું નામ કુકુશિકન આપ્યું. અને ખરેખર તારું નામ યેગોરોવ પણ આ વિષે હમણાં કોઈએ એ જાણવું ન જોઈએ. આ કૃત્ય માટે કુકુશિકનાને સજા પણ આપવામાં આવી, પણ

તેણે જણાવ્યું કે તમને બધાંને તમારા પોતાના નામ યાદ નહોતાં... તેને પોતાનું નામ તમને આપવાની ફરજ પડી."

મેં માશાને પૂછ્યું:

"પણ જો સાચે મને યાદ નહોતું તો?"

"પણ, કોણ ન સમજ્યું," માશાએ જવાબ આપ્યો.

"એ કહે કે, કદાચ એવું બને કે હું કંઈક સમજ્યો નહોતો પણ પછી યાદ આવી ગયું હોય તો?"

"પણ તને શું યાદ આવી ગયું?"

"શિબિર," મેં કહ્યું.

"કયું શિબિર?" માશાએ પૂછ્યું, મને લાગ્યું કે તે થથરી ઊઠી હતી.

"હા, શિબિર," મેં ફરીથી કહ્યું. "જંગલ, પગદંડી અને કોયલ વિષેનું ગીત."

"આહ, કોયલ-કુ-કુ?" કંઈક સાવ સામાન્ય રીતે તેણે ફરીથી પૂછ્યું.

"હા, કુ-કુ કોયલ..."

"તું પણ કેવો છે..." જાણે યાદ આવી ગયું હોય તેમ માશાએ કહ્યું અને પેલું બંડલ મારાં ખિસ્સામાં ખોસી દીધું. "તું આ લઈ લે અને સંતાડી દે. હું તારા માટે બીજું બધું પણ લાવત, મારી પાસે કાગળો અને ફોટાઓ હતાં પરંતુ તે બધું જપ્ત કરી લેવામાં આવ્યું... સમજે છે તું. પણ આ ચોપડી પણ તો યાદગાર છે... મોટો થશે—સમજશે. હું પોતે જ સાચવી રાખત, પણ મોરચો... દરેક વખતે પાછા ન ફરી શકવાની ધાસ્તી રહે છે."

હું સાંભળતો હતો. માથું ધુણાવતો હતો અને આખો વખત વિચારતો હતો કે કેવી રીતે તેને આ પાછું આપી દેવું... બંડલમાં... પણ પછી પાછું ન આવી દેવાનો નિર્ણય કર્યો. જો તેને એમ ગમતું હોય કે એ મારી પાસે રખડતું રહે તો પછી ભલે એમ જ રહે. મને શો ફેર પડવાનો હતો! હું તેને ઈતિહાસમાં ક્યાંય ઘૂસેડી દઈશ. પણ યાદગીરી વિષે જાણવું જરૂરી છે.

અને મેં ફરીથી પૂછ્યું:

"એટલે કે, હું શિબિરમાં ગયો હતો?"

"જો તને યાદ છે તો એનો અર્થ એ કે ગયો હતો," માશાએ ઉતાવળપૂર્વક કહ્યું અને એ બાજુ નજર કરી, જે બાજુથી ટ્રેઇન

આવવાની હતી. અને સાચેસાચ તે આવી ગઈ, પ્રચંડ પૈડાંઓ ખડખડાટ કરી ઊઠયાં અને વરાળ ગોટેગોટા ઘેરાઈ વળ્યાં.

"પણ હું નથી જાણતો કે મને યાદ છે કે નહીં!" મેં ટ્રેઈનનાં અવાજમાં તે સાંભળી શકે તેનો પ્રયત્ન કરતાં મોટેથી બરાડયો.

"પણ ગીત તો તને યાદ છે?"

"યાદ છે."

"એટલે કે, બીજું બધું પણ બન્યું હતું!" માશા પણ મોટેથી બોલી અને મને ગાલ પર ચુંબન કર્યું. "તેને એવી ઇચ્છા થાય છે કે કશું જ નહોતું બન્યું! પણ તે બન્યું હતું! હા, બન્યું હતું!

એદ્વાર્દ રાદ્ઝીન્સ્કી

# ફરીથી મિત્ર પ્રત્યેના પ્રેમ વિષે

"અમારી તેની સાથે મિત્રતા હતી. અમે બહાદુરીના સમયમાં મિત્રો હતા. ત્યારે અમે ડાકઘર પર ધાડ પાડી હતી: ક્રાંતિ માટે પૈસાની જરૂર હતી અને અમે આ ધાડના પૈસાંનો ઉપયોગ ક્રાંતિના લાભમાં કરતા હતા. તે સમયે કોબા*ને હાથ પર ઈજા થઈ. અને ત્યારથી બધાં જ ચિત્રોનાં, હજારોનાં હજારો ચિત્રોમાં કોબાને વાંકા વળેલા હાથમાં પોતાના હંમેશના ચિલમ સાથે ચીતરવામાં આવશે. તે ભયંકર રાત્રે જ્યારે તેના હાથને વિકૃત બનાવવામાં આવી રહ્યો હતો ત્યારે હું એ જાણતો નહોતો કે હું સૌથી સારી કૃતિઓનાં મુખ્ય સ્રોત, મુખ્ય ઉગમસ્થાન પાસે ઊભો છું. હા, મારા માટે તે હંમેશાં કોબા જ હતો. મારો મિત્ર કોબા. મારી જાતિનો જ કોબા. જ્યારે હું તેના માટે ગુરામ, ગુરામ-બાયરામ હતો, કોબા મને મજાકમાં એમ કહીને બોલાવતો હતો. અમારાં જુવાનોના તે વર્ષોમાં કોબાને મથક કરવાનો ખૂબ શોખ હતો. અને ગાવાનો. તે ગાતો બહુ સરસ હતો પણ સમય પર મજાક, સીધેસીધું સાચું કહું તો સાવ સાદાં કરતો હતો: "મૂરખ—મહામૂરખ." અને પોતે જ આવાં મજાકો પર હસી હસીને લોટપોટ થઈ જતો, પેટ પકડીને હસતો રહેતો! ત્યારે કોબા જુવાન હતો અને તેના આખા શરીરમાં શક્તિનું જોમ પૂરવેગે વહી રહ્યું હતું અને જાણે કોઈ મોટા બોજા નીચે કચડાઈ રહ્યો હોય તેમ આ તાકાતથી કચડાતો હતો.

પણ ક્રાંતિ સફેદ હાથમોજાંમાં પ્રોફેસરો નથી બનાવી દેતા. પ્રોફેસરો લખે છે અને વિચારમનન કરે છે, ચર્ચાઓ કરે છે અને વાદવિવાદ કરે છે. પણ ક્રાંતિ એ મહાન અને બહાદુરીભર્યું **કામ** છે. બીજું કોઈ હોવાનો ઢોંગ કરીને સમયસર દુશ્મનને પોતાની જાળમાં ફસાવવા આકર્ષતાં આવડવું જરૂરી છે, દુ:ખભર્યાં કણસાટો પ્રત્યે, કારમાં ચિત્કારો પ્રત્યે બહેરાં

* ઇ. વી. સ્તાલિનનું બીજું ઉપનામ.

આવડવું જોઈએ અને છેક છેવટે મારતાં પણ આવડવું જોઈએ!.. જો ક્રાંતિ માટે તેની જરૂર ઊભી થતી હોય તો કોબાને આવડતું હતું. અમારાં બધાંથી સારી રીતે. અને હું તેને ચાહતો હતો. કારણ કે હું મારાં દાવપેચી અને દયાહીન દોસ્ત—ક્રાંતિના વાઘનાં પ્રચંડ ઝનૂનને સમજતો હતો.

... ઘણાં ઘણાં વર્ષો સુધી હું કોબાની સાથે એક જ પથારીમાં ઊંઘ્યો હતો, એક જ થાળીમાં સાથે સાથે ખાતા હતા અને એકસાથે જ એક જ જગ્યાએ દેશવટો ભોગવ્યો હતો. અને અચાનક અમારી આ ખુશીને તોડી પાડવામાં આવી—તે, અમારી ક્રાંતિ જીતી ગઈ. જો તે સમયે મને એ વાત પ્રત્યે કોઈએ પણ અણસારો આપ્યો હોત કે મારો બહુ ન ભણેલોગણેલો, દોસ્ત કોણ બનશે! **બહુ ખરાબ રીતે રશિયન બોલનાર.**

અને પછી... હું એ બધી વાત કહેવા નહીં રહું, જે બધાં જ ખૂબ સારી રીતે જાણે છે: કેવી રીતે આ બધા વિચારમનન કરનારા પ્રોફેસરો, કોબાના દુશ્મનો અદૃશ્યમાન થવા લાગ્યા. ત્યારબાદ કેવી રીતે અમે, તેના મિત્રો તેના જ્યોર્જાના જાતભાઈઓ, પણ અદૃશ્યમાન થવા લાગ્યા. ના, ત્યારે અમે ન માત્ર તેને સીધેસીધું સત્ય કહ્યું. તેના મોં પર બરાડી બરાડીને બોલ્યા. બોલ્યા! અને અદૃશ્ય થઈ ગયા... ગમે તેમ પણ, સાચું કહું તો: બીજાં પણ બરાડયાં—અને અદૃશ્ય થવા લાગ્યા. જ્યારે હું ચૂપ રહ્યો. હું ત્યારે તીબીલીસીમાં રહેતો હતો, કળા વિભાગનું સંચાલન કરતો હતો અને કવિઓની સાથે મારી મિત્રતા હતી. અને ચૂપ રહ્યો. મને યાદ તીત્સીઆન તાબીદ્ઝે ને પકડીને લઈ ગયા... બીજા ઘણા વિખ્યાત કવિઓને લઈ જવામાં આવ્યા. મારા પરિચિત કવિઓમાંથી રહી ગયો માત્ર એક સાવ સામાન્ય કવિ દાતો. આહ, તેને કેટલી શરમ આવતી હતી: બધા જ મહાન કવિઓને પકડીને લઈ જવામાં આવ્યા હતા અને તે એકલો જ રહી ગયો હતો. માન્યામાં નથી આવતું કે તે એટલો મહાન નહોતો? મને યાદ છે, દાતો કેવી રીતે આશા રાખતો હતો કે તેને માત્ર ભૂલી જ જવામાં આવ્યો હતો, કેવી રીતે તે દરરોજ રાત્રે રાહ જોતો હતો. પણ તેમ છતાં તેને ન પકડી ગયા. અને ત્યારે તે પોતાની જાતને કાબૂમાં રાખી ન શક્યો: તેણે લાંબો કોટ પહેર્યો, ઊંચી ટોપી, ઘોડા પર સવાર થઈ ગયો અને કે.જી. બીના ઘરની સામે ચોકમાં આવી પહોંચ્યો. સવારનો સમય હતો, તે નિર્જન ચોકમાં એકલો ઘોડેથી કૂદીને ઊતર્યો. છેવટે બારી ખુલી, તેમાંથી માથું બહાર ડોકાયું અને તિરસ્કારપૂર્વક

બરાડી કહ્યું: "ઘેર ચાલ્યો જા, દાતો! તું કોઈપણ રીતે સાચેસાચો કવિ નથી?"

જ્યારે હું ચૂપ હતો. મેં ક્રોધને મનમાં સંઘરી રાખ્યો અને ચૂપ રહ્યો. આપના સોગંદ ખાઈને કહું છું, હું બહાદુર માણસ છું અને કદાચ ક્રાંતિ એ સાબિત કરીશકશે. પણ હું ચૂપ રહ્યો. કશાંથી પણ ન ડરનાર એવો હું માત્ર એક કોબાથી જ ડરતો હતો. એટલા માટે કે હું તેને જાણતો હતો. અને તેમ છતાં ચૂપ્પીથી કોઈ ફાયદો ન થયો.

જેલમાં હું એકદમ આવેશમાં આવી ગયો, મેં કોબા સાથે મુલાકાત માટે માંગણી કરી. મેં કશાં પર સહીઓ ન કરી, મેં લખવાનો સાફ ઈનકાર કરી દીધો. રાત ને દિવસ એકની એક જ વાત રટયા કરતો હતો: મને ઈઓસિફ વીસ્સારીઓનોવિચ સાથે ફોન પર વાત કરવા દો. મેં ધમકીઓ આપી, મેં મારી મહાન ઈઓસિફ વીસ્સારીઓનોવિચ પ્રત્યેની વ્યક્તિગત એક નિષ્ઠા વિષે, અમારી મૈત્રી વિષે, ક્રાંતિનાં દુશ્મનો વિષે ફરી ને ફરી કહ્યું. ઓ ભગવાન, શું શું મેં સહ્યું હતું. પણ પોતાની જાતને ટકાવી રાખી. છેવટે તપાસનીસ આ બધાંથી એકદમ કંટાળીને થાકી ગયો અને એકાએક તેણે એકદમ ધીમા ધીમા અવાજે, દાંત ભીંચીને કહ્યું: "તમે એક ઉંમરલાયક અને અનુભવી માણસ છો. શું તેમ છતાં તમે એમ વિચારો છો કે "તેમના" વ્યક્તિગત મિત્રોની "તેમની" સ્વીકૃતિ વિના ધરપકડ કરવામાં આવી હતી?" અને હસી પડયો. અને હું પણ હસી પડયો. તથા બધા કાગળો પર સહીઓ કરી આપી. હું મારી કોટડીમાં પાછો ફર્યો અને એટલું ખડખડાટ હસ્યો કે હસતાં હસતાં પેટમાં દુઃખાવો થઈ આવ્યો. માણસ દિલાસાદાયક સ્વજૂઠાણા માટે કેવી રીતે તરસે છે, કેવી તૈયારીપૂર્વક તે પોતાની સમજશક્તિ ગુમાવે છે! માત્ર બાકી રહી જાય છે આશા. કેવી રીતે હું, તેને આટઆટલાં વર્ષોથી તેને જાણનાર વિચારી શક્યો...

મને જાસૂસીના આરોપોને આધારે દસ વર્ષ મળ્યાં, જાપાનના લાભમાં... આ કોબાની પોતાના જૂના મિત્ર ગુરામ સાથેની છેલ્લી મજાકભરી "વિદાય" હતી. બીજું કરી પણ શું શકાય તેમ હતું, હવે તે ભગવાન હતો અને તેણે અમારાથી, તેની પહેલાંની ક્ષુદ્રતાના સાક્ષીઓથી પોતાને દૂર કરી લીધો હતો. તે હવે અમને પોતાના મિત્રોને, પોતાના વિશ્વાસપાત્ર મિત્રોને, કોઈક જમાનામાં તેની બરાબરીનાં મિત્રોને પોતાની સાથે જોવા ઈચ્છતો નહોતો.

હું ચાર વર્ષ સુધી બેસી રહ્યો. મારા વાળ ધોળા થઈ ગયા અને બધા દાંત પણ પડી ગયા, પણ તેમ છતાં આ બધું સહી લીધું: મારી પાસે ઝારની સખત મજૂરીની જેલની સજાની સ્કૂલ હતી. માત્ર એક જ વાત મને પરેશાન કરતી હતી તે એ હતી કે—મારાં કુટુંબ પર એકાએક આવી પડેલું ભારે સંકટ. હું જાણતો હતો કે મારી પત્ની હાથમાં નાનકડી દીકરીને લઈને ખૂણેખૂણાંઓમાં ભટકતી હતી, અને જાણે ચેપી રોગનો શિકાર બનેલી હોય તેમ તેને બધાં ભગાડી રહ્યાં હતાં. મારી દીકરી ખૂબ કપરી સ્થિતિમાં ઊછરી હતી પણ મા હંમેશાં તેને મારી પાર્ટી પ્રત્યેની, ક્રાંતિ પ્રત્યેની અને વ્યક્તિગત રીતે બિરાદર સ્તાલિન પ્રત્યેની એકનિષ્ઠા વિષે કહેતી હતી. મારી દીકરી પોતાની જાતે લખતાં-વાંચતાં શીખી જેથી કરીને તે ઇઓસિફ વીસ્સારીઓનોવિચને કાગળ લખી શકે. છ વર્ષની નાનકડી છોકરી દરરોજ પોસ્ટ ઓફિસ જતી અને પોતાનો કાગળ પોસ્ટ કરતી હતી. તે લખતી હતી કે તેના પિતાની બદનામી કરવામાં આવી હતી અને તેના પિતાની બદનામી કરનારા, દુશ્મનોને સજા આપવા વિનંતી કરતી હતી. અને આમ ને આમ દિવસો પર દિવસ વીતતાં ચાર વર્ષ વીતી ગયાં!

ચાર વર્ષ પછી ચમત્કારિક ઘટના ઘટી: હું આઝાદ થઈ ગયો અને ફરીથી બીજો ચમત્કાર: મને મોસ્કોમાં રહેવાની રજા આપવામાં આવી.

ત્યારબાદ હું પ્રકાશનગૃહમાં દયનીય પ્રુફ વાચકની નોકરી કરતો હતો. પણ હું ખુશ હતો કારણ કે ફરીથી મારી સાથે મારી પત્ની અને સુંદર દીકરીને જોઈ શક્યો હતો. એટલા માટે કે માત્ર કેમ્પમાં રહીને પાછા આવ્યા પછી જ એ અનુભવવું શક્ય હતું કે જિંદગી અને ઇચ્છા કેટલા સુખની વાત છે. શહેરની સડકો પર એકલાં ફરવાની સંભાવિતાનો, ખૂબ પાઉંરોટી ખાવાનો, દારૂ પીવાનો અને નજીકી મિત્રોના તથા પરિચિતોના સુંદર ચહેરા જોવાનો કેવો મીઠો આનંદ હું માણતો હતો.

અને અચાનક એક દિવસ પ્રકાશન ગૃહનો વ્યવસ્થાપક મારા કામના ઓરડામાં દોડી આવ્યો. "તમારો ફોન છે! એકદમ જલ્દી!" અમે ઓસરીમાંથી જઈ રહ્યા હતા, તે આગળ—હું તેની પાછળ. તમે મનમાં અટકળ કરી શકો છો કે જ્યારે અમે દોડી રહ્યા હતા ત્યારે હું શું મનમાં વિચારી રહ્યો હતો.

વ્યવસ્થાપકના ઓરડામાં ઉપાડેલું રિસીવર પડયું હતું. તેણે ખૂબ

આદર-સન્માનભેર તે ઊઠવ્યું તથા જાણે કોઈ કિમતી ખજાનો મને સોંપી રહ્યો હોય તેમ તે મારી તરફ લંબાવ્યું.

"હમણાં જ આપની સાથે વાતચીત કરવામાં આવશે," રિસીવરમાં કહેવામાં આવ્યું.

"કોણ તું, ગુરામ?" પરિચિત અવાજે પૂછ્યું.

"હા, હું છું," મારો અવાજ ધ્રૂજી ઊઠયો અને અતિશય કષ્ટદાયી વિરામ પછી, જે મારે માટે અધ જિંદગીની કિમત લાગી... કારણ કે હું જાણતો નહોતો, કેવી રીતે તેને બોલાવવો... અરેરે, હું ભૂલ ખાઈ જવાથી કેટલો બીતો હતો. "એ તો હું... ઈઓસિફ વીસ્સારીઓનોવિચ... નમસ્તે."

"નમસ્તે," અવાજે નરમાશપૂર્વક આગળ કહ્યું, "કોઈપણ રીતે અત્યારે તારી પાસે સમય છે?"

"સમય છે... બેશક, સમય છે...

"મને ખુશી છે કે તારી પાસે સમય છે... તો પછી મારી પાસે આવ."

"પણ કેવી રીતે, ઈઓસિફ વીસ્સારીઓનોવિચ?" મેં મૂર્ખામીપૂર્વક પૂછ્યું.

"તને બધું સમજાવવામાં આવશે," અવાજ મીઠાશપૂર્વક હસી પડયો. "તને બધું જ સમજાવવામાં આવશે, ગુરામ-બાઇરામ."

રિસીવરમાં અવાજ આવવા લાગ્યો, તે જ ક્ષણે બારણું ઉઘડયું અને ઓરડામાં લશ્કરી ગણવેશમાં સજ્જ અત્યંત નમ્ર અને સભ્ય માણસ પ્રવેશ્યો.

કોબા મને એક વિશાળ ખંડમાં મળ્યો. તે વિખરાયેલાં પડેલાં કાગળોવાળા ટેબલની પાસે વાંકાવળેલા હાથમાં ચિલમ પકડીને ઊભો હતો. હું બારણામાં જ રોકાઈ ગયો. અને ખુશીખબર પૂછયા.

તે બહુવાર સુધી મારી તરફ જોતો રહ્યો અને દુ:ખસભર અવાજે કહ્યું: "તું તો સાવ ધોળા વાળવાળો થઈ ગયો, ગુરામ!"

"વર્ષો થઈ ગયાં, ઈઓસિફ વીસ્સારીઓનોવિચ."

તેણે મારી તરફ જોયું અને એકાએક તેની આંખો ક્રોધે ભરાઈ ગઈ. તે ગુસ્સાપૂર્વક બરાડયો:

"આ તું ક્યારથી મારી સાથે "આપ" કરીને વાતો કરવા લાગ્યો?"

ભયને કારણે હું વાક્છટાની બક્ષિસ સાવ ભૂલી જ ગયો હતો. હું

જાણતો હતો: માત્ર એક અવિશ્વાસસભર શબ્દ—અને હું ફરીથી ત્યાં બંધ થઈ જઈશ! અને ફરીથી કમનસીબ કુટુંબને માથે ભારે સંકટ!

મેં નજર ઊંચી કરીને તેના ગુસ્સાભર્યા, ભયંકર દેખાવ તરફ જોયું. આ એવો જ દેખાવ હતો... જ્યારે અમે રાતના સમયે ડાકઘર તરફ સવાર થયા હતા. હા, હું તેને ઓળખી ગયો: એ તો તે હતો, મારો જૂનો મિત્ર કોબા. અને જુવાનીનાં સંસ્મરણો મારા મન:મસ્તિષ્ક પર ઘેરાઈ વળ્યાં અને મેં પ્રેમપૂર્વક, દયનીય, કોઈપણ પ્રકારના ડોળ વિનાનાં નિખાલસ પ્રેમપૂર્વક તેની તરફ જોયું. અને તેણે પણ આ અનુભવ્યું. તેનો દેખાવ થોડો પ્રેમાળ બન્યો, તેણે મને બાથમાં લીધો. હું સમજી ગયો: પહેલી કસોટી હું પાર કરી ગયો હતો.

"કદાપિ મને 'આપ' કહીને ન બોલાવતો, કદાપિ નહીં! સાંભળે છે? આપણામાંથી રહ્યા છે હવે કેટલા?"

આપણામાંથી કેટલા મિત્રો—જાતભાઈઓ બાકી રહ્યા છે? આપણા એકબીજાને પ્રેમ કરનારા, આપણા એકબીજાને ખાતર મરી મીટવા તૈયાર એવા જ્યોર્જિયન શૂરવીર વીરો? બિલકુલ નથી રહ્યા—એકને તેણે જેલમાં બેસાડયો, બીજાને ઠાર કર્યા, તો કેટલાકને આત્મહત્યા કરવા ફરજ પાડી... સેર્ગો, લાદો... અરેરે ભગવાન, બસ રહેવા દો હવે!"

તેણે આંખમાં આંખ પરોવી ધ્યાનપૂર્વક જોયું. હું ચાર વર્ષ કાળકોટડીમાં બેઠો હતો અને હું તેની યુનિવર્સિટી એકદમ સરસ રીતે પૂરી કરી ચૂક્યો હતો. મારી આંખોમાં તે કંઈપણ ન વાંચી શક્યો. તેમાં હતો માત્ર નેતા અને મિત્ર પ્રત્યેનો અખૂટ પ્રેમ અને એક નિષ્ઠા. હું બીજી કસોટી પાર કરી ગયો.

ત્યારબાદ તેણે મને ટેબલ પાસે બોલાવ્યો અને ચૂપચાપ ચોપડી તરફ ઈશારો કર્યો. એ 'વાઘની ખાલમાં શૂરવીર'નો રશિયન અનુવાદ હતો. તેને મારા આ મહાકાવ્ય પ્રત્યેનો પ્રેમ યાદ હતો—કોઈક સમયે દેશવટા વખતે તુરુખાન્સ્કોઈમાં મેં તેને મોંઢે કહી સંભળાવી હતી અને તેણે મોં ફાડીને સાંભળી હતી.

પછી તેણે ચોપડી હાથમાં લીધી અને તેને મૃદુતાપૂર્વક ખરબચડી આંગળીઓ વચ્ચે પકડીને મને કેટલાંક સાદાં, સ્કૂલનાં વિદ્યાર્થીઓને પૂછવામાં આવે તેવાં સવાલો પૂછ્યાં. મેં જવાબ આપ્યો. તેણે મારો આભાર માન્યો અને સીધેસીધાં ચોપડીનાં હાંસિયામાં જ કંઈક લખ્યું. પછી સ્પષ્ટીકરણ કર્યું: "મને અહીં બિરાદરોએ 'શૂરવીર'નાં અનુવાદનું

સંપાદન કરવા કહ્યું અને મેં, તારા આ મહાકાવ્ય પ્રત્યેનાં પ્રેમ વિષે જાણતાં (તેની જબરદસ્ત યાદદાસ્ત) હોવાને કારણે તારી સાથે સલાહમસલત કરવાનો નિર્ણય કર્યો."

તેણે હકીકતમાં તે ચોપડીનું સંપાદન કર્યું. તે, આટલા વિશાળ દેશની ચલાવનાર, અને હજી ઉપરથી 'શૂરવીરો'ની મડાકાવ્યનું સંપાદન કરવા ઈચ્છતો હતો. માત્રા સેમિનરિમાં ભણેલો તે મહાકાવ્યનાં અનુવાદનું સંપાદન કરતો હતો, જેને તેણે ભાગ્યે જ પહેલાં અંત સુધી વાંચ્યુ હતું. જે ભાષા તે ભૂલો સમેત લખતો હતો, તે જ ભાષામાં તેણે સંપાદન કર્યું. પણ તેને સંપૂર્ણ વિશ્વાસ હતો કે તે આ કામ પણ કરી શકતો હતો. કે પછી કદાચ, એ પણ ફરીથી કોઈ કસોટી હતી. તેણે ધ્યાનપૂર્વક મારી આંખોમાં જોયું. પણ સોગંદ ખાઈને કહું છું કે તેમાં લખલું હતું માત્ર આ: "બધાં જ કાળ અને લોકોને સૌથી મહાન પ્રતિભાવાન માણસ તેની જન્મભૂમિ પર જન્મેલા મહાકાવ્યના અનુવાદનું સંપાદન કરતો હતો."

તે સંતુષ્ટ હતો. અમે વિદાય લીધી.

"જરા સાંભળ," જ્યારે હું છેક બારણા પાસે પહોંચી ગયો હતો ત્યારે તેણે કહ્યું. "કેટલાં વર્ષોથી આપણે મળ્યા નથી? ગુરામ, એ વાત સારી નથી. તારે મને પોતાને ઘેર બોલાવવો જોઈએ, સાથે બેસીશું, પહેલાંની જેમ, વાતચીત કરીશું અને ગઈશું."

"પણ કોબા, હું સારાં એવાં સંકડાશભર્યાં ઘરમાં રહું છું... (પાછા આવ્યા પછી મને એક વિશાળ સામૂહિક ઘરમાં રહેઠાણ આપવામાં આવ્યું હતું: જેમાં બાર પાડોશીઓ હતાં અને એક બાથરૂમ અને એક રસોડું હતું. હું પત્ની અને દીકરી સાથે નાનકડા ઓરડીમાં રહેતો હતો).

"તને કેમ શરમ નથી આવતી? યાદ છે, ક્રાંતિ સુધી આપણે કેવી રીતે રહેતાં હતાં? શું એનાથી આપણને ખુશી મનાવવામાં કોઈ અડચણ પડી હતી? દોસ્તનું ઘર—એનાથી ચઢીને વધારે સુંદર વાત બીજી શી કોઈ શકે?"

"તું સાચું કહે છે. તને મારા ઘરમાં જોઈને મને ખૂબ ખુશી થશે, કોબા."

"તો પછી, આવતીકાલે તારે ઘેર મારી રાહ જો જે. જો તને કોઈ વાંધો ન હોય તો હું મારી સાથે આપણામાંથી જ કોઈકને લઈ આવીશ."

અને બસ અહીં હું થરથર કાંપી ઊઠયો—"અમારામાંનું" કોઈ પણ ત્યારે બચ્યું નહોતું. તેણે ધ્યાનપૂર્વક મારી તરફ જોયું અને હજી મારા સ્પષ્ટ દેખાવ સાથે નજર મેળવી ત્યાં જ પળવારના વિરામ પછી ઉમેર્યું: "એટલે કે, લાવ્રેન્તીય..."

મારા ચહેરા પર માત્ર ખુશી ઝલકતી હતી. ત્યારબાદ હું ઘેર ગયો અને હલકટ લાવ્રેન્તીયને છેલ્લી કોટિના નિંદાભર્યા શબ્દોમાં ગાળી દેવા લાગ્યો, તે ગંદો, દરેક ઠેકાણે ડોકાતો રખડેલ, કાયર, ખૂની હતો જે ક્યારેય "અમારામાં" નહોતો, જેને અમે ક્રાંતિના દિવસોમાં પણ જાણતાં નહોતાં. જલ્લાદ, જે પાછળથી આવ્યો. રાત્રે ચાલતાં હું બધી જ જ્યોર્જિયન બદદુવાઓ, જેલની બધી જ રશિયન બદદુવાઓ બબડયો અને રડયો.

બીજા દિવસે સવારથી જ અમારા ઘરમાં એક જેવા જ પોશાકમાં અને ચામડાંના સુંવાળા પટ્ટાઓમાં સજ્જ જુવાન લોકો દેખાવા લાગ્યા. મારાં બધાં બારે બાર પાડોશીઓને ઓરડાઓમાં ધકેલી મૂકવામાં આવ્યાં અને બિચારાં કમનસીબો બાથરૂમ જવા માટે પણ બહાર નીકળી ન શક્યાં. ઘરની બારીકાઈથી તપાસ કરવામાં આવી, દીવાલો બધી સારી રીતે ઠોકી ઠોકીને જોવામાં આવી, ગલિયારામાંથી બધી જ સંદૂકો, કચરાપેટીઓ, સાયકલો, બધાં જૂતાંઓ અને કોટો હટાવી લેવામાં આવ્યાં હતાં. ગલિયારું જાણે વાપરવામાં જ ન આવ્યું હોય તેવું સાફ થઈ ગયું હતું, જ્યારે જુવાન લોકોએ બાથરૂમ તરફનાં પ્રવેશદ્વાર પાસે, રસાડોમાં, અમારાં ઓરડા તરફ વળતાં ગલિયારા પાસે પોતાંપોતાનું સ્થાન લીધું. તેઓ પોતાની વચ્ચે આપસમાં જ ખોખરી બૂમરાણો મચાવતાં હતાં. આખી ગલી અને ઘરને ઘેરી લેવામાં આવ્યું, તથા પેલાં જ જુવાન લોકો બધાં જ માળો પર ફરી આવ્યાં હતાં, અને છ વાગ્યાથી અમારાં દાદરાંઓ પર લોકોની અવરજવર બંધ કરી દેવામાં આવી હતી. છેવટે સાત વાગે ગાડીઓ આવી પહોંચી: પહેલાં બે, પછી ત્રણ અને ત્યારબાદ એકદમ અણધાર્યા જ અમારા સૂનસાન ગલિયારામાં ઘંટડીનો અવાજ રણકી ઊઠયો.

... અમે અમારા સાંકડા ઓરડામાં બેઠાં, સરસ જ્યોર્જિયન દારૂ—જે તે પોતાની સાથે લાવ્યો હતો—પીધો અને અમારાં જ્યોર્જિયન ગીતો ગાયાં. મારી બાજુમાં સાવધાનીપૂર્વક કોબા તરફ નજર નાંખતી મારી પત્ની બેઠી હતી. તે ઉંમરમાં મારા કરતાં ઘણી નાની હતી, તેને ક્રાંતિના

દિવસો યાદ નહોતા. તેના માટે તો તે સીધો આસમાનમાંથી અમારી કંગાળ ઝૂંપડીમાં ઊતરી આવેલ ભગવાન સમો હતો.

કોબાએ મારી દીકરીને પોતાના ખોળામાં બેસાડી. તે હાલવાચાલવાની જરાપણ હિંમત ન કરતી ત્યાં બેસી રહી. તેણે હળવેથી અને કોમળતાપૂર્વક પોતાની બરછટ અને જાડી આંગળીઓ તેના કાન પાસે ફેરવી. આ તેનો સૌથી પ્રિય લાડ હતો. અમે તનતોડ કાળી મજૂરી વિષે અને (ઝારના) દેશવટા વિષેની વાતો યાદ કરી, (પહેલાંનાં) રમૂજી ટૂચકાંઓ યાદ કર્યાં. તથા અમારા એ મિત્રો, અમારા વિરલ મિત્રો, જેઓ કુદરતી મોતે મર્યા હતા તેમને યાદ કર્યાં.

અને પછી ફરીથી ગીતો ગાયાં. કેટલું સરસ તે ગાતો હતો! અને સમગ્ર રીતે જોતાં કોબાની શ્રવણશક્તિ હંમેશાં ખૂબ નોંધપાત્ર રહી હતી—તે બીજા ઓરડામાં પણ શું ગુસપુસ ચાલી રહી હતી તે સાંભળતો હતો. અને અવાજ તેનો બહુ મોટો નહીં પણ સામાન્ય અવાજ હતો.

તેણે પ્રેમાળપણે મારી તરફ જોયું. હું તેણે ચાહતો હતો. પૂરા દિલથી. હું મારી જુવાની, અમારા સ્વપ્ના, અમારી નાનકડી સૂર્યથી ઝળહળતી જન્મભૂમિને ચાહતો હતો. મારા વ્હાલા દોસ્ત કોબા.

તે ધ્યાનપૂર્વક નિહાળી રહ્યો હતો કે હું એકપણ પ્યાલી ચૂકી ન જાઉં, હું પ્યાલી સાથે પ્યાલી કરાવવામાં સમય સુધીમાં પ્યાલી ખલાસ કરી જાઉં. પણ દારૂથી મારો નિષ્ઠાવાન પ્રેમ માત્ર વધતો ને વધતો ગયો. અહીં તે ભૂલ ખાઈ ગયો. મારો તેના પ્રત્યેનો પ્રેમ વધતો ને વધતો ગયો. આખી સાંજ.

અને એકાએક ત્યારે, મારી દીકરીના કાનને કોમળતાપૂર્વક પંપોળવાનું ચાલુ રાખતાં તે એકદમ, જાણે અચાનક જ બબડયો:

"એમ તો આ એ છે?"

અને આતુરતાપૂર્વક મારી તરફ નજર સ્થિર કરી... "એનો અર્થ એ કે, તેણે તેના કાગળ વાંચ્યા હતા? આ બધાં વર્ષો, દિવસો પર દિવસો, તે જાણતો હતો કે તેને મારી અભાગી, અધભૂખી દીકરી કાગળ લખે છે?" મેં ઉન્માદમાં તેની તરફ જોયું. હું કંઈપણ છુપાવવા નહોતો ઇચ્છતો. અને છુપાવવામાં બહુ મોડું પણ થઈ ગયું હતું. તેણે હસતાં હસતાં મારી તરફ જોયું. અને તે જ ક્ષણે દીકરીના પિતાના ચહેરા પરથી ઉન્માદનાં ભાવ અદૃશ્યમાન થઈ ગયા. અને કોબા તરફ કરુણાસભર, ભીરુતાભરી, વિનીત નજરો જોવા લાગી.

ત્યારબાદ તેઓ ચાલ્યા ગયા. હું આ બધાંના અંતની રાહ જોતાં રાત્રે ઊંઘી શક્યો નહીં. હું જાણતો હતો: આ પરોઢિયે બનશે.

પણ પરોઢ થઈ ગયું તેમ છતાં કંઈ કરતાં કંઈ ન બન્યું. અઠવાડિયાના અંતે મને પહેલાંના જ કામ પર અને પહેલાંના જ ઊંચા પદ પર પાછો મૂકવામાં આવ્યો.

અત્યારે ભૂતકાળમાં નજર પાછી ફેંકતાં હું સમજ્યો કે તે ભયંકર રાત કેટલી ભૂલભરેલી, અન્યાયભરી હતી. કારણ કે માત્ર તે ક્ષણે જ્યારે તેણે ક્ષણવારનો મારો ઉન્માદ કર્તવ્યનિષ્ઠ ભયમાં બદલાઈ ગયો હતો—માત્ર ત્યારે જ હું કસોટી પાર કરી ગયો. છેક માત્ર ત્યારે જ કોબા સંપૂર્ણપણે સમજી ગયો: હવે બુદ્ધિમાન તેજસ્વી, બહાદુર ગુરામ રહી ગયો નથી. પણ તેનામાંથી રહી ગયો છે માત્ર એક કાયર-ડરપોક ગુલામ, કૂતરો, જે બધું જ સહન કરવા અને પૂંછ હલાવી હંમેશાં ખુશામત કરવા તૈયાર છે. હા, મેં સાચેસાચ તેની કસોટી પ્રામાણિકતાપૂર્વક પાર કરી લીધી! મારા મિત્ર કોબાની કસોટી!

અને પછી થયું મહાન યુદ્ધ અને મહાન જીત.

આ બધાં વર્ષો હું કોબા સાથે "તું " કહીને બોલતો રહ્યો. કોબા અને ગુરામ. પણ દરેક વખતે જ્યારે હું આ "તું" સંબોધન કરતો ત્યારે—જીવલેણ ભય મારા હૃદયને નિચોકી લેતો હતો. તે આ જોતો હતો અને તેનો દેખાવ પ્રેમાળ બની જતો. તેને અમારી જુવાની, અમારી ભાઈબંધી યાદ આવતી હતી.

એકાવનની સાલમાં હું તેને છેલ્લી વાર મળ્યો.

કોઈ એક પરિષદ પૂરી થયા પછી તે મને પોતાની સાથે વિશ્રામઘરમાં લઈ ગયો. જુલાઈની બફારાવાળી સાંજ હતી, કોબા ખૂબ ખુશમિજાજમાં હતો. અમે જમ્યાં, કાઉબોય ટ્રોફી પીકચર જોયું, અને ત્યારબાદ તેનું મનપસંદ પીકચર—હાસ્યરસપ્રધાન પીકચર 'વોલ્ગા-વોલ્ગા' જોયું. આ એક તેના ઘણા કોયડાઓમાંથી એક હતો. એ સમજી શકાય તેમ હતું કે, શા માટે તેને દોડો તથા ખૂનોવાળા કાઉબોય પીકચરો ગમતાં હતાં. પણ શા કારણે તે આ બેવકૂફીભર્યા 'વોલ્ગા-વોલ્ગા' પીકચરને અસંખ્યપણે જોતો હતો? એમ કહેવામાં આવતું હતું કે તે પીકચરની નાયિકા લ્યુબોવ ઓર્લોવાના પ્રેમમાં પડી ગયો હતો. પણ આ તો માત્ર એક માનવસહજ સમજૂતી હતી. કોબા માટે માનવસહજ સમજૂતી ચાલે એમ નહોતી.

પછી અમે બગીચામાં વિથિમાં લટાર મારી, કોબા ધીમા દબાયેલા અવાજે પોતાનું પ્રિય ગીત 'સુલીકો' ગાતાં થોડોક આગળ ચાલતો હતો અને હું તેની પાછળ પાછળ.

"મેં પ્રિયની કબર શોધી, પણ તેને શોધવી સહેલ નહોતી... લાંબો વખત હું ઝૂરતો અને તલમતો રહ્યો..." કોબાએ ગાયું.

હું હજી ગીતમાં જોડાવા અને ધીમે અવાજે સૂરમાં સૂર પરોવવા તૈયાર થયો જ હતો—કોબાને એ બહુ ગમતું હતું.

"લાંબો વખત હું ઝૂરતો અને તલસતો રહ્યો..." કોબાએ ગીત એકાએક અધવચ્ચે જ ગાવાનું બંધ કરી દીધું. અને નીરવ શાંતિમાં મેં તેનાં શબ્દો એકદમ સ્પષ્ટપણે સાંભળ્યાં... શબ્દો પણ નહીં, બડબડાટ:

"બિચારો... બિચારો... બિચારો સેર્ગો..."

હું પછી ઢીલો પડી ગયો. પણ તેણે એ કડી પૂરી કરતાં ગાવાનું ચાલુ રાખ્યું: "શું તું છે અહીં મારાં સુલીકો?"

"તી-રા-રી-રા-રા-રા" કોબાએ વિચાર મગ્નતાપૂર્વક શબ્દો ઉચ્ચાર્યાં વિના ગાવાનું ચાલુ રાખ્યું, "તી-રા-રી-રા-રા-રા..." અને ફરીથી તેનો બડબડાટ સંભળાયો. "બિચારો... બિચારો લાદો..."

અને ફરીથી તેણે બધું જ શરૂઆતથી ગાવાનું શરૂ કર્યું: "મેં પ્રિયની કબર શોધી..." તે વચમાં રોકાઈ ગયો અને ફરીથી સંભળાયો બડબડાટ: "બિચારો... બિચારો..."

હા, તે અમારા એ બધા બિરાદરો, અમારા સરસ મિત્રો, અમારા મહાન દોસ્તોનાં નામો બડબડતો હતો, જેમને તેણે ખલાસ કરી નાંખ્યા હતા. તે લાંબા વખત સુધી 'સુલીકો' ગાતો રહ્યો. તેમના બધાંનાં નામ લઈ શકાય તે માટે ઘણીવાર તેને એકની એક જ કડી ફરીથીને ફરીથી ગાવી પડી. એટલા માટે કે તેણે ભયંકર આફતકારી પ્લેગ જેટલાં લોકોને મારી નાંખે તેના કરતાં પણ વધારે લોકોને મારી નાંખ્યાં હતાં.

અને હું આખો વખત તેની પાછળ પાછળ ભયથી જાણે સાવ ગૂંગો બની ગયો હોઉં તેમ ચાલતો રહ્યો.

"લાંબો વખત હું ઝૂરતો અને તલપતો રહ્યો, ક્યાં છે તું, મારાં સુલીકો," કોબાએ ગાયું. "બિચારો... બિચારો સેર્ગો..."

અને એકાએક તે મારી તરફ ફર્યો:

"નથી, નથી સેર્ગો! હવે નથી આપણો સેર્ગો!"

તેની આંખોમાં આંસુ છલકતાં હતાં, સોગંદ ખાઈને કહું છું, આંસુ

હતાં! હું મારી જાતને રોકી ન શક્યો અને હું પણ રડી પડયો તથા તેની છાતી પર માથું ઢાળી દીધું.

પલકભરનાં ઝબકારામાં તેનો ચહેરો ગુસ્સાથી રાતોચોળ થઈ ગયો. જાડું ભયંકર નાક અને ક્રોધે ભભૂકતી આંખો ગંભીરપણે મારા ચહેરા તરફ નજીક આવવા લાગ્યાં. અને મને હાથ વડે ધકેલતાં તે બરાડયો:

"હવે નથી સેર્ગો! નથી લાદો! તમારામાંથી કોઈપણ નથી! તમે બધાં કોબાને મારી નાંખવા ઈચ્છતા હતા! પણ ઈચ્છા પાર ન પડી, ...બાળકો! તેણે પોતે જ તમને બધાને મારી નાંખ્યા!" અને ચોકીદારની ઝાડીઓમાંથી કૂદી જવામાં અસફળ થતાં લાંબાં જૂતાં પહેરેલ પગ પછાડતો વિથિમાંથી ધસમસાટ ધસી ગયો.

અને ફરીથી હું રાત્રે ન ઊંઘ્યો. અને ભીરુતાભર્યું પરોઢ ફાટયું. બીજી રાત્રે પણ હું ન ઊંઘી શક્યો. હું રાહ જોઈ રહ્યો હતો.

પણ કંઈ જ ન બન્યું. ન તો તે રાત્રે કે ન તો એ પછીની મારી શરમજનક રાત્રીએ. બસ માત્ર એ પછી હું કદાપિ તેને મળ્યો નહોતો. દોસ્ત કોબાએ પોતાનાં જૂનાં મિત્ર ગુરામને પોતાને ઘેર બોલાવવાનું હવે બંધ કરી દીધું હતું. અને બસ.

પણ પરમેશ્વરની અંતિમ અદાલતનાં દિવસ સુધી હું એ નહીં ભૂલું કે કેવી રીતે વિથિમાં પગલાં ભરી રહ્યો હતો, અમારું ગીત ગાતો હતો અને અમારાં નામો બબડતો હતો. અને કેવી રીતે તે રડી પડયો હતો. જ્યોર્જિયનો પોતાના મિત્રોને ચાહતા જાણે છે... કોઈપણ પરિસ્થિતિમાં!

"દોસ્તનાં મૃત્યુ કરતાં ભાઈનાં મૃત્યુને સાંખી લેવું સહેલ છે." એમ કહેવાય છે.

# આન્દ્રેઈ બીતોવ

## ડૉક્ટર

એ. રાલ્બેની સ્મૃતિમાં

સૂર્ય પ્રકાશથી ઝળહળતો દિવસ મને અંતિમક્રિયાનો વિચાર કરતો કરે છે. બેશક દરરોજ જ્યારે જ્યારે સૂર્ય ઝળહળે છે ત્યારે નહીં પણ આપણે જેને સૂર્યપ્રકાશથી ચળકતો—પેલો સૌથી પહેલો, "ઘણાં લાંબા સમય પછી" એકાએક આવેલ દિવસને કહીએ છીએ ત્યારે. હજી તે સ્વચ્છ, નિર્મળ છે. કદાચ સૂરજનું કોઈ મહત્ત્વ નથી અને તે ખરેખર એટલો સ્વચ્છ પારદર્શક છે. અંતિમક્રિયા વખતે બીજાં બધાંથી પહેલાં વાતાવરણ આવે છે.

... મારા કાકાની પત્ની મરી રહી હતી.

તે "એટલી ચેતનવંતી વ્યક્તિ" હતી (માના શબ્દો) કે તે બની રહ્યું હતું તે માનવું અત્યંત કપરું હતું. તે ચોક્કસપણે ચેતનવંતી વ્યક્તિ હતી અને ખરેખર તેની પર વિશ્વાસ કરવો એ કપરું હતું. પણ હકીકતમાં તે લાંબી મુસાફરીએ જવા માટેની તૈયારી કરી રહી હતી. જો તે પોતે તે અનુભવતી ન હોત તો પણ.

તેણે પોતાના પગથી શરૂઆત કરી હતી. તે એકાએક દુઃખ દેવા લાગ્યો, સૂજી ગયો અને બૂટ પણ તે પગમાં નહોતો આવતો. ગમે તેમ પણ કાકીએ નમતું ન આપ્યું. તેણે યુદ્ધ પહેલાંના કાળની સ્લીપર આ "હાથી જેવા પગે" બાંધી (તેના શબ્દોમાં) અને એવી રીતે અમારી વચ્ચેથી નીકળી રસોડામાં સફાઈનું કામ કરવા આવી. અને પછી તેનો ડ્રાયવર અલેક્સાન્દર નિકોલાયેવિચ આવી પહોંચ્યો અને તે પોતાની ઈન્સ્ટીટયુર ગઈ (અક્ષમતાં પરના કમિશનો) અને પછી બોર્ડની સભામાં ગઈ (મેડીકલ રીસર્ચ એસોશીયેશન) અને પછી ભૂતપૂર્વ વિદ્યાર્થીઓના કોઈ સમૂહ પાસે (તે બેસ્નુઝેવની જુવાન સ્ત્રીઓ*માંથી એક હતી). ત્યાર

* કાકી ૧૮૮૦માં દાયકાના અંતમાં જન્મી હતી અને પીટર્સબર્ગમાં બેસ્નુજેવ એડવાન્સ્ટ કોર્સમાં ત્યારે જોડાઈ હતી જ્યારે સ્ત્રીઓ યુનિવર્સિટીમાં અભ્યાસ કરી શકતી નહોતી. તે લેનિનગ્રાદમાં સન ૧૯૬૮માં મૃત્યુ પામી હતી.

પછી કોઈ ખ્યાતનામ બદમાશ પર સલાહમસલત કરતી જેના પછી તે પોતાનાં યહૂદી સગાંને મળવા જતી, જે હવે ચાળીસ વર્ષનાં હતાં અને મૂંગા કરાર પ્રમાણે કદાપિ અમને મળવા આવ્યાં નહોતાં. પછી તે ઘેર આવતી—પણ માત્ર પળવાર માટે—પોતાના પતિને ખવડાવવા અને થોડીક મુશ્કેલી સાથે નેક્તોર બેરીતાશ્વીલીની ઉજવણી પર જવું કે ન જવું તેનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરતી: ત્બીલીસીમાં સંસ્થાની શાખાના જુનિયર લેક્ચરરે સફળતાપૂર્વક પોતાનો પ્રબંધ યુનિવર્સિટીમાં રજૂ કરી દીધો હતો પણ તે ખૂબ થાકી ગયેલી હતી (જે માત્ર અડધું સાચું હતું) અને જવા ઇચ્છાતી નહોતી (જે બિલકુલ સાચું નહોતું). તે જવા તો ચ્છતી હતી પણ પોતે જાતે જ તે સમજતી નહોતી. ("તે પોતે જાતે જ તે સમજતી નહોતે": તે પુનરાવૃત્તિ મને એમ સમજવાનું શરૂ કરતો કરે છે કે માત્ર એ લોકો જેઓ વૃદ્ધાવસ્થામાં આપ-છેતરામણી માટે આવી ક્ષમતા જાળવી શકે છે તેઓ અત્યંત ચેતનવંતાં છે? પવિત્ર છે? ભલાં છે? સારાં છે?—હું મારાં મનમાં જ જે શબ્દ ગણગણી રહ્યો છું તે અસ્પષ્ટ અને અર્થહીન છે—"તે પોતે જાતે જ તે સમજતી નહોતી"...) તો છેવટે તે ગઈ કારણ કે તેને બધાં માનવ મેળાવડાંઓ ગમતાં હતાં અને તેમને તેમની દરોની કિંમતે ધ્યાનમાં લેતી હતી; તે ધ્યાન અને આદરનાં આ સંભારણાંઓને અતિશય ચાહતી હતી. કોઈપણ સુપ્ત અવળવાણીને સંગ્રહિત કરતાં તેમણે અમારાં અહંકારી કુટુંબ સુદ્ધાંને યહૂદી શબ્દ 'કોવોદ' શીખવાડી દીધો હતો જેનો અર્થ છે રૂઢિગત પ્રણાલિકા અને પરિસ્થિતિને આપવામાં આવેલો આદર જે કોઈપણ રીતે આવશ્યકપણે ખરા દિલનો નથી—તે આદરનો આવિર્ભાવ છે. (રશિયનોમાં આ સામાન્ય ખ્યાલ કે તેના માટે એ શબ્દ નથી અને અહીં એ સમજવા વિના કે આપણે આપણી જાતે જ સીમાઈટ વિરોધીઓ બની રહ્યાં છીએ, આપણે પ્રેમાળ સ્મિત સાથે કદાચ કહી શકીએ છીએ કે યહૂદીઓ જુદાં રાષ્ટ્રનાં છે. આપણી ભાષામાં આવો કોઈ કપટી શબ્દ નથી પણ તે આપણે જે રીતે જિંદગી જીવી રહ્યાં છીએ તેનો એક ભાગ બની ગયો છે. ગમે તેમ પણ શા માટે દરેકે દરેક વ્યક્તિ આટલા દૃઢપણે માને છે કે અસભ્ય થવું એ સાચું છે?) "તું સમજે છે, દીમા," તેણે પોતાના પતિને કહ્યું, "તે વાખ્તાંગનો તાંગનો દીકરો છે. તને વાખ્તાંગ યાદ છે, નથી?" દુ:ખ સભર નિસાસો નાંખતી તે ચાલી ગઈ. તેની જવાની ઇશ્ચા તેના થાક

કરતાં હજી પણ વધારે પ્રબળ હતી. અત્યારે આપણે તે સમજી શકતાં નથી—તે જમાનામાં લોકો જુદાં પ્રકારનાં હતાં.

છેવટે તે ઘેર આવી. તે ત્યાં વધારે વાર રોકાઈ નહોતી, માત્ર વિધિપૂર્વક ઉજવણી સુધી જ રોકાઈ હતી જે તેના હૃદયસ્પર્શી વલણમાં તેને ખૂબ ગમતી હતી, તેની પોતાની ઉદાર માન્યતાઓ અને અર્થપૂર્ણતા સાથે કોઈ બનાવટ અને ઢોંગ ભરતી હતી. (તે ખૂબ રસપ્રદ છે કે તેઓ ગંભીરપણે પોતાની જાતને જડવાદી માને છે... આ લોકો, જેમનાં જેવાં આપણે કદાપિ નહીં બનીએ. દરેક વ્યક્તિએ અપવાદરૂપ... ધરાવવું જોઈએ—અર્થહીન શબ્દ પણ—આ વિરોધાભાસને પૂરો કરવા.) અને આમ તે જલદી પાછી આવી ગઈ કારણ કે સાથે સાથે તેના પગનું પણ કારણ હતું, વળી તેને ડાયાબીટીઝ હતો અને ભોજનસમારંભમાં તે કંઈપણ ખાઈ પી શકે તેમ નહોતી. પણ તે પૂરા ઉત્સાહમાં પાછી આવી હતી. ભાષણોએ તેના પર શેમ્પેનના જેવી જ અસર કરી હતી અને ગુલાબી ગાલોએ અને વધારે જુવાન દેખાતી તેણે ચપળતાપૂર્વક અને આનંદપૂર્વક પોતાના પતિને કહી જણાવ્યું કે તે બધું કેટલું હૂંફદાયી અને કેટલું મૈત્રીપૂર્ણ હતું... ધીરે ધીરે એ વાત સ્પષ્ટ થઈ કે તે બીજાં કોઈનાં પણ કરતાં વધારે સારું બોલી હતી... જો કોઈએ તેના ચહેરામાં ધ્યાનપૂર્વક જોયું હોત તો તેમને એ વાતમાં વિશ્વાસ કરવો ખૂબ અઘરું લાગ્યું હોત કે ટૂંક સમયમાં જ તે એંસી વર્ષની થવાની હતી અને તેનો પગ—પણ તેમને પોતાની નજર થોડી નીચી કરવાની જરૂર હતી અને ત્યારે એ જોઈ શકતાં હતાં કે તેની પર સ્લીપર બાંધવામાં આવી હતી. કિલબિલ બિલબિલ કરી લીધા પછી અને જ્યારે તેનો પતિ સૂવા ગયો ત્યારે તેને માટે ચાનો પ્યાલો લઈ આવ્યા પછી તેણે ટબને ગરમ પાણીથી ભર્યું અને પગ તેમાં રાખી લાંબા વખત સુધી બેસી રહી. એકાએક તેણે બળતરા અનુભવી અને તે શમી ગઈ ("લોંદાની જેમ", તે જે રીતે કહેતી હતી તે પ્રમાણે). તે લાંબા વખત સુધી એમ બેસી રહી, "લોંદાની જેમ", અને પોતાના પગ તરફ જોતી રહી જે સાવ નિશ્ચેષ્ટ બની ચૂક્યો હતો.

તે સાચેસાચી ડૉક્ટર હતી.

અત્યારે તો તેનાં જેવાં કોઈ ડૉક્ટરો **જોવા નથી મળતાં**. હું પોતાની જાતને એક તૈયાર વાક્યાંશનો ઉપયોગ કરતાં સહેલાઈથી સમજી શકું છું, જે મને બાળપણથી જ હંમેશાં રમૂજી લાગતું હતું: એમ કહેવાય છે કે ("ઢાવકાઈથી" દાંતિયા કરતાં) કશું પણ કદાપિ બદલાતું નથી—

હંમેશાં એમનું એમ જ રહે છે, ન તો વધારે સારું કે ન તો વધારે ખરાબ થાય છે... હું સહેલાઈથી પોતાની જાતે પકડી લઉં છું અને પછી આગળ જાઉં છું: આજના ઉદાત્ત અનુભવ દ્વારા મત બાંધતાં આ વાક્યાંશ ("એવાં પ્રકારનાં અત્યારે કોઈ નથી") મને બિલકુલ સાચું અને અર્થપૂર્ણ લાગે છે. એટલે કે વાક્યાંશ રહે છે... જેનો અર્થ ન કરી શકાય કે કાકી દરેકે દરેકનો ઈલાજ કરતી હતી... જ્યાં સુધી દવાની વાત છે ત્યાં સુધી તેને બીજી કોઈપણ વસ્તુ વિષે કરતાં ઓછાં ભ્રમો હતાં. તે એટલો બધો એ વાતમાં વિશ્વાસ નહોતી કરતી કે તેણે કરવી **જોઈતી હતી** તેટલી મદદ તે દરેકને કરી શકતી હતી. તે ખૂબ સારી રીતે જાણતી હતી, કોઈ થીઅરી કે કોઈ પાઠયપુસ્તકોમાંથી નહીં પણ તે કેવળ જાણતી હતી... જ્યારે **કશી જ** મદદ નહીં કરે; તેમ છતાં પણ જો મદદ કરવા માટે જરા સરખો પણ **કોઈ રસ્તો** હોય તો તમે ચોક્કસપણે એ ખાતરી કરી શકો છો કે તે પોતાનાથી બનતું **બધું જ** કરી છૂટશે. આ સંપૂર્ણપણે **બધું જ** ન કરી શકવાની આ અક્ષમતા હતી—અક્ષમતા હતી—અને **સંપૂર્ણપણે બધું જ** સંભવ કરવાની જરૂર હતી. આ અત્યાવશ્યકતા જૂનાં ડૉકટરોનો ગુણ હતો. ("તેમનાં જેવો અત્યારે એક પણ ડૉકટર નથી") અને તે તેમનાંમાંની છેલ્લી હતી. અને તે જાણીબૂજીને ઉશ્કેરાટ આણે તેવું સાદું હતું. ઉદાહરણ તરીકે જો તમને સરદી થઈ હોય તો તે પૂછતી કે તમે સારી રીતે ઊંઘ્યા હતા કે નહીં. ઊંઘને વળી તેની સાથે શાં લેવાં દેવાં? તમે આશ્ચર્યમાં કદાચ પૂછ્યું હોત. જો કોઈક સારી રીતે ઊંઘી ન શક્યું હોય તો તેને ઠંડી લાગી શકે છે, તે કહેતી, અને જો તમને ઠંડી લાગે તો પછી શરદી થઈ જાય. ત્યારબાદ તે શરદી માટે કોઈ ઊંઘવાની દવા આપી દેતી (તે સમયે એલર્જીઓ હજી મૂડીવાદી દુનિયાની શોધ હતી). એકાએક તમે તેનાં જૂની ઢબનાં વાપેરલાં શબ્દો અને તેની વાણીનાં જરાપણ ઉતાવળ વિનાનાં અંતરને કારણે એટલાં પ્રેમ અને ખુશીની લાગણી અનુભવતાં કે બધું જ સારું થઈ જતું હતું: બધું જ જેમ હોવું જોઈએ તેમ થઈ જતું અને આગળ જોવા માટે આશા રાખવા માટે પણ કંઈક હતું... તે ભૂરા આસમાન અને સફેદ બરફ, આનંદદાયી વાતાવરણવાળી અદ્ભુત સવાર લાગતી હતી; કોઈક ઘોડાની પીઠ પર સવાર થઈ બારી પાસેથી પસાર થઈ ગયું અને ચીમનીઓમાંથી ધૂમાડાનાં ગોટા નીકળવા લાગ્યાં... જો તમે કહો છો કે "મને બેચેની લાગે છે", "જો તમે મને મારી બેચેની માટે કંઈ આપી શકો તો, કાકી..." તે

પોતાની બરફ જેવી ઠંડી નજરો વડે પોતાનો ચુકાદો આપતી: "પોતાની જાત પર કાબૂ મેળવ, તારી બેચેની માટે કોઈ દવા નથી." પણ એકવખત જ્યારે તમે કશાંની માંગણી નહોતી કરી ત્યારે અઠવાડિયાની માંદગી રજા માટે ડૉકટરી નોંધ તમારાં હાથમાં પકડાવી દીધી હતી: ગઈકાલે તમે કેવી રીતે રસોડામાં ધૂમ્રપાન કરી રહ્યા હતા તે તેણે જોઈ લીધું હતું અને નિર્ણય કર્યો—તમારે આરામની જરૂર હતી.

તેમ છતાં પણ જો કોઈક બુદ્ધિજીવી નિરીક્ષકે ઓછાં વત્તાં આ જ પરિભાષામાં તેનાં વલણનું વર્ણન કર્યું હોત તો તે સમજી શકી ન હોત. "તમે શું કહી રહ્યાં છો તે હું જાણતી નથી," પોતાના ખભા ચડાવતાં તેણે કહ્યું હોત. કેવી રીતે એક અનુભવી ડૉકટર બનવું તે તે શીખી નહોતી. પણ કેવી રીતે તે માંદાની સાથે વર્તતી હતી!.. કોઈપણ પ્રકારની સ્વસ્વસ્થાથી પોતાનામાં આટલું પરિવર્તન લાવી શકાય નહીં! તે તદ્દન બદલાઈ ગઈ હતી અને બસ એટલું જ પૂરતું હતું. બીજું કશું નહીં પણ માત્ર હળવાશ અને સમભાવતા: એંસી વર્ષો નહીં, જુવાન અને ખૂબસૂરત પતિ નહીં, હજારો નાકનાં સૈકડાંઓ નહીં, તેનાં ચહેરા સામે હાંફતા-શ્વાસ લેતાં નીલાં પડી ગયેલાં, પરસેવે રેબઝેબ અને દયનીય દરદીઓ; અને વ્યાવસાયિક કે વ્યક્તિગત કોઈ અનુભવ નહીં, તેનાં પોતાનાં કે પછી તેની પોતાની આતુરતાપૂર્વક જીવેલી જિંદગીનાં કોઈ પડછાયાં કે નિશાન નહીં. કેવી રીતે તે તેમને ફરિયાદ કરવા દઈ શકતી હતી! તેની એ પૂછવાની કેવી પ્રેરણાદાયી રીત હતી કે, શું તે ખરેખર ખૂબ ખરાબ રીતે દુઃખ પહોંચાડ છે? અને તે કહેશે "**ખૂબ**" ના "ચિંતા ન કર" કે પછી "તે જલદી જ ચાલ્યું જશે". તે ક્ષણે આખી દુનિયામાં માત્ર બે જ જણાં એ જાણતાં હતાં કે તે કેટલું દુઃખ આપતું હતું: તે અને દરદી. તેઓ દુઃખની દીક્ષા આપતાં હતાં. તે ચાલી જતી ત્યાર બાદ દરદી પોતાની દીક્ષા માટે લગભગ ગર્વ અનુભવતો. હું મારી જિંદગીમાં ફરીથી કદાપિ **દયાકરુણા** માટેની આટલી ક્ષમતા જોઈ નહીં શકું. મેડીકલ સ્કૂલોમાં દયાકરુણા માટે માર્ક આપવામાં નથી આવતાં. કાકી તરત જ પોતાની દયાકરુણા દર્શાવતી અને તે જ બીજાં ઈનકારમાં તેની ઘરડી ઉંમર અને દર્દ: જો તમે ખરેખર માંદા હો તો તેને માત્ર પાછાં ફરીને તમારો ચહેરો જ જોવાની જરૂર હતી અને એની સાથે જ તેની કરુણા વીજળીવેગે તમારાં તરફ વહી આવતી—કરુણા દર્શાવનાર વ્યક્તિની સંપૂર્ણ ગેરહાજરી અને તમે પોતે કેવું અનુભવી રહ્યા હતા તેની સંપૂર્ણ

અનુભૂતિ. આ અદ્ભુતપૂર્વ ક્ષમતા છે, જેની પાછળ બીજું કશું જ નથી, સહાનુભૂતિસભર કરુણાનું આ પવિત્ર રૂપ મારા માટે ડૉકટરની અનિવાર્ય આવશ્યકતા બની ગયું, તે શીર્ષકનો સાચો અર્થ બની ગયું. એમાં કશું જ કપોલકલ્પિત કે કૃત્રિમતાવાળું દાંભિક નથી: કોઈપણ "વયોવૃદ્ધ" અને મોસ્કો કલાની "મારી પ્રિય". નાટકીય નથી. (જોકે તે ખૂબ નિષ્ઠાપૂર્વક સ્તાનીસ્લાવસ્કી થીએટરને એકનિષ્ઠ હતી: જ્યારે તેઓ તે નાટકોને ટેલિવિઝન પર પ્રસારિત કરતાં ત્યારે તે—"સમકાલીન કશું જ સંભવત: આવી શકતું નથી, એ શું સાચું નથી, દીમા?" આવાં સંતોષનાં તૈયાર ભાવ સાથે પોતાના ખુરશીમાં ગોઠવાઈ જતી. સુંદરતાનાં આદર્શ નમૂના જેવા કચાલોવ કે તારાસોવાનાં નામો પર—અત્યારે વિશેષ કરીને આન્ના કારેનીનામાં સુંદર સ્ત્રી હતી—તે ધ્રૂજતા હાથે પોતાની કાળજીપૂર્વક કરેલી કેશસજ્જા સીધી કરતી...)

અત્યારે જ્યારે હું તેના વિષે વિચાર કરું છું ત્યારે સૌથી પહેલાં હું તેની કેશસજ્જાને જોઉં છું. પોતાનાં મૃત્યુ સુધી તેણે એક વખત પોતાની પર બીજાં બધાં કરતાં વધારે સારી લાગતી હતી તે કેશસજ્જાને એમ જ રાખી હતી. છોકરી તરીકે તેને કદાચ એ સાબાશી આપવામાં આવી હતી જે તેની સાથે હંમેશ સુધી રહી હતી (કેટલાં સરસ વાળ છે તેનાં), તે વાત સાચી હતી તેની એકનિષ્ઠા અડધી શતાબ્દી અને આખા સમય માટે કાયમ બાકી રહી. આમ દરરોજ સવારે તે સફેદ થતાં, વાળનાં ગુચ્છાંને સુંવાળા બનાવતી—પણ પ્રકારની ગતિમાં તેનાં હાથ ખૂબ ધ્રૂજતાં હતાં—પાછળની અને આગળની તરફ, ઉપર અને નીચે, છેવટે કાચબાના કવચનો કાંસકો બરાબર વચ્ચે અને હંમેશાં એક જ જગ્યાએ ખોસતી હતી. તેના અસ્થિર હાથો ખૂબ કુશળતાપૂર્વક, રણમેદામની બંદૂકનાં ધ્રૂજતાં દૃશ્યોની જેમ હલનચલન કરતા હતા. હું હજી પણ અત્યારે તેમને જોઈ શકું છું: "થોડા ઉપર", "થોડા નીચે", "બિલકુલ નિશાન પર!" એટલે કે હું હજી સુધી પણ તેના આમતેમ હાલતા પણ હંમેશાં નિશાન પર અથડાતા, હંમેશાં કંઈક ને કંઈક કરતા હાથોને જોઈ શકું છું... (હું જે અવાજો સાંભળી શકું છું તે કોઈ ટાઈપરાઈટરના નથી પણ કાકી વાસણો ધોઈ રહી છે. તે કપને નળ અથડાવી શકતી હતી અને જો તે એક તોડી નાંખે તો—જે બની ચૂક્યું હતું અને તે ખૂબ મોંઘાં હતાં—તેને બેશક એ કપ માટે દુ:ખ હતું. તેમ છતાં પણ અકથ્ય સ્ત્રીત્વ સાથે, જે પણ તેની સૌથી પહેલી કેશ સજ્જાના સમયે જ રહી ગયું હતું, તે સીધે

સીધી રસોડામાં જે બધાં હાજર હતાં તેમની સમક્ષ આ પ્રસંગની એવી રીતે જાહેરાત કરતી જાણે પોતાની અવિકારી અને આકર્ષક ખાસિયતોમાંથી એકના વિષે બોલી રહી હોય. આ બીજો જાય છે, તે કહી રહી હોય તેમ લાગતું હતું... જ્યારે તે તૂટેલાં ટૂકડાં કચરાની ટોપલીમાં નાંખતી હતી ત્યારે પણ તેનું વર્તન બદલાઈ જતું હતું; તેની કમર સુદ્ધાં—અને તે સમયે આ કમર કેવા પ્રકારની હતી તે વિષે બોલવું! અને તેના માથાનો ઝોક ફરીથી એકવખત છોકરી જેવો હતો... કારણ કે જ્યારે તે બન્યું હતું ત્યારે પેલા હાજર રહેનારાંઓની બિલકુલ ચલાવી ન લેવાય તેવી પ્રતિક્રિયા દયાજનકતા હતી: તે તે વ્યક્ત રૂપે કરવામાં ન આવતી તો પછી તેની ઉંમર તરફ અણસારો કરી દર્શાવવામાં આવતી.) આજે ત્યારે મને કાકીને ચુંબન આપવાનું ગમશે (એ વસ્તુ જે મેં કદાપિ કરી નથી, જોકે તેમ છતાં હું તેને જે ઘણાં બધાંને મેં ચુંબન આપ્યાં હતાં તેમનાં કરતાં વધારે ચાહતો હતો) જ્યારે તે નળ સાથે કપ ખણખણાવી રહી છે.

ખૂબ શ્રીમંત વ્યક્તિના હાવભાવ સાથે તેણે પચાસ કે સો રૂબલની કિમતી વસ્તુને આપણી દયાના ઢોંગી ગાણાની પાળ બાંધી કચરાપેટીમાં ફેંકી દીધી હતી... બીજો ભાગ તેના માટે સૌથી વધારે મુશ્કેલ હતો. પણ તે દૃઢ નિશ્ચયાત્મક વ્યક્તિ હતી, તે થોભે એવી કે વિલંબ કરે એવી નહોતી: ક્ષણવાર માટે તે હાથમાં વિધવિધ પ્રકારનાં કપ લઈને પોતાના જ બારણામાં સામે જાણે થીજી જતી અને હજી વધારે પાતળી બની જતી, તેની ગોળમટોળ પીઠ પણ સીધી ટટ્ટાર થઈ જતી (આ દૃષ્ટિજન્ય ભ્રમ પર વિશ્વાસ ન કરવો ખૂબ મુશ્કેલ હતું)... તે ચપળતાપૂર્વક એકદમ બારણું ખોલતી સેરોવ દ્વારા દસમા દાયકામાં હજી જ્યારે તે જુવાન હતી ત્યારે ચિતરાયેલ લગભગ સવારની જ ગ્રીષ્મકાળની ચીંચીં સાથે સરસરાટ જતી રહેતી: વહેતો સૂર્યપ્રકાશ ચિત્રની ધોયેલી પર્ણલત્તાઓમાં થઈને પોલીશ કરેલી ફર્શ પર ધબ્બાં બનાવતો પડે છે, તાજાં જ ચૂંટેલાં લાઇલાકના ગુલદસ્તા પર પાણીનાં ટીપાં ચળકે છે, એ લગભગ ગાઉન અને સ્ક્રીબીઅન સંગીત છે... જાણે દીવાલ પરની આબેહૂલ નકલ. એ માત્ર નકલ નહોતી પણ દર્પણ હતું: "દીમા! કેટલી શરમજનક વાત છે કે મેં મારો મનગમતો ચાનો ચાઈનીઝ કપ તોડી નાંખ્યો છે!.."

ઓહ ના! આપણી આખી જિંદગીમાં આપણે યાદ રાખવું જોઈએ કે આપણને કેટલાં ચાહવામાં આવ્યાં હતાં...

તે દરમ્યાન મારા પોતાના ખૂબ પ્રિય કાકા દીમા, જ્યારે હું આ પ્રસંગોને યાદ કરું છું ત્યારે બારણાની પેલે પાર રહે છે. તે પગની આંટી મારીને ગુલદસ્તાની બાજુમાં છાયાવાળા ભાગમાં ઊભાં છે—જે પોતે જ એક પ્રકારના ગુલદસ્તા જેવા છે. સર્જનની સંગીતમય આંગળીઓ વડે ટેબલ પર ટક ટક કરે છે અને જેની પાસે કહેવા માટે કંઈ જ નથી તેવા સારા માણસની જેમ ધ્યાનપૂર્વક અને કોમળતાપૂર્વક હસતાં પોતાની ચાની રાહ જુએ છે.

તો આમ હું સૌથી પહેલાં તેનાં કેશકલાપને જોઉં છું (કે વધારે સાચું કહો તો તેનાં ઓળેલા વાળનો કાંસકો જાઉં છું). પછી તેના હાથને (તે મુરબ્બો બનાવી રહી છે). તાંબાની તાવડી માની ન શકાય તેટલી પ્રાચીન કાળની અને સૂરજની જેમ ચળકતી હતી; તેમાં બજારની સૌથી મોંઘી અને ચૂંટેલી સ્ટ્રોબરિનું રાતું ચોળ થર, જેની ઉપર નીલાશ પડતો ચળકાટ મારતાં મોટાં જૂની ઢબનાં ખાંડનાં ટૂકડામાંથી કરેલી અસમાન ફાડો હતી. આ બધો અણમોલ ખજાનો હતો: માથાનો મુગટ, ગોળો અને રાજદંડ બધું જ એકમાં. (અમારા કુટુંબમાં લોકોને એમ કહેવું ખૂબ ગમતું હતું કે કાકી એકાતેરીના-મહાનની જેમ ભવ્ય હતી.) અને આ આખા મુલક પર સોનાની ચમચીવાળો હાથ રાજ્ય કરે છે, પોતાની જ ધ્રૂજારીને પકડી પાડે છે અને ડોળ એવો કરે છે કે જાણે કંઈક પકડવા કંઈક કરવા હિલચાલ કરી હતી. (આ બધું આબેહૂબ ચિત્રના જેવું આકર્ષક હતું: કલાત્મક પદ્ધતિ તરીકે તકની ગોઠવણી...)

હું કાંસકો, કેશકલાપ અને હાથ જોઉં છું... અને તરત જ સ્પષ્ટપણે જોઉં છે—તે આખી ને આખી ત્યાં છે! જાણે હું આ તબાદલાની ખરા દિલથી ઘસી ઘસીને કાગળ પર નકલ કરતો હતો અને છેવટે શ્વાસ રોકીને તથા ધીમાં અને એક સમાન હલનચલનથી દુ:ખતા મારા હાથે હું તે કાગળ ખેંચી લઉં છું અને ત્યાં જ—આબેહૂબ રીતે તેમાં સફળ થાઉં છું! ફિલ્મ ક્યાંય ફાડી નાંખવામાં નથી આવી: રાસબેરિ રંગનાં (રેશમી, રૂ ભરેલાં) ચીની જાકીટ પર ભડકીલાં મોટાં ફૂલ નીકળી આવેલાં છે અને ખભાનાં ચપટાં હાડકાં વચ્ચે ગુલદસ્તાવાળી તેની ગોળમટોળ પીઠ અને સ્લીપર બાંધેલો તેનો પગ. તેની પીઠ પરનાં ફૂલ ચીની ક્રિસેન્યિમમ પ્રકારનાં છે; તેને પોતાની કદી અંત ન પામનારી સંવત્સરીનાં ભાગ તરીકે

તે આપવાં ગમતાં હતાં. (દર દિવસે અમારા માટે કૃતજ્ઞ દરદીઓ તરફથી આવેલાં આ ફૂલોની ટોપલી લાવવામાં આવતી, કાકીનો ઓરડો ખાસ કાર્યક્રમ આપ્યાં પછી અભિનેત્રીના પેલા ઓરડા જેવો હતો. દરરોજ કરમાઈ ગયેલાં ફૂલોની ટોપલીને બહાર દાદરા પર મૂકવામાં આવતી હતી...). તેની પીઠ પરનાં ફૂલ તેના કફનમાં હતાં તેવાં ને તેવાં જ હતાં.

અમારા બહોળા સંયુક્ત કુટુંબમાં કાકી વિષે વાપરવામાં આવતી મોજ માટેની ઘણી પ્રસિદ્ધ વ્યાખ્યાઓ હતી. હું તદ્દન ચોક્કસપણે સમજી શકતો નથી કે ક્યાં સહાયક કારણો તેમને તૈયાર કરવાની મૂળભૂત હકીકતો તરીકે લાગુ કરી શકતાં હતાં (ઉંમર, જાતિ, લગ્નસંબંધી અને રાષ્ટ્રીયતા). બેશક અમારું કુટુંબ સવાલજવાબના વ્યક્તિગત વિભાગના સ્તર પર નમવા સારું એવું વિકસેલું હતું. આવી વાતો કદાપિ ચર્ચવામાં આવતી નહોતી પણ સંપૂર્ણ ચૂપ્પી હંમેશાં પોતે જાતે જ બોલે છે: અહીં એ સૂચિત થતું હતું કે આવી વાતો કદાપિ ચર્ચવામાં આવતી નહોતી પણ **આપ મેળે જ જાણ માં આવતી હતી**. કાકી મારા કાકા કરતાં ઉંમરમાં પંદર વર્ષ મોટી હતી, તેમને એકપણ બાળક નહોતું અને તે યહૂદી હતી. મારા માટે બાળક તરીકે, પછી નાના છોકરા તરીકે અને કિશોર તરીકે કાકીની કોઈ જાતિ, ઉંમર કે રાષ્ટ્રીયતા નહોતી; તે જ સમયે અમારાં બીજાં સગાંવહાલાંઓને હતી. ગમેતેમ એક યા બીજી રીતે હું આને વિસંગતિ તરીકે નહોતો જોતો.

અમે બધાં આ રમત રમ્યાં હતાં અને તેણે દાખલ કરેલી બધી રૂઢિઓને સંપૂર્ણપણે સ્વીકારી હતી. અમારા અસંયમને ખૂબ પ્રમાણમાં ઉત્સાહિત કરવામાં આવ્યો હતો અને અમારી કઢંગાં નાટક કૃતજ્ઞી દર્શકો હતાં. એ સ્પષ્ટ નહોતું કે કોણે બહાર ખુલ્લી ભૂમિકા ભજવી હતી કોણે ખાનદાનીમાં પણ ટૂંકમાં બધાં વધારે પડતું નાટક ભજવી રહ્યાં હતાં. હું માનું છું કે તેમ છતાં તે કંઈક જોઈ શકતી હતી અમે જોઈ શકતાં નહોતાં. શું તેણે રજૂ કરેલી શરતો એ અમારા સંપૂર્ણ સ્વીકારની ઉમદા પ્રતિક્રિયા નહોતી? શું આ એ જ કારણ નહોતું કે શા માટે તે માત્ર જે એક જ વ્યક્તિથી અપાર ડરતી હતી અને તેને ફોસલાવતી હતી તે હતી અમારી રસોઇયણ પાવ્લોવ્ના? પાવ્લોવ્નાને અમારી રમતમાં ભાગ લેવાનો નહોતો અને તે ચોક્કસપણે કાકી વિષે બધું જાણતી હતી: યહૂદી, વૃદ્ધ સ્ત્રી, જુવાન પતિ, સંતાનવિહોણી... થોડા જ વખતમાં મરનારી.

પાવ્લોવ્નાએ જાણતી હતી કે કેવી રીતે તેના નિષ્કપટપણ સ્પષ્ટપણે દેખાતી ગુલામગીરીવાળું નિર્દયપણે વિશિષ્ટ જ્ઞાનને રજૂ કરવું. તેને એકપણ શબ્દ કહેવાની જરૂર નહોતી. અને તેની ચૂપ્પીના બદલામાં તે ક્ષોભભરી આભારવશતા અને હાથમાં આવેલી પેલી બીજી કોઈપણ વસ્તુથી જેટલું ઈચ્છતી તેટલું જ લેતી—પેલાં એ જ કપો સુદ્ધાં પણ.

અમે ખરેખર કાકીને ચાહતાં હતાં પરંતુ તે પ્રેમ પણ જાહેર હતો: કાકી માનવી હતી! તેમાં થોડો કડવાશનો રણકો ગૂંજતો હતો. તેમ છતાં ઘણીવાર એ શબ્દ ઉપર ભાર જીવનની હકીકતને લાગતાં પ્રાથમિક તથ્યોને છુપાવવા માટે મૂકીએ છીએ, જ્યારે માનવ જાતિની આપણી સ્વગત સદસ્યતા આવા ભેદભાવ તરફ દોરી જાય છે. કોઈપણ વ્યક્તિના સદ્‌ગુણો સાથેની વધારે પડતી મોહિની હંમેશાં શંકાસ્પદ છે. તે કાં તો હાજીહા કરનારી ખુશામત છે કે પછી રંગભેદનું એક રૂપ. તે **માનવી** હતી... ખરેખરી, બધાંને ટપી જતી, ઉત્કટ પ્રેમવાળી માનવી હતી; **ખૂબ** જીવંત, ચેતનવંતી, ઉદાર અને ખૂબ **સન્માનિત** ડૉક્ટર હતી. (તેને એ માન શીર્ષક પણ મળ્યું હતું). અત્યારે હું તેના પર ફરીથી વિચાર કરું છું, તેણે લગ્ન કર્યા ત્યારથી પૂરા ચાળીસ વર્ષો સુધી પોતાનાં બધાં અદ્‌ભુત ગુણો સાથે અમારાં બધાં માટે કાકી તરીકે **કામ કર્યું. અને લગભગ અમારામાંની એક** બની ગઈ. (બીજું કારણ એ કે શા માટે તે અને પાવ્લોવ્ના પોતપોતાની વિશિષ્ટ સમજ સુધી પહોંચી શક્યાં હતાં: ગમે તેમ પણ પાવ્લોવ્ના છેવટે પેલી "માનવી" જ હતી...)

તેની સ્તુતિ ગાવા એ દેવની જેમ પૂજવા માટેના આપણી પાસે બધાં પ્રયોજન છે. આપણામાંથી કોઈએ પણ પોતાની જાત સુદ્ધાં માટે પણ એટલું નહીં કર્યું હોય જેટલું તેણે એકલીએ આપણાં બધાં માટે કર્યું હતું. તેણે મારી, મારા ભાઈની અને મારા કાકાની (એટલે કે તેના પતિની) જિંદગી ત્રણ વાર બચાવી. અને એની તો હું ગણતરી સુદ્ધાં પણ કરી શકતો નથી કે તેણે કેટલી વાર માત્ર અમને મદદ કરી હતી (જ્યારે મૃત્યુનો કોઈ ભય નહોતો). જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ આ યાદી લાંબી થતી ગઈ અને છેવટે અધિકૃત બની ગઈ. ગમે તેમ પણ અમે આ સમય સમય પર યાદ કરવા માટે હતાં પણ તેને યાદ રાખી લેવા માટે નહીં તેથી હું હમણાં જ જે કંઈ કહી ગયો તે સાચું હતું: લગભગ અમારામાંથી એક... અને મેં પણ ઘણાં વખત પછી એટલે કે તેના મૃત્યુ પછી એ જાણ્યું કે તે **લગભગ પત્ની** હતી. છેવટે સાબિત

એ થયું કે પેલાં ચાલીસ વર્ષો દરમ્યાન તેમના લગ્નની કદાપિ વધિસર કાનૂની નોંધણી નહોતી થઈ. પેલા સમયનો પ્રવાહ વહી ગયો હતો અને નીચે સંગ્રહિત કાંપ માત્ર બાકી રહી ગયો છે. આ નાટકનાં આધારો કોહવાઈને ઝોલા ખાવાં લાગ્યાં છે. પરિણામ એ નીપજે છે કે આ જિંદગી નથી પણ માત્ર એક રંગમંચની ભૂમિકા છે. તેને ફરીથી કહેવી એ જીવંતતા વિનાનું છે: વર્ષો વીતી ગયા પછી આવી માહિતી કબર પરના કોતરેલાં લખાણની જેમ ખડકાઈ જાય છે.

અને અત્યારે હું તેનો કુંભી બનાવવા ઉપયોગ કરી રહ્યો છું...

તે ખૂબ સારી ડૉક્ટર અને મારા મનમાં ઊઠતાં કોયડાને દૂર કાઢી શકતો નથી: પોતાની માંદગી વિષે તે શું જાણતી હતી? કોઈક કોઈક વખત એમ લાગે છે કે તે જાણવું રોકી શકતી નહોતી... અને પછી ફરીથી એમ લાગે છે કે તે બિલકુલ કશું જ નથી જાણતી.

પગથી શરૂઆત થઈ અને પછી હાર્ટઅટૅક આવ્યો.

હાર્ટઅટૅકે તેના પગને લગભગ ખૂબ સારો કરી દીધો. એક યા બીજી રીતે પોતાની જાતને હાર્ટઅટૅકમાંથી છોડાવી લીધી. અને એ સ્પષ્ટ જાણથી પણ કે આ વખતે તે ખૂબ સહેલાઈથી બચી નીકળી હતી (તે એક ડૉક્ટર તરીકે પોતાની જાતને એ સહેલાઈથી કહી શકી હોત). તે એટલી સારી રીતે સાજી થઈ ગઈ અને એટલી બધી જુવાન દેખાવા લાગી કે (તેનો પગ પણ ફરીથી બૂટમાં આવી ગયો) અમે બધાં ખૂબ આનંદિત થઈ ઊઠયાં. ફરીથી એકવખત સભાઓ, બોર્ડની મીટીંગો, પ્રબંધ પરીક્ષાઓ અને કેસ સભાઓ શરૂ થઈ ગયાં (ખૂનીનો ઈલાજ કરવો! બેશક તે એક **ડૉક્ટરની** પવિત્ર ફરજ છે... પણ ચોક્કસપણે કોઈએ તેમનો ઈલાજ તેમનાં સંભવિત શિકારોના જેટલી જ કર્તવ્યતત્પરતાપૂર્વક અને જવાબદારીપૂર્વક તો ન જ કરવો જોઈએ ને?... ગમે તેમ પણ કોઈ કરી શકે છે: જ્યારે કાયદો જીવંત છે ત્યારે તેની વિસંગતિઓ પણ જીવંત છે—ઈંગ્લૅંડના પ્રમાણે...) અને ત્યાં તે ફરીથી છે, હું તેને રસોડામાં પેલા ચળકતી, ઝગારા મારતી તાવડી પર પ્રભુત્વ ધરાવતી જોઉં છું.

ગમે તેમ પણ તે સૂરજ ક્ષિતિજ પર માત્ર ટૂંકા સમય માટે જ ઊગ્યો.

કાકી મરી રહી હતી. દરેક જણ જોઈ શકતું હતું... એટલે કે તેના સિવાય. પણ તે પોતે એટલી બધી અશક્ત થઈ ગઈ હતી કે થાકેલી

એ થયું કે પેલાં ચાલીસ વર્ષો દરમ્યાન તેમના લગ્નની કદાપિ વધિસર કાનૂની નોંધણી નહોતી થઈ. પેલા સમયનો પ્રવાહ વહી ગયો હતો અને નીચે સંગ્રહિત કાંપ માત્ર બાકી રહી ગયો છે. આ નાટકનાં આધારો કોહવાઈને ઝોલા ખાવાં લાગ્યાં છે. પરિણામ એ નીપજે છે કે આ જિંદગી નથી પણ માત્ર એક રંગમંચની ભૂમિકા છે. તેને ફરીથી કહેવી એ જીવંતતા વિનાનું છે: વર્ષો વીતી ગયા પછી આવી માહિતી કબર પરના કોતરેલાં લખાણની જેમ ખડકાઈ જાય છે.

અને અત્યારે હું તેનો કુંભી બનાવવા ઉપયોગ કરી રહ્યો છું...

તે ખૂબ સારી ડૉક્ટર અને મારા મનમાં ઊઠતાં કોયડાને દૂર કાઢી શકતો નથી: પોતાની માંદગી વિષે તે શું જાણતી હતી? કોઈક કોઈક વખત એમ લાગે છે કે તે જાણવું રોકી શકતી નહોતી... અને પછી ફરીથી એમ લાગે છે કે તે બિલકુલ કશું જ નથી જાણતી.

પગથી શરૂઆત થઈ અને પછી હાર્ટઅટૅક આવ્યો.

હાર્ટઅટૅકે તેના પગને લગભગ ખૂબ સારો કરી દીધો. એક યા બીજી રીતે પોતાની જાતને હાર્ટઅટૅકમાંથી છોડાવી લીધી. અને એ સ્પષ્ટ જાણથી પણ કે આ વખતે તે ખૂબ સહેલાઈથી બચી નીકળી હતી (તે એક ડૉક્ટર તરીકે પોતાની જાતને એ સહેલાઈથી કહી શકી હોત). તે એટલી સારી રીતે સાજી થઈ ગઈ અને એટલી બધી જુવાન દેખાવા લાગી કે (તેનો પગ પણ ફરીથી બૂટમાં આવી ગયો) અમે બધાં ખૂબ આનંદિત થઈ ઊઠયાં. ફરીથી એકવખત સભાઓ, બોર્ડની મીટીંગો, પ્રબંધ પરીક્ષાઓ અને કેસ સભાઓ શરૂ થઈ ગયાં (ખૂનીનો ઈલાજ કરવો! બેશક તે એક **ડૉકટરની** પવિત્ર ફરજ છે... પણ ચોક્કસપણે કોઈએ તેમનો ઈલાજ તેમનાં સંભવિત શિકારોના જેટલી જ કર્તવ્યતત્પરતાપૂર્વક અને જવાબદારીપૂર્વક તો ન જ કરવો જોઈએ ને?... ગમે તેમ પણ કોઈ કરી શકે છે: જ્યારે કાયદો જીવંત છે ત્યારે તેની વિસંગતિઓ પણ જીવંત છે—ઈંગ્લૅંડના પ્રમાણે...) અને ત્યાં તે ફરીથી છે, હું તેને રસોડામાં પેલા ચળકતી, ઝગારા મારતી તાવડી પર પ્રભુત્વ ધરાવતી જોઉં છું.

ગમે તેમ પણ તે સૂરજ ક્ષિતિજ પર માત્ર ટૂંકા સમય માટે જ ઊગ્યો.

કાકી મરી રહી હતી. દરેક જણ જોઈ શકતું હતું... એટલે કે તેના સિવાય. પણ તે પોતે એટલી બધી અશક્ત થઈ ગઈ હતી કે થાકેલી

અને વ્યગ્ર એવી તે દરરોજ ખાસ ઈચ્છા વિના પણ નાનકડું ડગલું મૃત્યુ તરફ માંડતી હતી. પણ પછી તેણે તે પાછું ખેંચી લીધું અને ફરીથી મૃત્યુ ન પામી. તેનો પગ એકદમ કાળો પડી ગયો અને તેણે દૃઢપણે તે કપાવી નાંખવાનો આગ્રહ કર્યો જોકે દરેકે દરેક...—તે હવે ઓપરેશન ઝેલી શકે તેમ નહોતી. પગ, હાર્ટઅટેક; પગ, મગજની નસ ફાટતાં થતી બેભાનાવસ્થા... અને અહીં તે નવા જોમ અને ઉત્સાહ સાથે જિંદગીને જકડી લે છે જે અમારાંમાંથી માત્ર તેના એકલીમાં જ એટલા પ્રમાણમાં હતાં.

ખાટલો! તેણે **બીજાં** ખાટલાની માંગણી કરી હતી. કોઈક કારણસર તે વિશેષ કરીને મારી મદદ પર ભરોસો રાખથી હતી. તેણે મને સૂચનો આપવા બોલાવ્યો અને તેના અસ્પષ્ટ ગણગણાટને સમજવામાં મને ખૂબ મુશ્કેલી પડતી હતી પણ તેમ છતાં તેણે જે બધું કહ્યું તેની સાથે હું સહમત થઈ ગયો કારણ કે તેણે સોંપેલાં કામોનાં હું કંઈ વધારે ગૂંચવણતા કે જટલિતા જોતો નહોતો. “તે ફરીથી કહે,” તેણે એકાએક તદ્દન સ્પષ્ટ અવાજે કહ્યું. અને બાપરે! કેવા સંતાપ સાથે તેણે મારી બકવાટભરી લવારી તરફથી મોં ફેરવી લીધું હતું.

અમે ખાટલો લઈ આવ્યાં. હોસ્પિટલમાંથી એક વિશેષ ખાટલો. તે એટલી વિચિત્ર રીતે બનાવવામાં આવ્યો હતો કે માત્ર એવાં લોકો જેમને વ્યાવહારિક વસ્તુઓ સાથે કંઈ લેવા દેવા નથી તેઓ જ એની શોધ કરી શકતાં હતાં. બેશક શરીરની સ્થિતિને બદલવા માટેની પેલી યુક્તિઓમાંથી એકે કામમાં નહીં આવે. જેલોમાં વપરાતા તૈલરંગ વડે ઘણીવાર ફરીથી ને ફરીથી રંગાયેલાં ખાટલાએ ન માત્ર તેનું સ્વરૂપ પણ સાથે સાથે આકાર પણ ગુમાવી દીધો હતો. તે ખૂબ વિચિત્ર બની ગયો હતો. અમે આ ગંજાવર ખાટલાને કાકીના કાચજેવી ચમકતી—પોલીશ કરેલી ફર્શવાળાં રૂમમાં આરામ માટે લઈ આવ્યાં હું રૂમને એકદમ ઓળખી શક્યો નહીં. જાણે એમ લાગતું હતું કે બધી વસ્તુઓ ખાટલાથી ડૂબી ગઈ હતી, ખૂણાઓમાં ખડકાઈ ગઈ હતી અને સામાજિક પરિવર્તનની પૂર્વસૂચનાથી તનાવગ્રસ્ત થઈ ગઈ હતી: હકીકતમાં માત્ર ખાટલા માટે ઉતાવળમાં જગ્યા જ કરવામાં આવી હતી. મને સ્નાયુઓ અને તાકાતનો વિચિત્રપણે જુવાનીસભર ખળભળાટ યા છે જે એકદમ વધી ગયો હતો અને માલની હેરફેર કરનાર મજૂરના કામ માટે અયોગ્ય હતો. વધેલાં સ્નાયુચો એક ઉંમરલાયક, લકવો મારી ગયેલ અને મરતી વ્યક્તિ માટે

ચેતનમાં આવ્યાં હતાં.—અને આ લાગણીએ મને વિશેષ મૂંઝવણ અનુભવતો કરી ચૂક્યો હતો. હું ખૂણામાં લપાઈ ગયો, લથડિયું ખાઈ ગયો, મારાં ઢીંચણ અથડાઈ ગયાં જાણે હું પોતે જ ખાટલા જેવો દેખાવા લાગ્યો હતો.

કાકી ઓરડાની વચ્ચોવચ બેઠી હતી અને અંદર ખસેડવા માટે સૂચના આપતી હતી. ઓછામાં ઓછું મને એમ યાદ છે. તે હકીકતમાં ઓરડાની વચ્ચોવચ બેસી શકતી નહોતી. તે બેસી શકતી નહોતી અને વચ્ચેનો ભાગ જેમ બને છે તેમ ખાટલા માટે સાફ કરવામાં આવ્યો હતો... તેની નજરો રાતાચોળ અંગારાની જેમ સળગતી હતી અને તેની આંખો પહેલાં કદાપિ આટલી ઊંડાણભરી ગહન નહોતી. તે ઉત્કટપણે પોતાનાં ચાળીસ વર્ષ જૂના કોચ પરથી ખસવા ઈચ્છતી હતી, તે અમે હમણાં જ જે ખાટલો અંદર લઈ આવ્યાં હતાં તેમાં હતી—તેથી મને તે વચ્ચોવચ હતી તેમ યાદ હતું. અમે "ઉપકરણ"ને નુકસાન પહોંચાડવાનું નહોતું કારણ કે અમારા મનમાં ઓછામાં ઓછો તે વિષે વિચાર સુદ્ધાં નહોતો; અમારે "તેને" થોડું ખસેડવું જોઈતું હતું અને પછી થોડું વધારે નજીક અને વધારે ઊંચું, નીચું, ઊંચું—તેની અક્કડ-અચળ સપાટીઓને ગોઠવવાની હતી. અને અમે જે કંઈ કર્યું તે કરવું જોઈએ તેમ નહોતું. અમે કેવી રીતે એટલાં કળવિનાનાં હોઈ શકતાં હતાં, સ્પષ્ટપણે તેને પોતાની જાતે જ કરવાનો વારો આવશે... અને મારો ખ્યાલ છે કે અંતે તે પોતે જ ઊભી થઈ ગઈ અને બધી વસ્તુઓ જેમ હોવી જોઈએ તેમ ગોઠવી દીધી. "આમ જુઓ છો, આ એકદમ સહેલું ને સરળ કામ છે, જો તેમાં થોડું મગજ ચલાવો તો." બધી વસ્તુઓને તેની જગ્યાએ ગોઠવીને તે ફરીથી પાછી પોતાના લકવાની સ્થિતિમાં સૂઈ ગઈ અને ઓશીકાં, પીંછાની પથારી અને ચાદરોમાં આમથી તેમ પડખાં ફેરવતાં અમને ખાતરી કરાવી, જોકે અમારા સ્તરની વધારે નજીકનાં આ કામે પણ અહીં મને ગોથાં ખાતો કરી મૂક્યો. ઓ ભગવાન! ત્રીસ વર્ષોમાં તે થોડી પણ બદલાઈ નહોતી. જ્યારે અમે ઘેરો ઘાલવામાં આવેલ હતો ત્યારના એક શિયાળા દરમ્યાન એ જ રસોડામાં એકસાથે મળીને બળતણનાં લાકડાં હતાં ત્યારે તે બિલકુલ પચાસ વર્ષની હોય તેમ મારા પર ગુસ્સે થઈ ગઈ હતી (એ વખતે હું પાંચ વર્ષનો હતો) અત્યારે પણ તે તેવી જ હતી. કોણે કેવી રીતે ખેંચવું જોઈએ તે વિષે દલીલમાં તેનું મારાથી દિલ દુભાયું હતું, આંખમાં આંસુ પણ લાવી દીધાં હતાં અને અમારી ત્રાંસી નજરો ઝૂકી ગઈ હતી તથા

જ્યારે અમે એકબીજાંની આંગળીઓ બચાવી હતી ત્યારે કણસતાં હતાં. "ઓલ્ગા!" છેવટે તે મારી મા પર બરાડી. "તારા આ તોફાની બારકસને શાંત પાડ! તે જાણીબૂઝીને મને ગુસ્સો અપાવી રહ્યો છે. તે હેતુપૂર્વક ખોટી દિશામાં કાપી રહ્યો છે..." હું પણ તેનાથી ખૂબ ગહન રીતે પજવાયેલો હતો, બૂમબરાડીને લીધે નહીં પણ એટલા માટે કે મારા "ઈરાદાઓ" પર શંકા કરવામાં આવી હતી જ્યારે મારા મનમાં તો બીજું કશું જ નહોતું અને વળી હું કોઈપણ કામ હેતુપૂર્વક કે કોઈને ઈજા પહોંચાડવા ન કરત... તે વખતે હું, અત્યારે મને એમ લાગે છે કે, સામાન્ય અને સારો છોકરો હતો. અમે બંનેએ રડતાં રડતાં લાકડાંનાં ઢીમચાંને કાપવું અધવચ્ચેથી જ છોડી દીધું. દસ મિનિટ પછી તે ખુર્શીમજાજમો બેવુ ઠોકઠાક કરવા "માત્ર આટલુ જ બાકી રહ્યુ છે" એમ કહેતી મને લઈને પાછી આવી કંઈક હસવું આવે તેવું કહેતી: એકદમ નાનો ટૂકડો, કાં તો પાઉંરોટીનો ટૂકડો કે થોડો તેનો ચૂરો હતો. એટલે તેનો અર્થ હતો હું માત્ર એક જ એવો હતો જેને બદલવામાં આવ્યો હતો અને તે હજી સુધી તેની જિંદગીમાં આગળ રાહ જોઈ રહેલાં માત્ર એક પરિવર્તન સાથે સમાધાન કરી શકતી નહોતી. બેશક તે બીજા જીવનમાં વિશ્વાસ નહોતી રાખતી (ના! હું કદાપિ તેમની પેઢીનો પાર પામવામાં, તાગ મેળવવામાં સમર્થ નહીં રહું: ભગવાનનું અસ્તિત્વ નથી એ વાતને દૃઢપણે સ્વીકારતાં તેઓ ખ્રિસ્તી ધર્મની આજ્ઞાઓને મારો કરતાં પણ વધારે માન આપતાં હતાં...)

અમે તેને ખસેડી. તેણે સભાનતા સાથેના સંતોષપૂર્વક તેનાં ગોઠવાવામાં લાંબો વખત ગાળ્યો, ફરીથી એકવાર પણ પેલાં ત્યજેલાં લગ્ન સમયનાં કોચ તરફ નજર સુદ્ધાં ન નાંખી. હું સોગંદ ખાઈને કહી શકતો હતો કે જ્યારે અમે તેને જૂના ખાટલાથી જુદી પાડી ત્યારે મેં છુટકારાનો ઊંડો નિસાસો સાંભળ્યો હતો. પોતાનો મેડીકલ અનુભવ હોવા છતાં પણ તેણે તે બધાંને ન સમજવાનું ચાલુ રાખ્યું, આ તે સ્પષ્ટ રીતે અફરપણે સમજતી હતી: તે હવે ફરીથી કદાપિ પેલાં ખાટલામાં પાછી નહીં જાય... અમે સમજતાં નહોતાં, મહા મૂરખોની જેમ અમે એ વસ્તુઓ સમજતાં નહોતાં જે તે, બિલકુલ બરાબર રીતે અને અમારાંમાંથી કોઈનાં પણ કરતાં વધારે સારી રીતે સમજતી હતી: માંદો માણસ શું છે, તેમને શું ગમે છે અને ખરેખર તેમને શેની જરૂર છે. અને પછી જ્યારે તે ખાટલામાં ગોઠવાઈ ગઈ ત્યારે તેણે ઊંડા લાગણીયુક્ત અર્થ સભર સ્વરે

અમારો એવી રીતે "આભાર" માન્યો જાણે અમે ખરેખર તેના માટે કંઈ કર્યું હતું, જાણે અમે તેને સમજી ગયાં હતાં... "શું તે ખૂબ ભારે હતો?" તેણે ચિંતાપૂર્વક મને પૂછ્યું. "ના, ના, કાકી, જરાપણ નહીં!.. એકદમ હલકો." મારે તેને તે જવાબ આપવો જોઈતો નહોતો.

તેમ છતાં આ ખાટલો પણ તેને માટે યોગ્ય નહોતો: તે કેવળ અસુવિધાજનક હતો. તેથી ત્યારબાદ અમે દાદીમાનો ખાટલો અંદર લઈ આવ્યાં, જે છેલ્લો ખાટલો હતો, જેમાં અમારાં બધાંનાં છક્કાં છૂટી ગયાં... અને આ ખાટલામાં, છેલ્લી વાર માટે ઓશીકું ગોઠવતાં અને ધ્રૂજતા હાથે કામળા પરની ચાદરના વળી ગયેલા ભાગને સીધો કરતાં તેણે પોતાની પાંપણો નીચી કરી અને રાહતપૂર્વક નિસાસો નાંખ્યો: "છેવટે હું આરામથી છું." ખાટલો ઓરડાની વચ્ચોવચ કફનની જેમ ઊભો હતો અને તેનો ચહેરો શાંત અને સ્વસ્થ હતો.

એ એ જ દિવસ હતો જ્યારે બીજી સ્ત્રી, મારો મુખ્ય વિષય, એકાએક મરી ગઈ...

કાકીએ તેને સહી લીધી હતી... "છેવટે હું આરામથી છું."

ખાટલો વિચિત્ર રીતે ખાલી કરવામાં આવેલા ઓરડાની વચ્ચોવચ ઊભો હતો જ્યાંની વસ્તુઓને તેમના માલિક દ્વારા થોડી ઉતાવળપૂર્વક અને તેમના માલિક તેમને ઉજ્જડ બનાવે તેના કરતાં પળવાર પહેલાં ખેદાનમેદાન કરી નાંખવામાં આવી છે. તેમના ચહેરાઓ પર તુચ્છતાના ભાવોનો આંચળો ઓઢાયેલો છે; આ કિમતી બાજુઓ અને સપાટીઓ બાળપણથી જ માત્ર જૂની વસ્તુઓ તરીકે હતાં. તેઓ વચમાં પડેલી આ લોખંડની વસ્તુથી વેગળાં હતાં—તેઓ મહોગની લાકડાના કારેલીયન બર્ચના હતાં... કાકી આરામથી છે.

તે તેમને પોતાની સાથે નહીં લઈ જાય.

પણ તે તેમને લઈ ગઈ. તેને દફનાવવામાં આવેલા નાના ટેકરાની મધ્યમાં ખાટલો ઊભો છે. તેમાં ઝૂકેલી પાંપણો અને ભીડેલા જડબાવાળી અધ-બેઠેલી કાકી પોતાનાં મનગમતાં ચીની જાકીટમાં પડી છે. તેનાં ઘૂંટણો પર સ્ટ્રોબેરિના મુરબ્બાથી ભરેલું ચળકતું કુંડું પડ્યું છે, એક હાથમાં સ્ટેથોસ્કોપ અને બીજામાં બોમ્બ પરનાં ઘડિયાળ ટાઈમરની અમેરીકી થર્મામીટર છે; તેના પગ પાસે "રીવ-રોક્કી" ઉપકરણ છે... બાકી બચેલાં આખા કપોને, સમાલોચનાની રાહ જોતા પ્રબંધને, પીળાં પડી ગયેલાં વીનસ દે મીલોને પણ ભૂલી જવામાં આવ્યાં નહોતાં, જેની સાથે (બધાં

કહે છે) તે અમારે ઘેર આવી હતી... કાકા અને તેની પાછળ ડ્રાઈવર તેની બાજુમાં નમ્રતાપૂર્વક ઊભા છે, જેઓ માટીમાં અડધાં દટાઈ ગયા છે કારણ કે તે નીચે તરફ ઊડે છે... કાર તેના બોનેટ પર ચળકાટ મારતા હરણ સાથે ચૂપચાપ શાંતિથી ચાલે છે (તે નિયમિતપણે તેને એક મોડલ પરથી બીજા મોડલ પર બદલતી રહેતી હતી, તે જૂની ઢબનું થઈ ગયું હતું તેની પરવા પણ નહોતી કરતી...) આમ હરણ પણ અહીં છે... હા, અને અમારું આવું ઘર અહીં, ઉપરથી ભૂકેભૂકાં કરતાં સમયની નીચે છે, જેની સાથે મારાં ઘેરાબંધીનાં બરફનાં અવશેષો સાથેનો આખો ભૂતકાળ, જેની સાથે હું બંધાયેલો હતો તે વ્યક્તિનું બધું જ આ કબરના નાના ટેકરામાં ડૂબેલું છે; દટાયેલું છે; સમય પોતાની જીવનોપયોગી માનવતા વડે વહેતો જાય છે, એ બધાંની સાથે જેને તેનાં લઈ જનારાંઓ લઈ ગયાં નહોતાં, તે બધી વસ્તુઓની સાથે જેણે મને દયનીય પ્રાણી બનાવી દીધો છે, જેને લોકો પસંદગીનાં બાહરી ચિહ્નો વડે આંકતાં માનવ પ્રાણી કહે છે, એટલે કે મને... પણ હું પોતે છેલ્લી કોદાળીભરી ફેંકતા મારી પ્રામાણિક પશુ પ્રકૃતિની કાળાશ પડતીચમકતી હૂંફમાં અસ્તવ્યસ્તપણે પાછો ફરવામાં સફળ રહીશ...

એટલા માટે કે તેઓ ચાલ્યા ગયાં, પહેલાં મારી દાદી જે મારી કાકી કરતાં હજી વધારે સારી અને વધારે પવિત્ર હતી અને પછી કાકી જેણે મારી દાદીની જગ્યા લઈ લીધી—અને હવે આ જગ્યા તૈયાર છે... હું તેમને તેના માટે કદાપિ માફ નહીં કરું. કારણ કે જ્યારથી આ છેલ્લાં લોકો દુનિયા છોડી ચાલ્યાં ગયાં છે ત્યારથી દુનિયા તો વધારે સારી નથી થઈ પણ હું વધારે ખરાબ જરૂર થઈ ગયો છું.

ઓ ભગવાન! મૃત્યુ પછી તારી કોઈ યાદ નહીં રહે! તારાં ચહેરા પરનાં ભાવ જોઈ લીધાં છે...

જો માણસ ઊંડા કૂવામાં બેસે તો શા માટે તેને એમ લાગતું નથી કે તે દુનિયાની **બહારથી** જોઈ રહ્યો છે અને નહીં કે તેની **અંદર**? પણ જો તે એકાએક કૂવામાંથી બહાર નીકળી આવે અને પોતાની આસપાસ ચોમેર તદ્દન સપાટ-સપાટ અને ખાલી-ખાલી સિવાય બીજું કંઈ ન જુએ તો શું? કૂવાના પેલા બાકોરા સિવાય જેમાંથી ચઢીને તે બહાર આવ્યો હતો? મને આશા છે કે તમે જ્યાં છો ત્યાં જ હળવેથી તૂટેલો ભૂપ્રદેશ છે...

કયા કારણસર બહુ સમર્થ નહીં પણ મહેનતુ વિદ્યાર્થીને આ અંતહીન

કોટડીના ઊંડાણોમાં કેદ કરવામાં આવ્યો હતો અને પછી તેના વિષે તદ્દન ભૂલી જવામાં આવ્યું હતું? એટલા માટે કે મારી આખી જિંદગી દરમ્યાન મારે આ એક સિતારાને જ જોવો જોઈએ, પછી ભલેને તે વધારે દૂર હોય તો પણ કૂવાથી ઘેરાયેલી આંખે જોઈ શકાતો હોય?! હું તે શીખી ગયો હતો.

ઓ ભગવાન! કાકા, કાકી, મા! હું રડું છું...

સૂરજ. એ જ સૂરજ જેનાથી મેં શરૂઆત કરી હતી.

કોઈપણ વ્યક્તિના જન્મનાં શહેરનાં નાનાં ખૂણાંઓ છે જ્યાંથી તે કદાપિ પસાર નથી થયો. વિશેષ કરીને વિખ્યાત દૃશ્યની નજીકમાં જ જે આસપાસના વાતાવરણને દબડાવે છે. સ્મોલ્ની, સ્મોલ્ની મઠના ઘંટાઘરથી ડાબી બાજુ, તમે હંમેશાં જાણતાં હોવ છે, કે તેઓ ત્યાં છે, મુલાકાતીઓને બિલકુલ આ જગ્યાએ લાવવામાં આવે છે અને તેમની સાથે ચિત્રના પોસ્ટકાર્ડથી વધારે વર્તવામાં નથી આવતું. પણ જો એકવાર તમારે સરનામું શોધવાનું હોય તો (એમ લાગે છે કે ત્યાં પણ ઘરો અને શેરીઓ છે તથા લોકો રહે છે) અને ઘંટાઘરની, કોમ્સોમોલના કાર્યલાયની અને મઠવાસીઓની નાની નાની ઓરડીઓની ડાબી બાજુ વાંકીવળતી ગલી (લેનિનગ્રાદમાં એવી ગલી ભાગ્યે જ જોવા મળે છે), સદીઓ જૂનાં વૃક્ષો અને કાકીની ઈન્સ્ટીટયુટ છે. (પહેલાંનાં વખતનું અપંગો માટેનું ઘર—એટલા માટે જ તે એટલું સુંદર છે: તેમણે એટલી બધી નવી મેડીકલ ઈન્સ્ટીટયુટો બાંધી નથી અને તમે હંમેશાં જૂનાં ભવનની સામે આવી જશો.) એકાએક તે એટલું સારું છે કે અંતરાયરૂપ વાડ પણ સુંદરતા ધરાવતી લાગે છે. અહીંની દરેકેદરેક વસ્તુને ગમે તેમ કરીને વિખ્યાત જોવા લાયક સ્થળની છાયામાં જાળવી રાખવામાં આવી છે. પણ પહેરેગીરની ઓરડીને બદલે પ્રવેશ ગલી છે, નીચે ખેંચાઈ આવેલી જાળીઓવાળી રેલીંગને બદલે વાડ છે... પણ દરવાજા હજી પણ પૂરેપૂરાં છે અને એક ઉંમરલાયક અપંગ મજૂર અપંગોનાં ઘરનાં દરવાજાની બાજુમાં ઊભો છે. (કદાચ, તેમનામાંથી એક). વળાંકવાળી સ્વાપત્ય શૈલીવાળાં વિનયપૂર્વક પહોળાં ખૂલેલાં દરવાજાઓથી હું અંતે કાકીની ઈન્સ્ટીટયુટનું ચોક્કસ નામ વાંચી શકું છું (સ્વાસ્થા મંગાલય, ક્ષેત્રીય કાર્યકારિણી કમિટી,... ઘણાં બધાં શબ્દોની જગ્યાએ બે શબ્દો વાપરવામાં આવ્યાં હતાં: અપંગ ઘર). મારે રસ્તાની એકબાજુએ થઈ જવાનો વારો આવે છે અને કાળી "વોલ્ગા" ગાડીને જવા દેવી પડે છે, જેમાં ઊંડાણોમાં અમલદારના

ગણવેશનો ગુચ્છો ચમકે છે; અપંગ પોતાના ઠૂંઠા પર કૂદીને ઊભો થાય છે અને સલામ મારે છે; કાળી "વોલ્ગા"માં ફરનાં કોટમાં તો જનરલ સંતુષ્ટતાભર્યો ખડખડાટ કરતો ઈંટોની સડક પરથી ગાડી હાંકી જાય છે. હું તેની પાછળ પાછળ અનુસર્યો. "તમે દફનક્રિયામાં આવ્યા છો?" અપંગ કરડાકીપૂર્વક નહીં પણ જાણ ખાતર પૂછે છે. "હા."

રસ્તા પરનો ઈંટોનો લાલ ચૂરો, મેપલ વૃક્ષનાં પાંદડાનો રંગ પૂરેપૂરો મંગોલ રસ્તાની એક બાજુ સાફ કરી રહ્યો છે. તે નિઃસત્ત્વ થઈ ગયેલાં યુદ્ધનાં વર્ષોનાં રૂ ભરીને ઘેર બનાવવામાં આવેલાં રમકડાં જેવો છે. બીજો માનસિક ખોડવાળો વધારે તેજસ્વી બુદ્ધિમાન દેખાય છે હથિયારનો ગર્વ ધરાવતો દેખાય છે જેના વડે તેની પર વિશ્વાસ કરવામાં આવ્યો છે, સિગારેટનાં ઠૂંઠાઓ અને પોતાના લાંબા કંટાળા ભાલા જેવાં કાગળો માટે આતુરતાપૂર્વક શોધમાં રહે છે. લાલ ચહેરાવાળો લંગડો પોતાનાં લાકડાના પગ પર આત્મવિશ્વાસભેર ઝૂકેલો હતો જેના છેડે કાળું રબર હતું, પેલા રસ્તાની ઈંટોને કોઈ ભારે ભરખમ સાધન વડે કચડતો હતો જે તેના પોતાના લાકડાના પગની યાદ અપાવે છે. સફેદવાળવાળી સાવ નકામી ઘરડી સ્ત્રીઓ બિલકુલ પાનખરના કરોળિયાના જાળાની જેમ બગીચાની ફરતે આગળ પાછળ કોઈપણ હેતુ વિના જીવતી ઘસડાતી જતી હતી—ઓફેલિયા હજી અદ્‌ભુતપૂર્વ પાંદડાંઓનાં ઝૂમખાં સાથે બચી ગયેલું હતું... સૂરજથી ચમકતા દિવસે. તાજી હવામાં શ્રમ દ્વારા ઉપચારપદ્ધતિ. હવા ખાલી થઈ ગઈ હતી અને સૂર્યપ્રકાશ એક સમાન રીતે અને કોઈપણ પ્રકારની રોકટોક વિના ફેલાઈ ગયો છે જાણે તે પોતે જ હવા હતો. કોઈ પડછાયાં નહોતાં, બધું જ ધગધગતાં પાંદડાંઓનાં તેજથી પ્રકાશિત થયેલું છે. અને અપરિપકવ ધૂમાડો (બાળકોને દીવાસળીઓ સાથે ન રમવા દો!) ગંભીર અર્ધ બુદ્ધિમાન સમૂહની ફરતે એકગ્ર થઈ ચૂક્યો છે... કોહવાયેલાં પાંદડાંઓની જૂની ગંધ બળતણમાં ફરીથી સજીવિત થઈ ગઈ હતી; પાનખર સફાઈ વ્યવસ્થિત થઈ રહી છે. બધું દરેક દિશામાં ફેંકવામાં આવ્યું છે પણ આ અવ્યવસ્થામાં ત્વરિત વ્યવસ્થા જોઈ શકાય છે; જગ્યા સાફ કરવામાં આવી છે, હવાની અવરજવર ચાલુ થઈ ગઈ અને ત્યાં રસ્તો ફરીથી લાલ થઈ ગયો; સવાર, અર્ધ જાગ્રત અર્ધ બુદ્ધિમાનો, વહેલી સવારનાં નાસમજ પુખ્ત ઉંમરનાં માણસો... અપંગો અને ઢળતી ઉંમરની વૃદ્ધાઓ પાનખર સાથેની જોરદાર સલાહમસલતમાં બહાર આવી ગઈ છે. "પેલી બાજુ", સૌથી નજીકનાં માનસિક ખોડવાળાંએ

આદરપૂર્વક કહ્યું. હું ક્યાં જઈ રહ્યો હતો?.. હું હોસ્પિટલના આંગણાના કિનારા પરની વિથિના છેડે ઊભો હતો. પછી મારે પાંદડાંઓના ઢગલામાં પાછેહઠ કરવી જ પડે તેમ હતું જે મારા પગ નીચે આનંદદાયકતા આપતાં હતાં—નાસમજ પુખ્તો નમ્રપણે બીજી બાજુ ખસી ગયો અને અમારી વચ્ચેથી એક સાથે બે "વોલ્ગા" ગાડીઓ પસાર થઈ ગઈ. તો એમ છે, તેઓ પેલી બાજુ જઈ રહ્યાં હતાં. હું જઈ રહ્યો હતો તે જ દિશામાં. કાકી પહેલાં જ અહીં હતી.

શબઘર પર ખૂબ ભેળસેળ થયેલી હતી અને અમે તેને ઓળખી ન શક્યાં. તેનો કેશકલાપ ગાયબ હતો. અમારા હાથ તેની સામાન્ય લટોને આકારમાં લાવવા ઊંચા ઊઠતા નહોતા. ન તો તેના... નેક્નોર બેરીતાશ્વીલી તેના સૌથી ગાઢ પરિચિત સાબિત થયા. તે પોતાની સાથે હેયરડ્રેસરને લઈ આવ્યા હતા, લગભગ તેને સાંકડોમાં અહીં સુધી ઢસડી લાવ્યા હતા. "કોઈને પણ પૈસામાં રસ નથી!" તેણે ક્રુદ્ધપણે કહ્યું. "કેટલાં?" અમે જાણવાં ઇચ્છતાં હતાં. "ઓહ..." તેણે રદિયો આપતાં ખભાં મચકોડયાં. "સો." જાણે એમ લાગતું હતું કે એ તો માત્ર કાગળનો એક ટૂકડો છે: કાકી કંજૂસ નહોતી.

હવે કાકી સારી લાગતી હતી. તેનો ચહેરો ઉચિતપણે મહત્ત્વપૂર્ણ, ગંભીર અને સુંદર પણ મહદ્અંશે થોડી અંદેશાભર્યો હતો. તે જ કંઈ કહેવામાં આવી રહ્યું હતું તેને સ્પષ્ટપણે સાંભળી રહી હતી અને તેની સંપૂર્ણપણે ફરીથી ખાતરી કરાવવામાં આવી નહોતી. તેની ખૂબીઓની થકવનારી યાદી, વધતાં જતાં મૃત વિશેષણો—એક પણ જીવંત શબ્દ નહીં. "ઝળહળતી યાદ... આપણે કદાપિ... શાશ્વતપણે અમારાં હૈયાઓમાં..." સૌથી પહેલો જનરલ સૌથી પહેલાં બોલીને ચાલ્યો ગયો (સારો, ગોળમટોળ, ત્રણ સિતારા વાળો જનરલ, શાંત અન્યમનસ્ક) કોન્ફરંસ હોલના પાનખર તરફ ખુલતાં બારણાંમાંથી તેની વોલ્ગાનો અનાદરપૂર્વક ઝડપથી વિદાય થવાનો ઘરઘરાટ સંભળાતો હતો. "શાંતિથી આરામ કરો..." તે હજી કહી રહ્યો હતો, તેની આંખો કફન પર નીચી ઝૂકેલી હતી અને ગાડીનાં બારણાંને ધડામ દઈને બંધ કરતાં ("સ્મોલ્ની તરફ!") મીટીંગ માટે સમયસર પહોંચી ગયો. તે મુખ્યત્વે કરીને તેના યુદ્ધકાળ દરમિયાનની સિદ્ધિઓ પર બોલવામાં પહોંચી વળ્યો હતો: આપણે કદાપિ ભૂલવું ન જોઈએ!—અને તેઓ તદ્દન ભૂલી ચૂક્યાં હતાં. યુદ્ધ, ઘેરો, મૃતકો અને જીવતાંઓ બધાંને. હકીકતમાં કાકીને યાદ કરવા

માટે સમય નહોતો: હું સમજતો હતો કે તે મૃત્યુ પામી તેના ઘણા વખત પહેલાં જ તેને સાવ નકામી ગણીને અલગ કરી દેવામાં આવી હતી. પરિવર્તિત થઈ ગયેલી ઐતિહાસિક પરિસ્થિતિઓએ તેમને સ્મારક સભામાં પ્રગટ થવાની અનુમતિ આવી—અને તે પણ તેમનું ઉમદાપણું હતું. સમય વીતી ગયો હતો, કેવી રીતે જૂનાં લોકો તેની સાથે રહી શકતાં હતાં... અને જો જનરલ હાંફતાં હાંફતાં હજી પણ બીજા સિતારા સુધી પહોંચવામાં સફળ થયો તો તે માત્ર એક શરત પર: એક પણ પ્રસંગ પર અમલદારશાહીના ગાલીચા પર દોડનારાંઓને ન છોડવા... લોકોને જનરલ પછી બોલવામાં શરમ આવતી હતી, જાણે જ્યારે તે ચાલ્યો ગયો ત્યારે પોતાની પાછળ વિશેષણાનાં સોનેરી પડછાયાં અને સફેદ વાળવાળો કાન ત્યાં જ છોડીને ગયો હતો... બીજા વક્તાએ પણ એ જ શબ્દો ઉચ્ચાર્યાં અને પછી... કોઈ પણ ઉત્સાહથી ધગધગતું નહોતું રહ્યું. સદ્ગતનાં સગાંવહાલાંઓ અને ગાઢ મિત્રો પણ વહાણના આગલાં સાંકડા ભાગથી છૂટાં પડતાં પાણીની જેમ કફનની પાસેથી છૂટાં પડયાં, જેઓ વક્તાઓનાં નબળાં સંબંધો જેવાં લાગતાં હતાં. અમે ડાબી બાજુ પર એકઠાં થયાં હતાં અને યહૂદી સગાંઓ જમણી બાજુ પર; હું આજ સુધી કદી એ જાણતો નહોતો કે તેઓ આટલી મોટી સંખ્યામાં હતાં. એક પણ ચહેરો પરિચિત નહોતો; એકની મેં ઝલક જોઈ હતી, એમ લાગે છે કે લોબીમાં... તેણે મારી નજર પકડી પાડી અને માથું ધુણાવ્યું. ભૂખરી, સાવધાનીપૂર્વક વિહ્વળ, જાણે ટૂંકી દૃષ્ટિવાળી હોય તેવી આંખો શા માટે હું કદાપિ—તેમનામાંથી એકને પણ... હું હજી સુધી સમજી શક્યો નહોતો પણ મેં કંઈક વિચિત્ર, બેચેની અનુભવવાનું શરૂ કર્યું—ટૂંકમાં લજ્જિત અનુભવવાનું. મેં ધારી લીધું હતું કે વક્તાઓને કંઈક થઈ ગયું હતું, અમને કે મને નહીં. "તેની સેવાઓની પ્રશંસા કરવામાં આવતી હતી... માટે ચંદ્રક..." કાકી માનવ પ્રાણી હતી... સેવાઓનો કોઈ ઉલ્લેખ ન કરવો શક્ય નહોતો... મૃત્યુ તો મૃત્યુ છે: એની સાથે સાથે જ મેં કંઈક સમજવાનું શરૂ કર્યું, સ્તાલિનની પૂજાનો રંગ ઓસરી ગયો હતો... સ્તાલિન પંદર વર્ષો પછી બીજી વાર મરી રહ્યો હતો. કારણ કે તે આખા કાળમાં કાકી સિવાય બીજું કંઈ મારી પાસે યાદ રાખવા જેવું નથી, તે કોઈપણ પ્રકારની એબ વિનાની પ્રામાણિક પ્રતિનિધિ હતી, તે બધું એક જેવું સ્તાલિનનાં પડઘાં જેવું જ લાગે છે...

કાકી વક્તાઓના અંતિમક્રિયાના ગણગણાટ સાથે ઓછી ને ઓછી

સંતુષ્ટ હતી. શરૂઆતમાં તે હજી ખાસી એવી ખુશ હતી: બધાં વિદ્વાનો, પ્રોફેસરો અને જનરલો આવી ગયા પછી... પણ પછી અંતમાં તે કંટાળાથી મરી ગઈ. એક ક્ષણ એવી હતી જ્યારે તદ્દન સ્પષ્ટપણે મને એમ લાગ્યું કે તે ઊભી થવા અને પોતાની જાતે જ ભાષણ કરવા એકદમ તૈયાર હતી. તે શું બરાબર કહેવું તે જાણતી હોત! તે ખરા દિલથી કેવી રીતે બોલવું તે જાણતી હતી... કોઈકને આનંદ આપવાની લાલચ તેનામાં હંમેશાં પ્રબળ રહેતી હતી અને તે એવાં લોકોની ઊંડા દિલથી વખાણભરી સ્તુતિ કરવાનું મનમાં ગોઠવી કાઢતી જેઓ તેની પ્રેમાળ હૂંફની એક અંશ પ્રાપ્ત કરવા યોગ્ય પણ નહોતાં. આમાં કોઈ અતિશયોક્તિ કે વાક્ય પરિવર્તન નથી: કાકી પોતાની અંતિમ ક્રિયા વખતે બીજાં બધાં કરતાં વધારે જીવંત હતી. પરંતુ અહીં પણ જ્યારે તે મરી રહી હતી ત્યારે પોતાની જ મદદે આવવા તદ્દન અસમર્થ હતી. અને બીજાં કોઈએ પણ તેને મદદ ન કરી (જોકે તેઓ બધાં તે વખતે તેનાં ખાટલાની ફરતે ટોળે વળેલાં હતાં), આમ અત્યારે કફનમાં... અને તેના માટે કરવાનું હવે બીજું કશું જ નહીં પણ ચીડભર્યા ઉશ્કેરાટમાં બીજી બાજુ મોં ફરવી લેવાનું જ બાકી રહ્યું હતું. કાકી ફરીથી પોતાનાં કફનમાં પડી રહી અને અમે તેને તેના છેલ્લા ખાટલા સાથે ઉપાડી ગયાં. તે હોસ્પિટલના આંગણાના પાનખરના સૂરજમાં પોતાની અંતિમ દફનક્રિયાથી સંપૂર્ણપણે અસંતુષ્ટ હતી. અને બેશક, મેં ફરીથી મારા જુવાનીસભર ખભા સેવામાં આવ્યા... સાવધ ભૂખરી આંખોવાળા માણસની બિલકુલ બાજુમાં જેણે ફરીથી મારી તરફ માથું ધુણાવ્યું. “ના, જરાપણ નહીં, કાકી! હલકો...”

આંગણું હવે ઓળખી ન શકાય તેવું હતું. તે ઘીચોઘીચ વસ્તીવાળું થઈ ગયું હતું. બારણાંઓની નજીકમાં નર્સો અને નોકરો ડૂસકાં ભરી રહ્યાં હતાં, અન્ત્યવિધિમાં હાજર રહેનારાંઓનાં વ્યક્તિત્વ દ્વારા જેવી રીતે પ્રતિબિંબિત થતી હતી તેમ મૃત સ્ત્રીની સિદ્ધિઓ માટે વિશેષ આદર સાથે રડી રહ્યાં હતાં... એક સામાન્ય વાદળી ખભાવાળાં શોકાતુર પણ હજી જેઓ નોકરો નહોતાં બન્યો તેઓ બીજી હરોળમાં અપંગોની વચ્ચે ભળી ગયાં. અને અર્ધ બુદ્ધિમાનોનાં ટોળાંને પાછળ રોકી રાખતાં હોય તેમ લાગતું હતું. તેમણે પોતાના વારામાં વૃદ્ધ સ્ત્રીઓને પાછળ રોકી રાખી જેઓ કોઈ અદૃશ્યમાન રેખાની પાછળ પ્રામાણિકપણે ઊભી હતી. શરમાળ આનંદનાં એક સમાન તેજથી તેમનાં ચહેરાં પ્રકાશિત થઈ ઊઠેલાં હતાં.

આ પ્રકાશ અમારી પર પણ છલકાતો હતો. અમે ઊંચી પાયરીએ ચડેલાં હતાં. દફનક્રિયા વખતે સગાંઓ પણ ઊંચા દરજ્જાવાળાં બની જાય છે. કફનનાં ફૂમતાંઓ, ગૂંથેલાં રેશમનાં દોરા, ઢાંકણાઓ, તેના તકિયા પરનો ચંદ્રક, વોર્ડની રડતી નર્સો... જનરલ!! (એક બીજો હતો, જે આટલી ઉતાવળમાં નહોતો)... બારણાં ઉઘાડતાં શોફરોવાળી કારો... બ્રાસ બૅન્ડનું પાનખરી સોનું, તુરાઈ અને ઝાંઝ કરતાલ પર ધખધખતો સૂરજ... હા ખરેખર! તેઓ અતિરેક્ત વિનાના મધ્યમસરના આનંદમાં કોઈપણ પ્રકારનું શિસ્ત તોડયા વિના, થીંગડાંવાળાં પણ અત્યંત સ્વચ્છ, પોતાની પંજેટીઓ અને કોદાળીઓ પર ઝૂકેલાં પાછળ રોકાઈ ગયાં—આ બળવાખોર વિરોધી ટોળું. જનરલ ગાડીમાં ચઢી ગયો અને જાણે તુરાઈ લઈ જઈ રહ્યો હોય તેમ ઝગારા મારતો હતો... તેમણે એક મટકું માર્યા વિનાની એકી નજરે તેને વિદાય આપી. કફન માનવ મેદનીમાં હોડીની જેમ તેને પોતાના આગલા ભાગથી માનવજાતોને બે વિભાગોમાં વિભાજિત કરતું તરવા લાગ્યું: અર્ધ બુદ્ધિમાનોનો પ્રવાહ જમણી બાજુ વહેતો હતો અને સામાન્ય કરતાં વધારે શાણાં, સફળ અને સન્માનિતોનો ડાબી બાજુ. કફનની પાછળ પાણી એકબીજામાં ભેળસેળ થતું નહોતું, તે આગળનાં ચોકીદાર નોકરોનાં પુલથી જુદું પડતું હતું. અમે તેમનામાંથી આવતાં હતાં!—એ એવો ગર્વ હતો જે મેં મહા મૂરખોનાં આકારહિન સામાન્ય ચહેરાઓ પર વાંચ્યો હતો. તેઓ અત્યંત હર્ષાવેશમાં એ તરફ જોઈ રહ્યાં હતાં કે જો તેમણે અમારાં જેવાં લોકો થવા આગળ વધવાનું જોખમ ખડેયું હોત તો તેઓ શું બન્યાં હોત. તેઓ અમારામાંથી હતાં અને અમે તેમનામાંથી. તેમણે નોકરથી ગભરાતાં કોઈ જોખમ લીધું નહોતું; અમે પહેલાં તેને ખરીદ્યો હતો અને પછી તેની પર પ્રભુત્વ ધરાવ્યું હતું. અમારું મુશ્કેલ અને કીર્તિપ્રદ આરોહણ હતું ડૉકટરો અને પ્રોફેસરો બનવું, વિદ્વાનો અને જનરલો બનવું! અમારામાંનાં ઘણાં અપવાદ રૂપ બુદ્ધિમત્તતા અને શક્તિ ધરાવતાં હતાં અને આ બધી બુદ્ધિમત્તતા અને શક્તિઓ સ્વ-ઉન્નતિ પર ચાલી ગઈ જેથી કરીને તેમની પાસે ચંદ્રક ખણખરો અને બીજાંઓએ તાબેદારીપૂર્વક પૈડાંઓ પરનાં મોભાદાર કફનનું બારણું ધડામ દઈને બંધ કરી દીધું...

પણ જો તેઓ માત્ર અડધી વ્યક્તિ હોત તો, તો આપણે ક્યાં હતાં... તેમને આંચકી લેવામાં નહોતાં આવ્યાં, આપણે ક્યાંક ખોવાઈ ગયાં હતાં. પણ બન્યું હતું તે પ્રમાણે અમારાં એ અડધાની ઊણપ હતી

જે તેમનામાં સંપૂર્ણ હતું. આપણે આપણાં બીજાં અડધાં ભાગને શોધી કાઢવો જ જોઈએ જેવી રીતે કે બાળઘરમાં, નાનાં નાનાં હાથોને પકડો અને ઢોંગભર્યો દેખાવ કરો કે આપણે સંપૂર્ણ હતાં... માત્ર તે જ રીતે 'તેની' સામે આવવું એટલું ભયજનક નહીં બને... કદાપિ નહીં, કદાપિ એ નહીં ભૂલીએ કે આપણે કેવાં બન્યાં હોત જો આપણે એ બધું સોંપીને હાર સ્વીકારી ન હોત તો... ત્યાં છીએ આપણે, ઉત્સાહ વિનાની આદરયુક્ત હરોળમાં મોટા અને નાનાં માથાઓ સાથે (ફૂલોની જેમ), સીમા રક્ષક આર્દલી સાથે માઈક્રો અને મિક્રોસેફેલસ અને વચમાં છેલ્લી જીવતી વ્યક્તિનાં કફનમાં ઊભાં છીએ!.. અહીં આપણે તમે જેને સાચી રીતે વખાણો છો તેમનાં જેવાં બનવાં આપણું બધું જ ત્યજી દીધાં પછી આમતેમ ભટકીએ છીએ; આપણે મૃતક જેવાં જીવંતોને દફનાવીએ છીએ, આપણાં ચળકાટથી આપણે જીવતાંઓની આંખો આંજી દઈએ છીએ!.. તેઓ જીવંત છે, છેવટે મહામૂરખો! આ એ વસ્તુ હતી જે પાનપરની ઠંડી સાથે મારાં ખભાંઓની વચ્ચેથી અને જુવાની સભર વ્યગ્ર સ્નાયુઓની સાથે સરસરાટ કરતી દોડી ગઈ હતી. જીવંત અને પાપરહિત! શેના માટે તેમનાં આત્માઓમાં તેઓ કોઈ પાપ રાખી શકતાં હતાં, પોતાની જાતને પોતાની મુઠ્ઠીમાં કે ખિસ્સામાં પકડી રાખવા સિવાય... હા, અને વળી તેમનાં ખિસ્સાંઓ પણ વિચારપૂર્વક સીવી લેવામાં આવેલાં હતાં. અને અહીં આપણે સન્માનિતોનાં કફનો અને આપણાં ખભાઓ પર અનુભવ ઉઠાવેલાં છીઓ... અને જો બિલકુલ તેવી રીતે તમારે મૂરખના આત્મામાં પહેલી નજર નાંખવાનો વારો આવે તો તેની આંખોમાં નિસ્તેજ વાદળી છીછરું ઊંડાણ જુઓ અને પછી પેલાં જનરલનાં આત્મામાં ભેદક નજરે જુઓ કે પછી તે માટે આપણામાંથી કોઈકનાં આત્મામાં જુઓ, અને પછી—ઓ ભગવાન! આપણી કિંમત શી છે તે ન જોવું એ જ વધારે સારું છે. પણ આપણી કિંમત ઘણી છે, બિલકુલ તેટલી જ જેટલી આપણે ચૂકવીએ છીએ. અને આપણે દરેકે દરેકને ચૂકવી છે. હું દૂર નીકળી ગયો છું, ઓહ ખૂબ દૂર, આપણે જે જિંદગીઓ જીવ્યાં છીએ તેની ઊબવાળી અને છેતરામણભરી ભુલાવામાં નાંખનારી સૂંસરા માર્ગ વિનાની ગલીમાં નજર નાંખવાથી ખૂબ દૂર. કારકિર્દીનાં ટાળી ન શકાય તેવી તરંગી ગતિથી દૂર. હું પહેલેથી જાણતો હતો કે આમારું આબું સરઘસ કાચ જેવું સ્વચ્છ, મહેનતુ, બુદ્ધિમાન, નિ:સ્વાર્થપણે પોતાનાં કામને વફાદાર (જો તમને ગમે તો અવતરણ ચિહ્નમાં) લોકોનું છે. અને

તેથી હું સૂઝાવ આપું છું કે આપણે આવાં પહેલાં શંકા ન કરાયેલાં આત્મામાં ઝીંકીએ છીએ અને એકદમ ગભરાઈ ગયેલો હું પાછળ પડી જાઉં છું. તેથી કરીને ન માત્ર આનંદ પણ સાથે સાથે મહાભયથી અચળ તેવાં તેઓ અમારી બાજુ પર દોડતાં નથી! ન માત્ર આપણે અર્ધ-બુદ્ધિવાળાં છીએ, આપણને પણ મહાભયને હર્ષાવેશથી અને હર્ષાવેશને મહાભયથી જુદા પાડવામાં મુશ્કેલી પડે છે; અને આપણે તેમને જુદાં પાડતાં નથી કારણ કે આપણે તેમને છૂટાં પાડી નાંખ્યા નથી. શા માટે કમઅક્કલ માણસનો ઉલ્લેખ કરવો... એકદમ શરૂઆતથી જ ખૂબ શાણો માણસ પણ હેબત ખાઈ જાય છે. હજી તે પારણામાં ઝૂલતો હતો ત્યારે કે હજી તેનાથી પણ પહેલાં માનાં ગર્ભમાં હતો અને તે અમારી સાથે જોડાયો નહોતો તે સમયે પણ... ત્યાં તે હજી રમકડાંની પજેટી અને કોદાળી સાથે પારણામાં ઊભો છે, અને પોતાના ડૉક્ટર માટે રડતો નથી: ડૉક્ટર જીવંત છે, મૃત તો તમે છો. આપણામાંથી કોઈપણ સીધેસીધું આંખમાં મૃત્યુ જોઈ શકતું નથી. એટલા માટે નહીં કે તે ભયજનક છે પણ એ કારણે કે આપણે પહેલાં જ ત્યાં હાજર છીએ. એ આત્માઓ સ્વર્ગમાં જન્મ્યાં નહોતાં જે આત્માઓ નરકમાં મૃત્યુ પામ્યાં છે; કાકી આપણી વચ્ચે સ્ટીક્સની જેમ વહી રહી છે.

અમે બગીચાનાં લોહિયાળ રસ્તા પર નિર્જીવ હરોળમાં ચાલતાં હતાં. તે તદ્દન સાફ કરી દેવામાં આવ્યો હતો (ક્યારે તેમણે તેમ કરી લીધું હતું?) અર્ધ બુદ્ધિમાનોને અંદર પ્રવેશવા ન દીધાં, તેઓ રસ્તાના છેડે જ રોકાઈ ગયાં જ્યાં તેમણે ભૂખરો દીવાલ ઊભી કરી અને પછી વાડમાં ભળીને અદૃશ્ય થઈ ગયાં. મારી છેલ્લી નજરે માત્ર છેવટની ખાલી દુનિયાને પોતાનાંમાં સમાવી લીધી: સ્થિર, દોરેલાં બગીચાની પેલે પાર કબરનો નાનકડો ટેકરો ઊઠેલો હતો જ્યાં દરદીઓ એક પછી એક પોતાના ડૉક્ટર પાસે જતાં હતાં.

અમારાં બંનેમાંથી કોણ જીવતું છે? હું જાતે કે મારી પોતાની જાતનાં મારાં વિચાર!

તે સરસ ડૉક્ટર હતી. પરંતુ અત્યારે પણ, આ બધાં પૃષ્ઠો પછી પણ હું પેલી અગમ્યતાની નીરસતા દૂર ફગાવી શકતો નથી: ડૉક્ટર તરીકે તે પોતાની માંદગી અને મૃત્યુ વિશે શું જાણતી હતી? અંતમાં અહીં જે કંઈ પણ લખવામાં આવ્યું છે તેના પરથી મત બાંધતાં એમ કહી શકાય કે તે તે બધું જાણતી હતી... પણ કેવી રીતે તે પોતાના

જ જ્ઞાનનો સામનો કરી શકી હતી? હું હજી સુધી એ સવાલનો જવાબ શોધી શક્યો નથી જે મારા મનને પોતાના કબજામાં રાખવાનું ચાલુ રાખે છે: કેવી રીતે એક વ્યાવસાયિક વ્યક્તિ પોતાનાં વિશિષ્ટ જ્ઞાન સાથે કામ કરવાનું ચાલુ રાખી શકે છે જ્યારે તે તેને પોતાની જાત પર લાગુ કરી શકે છે? કેવી રીતે એક લેખક પોતાની પ્રેમિકાને કાગળ લખે છે? કેવી રીતે એક ગાયનેકોલોજીસ્ટ પોતાની પત્નીને પ્રેમ કરે છે? કેવી રીતે સરકારી મુનીમ લાંચ લે છે? એક ચોર કેવાં પ્રકારનું તાળું વાપરે છે? કેવી રીતે વડો રસોઇયોએ પોતાની જાતને સંતુષ્ટ કરે છે? કેવી રીતે મકાન બાંધનારો પોતાના ઘરમાં રહે છે? કેવી રીતે વિલાસી માણસ પોતાની રીતે જીવી શકે છે?.. ભગવાન પોતાનાં "સર્જન"ની પરિસીમાને કેવી રીતે જુએ છે?.. જ્યારે હું આ બધાં વિષે વિચાર કરું છું ત્યારે હું સ્વાભાવિકપણે એ નિષ્કર્ષ પર પહોંચ્યું છું કે મહાન વિશેષજ્ઞો પણ લોકો છે. સાંકડાં અને ગુપ્ત રસ્તાઓ માટે તેમનાં મગજ પોતાનાં જ કુશળતાભર્યા કારણ અને અનુભવને ચાલાકીથી બનાવી જઈ એટલાં ગંભીર કેકેસોમાં અનુસરે છે કે તે માનવ પર માનવજાતનો મહાન વિજય છે, જે હંમેશાં અને દરેક કેસમાં જોવા મળે છે!.. તેથી કરીને કોઈપણ માત્ર ફરીથી એક વખત પોતાનો થાકેલો ચહેરો "તેની" તરફ ફેરવી શકે છે, જે આપણા માટે દયાને ખાતર આસમાની રંગનો, તારલાંઓ અને વાદળાંઓનો બનેલો છે અને પૂછી શકે છે: ઓ ભગવાન! તારામાં કેટલો વિશ્વાસ હોવો જોઈએ જો તું પણ તે બધું અગાઉથી જોઈ શકતો હતો તો?!

ઈરીના ગ્રેકોવા

# સ્મિતવિહોણી દુનિયા

પરિષદ પૂરી થઈ ગઈ. મેં તેમને બધું જ કહ્યું.

કદાચ વધારે પડતી કઠોરતાપૂર્વક. મારા મિત્રોએ મને સાવધાની વરતવાની સલાહ આપી હતી. મને બધાં લોકોની! તે મારું કામ નહોતું, મારામાં તેટલી આવડત પણ નથી. સ્ટ્રીમલાઈન્ડને લો તે અગમચેતીની સૂઝવાળો છે. કદાચ તે દુનિયામાં અતિ સાવધાનીપૂર્વક આવ્યો હતો. ડોકિયું કરીને આસપાસ ચોમેર સાવધપણે જોયું હતું.

"વિજ્ઞાનમાં દુરાચારી વલણ" મને આમ કહીને બદદુવાઓ આપવામાં આવતી હતી. સાવ મહામૂઢો! મેં સાવધાની નહોતી વરતી, હકીકતમાં ત્યાં ઉપર જ ભેજ અને ઠંડીવાળા વાતાવરણે મને પોતાની લપેટમાં લઈ લીધી હતી. મારે તેનાં પરિણામો તો ભોગવવાનાં જ હતાં. કશો વાંધો નહિ. મારી પાસે લાંબો ડગલો હતો.

દંભભર્યાં ગૂંગળાવનારાં હોલ પછી શેરી સાવ સાદાઈ અને તાજગીથી મહેકતી લાગતી હતી. હજી વસંતઋતુ રહી નહોતી પણ ઉનાળો હજી સુધી શરૂ થયો નહોતો તેમ છતાંય જેમ સાંજ ઢળવી જોઈએ તેમ ઢળતી નહોતી, પણ ઉપરની તરફ અને ઉપરની તરફ જ જતી હતી. ગુલાબી આસમાનમાં ચકલાં વીજળી વેગે આમતેમ ઊડી રહ્યાં હતાં. આસમાનમાં આટલાં વહેલાં અને ઉડાઉપણે સળગી ઊઠેલાં પેલાં તેજસ્વી લીલમ જેવાં ઝળહળતાં દીવાઓ દ્વારા હું પ્રભાવિત થઈ હતી. જિંદગી કેટલી ખૂબસૂરત હોઈ શકતી હતી...

મેં મેટ્રોમાં લોકોને ઝીણવટપૂર્વક જોયાં હતાં. તેઓ એકાગ્રતાપૂર્વક થોડાં થોડાં ઝૂલતાં-ડોલતાં, જતાં હતાં અને ઉપરથી એકદમ સીધી રીતે અને સખત રીતે પ્રકાશિત થતાં હતાં કે જેથી કરીને દરેક ચહેરા પર જાણે હાડકાં ડોકાતાં હોય તેમ લાગતું હતું. એક કસીને બંધ કરેલ સંકોચશીલ કમાડ તેમને એકબીજાંથી અને મારાથી દૂર રાખતાં હતાં. કેટલાંક વાંચતાં હતાં, ઘણાં થાકેલાં લાગતાં હતાં અંધકારભરી બારીઓની

ગહનતા દ્વારા નરમ બનેલાં અને સુશોભિત થયેલાં તેમનાં પ્રતિબિંબો તેમની બાજુમાં જ ચાલી રહ્યાં હતાં, જે એ લોકો કરતાં વધારે ભલાં અને સાદા લાગતાં હતાં.

છેલ્લા મેટ્રો સ્ટેશન પછી હું કાં તો ચાલતી કે પછી બસમાં મારા ઘર સુધી જઈ શકતી હતી. હું ચાલતી ગઈ. મારા પગ ભારે થઈ ગયા હતા પણ વાતાવરણ ઠંડકભર્યું અને હળવું હતું. મારી ડાબી અને જમણી બાજુ બીજાં લોકોની બારીઓ તેજસ્વીપણે ઝળહળતી હતી. તેમનામાંથી દરેકની પાછળ કંઈક ચાલી રહ્યું હતું, કોઈકની જિંદગી અહીંથી, અંધકારમાં, સમતુલા અને ખુશીનો ચમકાર લાગતી હતી. પશ્ચિમમાં ગુલાબી પડતું શ્યામલ આકાશ હજી પણ ઝળહળતું હતું. તેની ઊલટી દિશામાં ઘનઘોર વાદળાંનું ઝુંડ ઘેરાયેલું હતું જેમાંથી ઠંડો પવન ફૂંકાવાનો શરૂ થઈ રહ્યો હતો—કદાચ રાત્રે વરસાદ પડી શકતો હતો. મેબગ કીટ મારા ગાલ પર અથડાયું અને સડક પર પડી ગયું.

સ્ટ્રીમલાઇન્ડનો ચહેરો વરંવાર મારા મનમા આવ્યા કરતો હતો. તે દેખીતી રીતે તો મારી તરફેણમાં બોલ્યો હતો પણ એવી રીતે કે કોઈપણ ક્ષણે પોતાનો સૂર બદલી શકતો હતો. તે એકની એક વાતને બે મોંઢે જુદી જુદી રીતે કરવામાં કુશળ હતો.

ઘરમાં, ખાલી ફ્લેટમાં, જોકે હું હવે બે વર્ષથી એકલી રહેતી હતી તેમ છતાં જેને ખાલી જોતાં હું આશ્ચર્ય પામતી હતી, ફ્રીઝ ગણગણી રહ્યું હતું, બારીનું વેન્ટીલેશન પછડાતું હતું, અહીં તહીં હું રાત્રિના અવાજો સાંભળી શકતો હતો, જેની જગ્યાએ નવા ઘરમાં ક્યારેક ક્યારેક રાતકીડાઓનો અવાજ સંભળાતો હતો: લાકડાના કકડાઓની બનાવેલી ભોંય સૂકાઈ જતી હતી અને દીવાલના કાગળો નિસાસા નાંખી રહ્યા હતા.

જે કંઈ આવવાનું હોય તે આવે, અહીં હતો મારો ઓરડો, મારો પલંગ અને તેની ઉપરનો નીચા તારલા જેવો ઝાંખો દીવો. તેનો હું રાત્રે વાંચવા માટે ઉપયોગ કરતી હતી; હું ઘણાં વર્ષો સુધી તેના વિના સૂઈ શકતી જ નહોતી.

જે આવવાનું હોય તે આવે, દિવસ વીતી જાય છે, રાત પડે છે, નીચો તારલા સમો દીવો સળગે છે અને ત્યાં, પુસ્તકની અનુક્રમણીકાનો આનંદ માણતી હું છું. મારી પોતાની દિવસ દરમ્યાનની ધાસ્તી ધીમે ધીમે લુપ્ત થઈ જાય છે અને રાત્રે એક વિચિત્ર ધાસ્તી આવી જાય છે અને

તે મને ઘણા લાંબા સમય સુધી, ઘણું કરીને સવાર સુધી ત્રસ્ત કરે છે; પણ ઘણી બધી વાર તો કલાક કે બે કલાક પછી મારા વિચારો દયાશીલતાપૂર્વક વળગી રહે છે અને હું દીવો ઓલવીને પગ લંબાવીને સૂઈ જઈ શકું છું.

જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ ધીમે ધીમે દરેકે દરેક કલ્પિત વસ્તુઓમાંનો મારો રસ ઓસરતો ગયો, પણ વાસ્તવિક વસ્તુમાં મારો રસ વધારે તીવ્ર બન્યો. નવલકથાઓને બદલે હું સૂતી વખતે સંસ્મરણો, રોજનીશીઓ, પત્રો અને સ્ટેનોગ્રાફરની નોંધો વાંચવા લાગી. કદાચ એ ઉંમરનો રોગ છે; મેં ઘણાં મોટી ઉંમરનાં, ખૂબ વ્યસ્ત રહેનારાં લોકોમાં તે નોંધ્યો છે. હું અહીં "વાચકો"નો ઉપયોગ જેવી રીતે લોકો "ધૂમ્રપાન કરનારાઓ" શબ્દ વાપરે છે તેમ કરું છું.

એક વખત મેં મારા મિત્ર **ગાઉન્ટને** આ વિષે પૂછ્યું હતું. "સાંભળ, તારી સાથે પણ એમ જ બની રહ્યું છે? શું તું પણ નવલકથા તરફ ઓછો આકર્ષાય છે અને ઘટના પર રચિત સાહિત્ય તરફ વધારે?" "ઓહો, મારે એમ જ કહેવું જોઈએ!" ગાઉન્ટે જવાબ આપ્યો અને તેનો ઝરડાઈ ગયેલો ચહેરો હાસ્યથી ઝળહળી ઊઠયો. "પણ શા માટે એમ બને છે?" ગાઉન્ટે પળવાર વિચાર્યું અને ગંભીરપણે કહ્યું: "વધારે સચ્ચાઈની ટકાવારી."

સચ્ચાઈની ટકાવારી. બિલકુલ બરોબર. આભાર, ગાઉન્ટ.

હું પુસ્તકો પૂરેપૂરી રીતે વાંચું છું, બિલકુલ પેલી વ્હેલ માછલીની જેમ, જે દરિયાના પાણીને પીએ છે અને પછી અંદર જીવવા માટે તે બધું જ બહાર કાઢી નાંખે છે અને માત્ર થોડુંક જ, જે તે પચાવી શકે તેમ છે—સચ્ચાઈની ટકાવારી તેટલું જ પેટમાં રહેવા દે છે.

પહેલાં મારી જુવાનીનાં દિવસોમાં મને જે કંઈની પણ શોધ કરવામાં આવી હતી તેમાં રસ હતો. હવે મને એ શોધ કરનારમાં વધારે રસ છે. કઈ વસ્તુએ તેને, સર્જકને એ જ વસ્તુ વિષે વિચારતો કર્યો અને બીજાં કશાં વિષે નહીં? અને તે કેવી રીતે રહેતો હતો? કેવી રીતે તે રોજ સવારે ઊઠતો હતો—પ્રયત્નપૂર્વક અને કદાચ પોતાના સૂજેલા પગ ગાલીચા પર મૂકતો પથારીમાંથી નીકળતો હતો? કેવી રીતે તે કપડાં પહેરતો હતો, ટેબલ પર બેસતો હતો, પાઉંરોટી તોડતો હતો? ટેબલ પરનાં ચૂરાંને કોણ સાફ કરતું હતું?

કે પછી લેખક નહીં પણ એમ કહો કે એક અભિનેતા. અને

ભગવાન આપણને બચાવે, કોઈ દુનિયાનો સિતારો નહીં પણ એક સાવ સાધારણ પ્રાંતીય નાટકકાર જે એક ભૂમિકામાં એક જગ્યાએ એક પ્રેરિત આક્રંદ માટે જ માત્ર વિખ્યાત હતો. આ આક્રંદ એક પુસ્તકની એક લીટીમાં સુરક્ષિતપણે જાળવવામાં આવી છે, એમ કહો કે, **ભૂતકાળનાં પૃષ્ઠો**—સંસ્મરણોને કંઈક આવા જ પ્રકારનું શીર્ષકઆપવું તેમને ગમે છે. અને આ લીટી લાંબા વખત પહેલાં મૃત થયેલ અભિનેતાના અવાજમાં ચિત્કારભર્યું આક્રંદ કરી ઊઠે છે અને મને થથરાવી ચૂકે છે તથા હું એ પુસ્તકને ચૂમવા તૈયાર થઈ જાઉં છું.

પણ કદાચ તેને બીજાં કશાંની સાથે કરતાં સચ્ચાઈની ટકાવારી સાથે ઓછાં લેવાદેવા હોય છે. નાટકમાં ભાગ ભજવવો? જેમ જેમ માણસ ઉંમરલાયક થતો જાય છે તેમ તેમ તેની અભિનય કરવાની સમર્થતા ઘટતી જાય છે. બિલાડીનું બચ્ચું હંમેશાં અભિનય કરતું હોય છે. મોટી બિલાડી માત્ર પોતાની આંખો જ ઝીણી કરે છે અને પોતાનાં પંજા વાળીને દબાવતાં કાગળની પટ્ટી તરફ તાકે છે.

કેટલાંક લોકો પોતાની અભિનય કરવાની સમર્થતાને વધારે લાંબા વખત સુધી જાળવી રાખે છે; જ્યાં સુધી મારી અને ગાઉન્ટની વાત છે તે થોડી વહેલી ઘટી ગઈ હતી.

મારામાં કોઈ રમતો રમવાની સમર્થતા નથી. દાખલા તરીકે શતરંજ. મેં રમવાનો પ્રયત્ન કર્યો હતો પણ સફળતા પ્રાપ્ત ન કરી શકી. કોઈ વિશેષ મૂર્ખતાને કારણે નહીં પણ કેવળ હું રમતનાં નિયમોને ગંભીરપણે લઈ શકતી જ નથી, કે પછી અમે અંદરોઅંદર એકબીજાંને કહીએ છીએ ર.નિ. (રમતનાં નિયમો) એવું દરેકે દરેક વસ્તુમાં હોય છે. સાહિત્યને લો. ઘણાં લોકોને ડિટેકટીવ વાર્તાઓ અને વૈજ્ઞાનિક કથાઓ ગમે છે પણ મને નથી ગમતાં. હું આર.જી.ને સ્વીકારતી નથી.

દરેકે દરેક ઠેકાણે **ર.નિ.** દ્વારા મારો પીછો કરાયેલો છે અને હું તેમને લેશમાત્ર સમજતી નથી. વૈજ્ઞાનિક લેખો, લગ્ન, દફનક્રિયા અને વર્ષગાંઠો માટે વિશેષ **ર.નિ.** છે. હું કદાપિ તેમાં કૌશલ્ય પ્રાપ્ત કરી શકી નહોતી. કદાચ હું તેના માટે વધારે કમજોર છું. જો **ર.નિ.**નું અસ્તિત્વ છે તો પછી તેનાં એકલાંને આધારે તેઓ ધ્યાન આપવાને પાત્ર ઠરે છે, જેનો અર્થ છે અધ્યયન. તેમના પ્રત્યેનું મારું વલણ શુદ્ધપણે નકારાત્મક અને પ્રચલિત માન્યતાઓનો અસ્વીકાર કરનારું, અત્યંત ભાવનાવશ અને વૈજ્ઞાનિક કાર્યકર માટે અયોગ્ય છે.

"હસો નહીં, રડો નહીં, માત્ર સમજો," સ્પીનોઝાએ કહ્યું. સાચું છે પણ મારા માટે છેવટે અસંભવ છે.

ઘણી બાબતોમાં કદાચ હું પૂરતી બુદ્ધિમાન નથી.

ના, જે પ્રાથમિક અને વેપારી માનસિક વૃત્તિથી **સ્ટ્રીમલાઈન્ડ** જે માત્રામાં અભિભૂત થયો છે તેટલી નહીં. ભગવાન મને માફ કરે કે મારું વલણ એવું છે. હું ગાઉન્ટના દુભાયેલા અને વ્યંગભર્યા વલણથી ઘણી વધારે આકર્ષાયેલી છું. પણ હું તેની જગ્યાએ નહીં જાઉં, ઓહ, કદાપિ નહીં. હું એમ કહીશ કે તે વલણ અત્યંત સંસ્કારસંપન્ન છે. તેનામાં જિંદગીની મલિનતાઓ પૂરતી નથી. દરેક બુદ્ધિમાન વ્યક્તિમાં મારા અભિપ્રાય પ્રમાણે ભોળપણનો અંશ હોવો જોઈએ. હું ગાઉન્ટને ઘણાં વર્ષોથી જાણું છું પણ હું કદાપિ તેનામાં ભોળપણ જેવું કંઈક શોધી શકવામાં સફળ નથી રહ્યો. કાં તો તે તેનામાં છે જ નહીં કે પછી ખૂબ સારી રીતે છુપાયેલું છે અને સાચેસાચ જ નજરોથી બહાર છે. પણ મારામાં જરૂરિયાત કરતાં વધારે પ્રમાણમાં ભોળપણનો અંશ છે. મારાં અને ગાઉન્ટ જેવાં માણસોમાંથી એક બુદ્ધિમાન વ્યક્તિ બનાવવી તે કદાચ સંભવ હશે.

પણ **સ્ટ્રીમલાઈન્ડ**...

તે ફરીથી મારા મનમાં વારંવાર આવ્યો. તેનું ચિત્ર મારી આંખો સમક્ષ ફરીથી આબેહૂબ ઊભું થઈ ગયું, ઘણું વાસ્તવિક, વક્તાના બોક્સ નજીક ઊભેલો છાતી સુધીનો તે—શાંત, ગમે એવો ચહેરો, એક તરફ ઓળેલો હળવો વાળનો ગુચ્છો, જેમાં ભાગ્યે જ સફેદ વાળ જોઈ શકાતો હતો. તે ચહેરો ગાલ પરથી લબડતી લગભગ સાવ કદરૂપી, ઘડપણની લટકતી ચામડીથી તદ્દન વિરુદ્ધ હતો. આવો ચહેરો શાશ્વત, સાવધપણે, અજેયપણે જુવાન હોવો જોઈએ. કાળે તેની મૂળ પ્રતિકૃતિ પર જે ફટકો માર્યો હતો તેનાથી તેની મોભાદાર સંપૂર્ણતા નષ્ટ થઈ ગઈ હતી.

**સ્ટ્રીમલાઈન્ડ** અમારા વિભાગનો વડો છે. અત્યાર સુધી તે તદ્દન શાંત રહેનારો વડો રહ્યો છે અને કદાપિ અમારા કામમાં કોઈ દખલ નથી કરી. તેણે મને ટેકો આપ્યો હતો અને આગળ પણ લાવ્યો હતો, પણ છેલ્લી મુલાકાતમાં તેણે અનુભવ્યું કે તેણે મૂર્ખામીભરી ભૂલ કરી હતી. તેણે હજી સુધી પોતાનો દાવો છોડી નથી દીધો પણ તેણે પીછેહઠ માટેનું મેદાન સાફ કરી લીધું છે. તેનો ચહેરો મારા માટે દુ:ખનો ભાવ પ્રગટ કરે છે પણ મુખ્યત્વે કરીને તેના માટે અને તેની પોતાની જ નિષ્ફળતા માટે.

ગમે તેમ પણ આ વિચારો અસંબદ્ધ હતા, તેઓ મને ચેનથી ઊંઘવા નહીં દે. ઇચ્છાશક્તિનાં પ્રયત્નાપૂર્વક મેં મારાં મગજમાંથી **સ્ટ્રીમલાઇન્ડના** વિચારો કાઢી નાંખ્યા અને વાંચવાનું શરૂ કર્યું.

તે રાત્રે હું નસીબદાર હતી. સદ્નસીબે મારી પાસે ૧૮૭૫ માટેની 'રશિયન એન્ટીકવીટી'નું પુસ્તક હતું. આવાં અમૂલ્ય પુસ્તકો અમારી લાલાશ પડતાં વાળવાળી ઇન્ફોર્માન્યાનાં પુસ્તક કેંદ્રમાંથી મને મળી જાય છે, ભલો જીવ છે, ભગવાન તેને સરસ સાથીદાર આપે. આ પુસ્તક પેલા વીલ્હેલ્મ ક્રુહેલબેક્કેરની ડાયરી હતી જેને ૧૮૩૧ અને ૧૮૩૨માં સ્વેઆબોર્ગ ફોરટ્રેસમાં રાખવામાં આવ્યો હતો.

ડાયરીની શરૂઆતમાં ટૂંકી ઐતિહાસિક નોંધ આપવામાં આવી હતી. 'રશિયન એન્ટીકવીટી' જે ઘટનાને "જીવલેણ ૧૪મી ડિસેંબર" કે "૧૪મી ડિસેંબર પરની આફત" તરીકે ઉલ્લેખે છે તે પછી ક્રુહેલ્બેક્કેર ગુપ્ત સ્થાને સંતાઈ જવામાં સફળ રહે છે. ૧૮૨૬નાં જાન્યુઆરીમાં વોરસોમાં તેની ધરપકડ કરવામાં આવી હતી અને પીટર અને પોલ કિલ્લામાં અંધારકોટડીમાં તેને કેદ કરવામાં આવ્યો હતો. ત્યાંથી થોડા જ વખતમાં તેને શ્લીસ્સેલબુર્ગ. મોકલી દેવામાં આવ્યો અને પછી દીનાબુર્ગ કિલ્લામાં.

> "પોતાની કેદના સૌથી પહેલા કાળ દરમ્યાન," 'રશિયન એન્ટીકવીટી' લખે છે, "જ્યારે ક્રુહેલ્બેક્કેરને હજી પેન અને સહી આપવામાં આવ્યાં નહોતાં ત્યારે તેણે એક રચના તૈયાર કરી હતી જે તેણે પોતાની અંધારકોટડીમાં આમથી તેમ આંટા મારતાં મોઢે કરી લીધી હતી."

એક કિલ્લા પછી બીજો કિલ્લો. દિનાબર્ગનાં પાંચ વર્ષ: ત્યારબાદ રેવેલ કિલ્લો અને છેવટે સ્વેઆબોર્ગ. ક્રુહેલ્બેક્કેરને ત્યાં ૧૮૩૫ના અંત સુધી રાખવામાં આવ્યો હતો. આ પ્રમાણે તેને પંદર વર્ષ સુધી એકાંતવાસમાં રહેવાની આપવામાં આવેલી સજામાંથી દસ વર્ષ એકાતવાસમાં વીતાવ્યા.

> "મહાન રાજકુમાર મિખાઈલ પાવ્લોવીચે," 'રશિયન એન્ટીકવીટી' નોંધે છે, 'ક્રુહેલ્બેક્કેરની કેદ સજામાં પાંચ વર્ષનો

ઘટાડો મેળવ્યો... ૧૮૩૫ના ડિસેંબરના અંતમાં તેને પૂર્વી સાઇબિરિયામાં બાર્ગુઝીન શહેરમાં સ્થાયી વસવાટ માટે મોકલવામાં આવ્યો... મહાન રાજકુમાર મિખાઈલ પાવ્લોવીચે કેદીને સુંદર રીંછની ખાલનો કોટભેટ મોકલ્યો જેના તેણે સ્વેઆબોર્ગથી બાર્ગુઝીન સુધીનાં ઘણાં હજાર વેર્સ્તાઓની મુસાફરી કરી."

ક્યુહેલ્બેક્કેરની ડાયરી ૧૮૩૧ના ડિસેંબરમાં, અંધારકોટડીમાંનાં છ વર્ષ પછી શરૂ થાય છે. તે સમયે સુંદર રીંછની ખાલના કોટની સ્વપ્નમાં પણ કલ્પના કરી શકાય તેમ નહોતી. કેદી દૃઢપણે એમ માનતો હતો કે હજી આગળ તેની સામે નવ વર્ષની કેદ પડી હતી.

હું સ્વેઆબગુ ડાયરીને ભૂતકાળ અને વર્તમાન વચ્ચેની સીમારેખા પર ક્યાંક બેઠેલા ગાતા પક્ષી તરીકે જોતી હતી, વીતેલાં છ વર્ષો અને આવનારાં મોતનાં નવ વર્ષો, અને તેમ છતાં ગાતું ને ગાતું પછી ભલેને જે આવવાનું હોય તે આવે.

ક્યુહેલ્બેક્કેર શેના વિષે લખે છે? મહાકાવ્યો વિષે, શીલ્લેર, બાયરોન, ગેતે, હોમેર વિષે. પુશ્કિનની નવલકથા—'યેવ્ગેની ઓનેગન' વિષે—તે તેને ચિરકીર્તિવાળી કૃતિ તરીકે નથી ગણતો. હાસ્યરસ વિષે. **ત્સેવ્નિત્સા** શબ્દનાં અર્થ વિષે...

"૨૦મી જાન્યુઆરી.

"એવાં કેટલાંક શબ્દો છે જેનાં વિષે હું તાત્ત્વિક શબ્દકોષમાં તપાસ કરવાનું પસંદ કરીશ, દાખલા તરીકે: **ત્સેવ્નિત્સા**. હું લાંબા સમય સુધી આ શબ્દને તંતુવાળા સંગીત વાજિત્રનાં અર્થમાં વાપરતો રહ્યો; પુશ્કિન, તેનાથી ઊલટાં તેને ફૂંકીને વગાડવામાં આવનારા વાજિત્રનો અર્થ આપે છે, જેવી રીતે વાંસળી કે પાવો. મને યાદ નથી કે ક્યાં પણ માત્ર એ કાતેરીનાના યુગના દેખીતી રીતે વિશ્વાસપાત્ર લેખકની કૃતિઓમાં આ શબ્દ મને તેના બીજા અર્થમાં જોવા મળ્યો અને એમ ધારવા લાગ્યો કે પુશ્કિન સાચા હતા. હવે હું પેગંબર જેરેખીયાનાં સ્લાવોનિક પુસ્તકના બળ પર મારા ભૂતપૂર્વ અભિપ્રાય તરફ પાછી આવું છું: "શા કારણથી મોબના દિલે

**ત્સ્વિન્ત્સાની** જેમ ઝંકાર કરવો જોઈએ..." પાવો કે વાંસળી કદાપિ ઝંકાર ન કરી શકે; વળી વધારામાં દૃષ્ટાંતનો મુખ્ય મુદ્દો મારા પહેલા અભિપ્રાયની તરફેણમાં બોલે છે."

હું ખૂબ ઉત્સુકતાપૂર્વક ડાયરી વાંચતી હતી, બિલકુલ એક એવા બાળકની જેમ જે આંગણામાંથી પાણી પીવા માટે અંદર દોડી આવ્યો હતો અને બધું પાણી ઘૂંટડાભેર ગટગટ ગટાવી ગયો હતો. પોતાની ભલાઈ અદૃશ્ય થઈ ગઈ હોય તેવો સ્ટ્રીમલાઇન્ડ વિસ્મૃતિમાં ગર્ભમાં નકામાં કચરામાં ઘેરાઈ વળ્યો હતો.

હું અડધી રાત સુધી વાંચતી રહી, પછી સૂઈ ગઈ અને બગીચાનાં સ્વપ્નાં જોયાં.

મેં માત્ર સવારે જ પરિસ્થિતિ ઉપર વિચાર કરવાનું શરૂ કર્યું. નવી અને દયાશીલ ડિઝાઇનની એલાર્મ ઘડિયાળ પોતાના સૌમ્ય મૃદુ અવાજ વડે મને મારાં બગીચાની બહાર લઈ આવી હતી, જેથી કરીને ઘંટડીઓનો માત્ર પહેલો જ મધુર અવાજ હજીપણ બગીચામાં હતો અને માત્ર છેલ્લો જ અહીં, કઠોર વાસ્તવિકતામાં હોતો. જ્યાં સુધીમાં એલાર્મ ઘડિયાળે પોતાની બધી તૈયારીઓ પૂરી કરી અને પોતાના અવાજની ચરમસીમા પર ચિત્કાર કરી લીધો ત્યાં સુધીમાં હું સંપૂર્ણપણે અહીં હતી અને દરેકે દરેક વસ્તુ જાણતી થઈ ગઈ હતી. ઓહ, સારું, સંઘર્ષની સાથે સાથે સ્ટ્રીમલાઇન્ડ મને એક દુ:ખદાયી જખમની જેમ પરેશાન કરતો હતો. મને ઇન્સ્ટીટ્યુટ જવું ગમતું નહોતું પણ મારે જવું જ પડતું હતું, તેથી હાથમોં ધોવામાં, તૈયાર થવામાં, ચા પીવામાં અને મારાં હાથ ઘૂંટણો વચ્ચે રાખીને માત્ર બેસી રહેવામાં જેટલી વધારેમાં વધારે સમય લઈ શકું તેટલો લઈને યથાયોગ્ય સમયે જતી.

ઇન્સ્ટીટ્યુટનો ઊંબરો હજી મેં ઓળંગ્યો જ હતો ત્યારે તરત જ મેં અનુભવ્યું કે બધું જ સાવ બદલાઈ ગયું હતું. પહેલાં, તેને ધ્યાનમાં લીધા વિના જ હું સ્મિતોભરી દુનિયામાં રહેતી હતી. અને અત્યારે, એક જ રાતમાં તે સ્મિતો અદૃશ્ય થઈ ગયાં હતાં લગભગ તેમનામાંનાં બધાં જ. ગેલરીમાં મને માત્ર બે કે ત્રણ સ્મિતોનો જ ભેટો થયો. મેં પ્રતિક્ષોભની ભાવના સાથે નોંધ્યું કે હું તેમને ગણી રહી હતી.

તેમણે મને ઓફિસમાં કહ્યું કે મારા કેસની તપાસ માટે કમિશન નીમવામાં આવ્યું હતું અને તે એક અઠવાડિયાના ગાળામાં ચર્ચાશે. આનંદના એક એવાં અનિવાર્ય તત્ત્વનાં હોવાં છતાં પણ છોકરીઓ અસ્વસ્થ અને સહાનુભૂતિસભર હતી, જોકે તેનાથી અમારામાં સમાચારો પ્રસરાવી રહ્યાં હતાં, પછી ભલે ને તે અપ્રિયકર પણ કેમ ન હોય. કંઈક માહિતી ધરાવવાનો પવિત્ર આનંદ.

ઓહ, સારું, કમિશન તો કમિશન જ છે. ઉપર ઉપરથી તો મેં કદાપિ આંખની પાંપણ પણ મટકાવી નહોતી; માત્ર મારા પગનાં અંગૂઠાં એવી રીતે વાળી લીધાં હતાં કે જાણે કોઈ સાપ મારા પગ પાસેથી પસાર થઈ ગયો હોય.

તે બધાંની પાછળ શું હતું તે જાણનાર શું હું હતી? શું અને કોણ?

એ બધામાં સૌથી ખરાબ વસ્તુ એ હતી કે મારે આખું અઠવાડિયું રાહ જોવાની હતી. ગમે તેમ રાહ જોવી અત્યંત કપરું કામ હતું અને કંઈક દુ:ખદ અરોચક વસ્તુ માટે રાહ જોવી તે ઉદ્વેગજનક છે. ભલે ને પછી તે વધારે ખરાબ હોય પણ ઓછામાં ઓછું તે વધારે જલ્દી થાય. અઠવાડિયું વીતી જ રહ્યું નહોતું, તે જાણે એક જ જગ્યાએ ચોંટી ગયું હતું, લટકી ગયું હતું, તેની બધી જ વિગતવાર માહિતીઓમાં ડુબી ગયું હતું. અને મારું કામ બહુ ખરાબ રીતે ચાલતું હતું, જાણે જાણીબૂઝીને કરવામાં આવતું હોય તેમ.

"અસ્વસ્થ ન થાવ, શાંતિપૂર્વક કામ કરો," વ્હાઈટહેડે પોતાની બંડી પર હાથ ફેરવતાં મને કહ્યું. મેં તેની તરફ તિરસ્કારપૂર્વક જોયું. ગમે તેમ પણ તે ઘૃણાજનક બની ગયો હતો, તેના મોટા ગુલાબી કાન, તેની ઉપર તરફ વળેલી દાઢી અને તેનું ચીપી ચીપીને બોલાયેલું ભાષણ, જે અંગભૂત શબ્દસમૂહોથી ભરપૂર હતું એ બધાં સહિત તેનું સમગ્ર અસ્તિત્વ નફરત પેદા કરતું હતું. જુવાન કાયરના આત્માવાળો ઉંમરલાયક બુદ્ધિજીવી.

તે આખું અઠવાડિયું હું ઘડિયાળના લોલકની જેમ નિયમિતપણે ઇન્સ્ટીટ્યુટ જતી હતી, જો કે મારે તકલીફ ઉઠાવવાની જરૂર નહોતી તેમ છતાં પણ. હું કહી શકતી હતી કે હું ક્રાયોસ્ટેટીક્સ કે એવા જ કોઈ બીજે ઠેકાણે જઈ રહી હતી. હું કેવળ રહેવામાં નિષ્ફળ થઈ શકી હોત અને પછી કોઈપણ મને ઠપકો ન આપત. પણ મેં જવાનું ચાલુ રાખ્યું અને પહેલાંની જેમ સ્મિત ગણતી રહી અને દર દિવસે તે વધારે ને વધારે

ઓછાં થતાં જતાં હતાં. કે પછી માત્ર એમ લાગતું જ હતું? હું લોકો તરફ જ્યારે તેઓ મારી તરફ આવતાં હતાં ત્યારે ધ્યાનપૂર્વક જોતી હતી—તેઓ હસતાં નહોતાં. તેઓ ઢોંગ કરતાં હતાં કે તેઓ તે રસ્તે જઈ રહ્યાં નહોતાં. કે પછી તેઓ મારી સાથે વાત કરવાનું ટાળવા પોતાની નજરો બીજી તરફ વાળી લેતાં હતાં. બીજાં કેટલાંક લોકો મને અભિવાદન કરતાં હતાં પણ હસતાં નહોતાં. બહુ જ થોડાં લોકો હસતાં હતાં અને તેઓ એમ ખૂબ જ બળજબરીપૂર્વક, અધખુલ્યાં મોંએ કરતાં હતાં.

અને મને તેમની, પેલાં સ્મિતોની કેટલી બધી આવશ્યકતા હતી. મેં પહેલાં એ વાત ધ્યાનમાં નહોતી લીધી; હું તેમની વચ્ચે પાણીમાં માછલાંની જેમ રહી હતી. અત્યારે હું હજી પણ માછલાંની જેમ જ હતી પણ હું સંકટમાં આવી પડેલી હતી, સૂકાઈ ગયેલી ઝાલરો વડે હાર પામેલી હતી. મેં મારી ચૂઈઓ વડે સ્મિતો માટે અપીલ કરી, ભીખ માંગી, પ્રાર્થના કરી. કોઈપણ તેને ધ્યાનમાં ન લે તે માટે મેં ગર્વિષ્ઠ વલણ અપનાવ્યું. મેં નમસ્કારોને કંઈક જવાબી નમનના રૂપમાં સ્વીકાર્યાં: મેં વધારે ઊંડા ઊતરવાનો પ્રયત્ન ન કર્યો, માત્ર ઉપરથી જ ઝાટકો માર્યો.

કેટલીક વખત જે લોકોને હું મળતી હતી તેમના ચહેરાઓ પર મેં સહાનુભૂતિનાં ભાવ, મારી પાસે આવવાની ઇચ્છા જેવું અનુભવ્યું. હું તેમની બાજુમાંથી પણ એટલી જ અક્કડતાપૂર્વક, તેનો નાશ કરવાના ડરથી ભરપૂર પસાર થઈ જતી હતી: તે મારો મુખ્ય આધાર હતો અને તે સાવ તકલાદી આધાર હતો. કેટલાં બધાં સંભવિત મિત્રોની પાસેથી હું મારા વિલક્ષણ નમન સાથે પસાર થઈ ગઈ હતી?

સ્ટ્રીમલાઇન્ડ સાથેની મુલાકાત વિશેષ કરીને અપ્રિયકર અનુભવ હતો. આ આખા સમય દરમ્યાન એમ લાગતું હતું તે ઓસરી છોડતો જ નહોતો અને દરેક પગલે મને મળવાનું ચૂકતો નહોતો. તે હંમેશાં જેવી રીતે શ્રદ્ધાળુઓ કફનને ચૂમે છે એવી જ રીતે પ્રયત્નપૂર્વકની નમ્રતા અને હૃદયભેદક ખિન્નતા સાથે ઝૂકીને અભિવાદન કરતો હતો.

તેમ છતાં પણ હું એકલી નહોતી. મારા ત્રણ મિત્રો હતો: ગાઉન્ટ, બ્લેક અને બાલ્ડ. મેં ગાઉન્ટનો તો પહેલાં જ ઉલ્લેખ કરી દીધો છે પણ

બ્લેક અને બાલ્દ પણ મારા મિત્રો હતા. એક વખત અમે સાથે કામ કરતાં હતાં, અત્યારે જુદાં જુદાં ક્ષેત્રોમાં છૂટાં પડી ગયાં હતાં પણ અમારી વચ્ચે મૈત્રી હજી પણ જળવાઈ રહી હતી. તેઓ ત્રણે એ પ્રસંગ પછી તરત જ મારી પાસે આવ્યા અને જો જરૂર પડે તો મદદ કરવા પણ તૈયાર હતા. તેમની આ ફિકરે મારા પર અપ્રિયકર અસર પાડી. ના, ભગવાનની મહેરબાનીથી હું હજી ડૂબી રહી નથી.

મેં તેમને કહ્યું: "હું કોઈપણ પ્રકારના ગુનાની લાગણી નથી અનુભવતી; પણ હું તે લોકોથી ડરું છું જેઓ મારા પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે. વિચાર માત્ર કરવો એ ભયંકર છે કે તેઓ કેવળ મારા પ્રત્યે ભલાઈ દર્શાવવા માટે જ સંકટમાં આવી પડી શકતાં હતાં."

બ્લેક અને બાલ્દે મૂંઝવણમાં મારી તરફ જોયું.

"આ શબ્દો શેમાંથી?" ગાઉન્ટે પૂછ્યું.

"ક્રુહેલ્બેક્કેરની ડાયરી," મેં જવાબ આપ્યો.

"મને તે વાંચવા દો," તેણે આતુરતાપૂર્વક કહ્યું.

"બેશક ચોક્કસપણે, જ્યારે હું તે પૂરી કરી લઉં ત્યારે." આ વખતે હું પેટ પકડીને હસી; તેમનો ચહેરો એકદમ ગંભીર અને ઉદાસ થઈ ગયો હતો.

"મારા સારા મિત્રો, શા માટે તમે મારા માટે શાંતિ પ્રાર્થના કરી રહ્યા છો? સાચેસાચ જ કંઈપણ નથી બની રહ્યું. ઠીક છે, કમિશન છે. ઠીક છે, વાદવિવાદ, ચર્ચા ચાલે છે. હું જાણું છું કે તેમાંથી બહુ મોટા પ્રમાણમાં બદબો નીકળવાની છે પણ દુર્ગંધ કદાપિ કોઈને મારી નાંખતી નથી."

"તે લોકોનો શ્વાસ તો રૂંધાવી શકે છે," ગાઉન્ટે કહ્યું.

"તેને વિચુંબક્નિ ન કરો!" બાલ્દે ઠપકાપૂર્વક કહ્યું.

"જે કંઈ બને, અમારી પર ભરોસો રાખજો," બ્લેકે કહ્યું.

"જ્યારે સમય આવશે ત્યારે આપણે જોઈ લઈશું."

જોકે હું તેમને ચાહતી હતી તેમ છતાં પણ મારો પ્રતિભાવ સાવ શુષ્ક હતો; તેઓ ત્રણે મારી સાથે સહાનુભૂતિ પ્રગટ કરતા ત્યાં પળવાર માટે ઊભા રહ્યા અને ચાલ્યા ગયા.

હું ક્રુહેલ્બેક્કેરની ડાયરી દરરોજ સાંજે સૂતાં પહેલાં વાંચતી હતી અને

હજીપણ તેનાથી છૂટી પડી શકતી નહોતી; હું તે પૂરી કરીશ ફરીથી શરૂઆત કરીશ.

તે કેદી ખરેખરી રીતે જિંદગી જીવ્યો હતો. તે કલા, વિજ્ઞાન, ધર્મ વિષે દલીલો કરતો હતો અને જેલનાં પ્રાંગણમાંનાં દૃશ્યોને ધ્યાનપૂર્વક નિહાળતો હતો, તેણે ગ્રીક ભાષાનો અભ્યાસ કર્યો હતો. કવિતાઓ લખી હતી.

કવિ તરીકે ક્યુહેલ્બેક્કેર સફળ ન રહ્યો. પૂશ્કિનથી શરૂઆત કરતાં સાહિત્યિક પરંપરા દ્વારા તેની કવિતાઓનો મૈત્રીપૂર્વક ઉપહાસ કરવામાં આવ્યો હતો:

વીલ્હેલ્મ, વાંચી સંભળાવો અમને તમારી કવિતાઓ
અને મોક્લો અમને સીધાં નીંદરને ખોળે.

તેનાથી વિપરીત પેલી કવિતાઓ મને હંમેશાં જાગતી રાખતી હતી, મારામાં કંઈક અસ્પષ્ટ, થથરાવનારી, ગૂંચવણભરી ધૂન જેવું કંઈક પ્રતિધ્વનિત કરતી હતી. તેમાંથી કેટલીક તો ખરેખર સુંદર હતી.

અને તેમ છતાં ઉપર દોડતી સૂર્યની સેના
કદાપિ એક પણ માનવી દ્વારા
પ્રેમનાં પવિત્ર ત્રાજવે તોલાશે નહીં.
સર્વશક્તિમાન તાલેવા માટે નથી વાપરતાં ત્રાજવાં આપણાં...

અને ભાગ્યે જ તે પોતાનાં નસીબ વિષે એક શબ્દ પણ કહેતો હતો. પોતાની યાતનાઓ વિષે. પોતાની આશાઓ વિષે—તેની પાસે કંઈપણ નહોતું. માત્ર એક કે બે જગ્યાએ માનસિક દરદના ચિત્કાર જેવું કંઈક ઊભરાઈ આવતું હતું. "ઓ મારાં ભગવાન! ક્યારે અંત આવશે? મારી આ કપરી કસોટીનો અંત ક્યારે આવશે?" અને, વધારે આગળ પર, ફરીથી સ્વસ્થતા, ધ્યાનમગ્નતા, કવિતા અને સ્વપ્નાંઓ તરફ પાછો આવી જતો.

"૧૨ મી જાન્યુઆરી.

"એક અઠવાડિયાથી હું અસામાન્યપણે તાદૃશ્ય સ્વપ્નાં જોઈ રહ્યો છું: ગઈકાલ રાત્રે હું હવામાં ઊડી રહ્યો હતો કે પછી

એમ કહો ચાલી રહ્યો હતો,—આ સ્વપ્ન મેં ઘણા પ્રકારનાં પરિવર્તનો સાથે પહેલાં ઘણીવાર જોયું છે; પણ આજે મેં મહાભયનું કમકમાટી ઉપજાવનારું સ્વપ્ન જોયું અને તે પણ એટલા તાદૃશ્યપણે કે તે બધાં જ બયાનોને પડકારે છે. જ્યારે હું બાળકોનાં સ્વપ્ન જોતો ત્યારે તે મને સૌથી વધુ આનંદદાયક લાગતું: ત્યારપછી ખરેખર હું અત્યંત ખુશ થઈ ઊઠતો અને તેમની સાથે હું પોતે પણ બાળક બની જતો."

એ વાત કેટલી સાચી છે કે આનંદિત કરનારાં સ્વપ્નાં માણસને જીવવા માટે સહાયરૂપ હોય છે! દાખલા તરીકે, હું બગીચાનાં સ્વપ્નાં જોતી હતી: લીલાછમ ઘાસથી ભરપૂર, રંગબિરંગી, ભીનાશવાળાં રસ્તાઓ પર ખરબચડી રોગની પથરી પથરાયેલ બગીચો, જેના પર કોઈકનાં પગલાંનાં નિશાન અંકાયેલાં હતાં—કોઈપણ તે રસ્તાઓ પર ચાલી રહ્યું નહોતું પણ પગલાંનાં નિશાન આપમેળે જ દેખાતાં હતાં. સ્વપ્ન આખી સવાર સુધી મારા મનોમસ્તિષ્ક પર છવાયેલું રહ્યું અને છેવટે માત્ર ઇન્સ્ટીટ્યુટમાં હું તેના વિષે ભૂલી ગઈ. મારાં દિવસો વ્યર્થ વિચારોથી ભરપૂર હતાં. હું તેમને મારી પ્રયોગશાળામાં આવવા દેતી નહોતી, જે મારી કામની જગ્યા હતી, પણ આરામખંડમાં. ત્યાં થોડાં ઓછાં લોકો હતાં, માત્ર બે જણાં જ આરામ કરી રહ્યાં હતાં. અને તેમણે મારા પ્રત્યે કોઈ લક્ષ ન આપ્યું; કદાચ તેમણે મારા કેસ વિષે સાંભળ્યું પણ નહોતું. હું મારી સાથે સામાયિકોનો ઢગલો લઈને ગઈ હતી અને તેમાં નજર ફેરવી રહી હતી—લગભગ ગૂંથવાના જેવું જ યાંત્રિક કામ કરી રહી હતી. કે પછી હું રસ્તાઓની ભુલભુલામણી કે જેમાંથી બહાર નીકળી જ ન શકાય તેવી દરેક ગલીના અંત પર પ્રશ્નસૂચક ચિહ્ન વડે ફંટાયેલી ભાતો ખેંચતી હતી. મેં ઊંડો વિચાર કર્યો. મેં મારી ટુકડીઓનું ફરીથી નિરીક્ષણ કર્યું. સાચું કહો તો તેમાં વધારે લોકો નહોતાં. સ્ટ્રીમલાઇન્ડ મને વેચી નાંખશે; તે એમ પહેલાં જ કરી ચૂક્યો છે. **ફસ્સી** સગર્ભાવસ્થા દરમ્યાન રજા પર ગઈ હતી—સૌથી વધુ કઢંગા સમયે તેની સાથે હંમેશાં એવું જ બને છે. બીજાં બે વિદ્યાર્થીઓ **'નંબર એક'** અને **'નંબર બે'** પણ હતા. 'નંબર એક' વધારે વ્યવસ્થિત રીતે કામ કરનારો અને વધારે બુદ્ધિમાન હતો. 'નંબર બે' નાનો અને વણકેળવાયેલો હતો; તે

સહેલાઈથી કામ પડતું મૂકતો હતો. મેં મારા મિત્રોને ન આમંત્રવાનો નિર્ણય કર્યો. જો તેઓ તેમની પોતાની મેળે આવે તો તે તેમનું કામ હતું.

મને આશ્ચર્ય થતું હતું કે ચર્ચા કેવી રીતે ચાલશે, તેઓ શું કહેશે, હું શું જવાબ આપીશ. જો એમ ન હોય તો પછી ભલે એમ થવા દો. "હકીકતો," હું કહીશ, "ખરાબ નથી હોઈ શકતી, અને અહીં આ છે મારી હકીકતો" ના, એ કોઈ યોગ્ય રસ્તા નથી. તેમનો કેવળ ઉપહાસ જ કરવો જોઈએ, અને એમ જ કરવું જોઈએ. મેં મનમાં ને મનમાં તેમની ઠેકડી ઊડાવી. મેં સમય-મર્યાદાને ધ્યાનમાં ન રાખી ભાષણો કર્યાં. સદ્‌નસીબે મેં ભાષણો માત્ર દિવસના સમય દરમ્યાન જ કર્યાં. રાત્રે હું ઊંઘતી હતી અને દરરોજ રાત્રે હું બગીચાનાં સ્વપ્નાં જોતી હતી.

છેવટે નિયત દિવસ આવી ગયો. વરસાદ પડવાની અને ઠંડક થવાની શરૂઆત થઈ ગઈ હતી. ચર્ચા ચાર વાગ્યે કે પછી નિયત પત્રિકા પર લખાય મુજબ ૧૬.૦૦ કલાકે શરૂ થવાની હતી. આખી સવાર હું ઘરમાં જ રહી અને ફરીથી સ્વેઆબોર્ગ ડાયરી વાંચતી રહી.

"૧૫મી ઑગસ્ટ."

"આજે હું એક એવાં દૃશ્યનો સાક્ષી બન્યો જેણે મને ૨૩મી જુલાઈએ રમૂજ પમાડી હતી: જ્યારે મેં એક બિલાડીના બચ્ચાને વૃદ્ધ મુરઘી સાથે રમતું જોયું ત્યારે હું હસ્યો. બિલાડીનું બચ્ચું ક્યારેક એક બાજુથી તો ક્યારેક બીજી બાજુથી ધસી આવતું હતું, સરકી જતું હતું, સંતાઈ જતું હતું, બહાર નીકળી આવતું હતું, ફરીથી સંતાઈ જતું હતું અને બધી જ સંભવિત સાવધાની અને સમ્રતા સાથે બેચાર વાર પોતાના પંજા વડે પક્ષીને ઝાપટ પણ મારી દીધી હતી; પણ ખૂબ જ સંયમી નિર્ણયશક્તિ સાથે, તત્ત્વચિંતક મુરઘી એક પછી એક દાણો ચણતી રહી અને આ તોફાન મચાવનારની તરફ કોઈ જ લક્ષ ન આપ્યું. આ બેપરવાઈને કારણે તે સંપૂર્ણ વિજયી સિદ્ધ થઈ: પવનના દરેક સપાટે તેનાં અત્યંત અસ્તવ્યસ્ત પીંછાઓ હાલતાં હતાં, માસ્ટર કીટેન, કદાચ એમ ધારીને કે તે તેને તેની નફ્ટાઈને કારણે તેને પાઠ ભણાવવા ઇચ્છતી હતી, લજ્જાસ્પદપણે ત્યાંથી ભાગી ગયો; પણ મોટા મનની મુરઘીએ

> પોતાની જીત પ્રત્યે બહુ થોડું લક્ષ આપ્યું કારણ કે તે પોતાના કાયર અને તેમ છતાં હિંમતવાન દુશ્મનને સાવ તુચ્છ ગણતી હતી; તેણે તેની તરફ નજર સુદ્ધાં નહોતી નાંખી, પોતાનું માથું પણ ફેરવીને જોયું નહોતું, તે કંઈક વધારે
> મહત્ત્વપૂર્ણ કામમાં વ્યસ્ત હતી; તેણે પેલાં દાણાંઓનો એટલો જથ્થો તૈયાર કરી રાખ્યો હતો જેટલો આર્કિમીદિઝે, જ્યારે રોમન સૈનિક દ્વારા તેનો વધ કરવામાં આવ્યો હતો ત્યારે ગણિતશાસ્ત્રીય ગણતરીઓ તૈયાર કરી હતી."

મારે પેલી મુરઘી જેવાં જ થવું જોઈએ, કેમ ખરું ને?"

ગમે તેમ પણ તૈયાર થઈ જવાનો સમય થઈ ગયો હતો. હું જાણે કોઈ સમારંભમાં હાજરી આપવા જઈ રહી હોઉં તેટલી કાળજીપૂર્વક તૈયાર થઈ. તે દિવસે ખૂબસૂરત દેખાવું એ સારું થશે. અફસોસ, તે હવે વધારે સંભવ નહોતું. ઉશ્કેરિત થવા જેવું કંઈપણ નહોતું, પણ માત્ર જો જરૂર પડે તો તેના માટે મેં માનસિક ક્ષોભને શાંત કરનારી દવાની બે ગોળીઓ અને બીજી બે ગોળીઓ—આનંદદાયી નાનકડી લીલી વસ્તુઓ લીધી. પાકીટ, પેન્સિલ, લેટરપેડ, સિગારેટ.

બ્લેકે ત્રણ વાગ્યા પછી ફોન કર્યો અને કહ્યું કે તેને અને બીજા બંનેને (બાલ્દ અને ગાઉન્ટને) હાજર રહેવાની મનાઈ કરવામાં આવી હતી.

"શા માટે?" મેં પૂછ્યું અને મારું મોં સાવ સૂકાઈ ગયું.

"તેમનું કહેવું છે અમે વિષય નિષ્ણાતો નથી."

"સાવ અર્થહીન બકવાસ. જાણે ત્યાં માત્ર નિષ્ણાતો જ આવવાનાં છે."

"અધ્યક્ષને ફોન કરીને અમને પ્રવેશવા દેવા માટે કહો." તેણે મને ટેલીફોનનો નંબર આપ્યો.

"હું ફોન નહીં કરું."

"કેમ? તમે ઇચ્છતાં નથી કે અમે આવીએ?"

"ના."

હું ચોક્કસ કઠોરપણે બોલી હોઈશ. બ્લેકને માઠું લાગ્યું અને નારાજ થઈ ગયો.

ઓહ, સત્યાનાશ જાય, મારો ભાવાર્થ તે નહોતે. જો માત્ર હું તેમને સમજાવી શકતી હોત... પણ સૌથી પહેલાં તો મારે તે મારી પોતાની જાતને સમજાવવાનું હતું: શા માટે હું તેમને આવવા દેવા ઈચ્છતી નહોતી?

"શા માટે?"

મેં ઈન્સ્ટીટ્યુટ જતાં સુધીના આખા રસ્તે તેની ઉપર ઊંડો વિચાર કર્યો. બસ ઠસાઠસ ભરેલી હતી. મારું પાકીટ બે પીઠોની વચ્ચે દબાઈ ગયું હતું, હું એકદમ ક્રોધમાં આવી ગઈ હતી અને કરડી ખાવા તૈયાર હતી. મારી નજીકમાં શ્વાસ લઈ રહેવા મોંએ ચેપ લગાડવાનો વિચાર મારાં મનમાં જાગ્રત કર્યો. ચેપ લગાડનારા દરદીની જેમ હું બીજાંઓને મારાથી ચેપ લાગે તેમ ઈચ્છતી નહોતી. મારે બીજી બાજુ છીંક ખાવાનો પ્રયત્ન કરવો જોઈએ...

મેટ્રોમાં થોડી વધારે જગ્યા હતી અને મારા વિચારો બદલાયા. હવે મને એમ લાગ્યું કે કારણ એ હતું કે તેઓ ત્રણે મારા સહકાર્યકરો નહીં પણ મિત્રો હતા. તેઓ મારા માટે વચ્ચે પડશે કારણ કે હું હું હતી અને મારા ઉદ્દેશ્યને માટે કારણ કે તે મારો ઉદ્દેશ્ય હતો. ન તો હું કે ન તો ઉદ્દેશ આવી દરમ્યાનગીરીની જરૂર અનુભવતાં હતાં. જેનો અર્થ હોતો કે બધું જ સર્વોત્તમ હતું. તે ઘણું વાજબી અને વળી ઉમદા પ્રસિદ્ધ થયું હતું.

માત્ર છેક જ્યારે હું ઈન્સ્ટીટ્યુટની નજીક પહોંચી ત્યારે મેં અનુભવ્યું કે આ બધો બકવાસ હતો, વાહિયાત હતું, કશું જ સૌથી સારા માટે નથી અને હકીકતમાં હું તેઓ આવે એમ ઈચ્છતી હતી.

ઓફ, માનવ બેવકૂફી!

પીળાશ પડતાં સફેદ રંગની છતવાળાં કાઉન્સિલનાં વિશાળ હોલમાં તાજગી હતી અને મેન તરત જ ઠંડી લાગવા લાગી. કેટલાંક ગૂંચવણભર્યાં કારણોને લીધે મેં ઉનાળા માટેનાં હળવા વસ્ત્રો પહેર્યાં હતાં. ઊંચી, ભભકાદાર બારીઓ ખુલ્લી હતી, તેમાંથી પવનનો પ્રવાહ અંદર વહી રહ્યો હતો અને ફિકસ-છોડવાંઓનાં ચામડાં જેવાં પાંદડાઓને

હલાવતો હતો. ઇન્સ્ટીટ્યુટનાં ગર્વ અને આનંદ, સમાં પેલાં ફિક્સો ત્યાં ઘણાં જૂનાં સમયથી ફૂલીફાલી રહ્યાં હતાં, તે બહુ મોટાં, પ્રાચીન દેખાવવાળાં, અત્યંત સારી રીતે કાળજી રખાયેલાં હતાં, તેનું દરેકે દરેક પાંદડું હોડી સમું લાગતું હતું. કાઉન્સિલની સભા બગીચામાં ભરાવાની હોય તેમ લાગતું હતું. મને તે પહેલાં ગમતી હતી પણ આ વખતે નહીં. બગીચામાં મારાં પ્રત્યે એવું વર્તન કરવામાં આવે તેમ હું ઇચ્છતી નહોતી. તેના કરતાં તો ભલે તે એક રાજકીય રાચરચીલાં અને ટેબલો તથા ખુરશીઓ પર યાદીવાર નંબરની કાપલીઓ લાગેલા સાધારણ ઓરડામાં થાત તો પણ સારું રહેત. વળી વધારામાં જ્યારે મેં વધારે ઝીણવટપૂર્વક જોયું ત્યારે દેખાયું કે ત્યાં યાદીવાર નંબર—કાપલીઓ પણ હતી: ફિક્સ મૂકેલા દરેક ટબ પર અંડાકાર તકતીઓ ચળકતી હતી. કોઈપણ રીતે આનાથી મને થોડો દિલાસો મળ્યો. ગમે તેમ પણ પવન જોરથી ફૂંકાઈ રહ્યો હતો; મારા ઉઘાડા હાથ પરના વાળ ઊભા થઈ ગયા હતા, ઊભા થયેલા દરેક રૂવા પર ફોલ્લી સ્પષ્ટપણે દેખાતી હતી અને મને બીક લાગતી હતી કે કોઈ તેને જોઈ જશે. જો પેલી બારીઓ બંધ કરવામાં આવે તો વધારે સારું થશે. હું સૌથી નજીકની બારી પાસે ગઈ અને હાથાંઓ સાથે સંઘર્ષમાં પ્રવેશી. કૂકડાનાં માથાંવાળું બ્રોંઝનું વજનદાર ઉપકરણ—ખરેખર પ્રાચીનકાળની કળાગીરીનો નમૂનો! માત્ર પ્રયત્નપૂર્વક જ ફેરવી શકાય તેમ હતો. જ્યારે હું ત્રીજી હાથા પાસે પહોંચી ત્યારે સ્ટ્રીમલાઇન્દ ઉતાવળે આવી પહોંચ્યો.

"આ તમે તમારી જાતે શું કરી રહ્યાં છો, **મ.મ.**? તમને શરમ નથી આવતી? આટલા બધા પુરુષો છે આસપાસ..."

ત્યાં ખરેખર ઘણા બધા પુરુષો હતા. હું પાછળ હટી ગઈ. સ્ત્રીદાક્ષિણ્યનાં ભાવ સાથે સ્ટ્રીમલાઇન્ડ ખુરશી પર ચઢી ગયો અને કુશળતાપૂર્વક હાથાં ઘુમાવી લીધાં.

કમિશનનાં સભ્યોએ એકઠાં થવામાં પોતાનો સમય લીધો. મહેલની ઘડિયાળે પોતાનાં સંગીતમય તાલમાં (કેટલું ભવ્ય કંઈક ત્યાં પ્રકારનાં ભાવમાં) ક્યારનાંય ચારનાં ડંકા વગાડી દીધાં હતાં પણ સભ્યો હજી સુધી આવી રહ્યાં હતાં. તેમણે પ્રસંગોનુચિત ગાંભીર્ય સાથે એકબીજાંને અભિવાદન કર્યાં અને પોતપોતાની જગ્યાઓ લીધી. બેસતાં પહેલાં દરેકે મારી દિશામાં માથું નમાવ્યું. સવા ચાર વાગે ઘડિયાળે ફરીથી પોતાનું સંગીત છેડ્યું પણ સભ્યો હજી આવી રહ્યાં હતાં. તેવાં સંગીતમય તાલથી

ભરપૂર બગીચામાં ફૂવારાઓ પણ ચાલતાં હોવાં જોઈએ. માણસો હજી પણ આવી રહ્યાં હતાં; હવે લગભગ ચાળીસ લોકો હતાં, કે કદાચ ઓછાં કારણ કે તેમનામાંનાં કેટલાંક બમણાં દેખાતાં હતાં.

કમિશનનો અધ્યક્ષ સૌથી છેલ્લે આવ્યો. તે દેખાવે ગર્ભનાં જેવો પીળો, સાવ સુકાઈ ગયેલાં ચહેરાવાળો જિંગુજી, સાવ ખોવાયેલો ખોવાયેલો અને કદાચ ગોળમટોળ, ફૂલેલા હાડપિંજર હેઠળ નિરાશા પામેલો લાગતો હતો, જે સંપૂર્ણપણે નિષ્ક્રિય જીવની જેમ હતો.

"બિરાદરો," ઠિંગુજીએ કહ્યું, "એમ કહેતાં કે કમિશનની અને આમંત્રેલી વ્યક્તિઓનું કૉરમ પૂરું હોવાને કારણે મને સભા શરૂ કરવાની રજા આપશો. કાર્યસૂચિ પર..."

પ્રાસ્તાવિક ભાષણમાંથી મેં ભાગ્યે જ કંઈક સાંભળ્યું હતું. હું પહેલેથી જ તે જાણતી હતી. હું તેના માટે એક એક શબ્દનું પુનઃરુચ્ચારણ કરી શકતી હતી. તે એકદમ નિર્ભેળ રૂપમાં, કોઈપણ પ્રકારની ઝીણવટ વિનાનાં **ર.નિ** હતાં. મારું મોં એકદમ સૂકાવા લાગ્યું હોય તેમ મને લાગવા લાગ્યું અને હું ધીમે ધીમે પલાયન થઈ જવાની પ્રબળ ઇચ્છાને વશ થઈ ગઈ. ફિક્સ છોડવાં ઉપર, પોતાનાં કામ પર નીચાં ઝૂકીને બેઠેલાં બે સ્ટેનોગ્રાફરોનાં માથા પર તે મને કંટાળો આપી રહ્યું હતું. જાણે ઉપરથી, કોઈ એક ખૂણા તરફથી જોતાં હું કમિશન અને આમંત્રિત વ્યક્તિઓના ચહેરા જોતી હતી. તેઓ ખૂબ ગંભીર હતા, એના કરતાં પણ હું એમ કહીશ કે નિષ્પક્ષપાતી ચહેરાઓ હતા. માત્ર એક જ ચહેરામાં કંઈ જીવંતતા હતી અને તે હતો **પોમ્પાઉસનો** ચહેરો. તે ખૂબ ચંચળપણે બેઠો હતો, તે બેઠો પણ નહોતો, તે ઉપર નીચે કૂદાકૂદ કરતો, લડાઈમાં દાબીને કહેવાં ધસી આવતો પોતાની ખુરશીમાં બેઠો ઉછળકૂદ કરતો હતો. તેનું સમગ્ર અસ્તિત્વ બોલી રહ્યું હતું: તેના ઠીંગણા ને જાડા હાથ, બેઠેલો સુરા ચહેરો, વ્યસ્તવ્યસ્ત કૂંદ, ખુરશીનાં હાથા પર પડઘમ જેવો ઢમ ઢમ અવાજ કરતી આંગળીઓ.

"બેશક, આપણે બધાં **મ.મ.**નો આપણાં કલેકિટવનાં લાંબી ખ્યાતિવાળાં અને યોગ્ય ગુણવાન સભ્ય તરીકે આદર કરીએ છીએ..." ઠિંગુજીએ કહ્યું.

"અપ્રિય વાતને રોચક લાગે તેમ કરવાનો પ્રયત્ન કરવાની કોઈ જરૂર નથી," દસ સેન્ટીમીટર ઊંચા કૂદતાં પોમ્પાઉસ બૂમ પાડી ઊઠયો. "અહીં વાત આદર કરવાની નથી!"

"આપણે **મ.મ.**નો ખૂબ આદર કરીએ છીએ પણ..." ઠિંગુજીએ અને શાંત સ્વસ્થપણે કહેવાનું આગળ ચલાવ્યું.

"તમારી પોતાની જાત માટે બોલો!" પોમ્પાઉસ બરાડી ઊઠયો. "વ્યક્તિગત રીતે હું તેનો આદર નથી કરતો. તેણે પોતાની જાતને બધી જ સીમાઓથી પાર કરી મૂકી છે!"

"તમને બોલવાની તક આપવામાં આવશે," ઠિંગુજીએ શાંતિપૂર્વક કહ્યું.

પોમ્પાઉસ શાંત થઈ ગયો પણ તેની કાયા બોલી રહી હતી.

દસ મિનિટ પછી ઠિંગુજીએ પોતાનું પ્રાસ્તાવિક ભાષણ પૂરું કર્યું અને ઘોષણા કરી: "બિરાદરો, કોણ બોલવા ઇચ્છે છે?"

કેટલાક હાથ ઊંચા થયા. તેમની વચ્ચે બેશક પોમ્પાઉસનો જાડો, ઇર્ષ્યાળુ હાથ હતો. હકીકતમાં તે ઉત્સુકતા આવેશમાં થરથર ધ્રૂજતો હતો. ગમે તેમ પણ સૌથી પહેલી તક સ્ટ્રીમલાઇન્ડને આપવામાં આવી.

સ્ટ્રીમલાઇન્ડે કોઈ વાત ન કરી, તેણે ગણતરી કરી અડસટ્ટો કાઢયો. તે કામચલાઉ ધોરણ નહોતું, જેને એમ કહો કે ઠિંગુજી અનસરતો હતો; તે વધારે ઊંચા સ્તરનાં, વધારે ઊંચી કોટિનાં ધોરણનું હતું. બિનઅનુભવી કાનને કદાચ તે, અવાજના એક પકડને કારણે નિખાલસ લાગી શકે છે. તે કલાકાર હતો, તેમાં કોઈ શંકાને સ્થાન હોઈ શકતું નહોતું! જેવી રીતે તે મર્યાદા સાથે દરેક વાક્યને વિશેષિત કરી શકતો હતો તે મારફત તેનું કલાકૌશલ્ય પણ દેખાઈ આવતું હતું, જો માત્ર... તેનો બોલવાનો સૂર થોડો વધારે નરમ હોય તો. સંગીતમાં તે કદાચ "દુ:ખ સભર, કોમળતાપૂર્વક" તરીકે તરત ધ્યાનમાં આવી શકે.

"તમે ઢોંગ કરવો રહેવા દો!" પોમ્પાઉસે પોતાની ખુરશીમાંથી જ બૂમ પાડીને કહ્યું, જે ધડામ દઈને તૂટવામાં જ હતી. "આ બધાં પંડિતાઈભર્યાં બકવાસ વિના સીધે સીધું અમને એ કહો, તમે આ અતિરેકભર્યાં આ અભૂ... આ અભૂત... વિરુદ્ધ છો કે નહીં..."

તે બેશક "અભૂતપૂર્વ" શબ્દ પર ખચકાઈ ગયો હતો. અરેરે મારા મિત્ર, મેં વિચાર્યું હતું કે તમે તમારી આખી જિંદગીમાં ખોટી ભૂમિકા ભજવવાનો પ્રયત્ન કર્યો હતો...

"અભૂત..." પોમ્પાઉસ પોતાની વાત પર ટકી રહ્યો.

મેં કેટલાંક ભીરુ સ્મિતો શોધી કાઢયાં. "બિરાદરો મૂર્ખતાભર્યું હસી

શકે છે," પોમ્પાઉસ બરાડી ઊઠયો. "આપણે જોઈ લઈશું છેલ્લે કોણ હસે છે!"

સ્મિતો શમી ગયાં.

"કહેવાની જરૂર નથી કે," ઠિંગુજીએ દુ:ખપૂર્વક અને મોભાપૂર્વક કહ્યું, "અમને બધાંને ખેદ છે..."

"અમને કોઈ ખેદ નથી, અમે ક્રોધે ભરાયેલાં છીએ," **ડાયરે** સ્પષ્ટ શબ્દોમાં કહ્યું.

માત્ર ત્યાર પછી જ મારું ધ્યાન તેની તરફ ગયું. તે ફારાઓનનાપૂતળાની જેમ એકસમાન રીતે પોતાના ઘૂંટણો પર બેગ રાખીને ચૂપચાપ બેઠો હતો. તેનાં રંગેલાં વાળ તેના કપાળ પર છેક ભમ્મરો સુધી નીચા ઊતરી આવેલા હતા અને કોઈપણ એક બાજુ જુદાં પડતાં હતાં અને થોડાં લટકતાં હતાં.

સ્ટ્રીમલાઇન્ડની યોજના ઊંધી વળી ગઈ, તે અસ્વસ્થ થઈ મૂંઝાઈ ગયો, ગમે તે રીતે તેણે પોતાનું ભાષણ સંકેલીને પૂરું કર્યું. દાયરની પોલાદી નજર હેઠળથી કે દ્વિઅર્થીપણામાંથી પણ છુટકારો નહોતો.

છેવટે મેદાન પોમ્પાઉસને આપવામાં આવ્યું. તેના કવર દ્વારા બલૂનની જેમ ગોળમટોળ, લટકતાં પેટ સાથે તે ઊભો થયો અને પોતાની જાડી આંગળી મારી તરફ સીંધી. સીધી મારાં ચહેરા તરફ તાકવામાં આવેલી તે આંગળી જેમ સામાન્યપણે કેમેરામાં નજીકથી ફોટો લેતાં લાગે છે તેમ હથેળી કરતાં ઉપરથી વધારે જાડી લાગતી હતી.

"તે..." પોમ્પાઉસ બરાડયો.

તે રાતોચોળ થઈ ચૂક્યો હતો અને અત્યારે તે ધોળો પડી રહ્યો હતો. તે જોશભેર, અલંકારિત ભાષા વડે, પોતાની રીતમાં વાક્પટુતાપૂર્વક બરાડી રહ્યો હતો અને તેની રીતમાં બુદ્ધિમાનીપણે. તે પીડાઈ રહ્યો હતો. તેને પરસેવો છૂટી રહ્યો હતો. પરસેવાનાં રેલાં ઊતરી રહ્યાં હતાં. કેટલાંક સો વાતાવરણોનાં દબાણ હેઠળ તેનો પુણ્યપ્રકોપ બહાર નીકળી રહ્યો હતો.

તેની આંગળી મને ચુંબકની જેમ ખેંચતી હતી, સીધી મારા મગજમાં ચીંધાયેલી લાગતી હતી જ્યાં તે બધાં માટે કોઈપણ કહી શકતું હતું કે મરણ સંબંધિત ગઠ્ઠો સંઘરવામાં આવ્યો હતો. હું ધ્યાનપૂર્વક સાંભળતી હતી અને ભાગી છૂટવાની પ્રબળ ઈચ્છા વધારે ઘેરી બની ગઈ. શારડી મારા કાનોમાં ભર્રરર ભર્રરર કરતી હોય તેમ લાગતું હતું.

ઉપરછલ્લી રીતે મેં શાંતિ જાળવી રાખી, માત્ર કોઈક કોઈક વાર આછી ધ્રૂજારી છૂટી જતી હતી.

"તે..." **પોમ્પાઉસ** બરાડયો અને જાણે સ્ત્રીલિંગના એકવાચી રૂપના પ્રયોગ પ્રત્યે કોઈએ ચાબખો મારી દીધો હોય તેમ હું એકદમ ધ્રૂજી ઊઠી.

વાત શી છે? મેં મનમાં વિચાર્યું, જ્યારે તેણે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું. કદાચ મને બહુ વધારે પડતાં લાડ લડાવીને બગાડવામાં આવી હતી. અત્યાર સુધી કદી મને કોઈએ "તે" કહીને બોલાવી નહોતી. તેઓ "મ.મ." કહેવા ટેવાયેલાં હતાં કે પછી ઘણીવાર "આદરણીય મ.મ." કે પછી કોઈક કોઈક વાર "અમારી આદરણીય મ.મ...." કહેતાં હતાં.

"તે..." પોમ્પાઉસ ફરીથી બરાડયો અને મારી સમગ્ર કાયામાંથી ઘોડીની ખાલની જેમ થરથરાટભરી ધ્રૂજારી પસાર થઈ ગઈ.

શા માટે અધ્યક્ષે તેને રોક્યો નહીં? મને હળવી મૂંઝવણમાં આશ્ચર્ય થયું. ગમે તેમ હોવા છતાં પણ ન તો કે ન તો પોમ્પાઉસ અનુભવે છે કે તે અપમાનકારક છે. કેવી રીતે તેઓ એ જાણી શકે છે કે એક સ્ત્રી જ્યારે તેને લોકો 'તે' કહે છે અને 'તે' કહીને એવી રીતે બરાડે છે જાણે તેને કોઈ દારૂપીઠા સામે ફટકાની સજા માટે ચોકમાં લઈ આવી હોય, ત્યારે કેવું અનુભવે છે?.. શું તે સંભવ છે કે તેમનામાંથી કોઈપણ એ સમજતું નથી?

મેં ચહેરાઓ ઉપર કોઈક પ્રકારના વલણ શોધતાં આસપાસ નજર નાંખી. ના, એવું કોઈ વલણ નહોતું. માત્ર એક સિવાય, જે પોતાની ખુરશીની એકદમ કિનાર પર બેઠો હતો—તે સંપૂર્ણપણે સંતુષ્ટ દેખાતો હતો. લાલ, કદાવર, એવો તે સ્વસ્થપણે આરામથી બેઠો હતો, તેના પગ પહોળા હતા, હાથ ઘૂંટણો પર ટેકવેલા હતા, તેની કોણીઓ આઠની આકૃતિના આકારમાં ઝૂકેલી હતી... તે પોતાની જાતે જ આનંદ માણી રહ્યો હતો. તે જે કંઈ ચાલી રહ્યું હતું તેમાં રાચી રહ્યો હતો. તે સંમત્તિમાં માથું ધુણાવી રહ્યો હતો. હું તેને ઓળખતી નહોતી, એમ લાગતું હતું કે તેને ક્યાંક બહારથી મોકલવામાં આવ્યો હતો.

પોમ્પાઉસ બરાડી રહ્યો હતો અને આવેશમાં ધ્રૂજી રહ્યો હતો. હવે હું સમજી ગઈ કે શા માટે તે બરાડતો હતો. તે પોતાની જાતને ગંભીર થવા માટે બળજબરી કરી રહ્યો હતો. તે જેટલી વધારે જોરથી બરાડતો હતો તેટલો વધારે પોતાના શબ્દોનાં વિશ્વાસ કરતો હતો. તે "હું"થી

"અમે"માં આવી ચૂક્યો હતો. પેલું ઊંચું ચઢેલ "અમે" પોતાની આંગળી વડે મને વારંવાર ગોદો મારી રહ્યું હતું, એ એવો ઢોંગ કરતું હતું કે તેની સંખ્યા ઘણી મોટી છે અને ઘણી આંગળીઓ હતી, લાખો લાખો આંગળીઓ હતી અને તે બધી જાણે એક જેવી હતી.

શારડીઓ મારા કાનોમાં ક્રૂરતાપૂર્વક ભર્રરર ભર્રરર કરી રહી હતી. હું નીચે ઝૂકી જવા અને ઢાળિયાં હેઠળ છૂપાઈ સંકટમાંથી છૂટકારો શોધવા તૈયાર હતી. મારે હમણાં જ નમતું ન આપવું જોઈએ, મેં વિચાર્યું. મેં ચોરીછૂપી એક વધારાની ગોળી કાઢી અને જીભને વિચિત્ર રીતે ગોળ ગોળ ફેરવતાં ગળી લીધી. તેનાથી કંઈ મદદ ન મળી; મારું મોં વધારે સૂકાતું હોય તેમ મેં અનુભવ્યું, અને ભાગી છૂટવાની તીવ્ર ભાવના એક ભ્રમમાં પરિણમી ગઈ કે હુ છત પર ચાલી રહી હતી. મેં પડી ન જવાય તે માટે મારી આંખો બંધ કરી લીધી હતી. કોઈકે પાછળથી મારા ખભાને સ્પર્શ કર્યો. મેં પાછળ ફરીને નજર નાંખી અને મૈત્રીસભર અને સ્પષ્ટપણે સહાનુભૂતિભરી આંખો જોઈ. હું જેણે મને સ્પર્શ કર્યો હતો તેનાથી થોડીઘણી પરિચિત હતી; તે ક્યાંક દૂરનાં ટ્રાન્ઝીસ્ટર કક્ષમાં કામ કરતો હતો. મેં એક મિત્રની જેમ તેની તરફ સ્મિત કર્યું. તે મારા કાન પર ઝૂક્યો અને કંઈક બડબડયો. પહેલાં તો હું કંઈ સમજી નહીં.

"થોડું મોટેથી," મેં કહ્યું. "મારા કાનમાં ભણકારા વાગી રહ્યાં છે."

"તે ચારિત્ર્ય ભ્રષ્ટ થઈ રહ્યો છે," ટચર વધારે મોટેથી કાનમાં બોલ્યો. "તે સાવ નકામો છે. નૈતિક રીતે પતન પામેલ. કપરો કેસ છે. કોઈકે મને કહ્યું હતું."

મેં **સ્પર્શકને** માખીની જેમ ધ્યાન બહાર કર્યો. હું 'આંગળી' તરફ પાછી ફરી અને સ્થિરપણે અંત તાકવા લાગી. અંત સાવ અણધાર્યો જ આવી ગયો. પોમ્પાઉસે બોલવાનું બંધ કરી દીધું અને ઉતાવળે એકદમ બેસી પડયો જાણે કોઈકે તેનામાં પંકચર પાડયું હોય અને તેની બધી હવા કાઢી નાંખી ન હોય. જોર જોરથી હાંફતાં અને બે હાથરૂમાલ વડે પરસેવો લૂછતો તે પોતાની ખુરશીની બંને બાજુઓ પર ઉપસી આવ્યો હતો. જ્યાં હજી તે ગોઠવાયો હતો અને પોતાની જાતને ધીમે હાથે દબાવવા લાગ્યો ત્યાં જ તેને કંઈક યાદ આવી ગયું, ફરીથી એકદમ કૂદ્યો અને આશ્ચર્યજનક અતિતાર સ્વરે બરાડયો, આ મારી તેને સલાહ છે: "પોતાનું કામ જે છપાયેલું છે તેને છોડી દે! તે ઉમદા કૃત્ય થશે!"

અને છેવટે તે બેસી ગયો. તેણે સાચો પરસેવો રેડીને પૈસા કમાયા હતા.

પાછળથી મારી અંદર બધી જ વાતો કોઈ પણ રીતે સાવ ડહોળાયેલી થઈ ગઈ. મને એ પણ યાદ ન રહ્યું કે કોણ બોલ્યું અને કેવી રીતે બોલ્યું. મને એટલું યાદ છે કે એ દરેકે દરેક વ્યક્તિ જે દરરોજ મારી તરફ સ્મિત રેલાવતી હતી તે બધી જ અત્યારે મને ક્રૂરતાપૂર્વક શાપ આપી રહી હતી. એ વાત મારા અંતરાત્માને હચમચાવી મૂકતી હતી. સ્વાભાવિકપણે, નહીં તો તેમને કમિશનમાં નીમવામાં જ ન આવ્યાં હોત... પણ હું હવે કંઈપણ સાંભળી રહી નહોતી. હું કાન બંધ કરી અન્યમનસ્ક બની ગઈ હતી. તેમની સાથે કંઈક અપ્રિયકર ઘટી રહ્યું હતું: એક મિનિટ માટે હું સાવ જ ડવત્ બધિર બની ગઈ, બીજી જ મિનિટે હું એકાએક એટલી અત્યંત સ્પષ્ટતાપૂર્વક સાંભળવા લાગી કે જેથી કરીને મારાં કાંડા પરની નાનકડી ઘડિયાળ પણ ટાવરની ઘડિયાળની જેમ ટિક ટિક કરી ઊઠી અને 'કેટલું ભવ્ય'નું સંગીત વગાડયું. જ્યારે હું બધિર થઈ ગઈ હતી ત્યારે લોકો મૂંગી ફિલ્મમાં કામ કરી રહ્યાં હોય તેમ વર્તતાં હતાં: તેઓ જાણે કંઈક આવી રહ્યાં હોય તેમ મોં ચલાવી રહ્યાં હતાં અને મૂર્ખામીભરી હિલચાલો કરી રહ્યાં હતાં. વેદનાપૂર્વક તેમની હેઠળ કોઈ સબટાઈટલ નહોતા. પછી હું સમજી શકી કે સબટાઈટલો બનાવી લેવાં સંભવ હતાં અને પછી આગળ ચાલવા લાગશે. તેઓ વાતો કરતાં હતાં અને મેં તેમને સબ ટાઇટલો આપ્યાં. મેં મારી સ્થિતિ એક લાલ ચહેરા વાળા તરફથી લીધી જેની મુદ્રા અંગ્રેજી આઠનાં આંકડાનાં જેવાં ગોળા જેવી લાગતી હતી. તે જાણે બિલકુલ ઘરમાં જ બેઠો હોય તેમ અનુભવતાં અને ભલાઈપૂર્વક માથું ધુણાવતો પોતાની ખુરશીમાં બેઠો હતો. જેના પરથી એ સ્પષ્ટ થતું હતું કે દરેકે દરેક વસ્તુ વ્યવસ્થિત હતી, નિયમમાં હતી: તેઓ મને વખોડી રહ્યાં હતાં, શાપ આપી રહ્યાં હતાં.

જ્યારે **બ્લોન્ડે** બોલવાનું શરૂ કર્યું ત્યારે હું બધિરપણાની એક અવસ્થામાં ડૂબેલી હતી. ઊંચો, સોટી જેવો સીધો, હાડકાવાળા નાકવાળો, સુંવાળા-પાતળા વાળવાળો તે મારા માટે અપિરિચિત હતો. તે પોતાના પગ પર ઊભો થયો અને ઘૂંટણો સુધી લોકોનાં છુપાયેલો ત્યાં ઊભો રહ્યો. હું સંપૂર્ણપણે બધિર નહોતી થઈ ગઈ: એ બધિરતામાંથી હું સાંભળી શકતી હતી કે બ્લોન્ડનો અવાજ જરા ઊંચો અને આગ્રહ કરનારો હતો. હું ઉપ-શીર્ષકો પરથી જોઈ શકતી હતી કે તે મને દોષ

આપી રહ્યો હતો અને તે પણ એટલા વિનયી, અતિ ખુશામતખોર શબ્દોમાં! એ દરમિયાન ઓરકેસ્ટ્રાનાં ઝાંઝ કરતાલો અને શારડીઓ મારા કાનોમાં એકધાર્યાં ગૂંજી રહ્યાં હતાં: દરેક ફટકાનાં અંત પર સીટી વગાડતાં અવાજ સાથેનો બમ!—હિસ્સ્સ્... બમ!—હિસ્સ્સ્... બિલકુલ એકરાગનાં 'એવાં' સ્વરોની જેમ કે જેને તમે લંબાવીને ગાઈ શકો. નિંદાભર્યાં સબટાઇટલો હજી પણ ચાલી રહ્યાં હતાં. માત્ર એમ જ મેં ફરીથી મારી સ્થિતિ પેલાં બન તરફથી લીધી. અત્યંત આશ્ચર્યની વાત હતી કે તે એટલો સંતુષ્ટ દેખાતો નહોતો. તેણે પોતાની સ્થિતિ બદલી લીધી હતી; તેણે ઘૂંટણો પરથી હાથ લઈ લીધાં હતાં અને હવે અંગ્રેજી આઠનાં આંકડા જેવી દેખાતો નહોતો. એકાએક તેના રાતાચોળ ચહેરાનાં એકદમ પેટાળમાંથી ચામડી પર સળ પડી ગયાં અને હું એટલું સમજી શકી કે બ્લોન્દ મારી બિલકુલ નિંદા નહોતો કરી રહ્યો, તે તો મારી તરફેણમાં બોલી રહ્યો હતો!

મને મારું સાંભળવાનું પાછું આપો, મારું સાંભળવાનું! મેં બ્લોન્દના ચહેરા તરફ તાકતાં પ્રાર્થના કરી. અને બાપરે, કેવો ચમત્કાર! ઝાંઝ કરતાલનાં અવાજો શમી ગયાં, બધિરતા ક્ષીણ થઈ ગઈ, ઊંચા સૂરનો અવાજ ક્યાંકથી આવ્યો અને તે તરફેણમાં બોલી રહ્યો હતો. તે આગ્રહકારક નહોતો; પણ તેનાથી વિપરીત પોતાનાં વિરોધીઓ પ્રત્યે સદ્ગૃહસ્થને છાજે એવાં સંયમ સાથે તે શાંત અને ચોક્કસ શબ્દો બોલનાર હતો જાણે, માત્ર તે જ યોગ્યતા ધરાવે છે.

પણ તે કોણ હતો અને ક્યાંથી હતો? બ્લોન્દનાં શબ્દોમાં હું મારાં પોતાનાં વ્યક્તિગત વિચારોને ઓળખી ગઈ, પણ તે વધારે સારી રીતે, સુધારીને અને સ્ત્રી સહજ એ લાગણીશીલતાથી મુક્ત રીતે રજૂ કરવામાં આવ્યાં હતાં, જેનાથી અફસોસ, હું મારી જાતને અલગ કરી શકી નહોતી. હું તેના મોં તરફ તાકી રહી હતી.

અધ્યક્ષે ઘડિયાળ હાથમાં લીધી અને કહ્યું: "સમય થઈ ગયો!"

"હું હમણાં જ પૂરું કરું છું," બ્લોન્દે જવાબ આપ્યો, "પણ મને એમ લાગે છે કે બીજાં વક્તાઓને વધારે સમય આપવામાં આવ્યો હતો."

"તેને રોકો!" પોમ્પાઉસે બૂમ પાડી કહ્યું.

"સમય! સમય!" ઘણાં અવાજો બરાડી ઊઠયાં.

બ્લોન્દે પોતાના ખભા મચકોડયા. તે હસ્યો અને શાંત હતો.

ઉફ, મને એ વાત તદ્દન અસહ્ય લાગી કે તેમણે તેને વાત પણ

પૂરી કરવા દીધી નહોતી! મારા પોતાને ખાતર નહીં, ઓહ ના! વૈજ્ઞાનિક સત્યની સરખામણીમાં પેલી બધી રકઝકો તો શું હતી! ના, હું એ જાણવા માટે બેબાકળી થઈ ઊઠી હતી કે તે, એટલે કે હું પોતે કોઈક ચોક્કસ સમસ્યા જેને સંબંધિત કોઈ અભિપ્રાય હું હજી સુધી ધરાવતી નહોતી તેના વિષે શું વિચારતી હતી... ઓહ, મારાં ભગવાન...

"કોણે પેલા બિરાદરને આમંત્ર્યો હતો? અમે તે નહીં," દાયરેયે ગંભીર અને ઉદાસ અવાજે કહ્યું.

"ચિંતા ન કરો, હું જાઉં છું." બ્લોન્દે હોલ તરફ પીઠ વાળી અને પોતાની ખુરશી પરથી કેટલીક વસ્તુઓ એકઠી કરીને દરવાજા તરફ જવા લાગ્યો.

... તે પળવારમાં બહાર જતો રહેશે અને આમ હું કદાપિ જાણી નહીં શકું કે હું તે સમસ્યા વિષે શું વિચારું છું! હું કંઈક બડબડતી, મારા હાથ બહાર તરફ લંબાવતા, હા, તેમને બારણો તરફ લંબાવતાં કૂદી પડી. દાયરની સર્પીલી નજર મારા પર જડાયેલી હતી—તે એવું અનુભવતી હતી કે જાણે મારી પીઠ પર બે નિશાનો બળી રહ્યાં હતાં. હાથમાં પાણીનો પ્યાલો લઈને કોઈક મારી તરફ દોડી આવ્યું.

"ઠીક છે, મને કશાંની જરૂર નથી," મેં કહ્યું અને બેસી ગઈ.

ટેબલ પરનાં લીલાં કપડાં પર પ્યાલો પડયો હતો અને તેમાંનું પાણી હાલી રહ્યું હતું.

"આપણે ચર્ચા ચાલુ રાખવી જોઈએ," ગ્નોમે કહ્યું. "હવે પછીનો વક્તા..."

તે ક્ષણ પછીથી હું બધું જ સાંભળી શકતી હતી. મને તેમાં રસ નહોતો પણ હું બધું જ સાંભળી શકતી હતી. મારી સામે નોટ પડે પડયું હતું અને મારા હાથમાં પેન્સિલ હતી. મેં કેટલાંક વાક્યો નોંધી લીધાં હતાં જે વિશેષ કરીને લાક્ષણિક લાગ્યાં હતાં. ૨. વિલક્ષણપણે ઘટી ગયાં હતાં.

"લેખિકા કેટલાંક આદરણીય બિરાદરીનો ઉપહાસ કરવાની પોતાની જાતને છૂટ આપે છે..." (ઓહ, પેલો શબ્દ "કેટલાંક"!).

"લાંબા વખતથી ભૂલમાં ફરીથી પડવાની વૃત્તિ ન નોંધવાનું અસંભવ હતું..."

"આમ તો વિષય વસ્તુ સાદીસીધો છે, પણ શું તેના ગર્ભિતાર્થ શું આપણને અસ્પષ્ટ નથી?" મેં લખ્યું હતું. આ વક્તાઓને ચિંતિત કરતું હતું. હું તેમને ખભાઓ પરથી અને બેઠેલાં લોકોનાં માથાંઓ પરથી મારી

નોટપેડ તરફ જોવાં માનસિક રીતે આતુરતાપૂર્વક ઊભેલાં જોઈ શકતી હતી. એકે પોતાના ભાષણમાં "આદર્શવાદ" શબ્દનું ખોટું ઉચ્ચારણ કર્યું હતું, મેં તે તેણે જે રીતે કહ્યું હતું તે નોંધી લીધું હતું અને દૂરથી જ તેને તે બતાવ્યું. તે તેમાંથી કંઈ સમજી શકે તે અસંભવિત હતું.

બે કે ત્રણ ભાષણો મારી તરફેણમાં હતાં. એક ખૂબ ઉમરલાયક **કન્સલ્ટન્ટ** (પહેલાં તે મિત્ર રહ્યો હતો) ઉપર ઉપરથી દ્વિઅર્થી વાક્યો વડે મારો પક્ષ લીધો. તેણે મારાં ચડિયાતા વ્યક્તિગત ગુણો પર ભાર મૂક્યો. પરિણામ એ આવ્યું કે મારી ભૂલો હોવા છતાં પણ અને કોણે તે કરી નહોતી એમ કહેતાં હું ખરેખર બિલકુલ ખરાબ વ્યક્તિ નહોતી.

"અને સ્ત્રી, બીજું વધારે શું," **કન્સલ્ટન્ટે** મીઠાશપૂર્વક કહ્યું, "હાં તો બિરાદરો ક્યાં છે આપણી સ્ત્રીદાક્ષિણ્યતા?"

એ જ વખતે મેં ખૂબ મોટેથી, અને સ્ત્રીની રીતામાતથી ખૂબ દૂર દૂર એવી રીતે મારું નાક ખંખેર્યું.

મારો વિદ્યાર્થી 'નંબર બે' તરફેણમાં બોલ્યો: જે જુવાન, વાંકડિયાં વાળવાળો ડહોળાયેલાં મગજવાળો હતો. આણે ભગવાનનો પાડ કે બચાવ કર્યો કે પછી એમ કહો કે બચાવ કરવાનો પ્રયત્ન કર્યો, મારો નહીં પણ ઉદ્દેશનો. પોમ્પાઉસે ફરીથી પોતાની ખુરશી પર ઊછળકૂદ કરવાનું શરૂ કરી દીધું. વિદ્યાર્થી 'નંબર બે' હાથમાં હસ્તપ્રસ્ત દબાવતાં, દરેક વાક્યમાં "તમે સમજો છો?" એ શબ્દો ઉમેરતાં થરથરાટભર્યા આવેશમાં બોલ્યો અને તે પોતે જ તે બધાંથી ડરતો હતો. બિચારો છોકરો જાહેર ભાષણ કરવા બિલકુલ ને ટવાયેલો અને **ર.નિ.** તથા બીજી બધી વસ્તુઓથી અજ્ઞાત હતો.

"ખોટો ભાષણિયો!" પોમ્પાઉસ બરાડયો. "દરેકે દરેક જાણે છે કે તેણે તેનો પ્રબંધ લખ્યો હતો. તેમની મૈત્રી ગાઢ છે!"

વિદ્યાર્થી **નંબર બે** તીણાં અવાજે ધીમા સાદે કણસ્યો. પોમ્પાઉસ એકદમ ઊછળ્યો અને ફિકસ પર ઠોકવા લાગ્યો. નંબરવાળાં ટબની માટી બહાર પડી ગઈ. ફિકસ પહોળાં કરેલાં હાથ વાળાં માણસની જેમ ત્યાં પડી ગયું. કેટલાંક લોકો ત્યાં દોડી આવ્યાં, તેને ઉપાડયું અને તેની જગ્યાએ પાછું મૂક્યું.

ફિક્સનાં પડવા પછી 'નંબર બે'ને વધારે બોલવાની તક આપવામાં ન આવી. ન તો તેણે માંગણી કરી. તે માથું ઝૂકાવીને બેસી ગયો;

વાંકડિયાં વાળની વચ્ચે અકાલ પક્વ ગુલાબી તાલ હતી. તેને કાળું ચિહ્‌ન આપવામાં આવ્યું અને કોઈક રીતે તેની નિંદા કરવામાં આવી.

હું અણધારી રીતે વિદ્યાર્થી **નંબર એક**', મારી મુખ્ય આશા, મારા હુકમના એક્કા દ્વારા પછડાટ ખાઈ ગઈ. હું તરત જ સમજી ગઈ કે આ એક્કાને માર મારવામાં આવ્યો હતો... કે તેનાથી વિપરીત—'હુકમની રાણી'માં તે કેવું હતું?

એક્કો જીતી ગયો.

"તમારી રાણી માત ખાઈ ગઈ," ચેકાલીન્સ્કીએ મૃદુતાપૂર્વક કહ્યું.

ટૂંકમાં એક્કો જીતી રહ્યો હતો. શરૂ શરૂમાં તે ઢચુપચુ થતો હતો, તરફેણમાં કે વિરુદ્ધમાં બોલવા નાખુશ હતો. તેને સાંભળવો એ ક્લાઇસ્ટરમાંથી પાણી પીવા જેવું, કમકમાટી ઉપજાવે એવું હતું. પોમ્પાઉસ એકદમ કૂદ્યો અને પોતાની તર્જની 'નંબર એક' તરફ ચીંધી. "એ સાચું છે, એ સાચું છે," મેં **પોમ્પાઉસના** પક્ષે કહ્યું. '**નંબર એક**' માટે તે ઘણું વધારે પડતું હતું. તે કોઈક કારણસર મારી તરફ ફરતાં બબડયો.

"વાત એમ છે, તમારા બચાવમાં મારે મારી ભૂલોને સ્વીકારવી જ જોઈએ."

હું હસી પડી.

"તમે મને રજા આપશો?" પ્રક્ષુબ્ધ અવાજે કહ્યું. "મેં મારું નામ મૂક્યું નહોતું, પણ..."

"શા માટે નહીં, આપણે ત્યાં સંપૂર્ણ લોકશાહી છે," ગ્નોમે ગૌરવભેર જવાબ આપ્યો.

**પૉટબેલીએ** પાછલી હરોળોમાંથી થોડીક મુશ્કેલીપૂર્વક પોતાનો રસ્તો કર્યો. તેનો ઉપર ચળકતો તાલનો ધબ્બો ખુરશીઓ પરનાં ઈંડા જેવો લાગતો હતો. રસ્તામાં તેણે કેટલાંક કાગળિયાં કાઢવા પોતાની નાની બૅગ ઉઘાડી. બગલમાં ત્રાંસો દબાવેલો રોલ તેની પાસે હતો. આ ડાયાગ્રામ નીકળ્યો. તેણે તે પાટિયા પર લટકાવ્યો અને લવરી કરતાં ગાંડી માણસની ઘેરી ક્રોધી નજર શ્રોતાગણ પર જડી દીધી.

"બિરાદરો," તેણે શરૂઆત કરી. "બિરાદરો!"

કંઈક નિર્ણયાત્મક આને અનુસરાવું જ જોઈએ.

"હું અહીંનાં બધાં જ વક્તાઓની સાથે સંપૂર્ણપણે સંમત છું..."

ખુરશીઓની આસપાસ ગણગણાટ ગુંજી ઊઠયો.

"પણ મુખ્ય મુદ્દો એ નથી. હું આ જવાબદાર ચર્ચા સાથેમાં સંબંધમાં યથોચિતપણે ફરીથી અને ફરીથી એક દુઃખદાયી સવાલ સામે મૂકવો તે અત્યંત આવશ્યક માનું છું. આ છે વૈજ્ઞાનિક પ્રકાશનો માટે પૈસાંની ચૂકવણીનો સવાલ..."

"મહેરબાની કરીને વિષયની આવશ્યકતાને ધ્યાનમાં રાખો," ઠિંગુજીએ કહ્યું.

"વિષયની આવશ્યકતાનો તેની બધી જ સંપૂર્ણતામાં અભ્યાસ કરવો જોઈએ. પણ આપણને મળ્યું છે શું? વૈજ્ઞાનિક પ્રકાશનો માટેની ફી માત્ર જો તે યોજનામાં સમાવિષ્ટ ન હોય તો જ ચૂકવવામાં આવે છે. એ વાત નોંધશો—ના! અને આ છે આપણી આયોજિત અર્થવ્યવસ્થા જેમાં તેમનાં કહેવા પ્રમાણે યોજના કાયદો છે!"

ગણગણાટ વધારે તીવ્ર બની ગયો.

"આનાં પરિણામો કયાં છે, બિરાદરો?" **પૉટબેલીએ** આશ્ચર્યોદ્ગાર વ્યક્ત કરતાં કહ્યું. "પાત્રતાને લાયક ફી મેળવવા માટે, જીવવા માટે જરૂરી કોપેક મેળવવા માટે મારે પ્રકાશકોને એક લજ્જાસ્પદ, હું ફરીથી કહું છું, લજ્જાસ્પદ પ્રમાણપત્ર ભેટ આપવું જોઈએ, જે એ પૂરાવો આપે છે કે મારું કામ યોજના મુજબ કરવામાં નહોતું આવ્યું પણ સ્વયંસ્ફૂર્તિના આધાર પર કરવામાં આવ્યું હતું!"

"તે સાચું કહે છે!" પોમ્પાઉસ બરાડયો.

"તેનું પરિણામ એ છે કે ," **પૉટબેલીએ** પ્રેરિત થતાં ઉત્સાહમાં આવેલાં માણસની જેમ કહ્યું, "જો હું મારાં ખાલી સમયમાં અને કામથી ઉપરનાં સમયમાં હું કોઈક કલમ ઘસવાનું કામ ઘસડી કાઢું તો તેના માટે પૈસાં ચૂકવવામાં આવશે! અને જો પ્રામાણિક પરિશ્રમના જોરે હું કોઈ પુસ્તક લખું જે યોજનામાં સમાવિષ્ટ કરવામાં આવેલું છે તો—" તેણે જુસ્સાભર્યાં સંકેતમાં દુષ્ટતાપૂર્વક પોતાની આંગળીઓ આમતેમ આમળી બતાવી. ઘણાં બધાં હસી પડયાં.

"શાંતિ, શાંતિ, બિરાદરો," ઠિંગુજીએ કહ્યું. "અને ફરીથી એક વખત, મહેરબાની કરીને વિષયના મુદ્દાને વળગી રહો."

"હું બિલકુલ એ જ કરી રહ્યો છું," **પૉટબેલી** હસ્યો. "હકીક તો અહીં છે! સીવેલાંને ફરીથી નંબર આપવામાં આવ્યાં! ગઈ વખતે તેમણે મને ટેકો આપ્યો નહોતો. પણ હું ધોરી રહ્યો નથી, હું દરેક સંભવિત રસ્તામાં મારી જાતને સજ્જ કરતો રહ્યો છું! અહીં ડાયાગ્રામ પર બધી

જ આવૃત્તિઓની પ્રીન્ટીંગ છે, જેનાં વૈજ્ઞાનિક, વોર એડવેન્ચર્સ લાયબ્રેરી, કહેવાતાં સર્જનાત્મક લખાણ સમાવિષ્ટ છે! હા, હા! મેં જાતે તે લખાણો વાંચ્યાં છે અને મને તેમાં સર્જનાત્મક જેવું કંઈ જોવા મળ્યું નથી ઘરડાં સામાન્ય કોટિનાં માણસ, વિષયની ક્ષુદ્રતા—આપણાં સમાલોચકો સાચાં છે. અને ફી? અહીં આ મારી પાસે છે..."

તેણે એક કાગળિયામાંથી મોટે મોટેથી વાંચવાનું શરૂ કર્યું જેમાં નકલો લખેલી હતી અને શરૂથી અંત સુધીનાં બધાં લેખકોની ફીની યાદી બનાવવામાં આવેલી હતી.

"પણ તે તમે બિલકુલ વિષય પર વાત નથી કરી રહ્યાં," ઠિંગુજીએ ધીરજપૂર્વક ટીકા કરી.

"હા, પણ તે રસપ્રદ છે," શ્રોતાગણમાંથી અવાજો ઊઠી આવ્યાં.

**પૉટબેલીએ** થોડી થોડી વારે કટાક્ષભર્યું હાસ્ય હસતાં પોતાનું વાંચવાનું ચાલુ રાખ્યું. વિશેષ કરીને મોટી સંખ્યામાં નકલો ચાલે છે અને ખરેખર ફી તેને નજીવી આપવામાં આવતી હતી.

... તેઓ મારાં વિષે ભૂલી ગયાં હોય તેમ લાગતું હતું. બધાં જ ધ્યાનપૂર્વક સાંભળી રહ્યાં હતાં...

"અમે તમારી વાત પર વિશ્વાસ કરીએ છીએ, વિશ્વાસ કરીએ છીએ," ઠિંગુજીએ કહ્યું. "તમે એ યાદીને જે કોઈ પણ જોવા ઈચ્છે તેને બહાર નીકળીને બતાવી શકો છો."

"ઘણું સારું," **પૉટબેલએ** ફાઈલ ફેંકી દીધી. "આપણે સમગ્ર રીતે બધાં જ મુદ્દાઓ પર ચર્ચા કરીશું અહીં રજૂ કરવામાં આવેલાં પુરાવાઓ પરથી એ સ્પષ્ટ છે કે આપણે વિતાનનાં લોકો ફી અને આવૃત્તિઓ બંનેમાં દુ:ખની વાત છે કે અત્યંત પાછળ છીએ. તેનું કારણ શું છે? કાગળ નથી? બકવાસ! જરૂર કરતાં પણ વધારે નોટબુકો છે. ટોયલેટનાં કાગળો સેંકડો રોલોમાં બનાવવામાં આવે છે. સાચી વાત છે, કોઈક કોઈક વખત તે પૂરતાં નથી હોતાં પણ તે વિલાસીપણું તો છે જ. ખાવાપીવાની વસ્તુઓ કાગળની થેલીઓમાં લપેટવામાં આવે છે. અને ટેબલનાં કેલેન્ડરો? જ્યારે હું માત્ર હાલમાં જ મ.મ.ને કહી રહ્યો હતો..."

તેણે મારી તરફ નજર નાંખી અને ખચકાયો. લોકોએ મારી તરફ જોયું. તેમને મારી યાદ આવી ગઈ.

"તમે જે કંઈ પણ અમને કહ્યું છે તે બધું ખૂબ રસપ્રદ છે,"

ઠિંગુજીએ પોતાની જાતને પુનઃસ્વસ્થ કરતાં કહ્યું, "પણ આજનાં વિષયવસ્તુ માટે..."

"મેં મને આપવામાં આવેલા સમયનો પૂરો ઉપયોગ નથી કર્યો," ગોળમટોળ પેટવાળાએ વિરોધ કર્યો.

"તમારો સમય પૂરો થઈ ગયો છે," ઠિંગુજીએ નમ્રતાપૂર્વક કહ્યું. "અને આમ ચાલો આપણે આપણી કાર્યસૂચિ પર પાછાં આવી જઈએ. હવે કોણ આ હકીકત પર બોલવા ઇચ્છે છે?"

પછી દાયરે ઊભો થયો.

તેણે પોતાની નાનીબેગ ખુરશી પર મૂકી, રેલ્વે સિગ્નલની જેમ પોતાનો હાથ ઊંચો કર્યો અને બળાવો કાઢવાનું શરૂ કર્યું. ચિત્કારભર્યો અવાજે ફી અને આવૃત્તિઓ વિષેની બધી જ કાલ્પનિક કથાઓને તરત જ એકબાજુ ધકેલી દીધી. તે મુદ્દા પર એટલે કે મારી વિરુદ્ધ બોલી રહ્યો હતો. તેમાં રંગેલાં વાળ તેની ભમ્મરો પરથી ઊભાં થયેલાં હતાં. તેનાં વર્તનની પદ્ધતિમાં કંઈક જાદુગરનાં જેવું હતું. તેણે માત્ર અસર ઉપજાવવા માટે જ પૂછાયેલાં અલંકારિક સવાલો પૂછ્યાં અને તરત જ તેમના જવાબ જાતે જ આવ્યાં જાણે કોઈ જાદુઈ શક્તિ જે તેની તાકાત હેઠળ છે તેના વતી જવાબ ન આપી રહ્યો હોય.

ચિત્કારભર્યા અવાજે મારાં અંગેઅંગમાં ધ્રૂજારી પસાર કરી દીધી. પણ બોલવાની એક રીતમાં દાયરે બીજાં બધાં કરતાં વધારે સારો હતો. તે વિશ્વાસ રાખતો હતો, બીજાં નહીં. ના, તેઓ પણ વિશ્વાસ રાખતા હતાં પણ તે માત્ર પોતાની જાતમાં, પોતાનાં ટીકાપાત્ર સુ અસ્તિત્વમાં, તેમની પોતાની ટીકાપાત્રતામાં. અત્યારે નિંદા કરવી એ વધારે સલામતીભર્યું હતું અને તેઓ નિંદા કરી રહ્યાં હતાં. જ્યાં સુધી પોમ્પાઉસની વાત છે તે કેવળ નૈતિક ભ્રષ્ટતા માટે ક્ષમાની ભીખ માંગી રહ્યો હતો. તેમનામાંથી કોઈપણ એક વ્યક્તિ એવી નહોતી કે જે મારાં માટે કોઈપણ જોખમ લે—એક ચોરસ સેન્ટીમીટરની જગ્યા પણ નહીં કે પગારનો એક કોપેક સુદ્ધાં નહીં.

**દાયરે** એવો નહોતો. તે કદાચ માત્ર મને પાયમાલ કરવા માટે દસ ટકા ઓછાં લેવાં સહમત થઈ જશે. મેં રસપૂર્વક, લગભગ કરુણાસભાર નજરે તેની તરફ જોયું. મને આશ્ચર્ય થતું હતું કે કેવી રીતે તેનાં અંતરાત્મામાં એવું કંઈક ચાલી રહ્યું હતું. રાતનાં સમયે સ્વપ્નોમાં તે શેના વિષે વિચારતો રહેતો હશે? અને પેલાં સ્વપ્નાં પણ કેવાં પ્રકારનાં હોતા

હશે? મેં પેલાં આક્રંદભર્યા સૂનકારની કલ્પના કરી અને તેના માટે દુ:ખદિલગીરી અનુભવ્યાં, માનનો શબ્દ...

"બિરાદરો, આપણે લગભગ ત્રણ કલાકથી કામ કરી રહ્યાં છીએ," ઠિંગુજીએ કહ્યું. "અને અત્યાર સુધી તેમનાં નામ બોલવા માટે મૂક્યાં નથી. મને એક દરખાસ્ત મળી છે કે આપણે ચર્ચા સભા પૂરી કરવી જોઈએ."

"પૂરી કરો, પૂરી કરો." શ્રોતાગણે જવાબ આપ્યો.

"તો પછી સભાનાં અધ્યક્ષની રૂએ મને તે પૂરી કરવાની રજા આપો."

સભાની પુર્ણોહિતિ વિધિ સામાન્યપણે પ્રચલિત રીતે કરવામાં આવી. ઠિંગુજી લાભદાથી મૈત્રીભરી સમાલોચના વિષે, કરવામાં આવો ફળદાયી ચાર્ચા વિષે બોલ્યો જેમાં બધી વાતો ઉઘાડી પાડવામાં આવી હતી...

"હું આશા રાખું છું કે **મ.મ.** આપણી ચર્ચા પરથી ઘટિત નિષ્કર્ષો કાઢશે, પોતાની ભૂલોનો સ્વીકાર કરશે અને પોતાની જાતને ફરીથી વ્યવસ્થિત કરશે..."

તેણે પોતાનો ઉદાસ, પીળો ચહેરો મારી દિશામાં ફેરવ્યો.

"તમે બોલવા ઇચ્છો છો?"

હા, હું ઇચ્છતી હતી.

વિચિત્ર વાત હતી, હું જાણતી હતી કે મારે બોલવું પડશે પણ હું તેના માટે બિલકુલ તૈયાર નહોતી. ગમે તેમ તેનાથી કંઈફેર બડવાનો નહોતો. હું કદાચ કહી શકતી હતી કે પરિણામો પર કશાંનો પ્રભાવ પડવાનો નહોતો. શ્રોતાગણે આતુરતાપૂર્વક મારી તરફ જોયું, તેમનાં હોઠ બટવા જેવાં થઈ ગયાં હતાં, હું પેલાં હોઠો પર તૈયાર સ્મિતો અત્યારથી જ જોઈ શકતી હતી જે તેઓ જો હું અર. જી.નો સ્વીકારી કરી લઉં તો મારી પર રેલાવશે. પણ હું શું કરી શકતી હતી? મારી પાસે કોઈ વિકલ્પ જ નહોતો.

"ના," મેં કહ્યું. "હું મારી ભૂલો સ્વીકારવાનો ઇનકાર કરું છું કારણ કે મેં કોઈ ભૂલ કરી જ નહોતી. હું સાચી છું. મને થાંભલે થાંભલે બાંધી બાળી નાંખો પણ હું બીજી કોઈ રીતે કરી શકીશ નહીં."

"કોઈપણ તમને બાળી નાંખવાનો ઇરાદો નથી રાખતું," ઠિંગુજીએ ગાંભીર્યયુક્ત દુ:ખસભર સ્વરે કહ્યું.

"ભલે. મેં કંઈક ખોટી વાત કહી દીધી. તમે મારી સાથે જે કંઈ કરવા ઈચ્છો તે કરો..."

હું વધારે કંઈપણ ન કહી શકી અને બેસી પડી. મારા હૈયામાં કંઈક વલોવાઈ રહ્યું હતું. તે જોર જોરથી હાંફી રહ્યું હતું, પોમ્પાઉસની જેમ. તે ખુરશી પર લટકેલું હતું. પેલાં બધાં હૃદયનાં વિવરો, કર્ણિકાઓ... હાર્ટ એટેકનું કારખાનું, મેં વિચાર્યું. ના, કેવી વાહિયાત વાત, ના હું તેમને મને હાર્ટએટેક તરફ નહીં ધકેલવા દઉં. "જ્યાં સુધી તારી વાત છે," મેં મારાં દિલને કહ્યું, "તું ચૂપ રહે અને તારાં સ્થાન યાદ રાખ."

એ સમયે તેમણે ઘોંઘટ કરવાનું શરૂ કર્યું. તે જાણે ભયંકર ગાજવીજભર્યા વાજવાઝોડાંમાં ગરજતાં વાદળાંની જેમ આવી ચડયો. જાણે અસંખ્ય જેટ વિમાનોનો ધમ ધમ અવાજ ગૂંજી રહ્યો હતો. અને હવે બધું જ દાયેરનાં ધીમે ધીમે ચડતા સૂર ભર્યાં, વરુ જેવાં આક્રંદ વડે ડૂબી ગયું. તે મારાં માટે અત્યંત વધારે પડતું હતું. આક્રંદ મને મારી રહ્યો હતો, લગભગ શારીરિક રીતે. ખુરશીઓ પરથી લથડિયાં ખાતી, લાકડાની ફર્શ પર લપસતી, ફિક્સતાં છોડવાંઓ પરથી કૂદતી હું બારણા સુધી પહોંચીને બહાર નીકળી ગઈ.

જેવું મેં બહાર નીકળી તે બંધ કર્યું. તેવી જ હું આઝાદ હતી. આક્રંદ બંધ થઈ ગયેલાં બારણા પાછળ દબાઈ ગયું હતું. મારી આંખો બળતી હતી. આંસુ, જાણે મેં પૂરતું ભોગવ્યું નહોતું તેમ ધસી રહ્યાં હતાં! હું પેલી તિરસ્કારપાત્ર સ્ત્રી નબળાઈને ધિક્કારતી હતી. હું ધરતી પરની દરેકે દરેક પ્રવાહી વસ્તુ આંસુ, લીંટ, લાળ, એ બધાંને ધિક્કારતી હતી. ધિક્કારે મને મજબૂત બનાવી હતી. જ્યારે હું આગલાં પ્રવેશદ્વાર નજીક પહોંચી ત્યારે ભગવાનનો પાડકે હું શાંત થઈ ગઈ હતી. મારાં ત્રણ મિત્રો બ્લેક, ગાઉન્ટ અને બાલ્ડ બહાર ઊભાં હતાં. તો છેવટે તેઓ આવ્યાં જ હતાં.

"હા તો કેવી હતી ચર્ચા?" તેમણે એક અવાજે પૂછ્યું.

"ઠીક હતી," મેં કહ્યું.

"શું તે ભયજનક હતી?" બાલ્ડે સહાનુભૂતિપૂર્વક પૂછ્યું.

"ઠીક ઠીક પ્રમાણમાં ભયજનક."

"કહેવાય છે તેમ, બધાંને માટે એક અને એકની વિરુદ્ધ બધાં," ગાઉન્ટે કહ્યું.

બ્લેક હસ્યો. બાલ્ડે ઈશારા વડે તેને રોક્યો.

"સૌથી મહત્ત્વપૂર્ણ વાત એ છે કે અધ્યક્ષ કેવો પેંતરો રચે છે?"

"સ્વાભાવિક પેંતરો," મેં જવાબ આપ્યો. "પણ તે જીવાત્મામાંનાં બાળ સમાજ લાગતો હતો."

અને આમ મારી નવી જિંદગી શરૂ થઈ. હું નિષ્ફળતાનાં હાથોમાં ઘેરાયેલી હતી. થોડાં જ સમયમાં હું તેનાથી ટેવાઈ ગઈ. જાણે હંમેશાં એમ જ ચાલતું આવી રહ્યું હોય.

મુખ્ય વાત એ હતી કે પહેલાં વસ્તુઓ હંમેશાં જુદી રીતે હતી. જ્યાં સુધી મને યાદ છે ત્યાં સુધી હું હંમેશાં સફળતાની સાથે સાથે કદમ મિલાવીને ચાલતી હતી. તે સફળતા દરેક સ્થાયી સમિતિમાં મને દોરી ગઈ હતી, દરેક આઠમી માર્ચે મારાં વિષે ભાષણો કરાવતી હતી. સ્વાભાવિકપણે: સ્ત્રી વૈજ્ઞાનિક, પ્રકાશિત પુસ્તકોની લેખિકા, જે બીજી ભાષાઓમાં પણ અનુવાદિત થયાં હતાં, વગેરે વગેરે. હું સફળતાથી બિલકુલ એવી રીતે ટેવાઈ ગઈ હતી કે જાણે તે સાવ સ્વાભાવિક જ ન હોય. છેવટે એ સાબિત થયું કે તે એમ નહોતું.

કદાચ જે બેદરકારીપૂર્વક, ઉદાસીનતાપૂર્વક મેં સફળતાને સ્વીકારી લીધી હતી તે જ હવે નિષ્ફળતા માટે કારણભૂત બની ગઈ હતી. એક લેખક, કદાચ દસ્તાયેવ્સ્કીએ કહ્યું હતું કે તે માણસનું અસ્તિત્વ હસ્તી ધરાવનાર છે જે દરેકે દરેક વસ્તુથી ટેવાઈ જાય છે અને આ જ તેની સર્વોત્તમ વ્યાખ્યા છે. આ પ્રમાણે તો લોકો રોગ, દુઃખ અને ગુલામીથી ટેવાયેલાં બની જાય છે.

મારું નામ જાણીતું થઈ ગયું હતું, પછી નિંદાનો ગાળો આવ્યો. લોકોએ ફરીથી ને ફરીથી તે વિષે કહ્યું, તેને યાદ કર્યો, ડઝનો સભાઓમાં તેને વખોડયું હતું. હું **ટ્રીટનેન્ટ** નિર્દય પ્રક્રિયામાં સપડાઈ ગઈ હતી. દરેકે દરેક વસ્તુ સંગીતની જેમ પહેલેથી જ દેખાઈ આવતી હતી, છપાઈ જતી હતી, તેનાં પર હસ્તાક્ષરો થઈ જતાં હતાં. અહીં તાદૃશ્ય સ્વરૂપ સાથેનાં વ્યક્તિગત અને વિશેષ **ર. નિ.** ન માત્ર ટેવ દ્વારા પણ એક રૂઢ આચારની જેમ છવાયેલાં હતાં.

પહેલાં એ રૂઢાચારો મારાથી કંઈક બહારની તરફ હતાં; સફળતામાં રાચતાં મેં તેમને તેમાં વધારે પડતો રસ લીધા વિના અને તે બધું શું હતું અને કોણ સાચું હતું તેની પરવા કર્યા વિના જોયાં હતાં: કોઈપણ રીતે હું ખાસી એવી વ્યસ્ત હતી. હવે મારી પાસે તે આખી ઘટનાને એકદમ અંદરથી જ ધ્યાનથી જોવા માટે પૂરતી તક હતી. મને સૌથી વધુ

લાભદાયક સ્થિતિએથી—ઘટનાનો ભોગ બનેલ વ્યક્તિનાં દૃષ્ટિબિંદુએથી શોધનની ઘટનાનું અધ્યયન કરવાની તક આપવામાં આવી હતી. ઠીક પણ તેનું શું? હું એમ તો નહીં કહી શકું કે તે આનંદદાયક હતી પણ ગમે તેમ હોવા છતાં પણ તેણે મને એક પ્રકારનો માનસિક સતોષ આપ્યો હતો. વૈજ્ઞાનિક કાર્યકરની અવિનાશી ટેવ: દરેકે દરેક વસ્તુમાં તાર્કિક ઘટનાક્રમ જોવા મથવું, ફરી ફરીને થનારાં વિશિષ્ટ લક્ષણો જોવા મથવું. સ્પષ્ટપણે હું મરણ પથારી પર પણ એ જ પ્રમાણે કરીશ.

નિરીક્ષણ કરતાં, યાદ કરતાં, સરખામણી કરતાં હું નીચે પ્રમાણેનાં આદર્શની વ્યાખ્યા કરવામાં સફળ બની.

શોધનનાં કોઈપણ કેસની પાછળ (તેનાં જે કોઈ માપદંડ કે મહત્ત્વ હોય) કોઈકનો વ્યક્તિગત રસ નિહિત છે. આપણે એમ જ કહીએ, કોઈક વ્યક્તિ એક જગ્યાને સાફ કરવા અને બીજાં કોઈ પોતાનાં પરિચિત સ્ત્રી કે પુરુષને મૂકવા ઇચ્છે છે; બીજો કોઈપણ જોગેભોગે તાત્ત્વિક પંડિત બનવા ઇચ્છે છે; અને ત્રીજો તેની લથડાતી સત્તાને ટેકો આપવા માટે તલપે છે, વગેરે વગેરે. શોધનનાં આધાર પર કદાચ વ્યક્તિગત નહીં પણ સામૂહિક લાભ પણ છુપાયેલો હોઈ શકે છે. શોધન ઘટનાનાં વિકાસ અને તેની દિશામાં લાભની સાંકળતી કડીઓ ભાગ્યે જ સ્પષ્ટપણે જણાઈ આવે હોય છે પણ તે તરકટી અને સામાન્ય તર્કનાં વિષયની બહારની હોય છે.

એક વખત તે શોધન ઘટના શરૂ થઈ ગઈ, તો તે પછી શાખાઓની પ્રક્રિયા તરીકે વિકસે છે. સૌથી પહેલાં કોઈક કાર્યની (લેખ, પુસ્તક, જવાની નિવેદન) નિંદા કરવામાં આવે છે અને પછી ઠરાવમાં સમાવી લેવામાં આવે છે. (ક્યાં પ્રકારનાં દસ્તાવેજ પર છે તેની સાથે કોઈ સંબંધ નથી). શોધન ઘટનાની પ્રક્રિયાનો આ મુખ્ય રસ્તો (કે સાધન) છે. પાછળથી તે વૃક્ષની જેમ શાખાઓમાં ફૂટાવાનું કે નદીનું મુખત્રિકોણ બનવાનું શરૂ કરે છે. જો શોધન ઘટના સમય સર શરૂ થાય તો તેનાં અનુસંધાનમાં વૃક્ષનું શાખાઓમાં ફંટાવું અને નદીનું મુખત્રિકોણ બનવું એ બંને દૃષ્ટોતો અચોક્કસ છે; પણ આ દૃષ્ટાંતો જો આ અચોક્કસતાને ધ્યાનમાં રાખવામાં આવે તો સ્વીકારણીય છે.

અને આમ શોધન ઘટના જુદા જુદાં ફાંટાઓમાં ફૂટાઈ જાય છે. ત્યારબાદ આવે છે પ્રક્રિયા જેના દ્વારા ઠરાવો વધવા લાગે છે. દરેક નાનાં, ઉપઠરાવોમાં નિંદાની વ્યખ્યા મૂળભૂત અને માતૃવંશી જેવી પ્રતિધ્વનિત થાય છે. અને સંભવ તેટલી શબ્દશ: રીતે, જેના પછી

સંભવિત ફેરફારો આવે છે પણ માત્ર મર્યાદિત સીમાઓની અંદર જ. ટૂંકમાં આર. જી.ની ચોકસાઈ મુખ્ય માર્ગથી અંતરની સાથે સાથે ઘટતી જાય છે. દૂર દૂરની શાખાઓ પર સામાન્ય રીતે ઉત્પાત જોવા મળે છે. કેટલીક વખત અત્યંત જંગલી ક્રૂર શાખાઓ વધી જાય છે, જેવી કે "તેમનાં ચમત્કારિક બનાવોનું જોર વધ્યે જાય છે, જંગલનાં ભૂતો ભટકી રહ્યાં છે."

ઘણાં નાનાં નાનાં ફાંટાઓમાં ફંટાતાં શોધન થોડા સમય પછી શાંત પડી જવાનું વલણ સ્પષ્ટપણે બતાવે છે. કેટલાંક અપવાદોને બાજુ પર મૂકતાં હકીકતમાં અવારનવાર આવું જ બને છે: શોધન ઘટના નવી અને હાલમાં જ અસ્તિત્વમાં આવેલી છાયામાં મ્લાન થઈ જાય છે (જુદાં જુદાં જૂથોની વચ્ચે આંતર-વર્ગ સંઘર્ષની શક્યતા છે). ઘણીવાર નબળી શોધન ઘટનાની રચના એક પ્રકારનો જોમભર્યો આવેગ પ્રાપ્ત કરે છે અને નવેસરથી શરૂ કરાયેલ જોશ અને ઉત્સાહભેર કામ કરવાનું શરૂ કરે છે. બીજું મોજું ઊઠે છે; તે ઘણીવાર પહેલાંનાં કરતાં વધારે ઊંચે ઊઠે છે. કોઈ ઘટનાનો ભોગ બનેલી નવી વ્યકિઓ ઉદ્દેશો પ્રક્રિયામાં ઢસડાઈ જાય છે, વિશેષ કરીને પેલી વ્યક્તિઓ જેમણે પહેલાં માજાંનો વિરોધ કર્યો હતો કે પછી બિલકુલ ઉત્સાહ વિના તેને મદદ કરી હતી. બહુ ઓછાં પ્રસંગો પર એક પ્રકારની સ્ફુરિત પ્રક્રિયા. આકાર લે છે, જે નિયમિતપણે લગભગ અભિન્ન શક્તિનાં મોજાંઓને પેદા કરે છે.

દરેકે દરેક મોજું કેટલીક વખત એક, કેટલીક વખત કે પછી વધારે લોકો દ્વારા સામાન્યપણે જોડાયેલું હોય છે, જેઓને હાર્ટએટેક હોય છે. પ્રક્રિયાની કેંદ્રિતતાને આડકતરી રીતે હાર્ટએટેકની સંખ્યા દ્વારા માપવી સંભવ છે. એ ધ્યાનપૂર્વક બારીકાઈથી જોવું જોઈએ કે ન માત્ર ઘટનાનો ભોગ બનેલ વ્યક્તિઓ (ઉદ્દેશો) જ હાર્ટએટેકનાં વલણવાળી છે, પણ તે અગ્રણી લાક્ષણિકતાઓ (વિષયો) પણ છે.

મુખ્ય ઉપરીઓને કોઈપણ ભોગે રસ ધરાવનારાં પક્ષો તરીકે હંમેશાં જુદાં પાડી શકાય નહીં. જે સાચે સાચી રીતે રસ ધરાવનાર છે તે હંમેશાં પડદાની પાછળ ગુપ્ત રહેવાનું પસંદ કરે છે. આ તેમને જરૂરિયાતનાં સમયે આખા મામલાથી હાથ ધોઈ નાંખવામાં મદદ કરે છે. મુખ્ય ઉપરીઓ સાચાં શરૂઆત કરનારાંઓ વિષે ગૂઢપણે બોલે છે: "અમને કહેવામાં આવ્યું હતું," "અમને સલાહ આપવામાં આવી હતી," "આ એક મત છે."

શોધન ઘટનાની જિંદગી અવધિ કેટલાંક મહિનાઓથી લઈને ત્રણ વર્ષ સુધીની હોય છે, પણ ઘણીવાર તેનાથી વધારે પણ. કેટલીક વખત એવાં પણ બનાવો બને છે કે હુમલાખોર અને અદ્ભૂત પ્રવૃત્તિનાં ગાળા પછી તે કેસો એવી રીતે નાશ પામે છે કે જાણે તે એને બાયોસીસની સ્થિતિમાં હોય. આવાં કેસોનાં શોધનની ઘટનાની વસ્તુઓ ન તો સીધી રીતે ભૂલ ભરેલી ગણાય છે કે ન તો સીધી રીતે સાફ થયેલી ગણાય છે (દલીલ: કેથેલીકો દ્વારા જોવાયેલ છે તે પ્રમાણે પર્ગેટરીમાં આત્માઓ). તેમનો ઉલ્લેખ પ્રત્યક્ષપણે કે અપ્રત્યક્ષપણે કરવો તે સલાહભર્યું નથી. ઘણીવાર એવાં પણ ઉદાહરણો મળે છે જ્યારે શોધન ઘટના વિકાસનું સંપૂર્ણ ચક્ર પૂરું કર્યા વિના જ હિંસક મોતે નાશ પામે છે. તેનાં કારણો ઘણાં હોઈ શકે છે: જોરદાર ફોન, સફળતાપૂર્વક લાદવામાં આવેલી ફરિયાદ, કોઈ વગવાળાં પ્રકાશનમાં પ્રકાશિત થયેલ લેખ.

હું હવે મારાં પોતાનાં શોધન ઘટનાનાં કેસની ઉત્પત્તિ અને વિકાસ બારીકાઈથી તપાસી રહી હતી અને હું સ્વાભાવિકપણે બીજાં બધાંઓનાં કરતાં તેમાં વધારે રસ ધરાવતી હતી. (કહેવામાં આવે છે તે પ્રમાણે, સ્પિરિટમાં સાચવવામાં આવેલાં પેટનાં કૃમિઓ કરતાં કોઈકનાં પોતાનાં જ પેટનાં કૃમિઓ વધારે રસપ્રદ છે).

એ દરમિયાન બનાવો હંમેશનાં એક નિયમ પ્રમાણે વિકસી રહ્યાં હતાં. ચર્ચાનાં દોઢ મહિના પછી તરત ધ્યાનમાં ન આવે તેવું શમન શરૂ થયું, પણ હું તેનાથી બેવકૂફ મૂર્ખ નહોતી બની ગઈ; બધાં જ લક્ષણો પરથી આગળ બીજું મોજું સ્પષ્ટ દેખાતું હતું જે પહેલાં કરતાં વધારે ઊંચા અને જોરદાર હોવાની ખાતરી આપતાં હતાં. નાની નાની પજવણીઓની શરૂઆત થઈ ગઈ: મારી બીજી પ્રયોગશાળા અને ટ્રાન્સફોર્મર ક્રોસ મારી પાસેથી લઈ લેવામાં આવ્યાં; તેમણે વાઈન્ડરની નોકરી પણ ખલાસ કરી નાંખી. તેઓ બંને વિદ્યાર્થીઓ સહિત મારાં મદદનીશોને ક્યારેક એક પાસે તો ક્યારેક બીજાં પાસે મોકલવા લાગ્યા. બધાં જ તર્કથી વિપરીત, નંબર એક જો કે તેણે તેને નહોતું કરતું જોઈતું હતું તે કામ પણ કર્યું હતું. તેમ છતાં માર ખાઈ ગયો. તર્કનાં આવાં ઉલ્લંઘનો અવારનવાર જોવા મળતાં હતાં, વિશેષ કરીને આજુબાજુની શાખાઓમાં; હું તેમનું ફિતૂરો તરીકે વર્ગીકરણ કરું છું.

મારાં ત્રણ મિત્રો બ્લેક, બાલ્ડ અને ગાઉન્ટને એકબીજાંથી વિખૂટાં કરી જુદી જુદી જગ્યાએ મોકલવામાં આવ્યાં. 'પક્ષાપક્ષી' શબ્દ

ઉમ્મારવામાં આવ્યો. કોઈક બીજે ઠેકાણેથી મેં જાણ્યું કે બ્લોન્દને પણ કોઈક જગ્યાએ જવાનો આદેશ આપવામાં આવ્યો હતો—અંતે એમ જણાયું કે તે રેડીએશન લેબોરેટરીમાં કામ કરતો હતો. 'પોટબેલી'એ વ્યવસ્થાપક મંડળને સંબોધિત પશ્ચાતાપભર્યા પત્રમાં તેને મારાંથી વિખૂટો પાડયો હતો. અત્યંત મૂંઝવણ સાથે પત્ર મેળવવામાં આવ્યો હતો; ટૂંકમાં કહેતાં, તેને કોઈ રાજકીય લાભ મળ્યો નહોતો.

તે દરમિયાન હું રજા પર ગઈ નહોતી: ના, કોઈકની ગેરહાજરીમાં ઊઠતાં મોજાં કરતાં વધારે ખરાબ બીજું કશું નથી. ગમે તેમ હોવા છતાં પણ હું કંઈક કરવાનું પૂરું કરવામાં સફળ રહી. મને કે આઈ.પી.નો ઇન્ટરવ્યુ મળી ગયો, જ્યાં તેમણે સદ્‌ભાવ સાથે મૈત્રીપૂર્વક મારી વાત સાંભળી અને આખી હકીકતને ધ્યાનમાં લઈ હાથમાં લેવાનું વચન આપ્યું. જે માણસે વચન આપ્યું હતું તે તરત જ રજા પર જતો રહ્યો અને તેનો ડિયુટી આ કેસથી પૂરતો પરિચિત નહોતો અને ફોન પર ઠંડકપૂર્વક જવાબ આપતો હતો.

મેં **બ્લોન્દને** રેડીએશન લેબોરેટરીમાં કાગળ લખ્યો અને જે મુદ્દો મને સ્પષ્ટ નહોતો તે વિષે પૂછયું. બન્યું એવું કે તે બ્લોન્દને પણ સ્પષ્ટ નહોતો: તેણે અનુકૂળ અને બુદ્ધિમાની ભર્યો જવાબ લખ્યો. તે દરમિયાન પ્રયોગ આશા માટે કોઈક પાકો આધાર આપી રહ્યો હતો... કેટલીક વખત હું મારાં પ્રયોગનાં ઉપકરણોમાં બધું જ ભૂલી જવામાં સફળ રહેતી હતી.

તોફાન ચાલુ રહ્યું. મારો લેખ એકાએક પ્રકાશિત થઈ ગયો જે એક વર્ષ કરતાં પણ વધારે સમયથી સામાજિક વિભાગમાં શંકા હેઠળ પડયો રહ્યો હતો: અત્યંત વિવાદાસ્પદ... અને હવે, બાપરે ચમત્કાર, તે છપાઈ ગયો હતો. દેખીતી રીતે સંપાદકીય નજરચૂકને કારણે. અત્યાર સુધી કોઈ તેનો ભોગ બન્યું નહોતું. તે અતિ પીડાદાયી હતું, મારી સાંસર્ગિકતાનો વધતો સાક્ષાત્કાર. મારી આસપાસના વાતાવરણમાં પ્લેગનો ઉપ વ થયેલો હતો. મેં મારો લેખ ફરીથી વાંચ્યો અને તે કંટાળાભર્યો અને શિરજોર લાગ્યો...

આસપાસની પરિસ્થિતિનું સ્મિતો વિહોણી દુનિયામાં પરિવર્તન તેની પરાકાષ્ઠાની નજીક પહોંચી રહ્યું હતું. સ્ટ્રીમલાઈન્દ અને બીજાં કેટલાંકે માત્ર એમ જ મને અભિવાદન કરવાનું બંધ કરી દીધું.

મેં આ માટે નાપસંદગી બતાવવા કોઈ હુરિયો ન બોલાવ્યો, પણ

તેમનાંથી સ્વતંત્રપણે ઉદાસીનતાભરી ધાસ્તીએ મારાં દિલમાં ઘર કરી લીધું. ઘરમાં પણ નીચા દીવા હેઠળ તે મને એકલી છોડતી નહોતી. મારી નિરાશામાં હું શ્રુહેલબેક્કેરની ડાયરી ખેંચી લેતી અને તેમાંથી છેલ્લાં બચેલાં ટીપાં પણ નિચોડી લેતી હોઉં તેમ ફરી ને ફરીને વાંચતી હતી.

> "૫મી મે. ચાલી રહેલી લડાઈમાં રમૂજી અને રકતવિકોણાં સાધનો: આઈલેન્ડે ડેન્માર્કનાં કિનારા પર જહાજ ગુમાવ્યું અને દેન્સે તે લૂંટી લીધું. આઈલેન્ડનાં લોકો આનાથી એટલાં જુસ્સે ભરાઈ ગયાં કે આઈલેન્ડની દરેક દરેક વ્યક્તિને પ્રશંસામાં ડેન્માર્કનાં રાજા વિષે જોમભર્યું ગીત બોલવાની સૂચના આપવામાં આવી હતી..."

ટૂંકમાં હું દિવસો વીતાવતી રહી પણ સમય પસાર થતો ગયો. ઇન્સ્ટીટયુટમાં તે નજીવી, અસ્વસ્થ કરી મૂકનારીઓ ચિંતાઓથી થોડી અસ્થિરતા પ્રાપ્ત કરતો હતો. તેની સાથે સાથે સંપૂર્ણપણે જુદાં જ પ્રકારનાં ક્રમ પર ઉનાળો વીતી ગયો; શહેરથી ઘેરાયેલો પણ તેમ છતાં હજી પ્રભાવશાળી એવો તે ખીલ્યો, પરિપક્વ થયો, ખરી પડવા તૈયાર થઈ ગયો હતો અને પોતાની સાંજો, વરસાદ અને તેની સાડેયથી મારાં દિલનાં તાર ખેંચી રહ્યો હતો તથા હું જે કામ પૂરું કરવામાં નિષ્ફળ થઈ ગઈ હતી કે જેની પાછળ મેં વખત ગુમાવ્યો હતો તેની યાદ અપાવી રહ્યો હતો... હું **ફસી** સાથે રહેવા ચાલી ગઈ; જ્યારે મારાં પર શોધન ક્રિયા ચાલી રહી હતી ત્યારે તેણે એક દીકરાને જન્મ આપ્યો હતો. જરદાળુ જેવાં ચહેરાવાળો **ટીની** એ જ મોટાં ઉનાળાનાં વાવાઝોડાંનાં અને કબૂતરોનાં જેવાં જ સરીગમ પર રહેતો હતો, અને તેની આંખો પણ તોફાની અને કબૂતર જેવી વાદળી હતી.

પહેલી ચર્ચાસભાનાં બે મહિના પછી બીજી ચર્ચાસભા યોજાઈ. પહેલાંથી ભિન્ન પ્રકારની તે એકમતી હતી. રેડીએશન લેબોરેટરીમાંથી બ્લોન્દ આવ્યો નહોતો; દેખીતી રીતે જ તેને પરવાનગી આપવાનો ઇનકાર કરવામાં આવ્યો હતો. વિદ્યાર્થી નંબર બે એ કંઈપણ ન કહ્યું. મેં પોતે જ તેને કંઈપણ ન બોલવા કહ્યું હતું: પત્ની અને બાળક. બાયોફેનીકનાં કેટલાંક જુવાન અનુસ્નાતકો સાવધાનીપૂર્વક મારી વિરુદ્ધમાં બોલ્યાં. વ્હાઈટગાર્ડ નીચી ગાડેલી નજરે આરોપ મૂકતું ભાષણ કર્યું.

**સ્ટ્રીમલાઈન્ડે** મારી અને તેની પોતાની ભૂલોનો સ્વીકાર કર્યો. દરેકનાં મોંમાંથી જોમભર્યું ગીત.

પોમ્પાઉસે ફરીથી પોતાની ખુરશી પર દડાની જેમ ઊછળકૂદ કરી, **દાયરેએ** ફરીથી જાદુગરની જેમ ચિત્કારભર્યાં ચાકંદો કર્યાં, પણ તે બધું પહેલી વારનાં કરતાં વધારે ક્ષુદ્રતાભર્યું અને કંટાળાદેય હતું. હવે હું છત પર ચાલી રહી નહોતી. ફરીથી મને મારી ભૂલોને સ્વીકારવા બોલાવવામાં આવી અને ફરીથી મેં તેમ ન કર્યું. હું શાંત હતી અને હકીકતોને પુરાવા તરીકે ટાંકી પણ તે બહેરાં કાનો પર જઈ અપડાઈ; કોઈએ પણ મારી એક વાત ન સાંભળી. બધામાં સૌથી વધુ ખરાબ એ હતું કે હું મારી પોતાની જાતને જ સાંભળતી નહોતી. મારી આંતરિક જાગરૂકતા હવે પહેલાંની જેમ અખંડિત રહી નહોતી જાણે એમ લાગતું હતું કે મારી સત્યતા ઓછી થઈ ગઈ હતી અને તેમાં તિરાડ પડી ગઈ હતી.

હા, તે લોકમત એ અત્યંત ભયંકર વસ્તુ છે. પછી ભલે ને જો તે જબરદસ્તીથી અપાવવામાં આવ્યો હોય કે પછી ઉશ્કેરાયેલો હોય; તો પણ જ્યારે તે દરેકે દરેક વ્યક્તિને એકની વિરુદ્ધમાં વાળી લે છે ત્યારે તે વ્યક્તિને પોતાને યોગ્ય સાચી સ્થિતિમાં અનુભવું અત્યંત કપરું અને મુશ્કેલ લાગે છે.

બીજી ચર્ચાસભા પછી સંપૂર્ણપણે ભાંગી પડેલી હું સવારે ઈન્સ્ટીટયુટમાં આવીને ટેલીફોન પાસે બેસી પડી. મારે કે.આઈ.પી.ને ફોન કરવાનો હતો. મેં રિસીવર હાથમાં ઉપાડયું—તેમાં કોઈક પ્રકારની વાતચીત ચાલી રહી હતી. ઈન્સ્ટીટયુટનો ચીઢ ચઢે તેવો સંસર્ગ વ્યવહાર, સંપર્કો હંમેશાં ક્યાંકને ક્યાંક અટકાઈ પડે છે. કેટલીક વખત તો હું ટેલીફોનને જાણે તે જીવંત વ્યક્તિ હોય તેમ તિરસ્કારતી હતી. હું રિસીવર પાછુ મૂકવા ઇચ્છતી હતી પણ મેં અવાજ ચોપળી લીધો અને સાંભળ્યું. **સ્ટ્રીમલાઈન્ડ** અને ગાઉન્ટ વાતચીત કરી રહ્યાં હતાં. કદાચ મારાં વડવાઓ મને માફ કરી દે, પણ હું વચ્ચેથી તેમની વાતચીત સાંભળવા લાગી:

**સ્ટ્રીમલાઈન્ડ**: ગમે તેમ હોય પણ ગઈકાલની ચર્ચા એકમતી સાથે પૂરી થઈ.

**ગાઉન્ટ**: જ્યારે ભાડૂતી આત્માઓ હોય છે ત્યારે તેમને એકમત કરવાં અત્યંત સહેલુંસટ કામ છે.

**સ્ટ્રીમલાઈન્ડ**: લોકમતનો ઓછામાં ઓછો નજીવો પણ આદર કરવાથી તને કોઈ નુકસાન નહીં થાય.

**ગાઉન્ટ**: તમે ક્યારેય માછલાંઓનાં ઝુંડને કોઈ રહસ્યપૂર્ણ સંકેત મળતાં આજ્ઞાધીનતામાં એકાએક ગોળ ફરતાં જોયું છે? તમારા માટે લોકમતનો આદર્શ નમૂનો એ છે.

સ્ટ્રીમલાઈન્ડ: તેમાં શંકા નથી કે માછલાંને આ સર્મથતા ઉપયોગી લાગે છે.

**ગાઉન્ટ**: ગમે તેમ પણ માછલીને ને ઉપયોગી છે તે બધી જ વસ્તુઓ માનવ જાતને માટે ઉપયોગી નથી હોતી.

મેં રિસીવર મૂકી દીધું. કોઈક વાત. માછલીઓનું ઝુંડ. ગાઉન્ટ સાચો હતો પણ તેનાથી મારું કોઈ કામ સરળ ન થયું.

થોડી મિનિટો પછી હું કે.આઈ.પી. સાથે સંપર્ક કરી શકી. મુખ્ય વડાનો ડિપુટી જેણે મને વચન આપ્યું હતું તે રજા પર જતો રહ્યો હતો અને બીજું કોઈ મારાં કેસ વિષે કંઈ પણ જાણતું નહોતું. ઓહ, ભલે કોઈપણ રીતે હું આગળ કામ ચલાવી લઈશ.

સૂચક લક્ષણોની સંખ્યા પરથી અનુમાન લગાવતાં હજી એક બીજું, ત્રીજું અને નિર્ણાયત્મક મોજું આવવાનું હતું. આ મોજાં પહેલાંનું શમન અત્યંત પીડાદાયી હતું; કોઈક કોઈક વાર તો કેવળ શ્વાસ લેવો પણ અસંભવ. બની જતો હતો. જો માત્ર હું શેની આશા રાખવી ને જાણતી હોત તો. તે હતી મુસીબત—હું તે જાણતી નહોતી. હું વાસ્તવિકપણે કોઈપણ વસ્તુ પોતાના હાથમાં લઈ શકતી હતી.

માહિતી ઊણપ કાયરોને પોષે છે. સમગ્રપણે જોતાં માણસ એટલો કાયર કરપોક નથી, જો તે પરિસ્થિતિ જાણતો હોય તો ભય સામે બહાદુરી પૂર્વક લડે છે. પણ તે અપરિચિતની ખાઈ સામે પંગુ બની જાય છે. અપરિચિત દ્વારા સુનાવણી જૂની અને સુચકાસિત પદ્ધતિ છે. શરીરને બિલકુલ હાનિરહિત રાખતાં તે આત્માને સાવ ખેદાનમેદાન કરી નાંખે છે. મારો આત્મા તેનાં આત્મિક સંઘર્ષમાં પહેલાં જ ઝોલાં ખાતો હતો અને બિલકુલ પડી જવાની તૈયારીમાં હતો.

વળી વધારામાં મારી પાસે વાંચવા માટે કશું જ નહોતું. મેં ડાયરી **ગાઉન્ટને** વાંચવા આપી હતી જેણે તે ખડતલ કૂતરાંનાં ખાઉધરોપણાંની જેમ મારી પાસેથી ઝૂંટવી લીધી હતી, કોઈપણ નવી પુષ્ટિ મારા રસ્તામાં આવી નહોતી અને મારાં સ્વપ્નોને ખુલ્લી લગામ આપી દેવામાં આવી હતી. હું ઘાણું કરીને શિકારનો ભોગ બનેલ પક્ષીઓનાં સ્વપ્નાં જોતી હતી. તેઓ 'ટરરર' 'ટરરર' ચિચિયારીઓ મારતાં હતાં, પોતાની પાંખો

ફફડાવતાં હતાં અને લાશની આસપાસ ટોળે વળી રહ્યાં હતાં: તેમનાંમાં વિશેષ કરીને સહેજે નજરે પડે તેવું એક હતું, જે બીજાં બધાં કરતાં મોટું, પોતાની ડાબી બાજુ હંમેશાં મારી તરફ વાળેલું, અધઘસડાતી ઊંડો ફટકો લાગેલી પાંખોવાળું અને લક્ષ્ય તાકેલી, ગોળગોળ નારંગી આંખોવાળું હતું. અને લક્ષ્ય સાધેલી ચાંચવાળું. તેની ચાંચમાંથી હંમેશાં શબનાં ટૂકડાં લટકતાં નજરે પડતાં હતાં અને એ શબ મારું હતું. 'ટરરર'નો સ્પષ્ટપણે અર્થ થતો હતો "બદલો" આ સ્વપ્નાંઓની સીધે સીધી સાંકેતિકતાએ મને સાવ ગાંડી કરી મૂકી હતી, જે શતાબ્દીની શરૂઆતમાંથી ક્યાંકથી ચાલી આવતી હતી, આખો દિવસ મને પીડવતી હતી.

ગમે તેમ પણ મુખ્ય અનિષ્ટ બાહરી નહોતું પણ આંતરિક હતું અને તે પણ મારી પોતાની અંદર જ સમાવિષ્ટ હતું. મારી હતી તેવી કપરી દશામાં બધામાં સૌથી મુશ્કેલ વસ્તુ છે એકનાં સત્ય માટે એકની અંદર જ વળગેલાં રહેવું. ગમે તે થાય પણ તમે તમારાં સત્ય પર વળગી રહો. તેઓ તમને ગમે તે કરવા માટે બળજબરી કરે તો પણ તમારે તમારાં સત્ય પર ટકી રહેવું જોઈએ, અણનમ રહેવું જોઈએ. પણ તમે શું કરી શકો છો, જ્યારે સત્ય પોતે જ જુલમભરી સતામણીથી મરી રહ્યું હોય છે, જ્યારે તેનાં રક્ષક માટે સાચાં થવું લગભગ બંધ થઈ જાય છે, જ્યારે વધારે ને વધારે વાર તમે જ પોતાની જાતને એમ પૂછતાં જુઓ છો: "પણ શું થશે જો...?"

ના, મેં મારી ભૂલોનો સ્વીકાર નહોતો કર્યો, તે તો સવાલ બહારની જ વાત હતી; પણ મારી અંદરનું સત્ય જ મરણ શટયા પર હતું.

હું નથી જાણતી કે જો મારાં આ ત્રણ મિત્રો ન હોત તો તે ભયંકર કાળ દરમિયાન મેં શું કર્યું હોત. તેમને મળવું એ જીવનદાયી જળનાં ઘૂંટડાં સમાન હતું.

બ્લેક વિશેષ કરીને ખૂબ સારો હતો: ચાળીસ વર્ષની ઉંમરનો આનંદી ચહેરો એટલો દિલાસો દેનારો લાગતો હતો. ઘણીવાર એ વાતનું આશ્ચર્ય થાય છે કે જ્યારે બાળક ઉંમરલાયક થાય છે ત્યારે તેનું નાનકડાં છોકરાનું આકર્ષણ કયાં જતું રહે છે. બ્લેક તરફ જોતાં હું જોઈ શકતી હતી કે તે ક્યાંય જતું રહ્યું નથી પણ હજી સુધી બિલકુલ ત્યાં જ છે. બ્લેક પેલાં બધાં લોકોમાંથી, કદાચ દસ હજાર લોકોમાંથી એક હતો જે મોટો થઈ ગયો અને તેય આટલી ઉંમરે પણ પોતાનું સાલસ, આનંદભર્યું આકર્ષણ ગુમાવ્યા વિના.

**બ્લેકનો** લાંબો પાતળો, ઘેરો અને તેમ છતાં પણ સુરખીદાર ચહેરો, તેનાં પાતળાં હાથ અને ગુલાબી મોંમાંનો દાંતનો આગળ દેખાતો સોનેરી ભાગ સુદ્ધાં પણ કંઈક અત્યંત ભોળપણભરી અને નિખાલસ લુચ્ચાઈનાં ભાવ પ્રગટ કરતાં હતાં. તે તરફ, પેલાં ચહેરા તરફ જોયું મને કેટલું ગમતું હતું! **બ્લેકની** અહાનુભૂતિ હૂંફાળા સ્નાન જેટલી જ આનંદદાયક હતી. જ્યારે તે બોલતો ત્યારે પોતાની પાતળી, હૂંફાળી આંગળીઓ વડે પોતાનાં સંવાદમાં ભાગ લેનારનાં હાથને સ્પર્શતો હતો.

"તમે જાણો છો, **મ.મ.**," એકવખત બ્લેકે મને પોતાનાં નાદાન તોફાની સ્મિત સાથે કહ્યું, "છેવટે તો તેમાં કંઈક તથ્ય હોઈ શકે છે... પશ્ચાતાપનાં જેવાં કંઈકમાં..."

"તમે શું કહી રહ્યાં છો!" હું ક્રોધાવેશમાં આવી ગઈ. "શા માટે, તમે જાણો છો..."

"હિસસસ," બ્લેકે કહ્યું અને પોતાની આંગળીઓ વડે મને સ્પર્શ્યાં.

"તમે મને ભૂલ કબૂલ કરવા માટે સમજાવો છો? તમે? મારાં મિત્ર?

"થોડો થોડો, મર્યાદાની શિષ્ટાચારની સીમાઓની અંદર. કોઈ એવે સંતોષકારક સ્વીકારવા લાયક નિયમ ઘડી કાઢો જેથી કરીને તે લોકો તમને એકલાં છોડી દે. અને પછી તમારું કામ આગળ ધપાવો, બેશક, તમારી પોતાની રીતે, મુખ્ય સિદ્ધાંતોથી અલગ થયાં વિના. તેને કોઈક બીજું નામ આવીને બોલાવો... લોકોને અને તમારી નોકરીને બચાવો. વધારે અનુકૂળ સમય માટે રાહ જુઓ. હંઅ...?" અને ફરીથી બ્લેક મારાં હાથને પોતાની સાંકડી, હૂંફાળી આંગળીઓ વડે સ્પર્શ્યો.

"ના, પડતું મૂકી દેવું," તેમની હૂંફનો પ્રતિકાર કરતાં મેં કહ્યું, "એ રસ્તો સંભવ છે કદાચ અને તે સમજદારીભર્યો પણ છે, પરંતુ તે મારા માટે નહીં. દરેકને પોતાનાં સિદ્ધાંતો હોય છે."

"હું તેને તે રીતે મૂકી રહ્યો છું કારણ કે તમે... તમે મારાં માટે કંઈક મહત્ત્વ ધરાવો છો."

"હું જાણું છું તેના માટે આભાર. તમે મારું ભલું ઈચ્છો છો. આખી સમસ્યા છે "ભલાં"નો અર્થ શું છે. તમે એનો અર્થ કલ્યાણ, હિત લો છો."

"અને તમે?"

"એકદમ ટોચ ઉપર આવે છે તેનાં કરતાં વધારે."

"હા, પણ જો તમે શક્તિશાળી સત્તાની વિરુદ્ધમાં ઉપર છો તો? તમે બિલકુલ એમ જ ટોચ પર નહીં આવી શકો. જેનો અર્થ છે તમારે એક બાજુ પર હુમલો કરવા માટેની હિલચાલ તૈયાર કરવી જ પડશે. તે દરમિયાન..."

"મારું માથું વઢાઈ જાય તે વધારે સારું રહેશે."

"હંમેશાં, હું, હું. તમે કદાપિ બીજાંઓનો વિચાર કર્યો છે? છેવટે તો તમારી પાછળ પણ લોકો છે."

"દંભી યુક્તિ. મેં દરેક વિષે વિચાર્યું હતું કદાચ હું જન્મી હતી તે પહેલાં જ. તમે જાણો છો હું તે વાત કંઈક વધારે પડતી ક્રૂરતાપૂર્વક એટલે કે નાટકીયપણે રજૂ કરવા જઈ રહી છું. એકંદરે બે રસ્તાઓ છે: ગેલીલિઓનો અને ગીઓર્દાનો બ્રુનોના. પહેલાંઓ પોતાનો મત પાછો ખેંચી લીધો અને કામ કરવાનું ચાલુ રાખ્યું, બીજો થાંભલે બાંધીને બાળી નાંખવા જેટલો મૂરખ હતો. પહેલો રસ્તો સ્પષ્ટપણે વધારે સમજદારીભર્યો હતો, પણ..."

"ગેલીલીઓ, ગીઓર્દાનો બ્રુનો!" બ્લેકે કટાક્ષપૂર્વક કહ્યું. "ભલે ઠીક છે, ખરેખર..."

"બકવાસ બંધ કરો!" હું બરાડી ઊઠી. "તમે એમ વિચારવા જેટલાં મૂરખ તો નથી જ કે હું મારી જાતને તેમની બરાબરીમાં મૂકી રહી છું, કેમ ખરું ને? આપણે બધાં વામણાં જીવોની તેમની સાથે તુલના કરવામાં આવે છે. પણ દરેક વામણા જીવની પોતાની આનંદભર્યા વિજયની હોળી હોય છે..."

"તેમ છતાં તમારામાં ઘણી બધી ભાવનાપ્રધાનતા છે," બ્લેકે લેતી વાત વચ્ચેથી કાપતાં કહ્યું. સૂર્યાસ્તમાં લાલ સઢો. મને માફ કરશો, હું તમારાંથી નાનો છું પણ ઘણીવાર મને તમને સાવ આમ બાળ સમાન જોઈને લાગે છે કે હું મોટો છું..."

અને તે પોતાનું પેલું નિખાલસ, નિષ્કપટ સ્મિતે હસ્યો.

પાછળથી મેં આ વાર્તાલાપ વિષે ઘણો વિચાર કર્યો. નિ:શંકપણે બ્લેક એક રીતે સાચો હતો. પણ મારું સમગ્ર અસ્તિત્વ તેની સાત્યતોના અસ્વીકાર કરતું હતું. હું શું મૂરખ પ્રાણી હતી?

હું બીજાં બધાં કરતાં ગણું વધારે વાર મળી હતી. તેણે વધારે પડતાં હોશિયાર અને ચાલાક થઈને મને નાસીપાસ કરી મૂકી હતી. તેણે સમજ શક્તિ અને ખિન્નતા ઉત્પન્ન કર્યાં હતાં.

"ઉતાવળ ન કરો," તેણે કહ્યું. "તમારાં વાઈન્ડીંગ ખંડમાં જ રહો. તમારે આ જંગને તેની કુદરતી મોતે મરવા દેવો જોઈએ."

"કંઈ કહી શકાય તેમ નથી કે આપણાંમાંથી કોણ પહેલું મરવાનું છે," મેં ચીડપૂર્વક જવાબ આપ્યો.

"બધી જ સંભવિતાઓમાં, જંગ. આ તમારી જેમ નથી. અને એક વાત બરાબર ધ્યાનમાં રાખી લો, આ સમય જુદો છે. આજકાલ કોઈકને મોત તરફ ઘસડી જેવું એ જે કોઈ તેમ કરે તેના માટે કોઈ પ્રતિષ્ઠા વધારે એવું હવે રહ્યું નથી. શોધન ક્રિયાનો વહીવટ કરનારાં લોકોએ હાર્ટએટેક, આત્મહત્યા અને સાવ સાધારણ ફરિયાદો સુદ્ધાંથી બિવાનું શીખી લીધું છે. તેઓ સમજે છે કે કાળનું ચક્ર કોઈપણ ક્ષણે ઊલટું ફરી શકે છે. અને પછી શું? પોતાને એકદમ શિખર પર ઊભેલાં જોનારાં પોતાને એકદમ તળિયે ઊભેલાં જુએ છે. તમે કદી એ વાત ધ્યાનમાં લીધી છે કે કેવી રીતે તેઓ કોઈ દસ્તાવેજ પર હસ્તાક્ષર કરવાનું ટાળે છે? સૂચનાઓ મોઢામોઢથી આપવામાં આવે છે. તેમને જાહેર ભાષણો પણ ગમતાં નથી, તેઓ સાઠગાંઠો રાખવાનો પ્રયામ કરે છે. ઉદાહરણ તરીકે પોમ્પાઉસ. જો કાળનું ચક્ર પલટાયું તો તેઓ ચોક્કસપણે તેનો હોળીનાં નાળિયેર તરીકે ઉપયોગ કરવાનાં છે...

"અને દાયરે? તે પણ સાઠગાંઠિયો છે?"

"ના, તે થોડો વધારે ગૂંચવણભર્યો કેસ છે. તે પોતાની રીતે જ કામ કરે છે. તે વ્યક્તિગત રીતે સ્વતંત્રપણે અને તે પણ સંપૂર્ણ ગંભીરતાપૂર્વક તમને તિરસ્કારે છે."

"શા માટે? ગમે તેમ અમે તો બિલકુલ જુદાં જુદાં ક્ષેત્રોમાં કામ કરીએ છીએ."

"તમે ખરેખર કામ કરો છો. તે મુદ્રાંકનનાં ક્ષેત્રમાં કામ કરે છે. મુદ્રાંકનનો ઉપયોગ નહીં પણ તેમના ઉત્પાદનમાં. તેની પાસે માત્ર તેનો એ એક જ ધંધો છે. આદર્શપણે સુગઠિત કરવામાં આવેલાં સમાજમાં આવાં નિષ્ણાતો એ માણસોની જેમ એટલાં લાંબા વખત સુધી જીવતાં રહી શકે છે જેઓ ખાવાનું બંધ કરી દે છે..."

**ગાઉન્ટ** હોંશિયાર હતો પણ થોડો સમજવામાં મુશ્કેલ હતો. તે કોઈ મોટી ભયંકર ભૂલ કરી ન બેસે તેટલા માટે આપો વખત તેની સાથે રહેવા માટે તમે તમારી જાત પર કબજો ધરાવતાં હોવાં જોઈએ. કેટલીક વખત તેની સાથે વાતચીત કર્યા પછી હું એટલી દયનીયતા, દુઃખ

અનુભવતી હતી કે હું મારી જાતને ફાંસીએ પણ લટકાવી શકતી હતી. સદ્‌નસીબે તે વસ્તુઓનાં હાસ્યાસ્પદ પાસાં પણ જોઈ શકતો હતો. તે બધું જ કરી શકતો હતો.

બાલ્દ સાથે બધાં કરતાં વધારે સાદું ને સરળ હતું. તે કોઈ સલાહ નહોતો આપતો, વગર મફતની સમજૂતીઓ આપતો નહોતો. પણ કેવળ મારાં માટે દુ:ખ અનુભવતો હતો અને જાણે તે મારો પાળેલો બકરો હોય તેમ મારી સાથે વર્તતો હતો.

"બસ, બસ, હવે બહુ થઈ ગયું. આટલી કડક રીતે તે નલો. અંતમાં બધી જ યોજના વિગતવાર તૈયાર કરવામાં આવશે."

તેની સાથે મારે સાવધ રહેવાની કે દલીલ કરવાની જરૂર પડતી નહોતી. એકવખત હું માત્ર મારું માથું તેનાં ખભા પર ઢાળીને ચોધાર આંસુએ રડી પડી હતી. તેણે મને હળવેથી બાથમાં લીધી અને જ્યારે હું આંસુ વહાવી રહી હતી ત્યારે મારી પીઠ થાબડી મને ટેકો આપ્યો.

"બસ, બસ, મ.મ. તમારે આમ ન કરવું જોઈએ."

"હું જાણું છું મારે ન કરવું જોઈએ," હું ડૂસકાં ભરતાં બબડી. "તમે વિચારો છો કે હું આમ હેતુપૂર્વક કરું છું? ના, હું માત્ર તે રોકી શકતી નથી."

"તો પછી એ સ્થિતિમાં, પેટભીરને રડી લો."

તેનાં ખભા પરથી ભીનાં કપડાંની ગંધ આવતી હતી અને હું પેલાં ખભા પર આરામથી રડી. બાલ્દથી શરમાવાની કોઈ જરૂર નહોતી, આખી વાત આમ હતી.

હું જિંદગી જીવતી રહી, સમય વીતતો ગયો, ઉનાળો પૂરો થવા આવ્યો હતો અને રાત અંધકારભરી થઈ ગઈ હતી. કામકાજની સ્થિતિને ટેવાઈ જવાની પ્રક્રિયાનો પણ અંત આવી રહ્યો હતો. સ્મિતો વિહોણી દુનિયા ચીડકાળની માંદગી કે ગલીનાં શોરબકોરની જેમ જ હંમેશની બની ગઈ હતી. જ્યારે હું ઇન્સ્ટીટ્યુટ પહોંચતી ત્યારે તરત જ ગલિયારામાં સરકી જવાનો અને અદૃશ્યમાન થઈ જવાનો પ્રયત્ન કરતી હતી. મારાં કામમાં નવો વિચાર ફૂટી રહ્યો હતો પણ ધીમે ધીમે, બિલકુલ મન વગરનું બિલકુલ અંધારી કોટરીમાં ફણગાં ફૂટી આવતાં બટાકાની જેમ.

ઘણીવાર હું તદ્દન ખાલી મગજે શૂન્યમનસ્કપણે બેસી રહેતી હતી. હું નબળાં મનની હતી, ખરેખર!

તેમાં વળી વધારામાં મારી નવી જિંદગીનાં પોતાનાં આગવાં આનંદો હતાં. મને સવારે વહેલાં ઊઠવું અને શહેરમાં થઈને ઇન્સ્ટીટયુટ સુધીનાં આખા રસ્તે ચાલતાં જવું ગમતું હતું. વિલંબ વિનાની અને મધ્યમસરની સવાર જાગૃત થઈ જતી હતી, લિનનનાં પડદાં બારીઓ પર લટકી જતાં હતાં, કચરાંની પેટીઓ ખડખડાટ કરતાં હતાં, ઘણાં લોકો, પોતાનાં હિસ્સાનો બોજ ઉપાડીને તેમનાં દરેકને રસ્તે નીકળી પડતાં હતાં. દરેકે દરેક વ્યક્તિ ચાલતી હતી અને સાંખી રહી હતી તથા તેમને જે કંઈ ઉપાડવું જોઈતું હતું તે કોઈપણ જાતની મૂંઝવણ વિના ઉપાડીને લઈ જઈ રહી હતી. સવારમાં શહેર તરફ નજર કરતાં હું એવું કંઈક સમજવા લાગી જે, જ્યારે સફળતા મારી સાથે ત્યારે સમજવું મારાં હાથની બહાર હતું.

એ સફળતા કપટભરી છે. તે કાયમી આવક તો આપે છે પણ સાથે સાથે લૂંટી પણ લે છે. વખત વીતી જાય છે અને એકાએક તમે ભિખારી બની જાવ છો. શું હું એ દશા મારી પાસે પાછી આવે તેમ ઇચ્છતી હતી? ના. હું હવે તે પહેલાં હતી તેવી રીતે કદી નહીં સ્વીકારું.

એક વખત જ્યારે હું ક્લોકરૂમમાં ગઈ ત્યારે બે અનુચરો વચ્ચેની વાતચીત મેં સાંભળી: "હું કોઈપણ વસ્તુઓને ઉપર લટકાવી રાખવાનું પસંદ કરું છું," એકે કહ્યું. "હું તેમને પાછી હાથમાં પકડી રાખવાનું પસંદ કરું છું." બીજાએ કહ્યું. "તેમને પાછી હાથમાં પકડી રાખવી એ વધારે રસપ્રદ છે." અને મેં વિચાર્યું. કયું ખરેખર રીતે વધારે રસપ્રદ છે? કદાચ તેમને પાછી હાથમાં પકડી રાખવી તે જ. મેં પણ પાછી હાથમાં પકડી રાખવાનું જ પસંદ કર્યું હોત. એક પ્રકારનો આનંદ મારાં સમગ્ર અસ્તિત્વ પર છવાઈ ગયો. શેનાથી હું ડરતી હતી? આ દુનિયામાં વિજ્ઞાનને છોડીને ઘણી બધી રસપ્રદ વસ્તુઓ છે.

હું કાઉન્ટર પાસે ગઈ અને જેને વસ્તુઓ ઉપર લટકાવવી પસંદ કરતું હતું તેને મારો કોટ આપ્યો.

"તમે વધારે દૂબળાં દેખાવ છો, તમારો ચહેરા પર ઘોર ઉદાસીનતા જેવું છવાયેલું લાગે છે," તેણે કહ્યું. "કોઈ પ્રકારનું દુ:ખ છે શું?"

"માત્ર થોડો ઝઘડો," મેં કહ્યું.

"તમે બિલકુલ હાર ન સ્વીકારતાં," બીજી અક્કડખોરે કહ્યું. "હું

હંમેશાં એવી જ રહી છું. દુઃખ મારી તરફ આવે છે અને હું તેનાં કદરૂપ થોબડા પર જડબેસલાક થપ્પડ દઉં છું."

"કેવા પ્રકારનું દુઃખ?"

"મારા દીકરાની ધરપકડ કરવામાં આવી છે તે ડ્રાયવર હતો. અને તેણે કોઈકને કચડીને મારી નાંખ્યો. એક માણસ ચાલતો આવતો હતો, ન્યૂટની જેમ પેશાબ કરતો હતો અને સીધો પૈડાં નીચે જતો રહ્યો અને બસ બધું ખલાસ. તેમણે ચુકાદો આપી દીધો કે મારો દીકરો દોષી હતો. તેનાં લોહીમાં દારૂ મળ્યો. તેણે સવારે બીયર પીધો હતો. આ છે મારું દુઃખ."

તે ખરેખરું દુઃખ હતું. મેં શરમ અનુભવી.

"બસ, બસ," "બાલ્દે મને કહ્યું હતું તે પ્રમાણે" મેં તેને કહ્યું.

"ઉદાસ ન થાવ, કદાચ બધાં સારાંવાનાં થઈ જશે."

"હું ભગવાન પાસેથી આશા રાખું છું કે તેમ થાય. હું હવે મારી હિમ્મત એકઠી કરતાં કરતાં થાકી ગઈ છું, હવે જરામાં જરા જેટલી પણ તાકાત નથી."

તે રાત્રે મને ફરીથી વેલાં ગીધો સ્વપ્ન આવ્યું. જાણે ધારી જ લીધું હોય તેમ તેઓ ચડદાંની આસપાસ ગોળગોળ ઝુંડમાં વીંટળાઈને ધૂમરાઈ રહ્યાં હતાં. તેમનાંમાંનું એક ગુલાબી પગો પરનું સૌથી મહત્ત્વપૂર્ણ લાંબા સમયથી કોઈક કારણ સ્તર દૂર જઈ રહ્યું હતું અને મારી તરફ એકચિત, ઉદાસ નજરે તાકી રહ્યું હતું જાણે પોતાના રસ્તામાં મારાં માટે દુઃખ અનુભવી રહ્યું હોય. હું તો પહેલાંની જેમ જ મડદું હતી પણ ગીધ પણ દયાજનક હતું, તેની જોરદારપણે ફટકો લાગેલી જમીન પર ઘસડાતી પાંખ સાવ ખવાઈ ગયેલી, ઠેકઠેકાણેથી કાણાં પડી ગયેલી હોય તેવી લાગતી હતી. અમે નાખુશીપૂર્વક જુદાં પડયાં પણ હું બીજું શું કરી શકતી હતી? મને ટેલીફોન લેવા બોલાવવામાં આવી રહી હતી અને હું જાગી ગઈ.

અને ખરેખર થોડીવારથી ટેલીફોનની ઘંટડી ગુંજી જ રહી હતી. હું તેની પાસે ગઈ પણ ઘણી મોડી પડી હતી—ઘંટડી બંધ થઈ ગઈ હતી. આટલી વહેલી સવારે કોણ ફોન કરી રહ્યું હશે?

મેં એલાર્મ ઘડિયાળ તરફ નજર કરી. સત્યાનાશ જાય! હું બહુ મોડે

સુધી ઊંઘતી રહી હતી. સવા નવ વાગી ગયાં હતાં. નવી યોજના માટે ઘણું બધું હતું! હું ઉતાવળે તૈયાર થઈને પગથિયાં તરફ દોડી. લીફ્ટ ખરાબ થઈ ગઈ હતી. સત્યાનાશ વળે ઘડિયાળ અને લીફ્ટ બંનેનું! વરસાદ પડતો હતો. ગલી છત્રીઓથી ભરેલી હતી. બધાં જ ખાબોચિયાંઓ પર પરપોટાં ઊઠી રહ્યાં હતાં અને ફૂટી રહ્યાં હતાં. એક મોટો, શાનદાર પરપોટો ત્યાં લાંબા લાંબા વખત સુધી રહ્યો પણ અંતમાં તે પણ ફૂટી ગયો. બસ ફૂલોની સુગંધથી ભરેલી હતી. કોઈકનું મોટો ભીનાશવાળો ગુલદસ્તો મારાં ગાલ સાથે દલાયો. લોકો આનંદિત હતાં અને આંચકાને લીધે. મિત્રતાપૂર્વક એકબીજાં સાથે ટકરાઈ રહ્યાં હતાં.

પ્રાચીન ઇન્સ્ટીટ્યુટનાં પ્રવેશદ્વારે ભીનાં ફાનસોએ વડે મારું સ્વાગત કર્યું. દરેક ફાનસની ઉપર ચોમેર નાચતાં કૂદતાં વરસાદનાં ટીપાંઓનું વલય ચળકતું હતું.

**સ્ટ્રીમલાઈન્ડ** ગલિયારામાં મારી તરફ આવી રહ્યો હતો અને ચમત્કારિક આશ્ચર્ય!—તેનાં ચહેરા પર સ્મિત હતું. જ્યારે તે પાસે આવી પહોંચ્યો ત્યારે રોકાઈ ગયો.

"અભિનંદન! બેશક, અત્યાર સુધીમાં તો તમે વાંચી લીધું હશે?"

"ના, હજી સુધી નહીં," મેં જવાબ આપ્યો.

"ગમે તેમ હોય પણ છેવટે સત્ય બહાર નીકળે જ છે," તે જાણે વરસાદથી ધોવાઈ ગયો હોય તેમ પ્રસન્નતાપૂર્વક હસતાં તેણે કહ્યું.

"તમારાં બધાં પ્રયત્નો હોવાં છતાં પણ."

તે ઉદાસ દેખાયો. "તમે ખોટું સમજો છો મ.મ., હું તમને ખાતરીપૂર્વક કહું છું! વ્યક્તિગત રીતે હું હંમેશાં તમારો બચાવ કરતો હતો. કોઈને પણ પૂછી જુઓ.

આ ક્ષણે હું એકદમ તળી ગઈ.

"મને કોઈને પૂછવાની જરૂર નથી. તમારા વિષે બધું જ હું મારી પોતાની જાતે સમજું છું. હું મારાં હાથની હથેળીની જેમ તમને સ્પષ્ટપણે વાંચી શકું છું. જુઓ છો?" મેં મારી હથેવી બતાવતાં હાથ ઊંચો કર્યો. તેણે કંઈપણ સમજવા વિનાં નમ્રતાપૂર્વક તેની તરફ જોવું. "આહ!" મેં ઘોઘરાં અને કર્કશ અવાજે કહ્યું. "તમે દયાજનક કાયર! તમે એમ

વિચારો છો કે તમે તમારી આખી જિંદગી વાડ પર બેસીને ગાળી શકશો? ઓહ, ના! મારાં શબ્દો યાદ રાખજો, એક દિવસ તમે જીવલેણ ફટકો ખાશો, અને જ્યારે તે બનશે ત્યારે તમારી પાસે પ્રામાણિકપણે વર્ત્યા હોવાનો દિલાસો પણ નહીં હોય."

તે ધોવી પૂણી જેવો થઈ ગયો.

"તમે સમજતાં નથી, એમ.એમ." તે બબડયો. "ઘણું મોટું કામ છે જે તમે હજી સુધી જાણતાં નથી. તે બધું એટલું સહેલું સટ નથી! કમનસીબે હું તમને બધું જ કહી શકતો નથી... ઉફ, ગમે તેમ પણ તમે ફલાણાનાં વિષે સાંભળ્યું..."

તેણે **દાયરનું** નામ લીધું.

"તનું શું થયું?" મેં કઠોરતાપૂર્વક પૂછ્યું.

"તેની પત્નીએ હમણાં જ ફોન કર્યો. મગજની નસ એકદમ ફાટી ગઈ..."

મેં સીધે સીધો જવાબ ન આપ્યો. મારી લાગણીઓ ગૂંચવણમાં પડી ગઈ.

"અરરર, ખોટો માણસ..." મેં કહ્યું અને ત્યાંથી ચાલી ગઈ.

મૂંઝાયેલો સ્ટ્રીમલાઈન્દ માથું ધુણાવતો ઊભો રહ્યો અને પછી નજરોથી ઓઝલ થઈ ગયો, તેમ છતાં પણ માથું ધુણાવી રહ્યો હતો.

લોકો મારી તરફ આવી રહ્યાં હતાં અને સ્મિત રેલાવી રહ્યાં હતાં.

દરેકનાં તરફથી એક સ્મિત.

દરેકનાં તરફથી એક સ્મિત.

આ બધું એટલું સાદુંસીધું ને સરળ નહોતું.

## નિકોલાય શ્મેલ્યોવ

# નિશા સ્વરો

... હેલો! તું?.. માફ કરજે. હકીકતમાં મૂર્ખામીભરી વાત કહી. તારા સિવાય વળી બીજું કોણ ટેલીફોન પર આવી શકવાનું હતું... મેં તને જગાડી દીધો? કેટલા વાગ્યા છે અત્યારે? ત્રણ? ઓ મારા ભગવાન—ત્રણ. પણ, ગુસ્સે ન થા. ગુસ્સે નહીં થાય, કેમ ખરું ને? મારી સાથે થોડી વાત કર... શેના વિષે? ખાસ કશા વિષે નહીં. જે મનમાં આવે તેના વિષે... હા, તો હું એ પૂછવા ઇચ્છતી હતી:શા માટે તું આટલાં વહેલાં નીકળી ગયો? કંઈપણ કહ્યું નહીં, ન તો વિદાય લીધી... ઊંઘી ગઈ હતી? તો શું થયું? મને જગાડી દીધી હોત તો... સવારે તારે લેક્ચરમાં જવાનું છે? હા, તેં કહ્યું હતું. માફ કરજે, હું તો ભૂલી જ ગઈ હતી... પીધેલો છે? ના, ના, તું શું કહે છે, મેં પીધેલો નથી. તારી કોનિયાક જેવી રીતે મેજ પર પડી હતી તેવી જ રીતે પડી છે, મેં તેને હાથ પણ નથી લગાવ્યો. માત્ર એક ઘૂંટડો જ પીધી હતી, ગળામાં કંઈ ખરાબી હતી, પણ તેનાથી વધારે ટીપું પણ નથી પીધું... જાગી ગઈ—તું નહોતો. પહેલાં તો હું એકદમ ડરી ગઈ: મનમાં વિચાર્યું, તારા દિલને કશાંકથી ઠેસ વાગી દુ:ખ થયું હશે પણ મને યાદ નથી આવતું શેનાથી. ગઈકાલે મેં ખરાબ વર્તાવ કર્યો હતો? બહુ ઘોંઘાટ મચાવ્યો હતો? બીજાંઓની સાથે નાચી હતી? હા? પણ તું તો ઈર્ષ્યાળુ નથી. તું તો મારો બિલકુલ ઈર્ષ્યાળુ નથી. ક્યારેક તો માઠું સુદ્ધાં લગાડનાર નહીં... સેર્યોઝા, હું કંઈ ભ્રષ્ટાચારી સ્ત્રી તો નથી, ખરું ને? હું માત્ર તને ચાહું છું. અને બીજાં કોઈ કરતાં કોઈને પણ નથી ચાહતી. માફ કરજે, હું જાણું છું, તને આવા શબ્દો નથી ગમતા. હું તને કદાચ એટલા માટે જ ચાહું છું કે તને આડંબરભર્યા શબ્દો નથી ગમતા. શબ્દો તો બધા ભૂલાઈ જવાય તેવા છે, એ સાચું છે... પણ તું તે તેમ છતાંય ક્યારેક ક્યારેક મને કહે, સ્ત્રી બિલકુલ શબ્દો વિનાં જ ઊંઘી? એમ કે... સેર્યોઝા, માફ કરજે મને, હું એક બીજો ઘૂંટડો ભરી શકું છું? મારા માથામાં વાગે છે, મને

પોતાને ખબર નથી શા કારણે. ઘૂંટડો લઉં? અત્યારે. હું માત્ર મેજ સુધી ઢસડાઈને પહોંચી શકીશ... સાંભળ, તું જાણે છે અંત આવતાં સુધીમાં હું ગઈકાલે કોઈપણ રીતે પોતાને રોકી શકી નહીં, એ જ ઢબની સાથે અનુકૂળ થઈ ગઈ. પૂરા દિલથી અનુકૂળ થઈ ગઈ, તેને બધું જ સ્પષ્ટપણે કહી દીધું, તેના જડબાં સુદ્ધાં લટકી પડયાં... જીવી શકતી નથી... ચાહે છે? સાચે સાચ? અને ફરીથી મને સારું લાગે છે. નહીં તો... જાગી ગઈ, વિચારું છું: બધાં એ નથી, એ નથી! ઓ ભગવાન, કેવી રીતે બધાં એ નથી! તું એકલો જ—તે છે. જ્યારે તને નથી... ભલે ભલે, મારા પર જરાપણ લક્ષ ન આપ! મહિલા છું હું—હા મહિલા જેવી જ છું. મને બધું સારી રીતે યાદ છે: લેકચરો, વિદ્યાર્થીઓ, સહાયકો... કેટલા વાગે તું ચાલ્યો ગયો? બાર વાગે? એનો અર્થ એ કે હું કુલ ત્રણ કલાક કોને? શું—કોને? તને શું યાદ નથી? પડોશની મેજ પર જ તો તે બેઠેલો હતો, તે હંમેશાં મને નાચ માટે આમંત્રણ આપતો હતો, વીતાલ્કા તેપલ્યાકોવ, કટાક્ષકાર, તેની સાથે હજી એક સુધારક હતો, કહેવાય છે કે તે એક વિખ્યાત, શ્રીમંત માણસ હતો, ઈકોન પર વધારે પૈસા કમાઈ લે છે. અને તેમની સાથે હજી એક ત્રીજો માણસ હતો—ન તો તે રેસ લડનારો હતો, ન તો તે સટોડિયો હતો, પણ તે કોણ હતો એ મહત્ત્વપૂર્ણ નથી, ટૂંકમાં તે ધૂતારો હતો. વીતાલ્કા મને કહે છે:ચાલ આપણે જઈએ, તું તેને છોડી દે, શું તું તેની સાથે સંબંધ રાખે છે? ઓ મારા ભગવાન, સેર્યોઝેન્કા, પણ શા માટે હું તને આ બધું કહું છું? હું નથી જાણતી, તારી સાથે એમ ન કરવું જોઈએ. તું એમ ન વિચાર કે હું એટલા માટે કહું છું કે જેથી તું પરેશાન થાય. હું તો સાવ મૂરખ છું: શેતાન જાણે શું શું સહન કરું છું, અને પછી પોતે જાતે જ દુ:ખી થાઉં છું, રડું છું... તું ઇચ્છે છે કે હું તારી પાસે હંમેશ હંમેશ માટે બધાંની માફી માંગું? તારે ઘૂંટણે પડી માફી માંગું?.. શા માટે? કશાને ખાતર નહીં. એટલા માટે કે હું અને તું, અને પોતાની જાતને વગર વિચારે આગળ વધી જાઉં છું... સેર્યોઝા તું મારા પર વિશ્વાસ કરશે? વિશ્વાસ કરશે? સોગંદ ખાઈને કહું છું, મેં તને એકવાર પણ દગો નથી દીધો. અને દગો દઈશ પણ નહીં. બસ તું મને તરછોડીને ચાલ્યો ન જા. તારા વિના હું ક્યાંયની નહીં રહું... કેટલો સમય આપણે સાથે વીતાવ્યો છે? અડધું વર્ષ? ઓ બાપરે, પણ લાગે છે કે જાણે અડધી જિંદગી વીતાવી હોય... જાણે છે ફેશનઘરમાંથી અમારી છોકરીઓ

મારી ખુલ્લંખુલ્લી ઈર્ષ્યા કરે છે: હિશ, પ્રેફિસરને પોતાને માટે શોધ્યો. પણ મેં તને નથી શોધ્યો. તું પોતે જ મળી ગયો હતો. યાદ છે, પહેલાં પહેલાં તો તું મારા વિષે કશું જ જાણતો નહોતો, જાણતો પણ નહોતો કે હું મોડલીંગનું કામ કરું છું. યાદ છે, ત્યારે થીએટરમાં મધ્યાંતર સમયે હું હજી મીલ્કા રાઝુમોસ્કાયા સાથે હતી... વેચવા માટેની ખાલ! તિરસ્કારું છું... તું ટેલીફોન બુથ પાસે ઊભો હતો અને મેં તારી પાસે બેનો સિક્કો માંગ્યો હતો. તું લાલચોળ થઈ ગયો, ક્યાંક ખોવાઈ ગયો અને તારો ચહેરો કંઈક એવો થઈ ગયો કે મેં મનમાં વિચાર્યું તું હમણાં જ ઊભા પગે દોડી જશે. અને પછી તું અમારાં બધાં શૉમાં આવવા લાગ્યો. મને યાદ છે, તું હંમેશાં બીજી હરોળમાં બેસતો હતો, હું મંચ પર આવું છું અને હંમેશાં સૌથી પહેલાં મારી આંખો તને શોધી કાઢે છે: તું અહીં છે? અહીં એટલે કે એનો અર્થ છે બધાં સારાંવાના થશે... સેર્યોઝા, મને પછી આખી સાંજ રાત્રિનાં પોશાક પહેરાવવામાં આવતાં, ખુલ્લાં... એ સાચું છે ને કે મારા ખભા સુંદર છે, હેં ને? અને વક્ષ:સ્થળો?.. ચર્ચા નહીં કરે? ભલે, સારી વાત છે, જો તું આના પર ચર્ચા નહીં કરે તોય શું... પણ બીજા શેના વિષે? નથી જાણતી. મને આખો વખત એમ લાગે છે કે તું મારી સાથે કશાક ને કશાક વિષે ચર્ચા ને ચર્ચા કરતો જ રહે છે. માત્ર બસ શેના વિષે—તે હું પોતે નથી જાણતી... અમારી ઉપરથી હવે સપાટ સીધા વાળ ઓળવાની આજ્ઞા આપે છે: બધાં કહે છે કે એમ હું બિલકુલ મેમ લાગું છું. મેમ, મેમ, સમજે છે ને? મેં એક વાર મીલ્કાનાં હીરાનાં નેકલિસ અને બુટ્ટી પહેર્યાં હતાં, તેને તેના પ્રેમી, કોઈક ચામડાંની વસ્તુઓની દુકાનના ડાયરેક્ટરે ભેટ આપ્યાં હતાં. અને તે મારી પર ખૂબ સારાં શોભતાં હતાં, જો તેં માત્ર મને તેમાં જોઈ હોત તો! એકદમ મારી કમર જાણે વધારે ટટ્ટાર થઈ ગઈ, હું કંઈક બીજી જ ચાલે ચાલવા લાગી, આત્મવિશ્વાસભેર ચાલવા લાગી, જાણે કોઈક મારી સામે રસ્તા પર મખમલનો ગાલીચો પાથરી રહ્યું હોય, અને હું ચાલતી હતી... હું આટલી ઊંચી એડીવાળા ચંપલ પહેરું છું એનો તો કશો વાંધો નથી ને? નવ સેન્ટીમીટરની? જ્યારે હું તે પહેરું છું ત્યારે આપણી ઊંચાઈ બરાબર થઈ જાય છે. કશો વાંધો નથી ને? નહીં તો હું ઘણીવાર વિચારતી હતી કે કદાચ તને નહીં ગમતું હોય... સેર્યોઝા, ડાર્લિંગ, કદાચ તું આવીશ, એં?.. ક્યારે? અત્યારે. મને તને જોવાની ઉત્કટ ઇચ્છા થાય છે. અત્યારે

જ ઇચ્છું છું. આવી જા, તને શું વાંધો છે? ટેક્સી પકડ અને આવી જા. હું કોફી ઊકાળું છું, કેનિયાક તો છે જ... લેક્ચર? ઉફ્, કોઈક કોઈક વાર હું તારાં આ બધાં લેક્ચરોને કેટલાં તિરસ્કારું છું, ધિક્કારું છું. વિદ્યાર્થીઓ, સહાયકો, કેવી કેવી ચોપડીઓ, શેતાન લઈ જાય એ બધાંને! પણ ત્યાં વળી તેઓ શા માટે, મને કહે, શા માટે? શું તેમનામાં બધું કામ સમાયેલું છે? તું તો મારો છે. મારો! તેઓ બધાં તારી પાસેથી શું ઇચ્છે છે? તેમને શેની જરૂર છે?... આપણે ક્યાંક દૂર દૂર ચાલ્યા જવું જોઈએ, જેથી આસપાસ કોઈ પણ ન રહે, એકપણ જીવ ન રહે, બસ કેવળ તું અને હું, હું તને ચુંબનો આપત, લાડથી પંપોળત. જઈશું, હેં, સેર્યોઝા?.. ક્યાં? હા, જ્યાં ઇચ્છે ત્યાં. સમુદ્રકિનારે જઈશું? એકદમ કિનારા પર જ ઓરડો ભાડે લઈશું જેથી તૈયાર જ ન થવું પડે, અને તરવાનાં જ પોશાકમાં ફરી શકાય. જરા કલ્પના કરે છે? તરવાનાં પોશાકમાં આખો દિવસ, તપતો સૂરજ, રેતાળ કિનારો અને આસપાસ કોઈપણ પરિચિત નહીં, આખો દિવસ બસ પડયાં રહેતાં. પોતાની ચોપડીઓ વાંચવા ઇચ્છે છે? વાંચ જે, ખુશીથી, હું તને બિલકુલ ખલેલ નહીં પહોંચાડું, માત્ર બસ માથું તારા પેટ પર મૂકી આંખો મીંચીને પડી રહીશ. જઈશું આપણે?.. તું મને વચન આપે છે? રજાઓમાં? અને એના માટે કેટલી રાહ જોવી પડશે?.. બે મહિના? ઓ ભગવાન—બે મહિના, હજી કેટલો બધો સમય રાહ જોવાની... સેર્યોઝા મારી સાથે લગ્ન કરી લે, હેં? આપણે શું સારી જોડી નથી? હું ખૂબસૂરત છું, તું બુદ્ધિમાન. જરા વિચારે છે, આપણી તરફ લોકો કેવી રીતે જોતાં હતાં? પરિચય કરો: મારા પતિ, યુનિવર્સિટીમાં પ્રોફેસર, તેંત્રીસ વર્ષના. અને હું? હું તેમની પત્ની. અને વળી તેની વ્યક્તિગત સેક્રેટરી. સાચું કહું છું સેર્યોઝા, મને તારી સેક્રેટરી તરીકે રાખી લે, હેં? હું ટાઈપીંગ જાણું છું, અને હું કંઈ સાવ બેવકૂફ નથી, તું તો જાણે છે. હું તારાં બધાં જ કામ વ્યસ્થિત રીતે કરીશ નહીં તો તું થાકી જશે, કામ કરતાં કરતાં હાંફી જશે... કાગળોનાં ઢગલાઓમાંથી કશું શોધી શકતો નથી, હું તો તે જોઉં છું... તેં મને કોઈક વાર કહ્યું હતું કે હું ખાસ્સી એવી સુંદર છું. પણ સુંદર સ્ત્રી—એ તો જરૂરી છે કે મૂર્ખ જ હોય? અને પ્રોફેસર? એવી કઈ ચોપડીઓમાં તેં એ વાંચ્યું હતું?.. તું એમ ગણતો તો નથી ને? સાચે જ નહીં? અરે ભગવાન, મારા સારા વ્હાલા, તારો આભાર. નહીં તો હું તો ઘણીવાર બિલકુલ નિરાશ થઈ જાઉં છું. સેર્યોઝા, પણ હું જાણું

છું કે તું શા મારી સાથે લગ્ન નથી કરતો. હું કોઈક કોઈક વાર પીઉં છું, સવાર સુધી રખડી શકું છું, મારી સાથે જીવવું મુશ્કેલ છે, કેમ ખરું ને? પણ હું પોતાને બદલી નાંખીશ, સાચું કરું છું, બદલી નાંખીશ. મને તો વળી આ બધાંની કોઈ જરૂર નથી, આ તો બધું માત્ર બસ આમ જ, કંટાળાને લીધે છે, તું તો જાણે છે એ... સેર્યોઝા, હું તને ચાહું છું, હું. તું મને જેવી થવા કહેશે તેવી બનીશ, તું કદાચ એ નથી જાણતો હું કેવી બની શકું છું. આ તારી બધી વિદ્યાર્થીઓ—તેઓ શું જાણે છે? તે બધી નખરાંવાળીઓએ શું જોયું છે? તેમના માટે તું સુંદર સ્થિતિ સંપન્ન પુરુષ માત્ર છે—તેનાથી વધારે કંઈ નહીં. છોકરીઓ સામે શેખીઓ હાંકતાં તારી સાથે લોકોમાં ક્યાંક જવું. હું જાણું છું, હું પોતે તેવી હતી. જ્યારે મારા માટે તું—સર્વસ્વ... હા, ના, હું જાણું છું કે તું સ્ત્રીઓની પાછળ પાછળ ભટકનારો ફાંકડો પુરૂષ નથી પણ ત્યાં તમારે ત્યાં એવી કેટલીયે સુંદરતાની મૂર્તિઓ છે—તેમને જ જો, કોઈક ને કોઈક સાથે તો સંપર્કમાં આવી જશે... સેર્યોઝા, મને માનસિક નિરુત્સાહ રિબવતો હતો. ઘણીવાર તો કારમી ચીસ પાડવાની ઇચ્છા થાય છે: બધાં પ્રકારનાં હલકી વૃત્તિવાળાં પુરુષો સરકી આવે છે, જીવ ખાય છે, હેરાન પરેશાન કરી મૂકે છે, હાથ પકડી લે છે. તો શું થયું, શું મારા ઘણા પ્રેમીઓ હતા? પણ કોને પ્રેમીઓ નહોતા? મને છવ્વીસ વર્ષ થઈ ગયાં છે, હું કંઈ નાનું છોકરું નથી. તું તો સમજદાર છે, તું મને જાણે છે—ઓપળે છે. તને તો એ બધાંની કોઈ પરવા ફિકરચિંતા નથી, જ્યારે બીજાં જાણતાં નથી, વિચારે છે: મોડલીંગ કરનારી પૂતળી છે?! એટલે બધાંની. પણ હું કંઈ બધાંની નથી! હું તારી છું અને કદાપિ બીજાં કોઈની નહીં બનું... તિરસ્કારું છું, ધિક્કારું છું! ઓહ હું તે બધાંને કેટલાં તિરસ્કારું છું... સેર્યોઝા મારે ઘેર આવ. મારે ઘેર આવ, મારા સારા સેર્યોઝા—વધારે નહીં તો ઓછામાં ઓછા કલાક માટે, હેં?.. ના. જરૂર નથી. ન આવતો—મારા જેવી મૂરખની વાત ન સાંભળ. જો તું આવશે તો હું પોતે પોતાની જાતને દોષ આપીશ આવતીકાલે... સેર્યોઝા, હું આખો વખત થરથર કાંપતી રહું છું, દાંત પર દાંત પણ ભીંચી શકતી નથી. કામળો પણ રક્ષણ નથી આપતો. મને શું થઈ ગયું છે, નથી જાણતો? હું એક બીજો ઘૂંટડો ભરી લઉં, હેં? છેલ્લો, સમ ખાઈને કહું છું, છેલ્લો. તું ન વિચાર, ત્યારબાદ હું ટીપાં લઈને સૂઈ જઈશ... ઊભો રહે. મારી સાથે હજી થોડી વધારે વાતચીત કર. સેર્યોઝા... તું

ઇચ્છે છે કે હું તારી સામે પોતાની ભૂલોનો સ્વીકાર કરું? બસ કેવળ તું મને સારી રીતે સમજ, કોઈ ખરાબ વિષે વિચાર ન કર મને ઘણીવાર આ એબોર્શન માટે અપાર દુ:ખ થાય છે, આંસુ સુદ્ધાં આંખમાં ઊભરાઈ આવે છે. હા, આંસુ ઊભરાઈ આવે છે. કેવી રીતે મેં ત્યારે બધો ગરબડ ગોટાળો કરી નાંખ્યો? મૂર્ખ દારૂડિયણ... સેર્યોઝા, જ્યારે મેં પીધેલો હોય ત્યારે હવેથી કદાપિ મારી સાથે સૂતો નહીં, વચન આપે છે? મને ઘેર પાછી લઈ આવ અને ચાલ્યો જજે, જો તને વિનંતી કરતાં હું વળગી પડું, તને છોડું નહીં તો પણ. જ્યારે બીજો કોઈ રસ્તો ન રહે ત્યારે મને તમાચો ચોડી દેજે, હું જ્યારે ખૂબ ઊંઘીશ ત્યારે બધું જ સમજી જઈશ... અને જરા વિચારી શકે છે? જો હવે અત્યારે હું પેટે થઈ તો તું મને ફૂલ ભેટ આપશે, મારી સાથે બધે ફરશે—હું તો હવે તને સારી રીતે જાણું છું, તું માત્ર એવો દેખાવ જ કરે છે તું એવો ગંભીર માણસ છે, પણ હકીકતમાં તો તું હજી નાદાન છે, મારાંથી પણ વધારે ખરાબ રીતે... ના, તું સાચો નથી, હું કદાચ એટલી ખરાબ મા તો ન જ બનત, હું જાણું છું... સેર્યોઝા, મેં તને ક્યારેય એ વિષે વાત કરી નથી? જ્યારે આપણે મળ્યાં હતાં ત્યારે એક નાટકકાર મારી કાળજીપૂર્વક સારસંભાળ કરતો હતો, પરણવા માટે પ્રસ્તાવ મૂક્યો, બહુ શ્રીમંત હતો. ચીવટવાળા બહાદુર માણસ જેવો: એટલો મહત્ત્વનો માણસ, આખા મેડલોથી લદાયેલો, ગંભીરતાપૂર્વક અને ધીમે ધીમે ડગલાં ભરનારો. તે ખૂબ વિખ્યાત નાટકકાર છે, હું તને માત્ર તેનું નામ નહીં કહું, ગુસ્સે ન થા.. પણ પોતો જાતે કેવો તે જાણે છે? ક્યાંથી જાણે? પણ વળી ક્યાંથી જાણે તેનાથી શો ફેર પડવાનો હતો. કોણ જાણે ક્યાંથી આપણાં બધાંનો શંભુમેળો અહીં એકઠો થયો છે? ઘરડો? ના, ના, એટલો ઘરડો પણ નથી... સેર્યોઝા, હું શું શું સહન કરું છું?! કેવો નાટકકાર? તેમાં વળી આ ઘરડો ક્યાંથી આવી ગયો? હું તને ચાહું છું! તને! મારા વહાલાં, તું ઇચ્છે છે કે હું તારે ત્યાં આવું? બસ હમણાં જ ખભે કોટ નાંખીને આવી પહોંચીશ... મહેરબાની કરીને હા કહે. હું માત્ર તને એક નજરે જોઈ લઈશ અને પાછી ફરી જઈશ... મને માફ કર, હું ફરીથી કદી નહીં આવું, મારું ભેજું જ ગાયબ થઈ ગયું છે. મારે તારી સાથે આમ રાતના સમયે વાતચીત ન કરવી જોઈએ, રાત્રે આમેય ગમે તેમ ભયજનક છે... ચાહે છે કે, હું તને એક ટૂચકો કહું? બહુ રમૂજી છે! સાંભળ, નાંગરણ પર એક મોટું સફેદ જહાજ ડોલતું ઝૂલતું ઊભું હતું.

ત્યાં એક અચાનક કોણ જાણે ક્યાંથી એક નાનકડી આગબોટના ભૂંગળામાંથી કાળો ગંદો, ઝીંખો ધૂમાડો નીકળવા લાગ્યો: છુક, છુક, છુક ...

"એય, જહાજ પર! બ્રેડ નથી?

"હ, હા તું ગયો ..."

"આગળ પૂર ઝડપે!"

હાસ્યસ્પદ નથી? પણ મને ગમે તેમ હાસ્યસ્પદ લાગે છે... જરા વિચારે છે? સફેદ, મોટા પેટવાળો, મહત્ત્વપૂર્ણ અને આ કાળો, નાનો અને પૂછે: બ્રેડ નથી? નથી? પણ કૂતરો તમારી સાથે! આગળ પૂર ઝડપે ગાડી દોડાવ!.. મને પણ ઘણીવાર એવી ઇચ્છા થાય છે: આગળ, અને સીધાં! ખાબોચિયાં પરથી, ઊંચી એડીવાળા ચંપલમાં જુદી જુદી દિશાઓમાં છાંટા ઉડાડીને ચાલવું!.. શું એમ જ હું ચાલું છું? આ જો જુએ છે... સેર્યોઝા આવતી કાલે કેટલા વાગે તારે લેક્ચર છે? નવ વાગે! અગિયાર વાગ્યા સુધી પૂરું થઈ જશે? એ તો સારી વાત છે! સાંભળ, ચાલ અગિયાર વાગે આપણે 'નેશનલ' પાસે મળીએ અને સાથે નાસ્તો કરીએ? તારે મોસ્કો યુનિવર્સિટીથી બે ડગલાં. આપણે બીજા માળે જઈશું, ત્યાં એ સમય સુધી હજી ખાલી જ હોય છે. મોટા કાચ પાસે બેસીશું અને નીચે માનેઝ તરફ જોતાં રહીશું. ત્યાં નીચે લોકો ક્યાંક ઉતાવળે જતાં હોય છે, ધાંધલમાં પડેલાં હોય છે. જ્યારે આપણે બંને સફેદ મેજપોશ સામે બેઠાં હોઈશું અને હોલ તદ્દન ખાલી... શેમ્પેન લઈશું. લાંબા સમય સુધી બેસી રહીશું, ખૂબ લાંબા સમય સુધી, બસ કોઈ બીજું નજીક આવીને બેસી ન જાય. સારું, હેં? પૈસા મેળવી શકશે? જો ન હોય તો ચિંતા ન કર, હું કાઢીશ. બિચારો મારો, હેં કદાચ તારી પાસેથી કેટલાં કઢાવ્યાં હતાં, એ તો કેવળ ભયંકર વાત છે, આપણે કેટલો ખર્ચો કરીએ છીએ! જ્યારે હું તારી સાથે લગ્ન કરીશ ત્યારે તને કોઈપણ ભોગે એક સ્ત્રી પર એટલાં પૈસાં ખર્ચવા નહીં દઉં. આપણે ક્યાંય ફરવા હરવા નહીં જઈએ, ઘરે જ બેસી રહીશું અને પૈસાં ભેગાં કરીશું. પણ ના. પૈસાં ભેગાં નહીં કરીએ. તને એમાં ગર્વ નથી. પણ મારા વિષે કહેવાનું કશું જ નથી. કોનામાં હું આટલી ગાંડી થઈ ગઈ છું? મા શાંત હતી, પિતા પણ શાંત હતા... સિર્યોઝા, પણ ગમે તેમ, હું આવી શકું છું?.. ના, જરૂર નથી? ભલે, કોઈ જરૂર નથી. સાચી

વાત છે, એમ જ વધારે સારું રહેશે... સૂઈ જા. આવતીકાલ સુધી. હું તને ચાહું છું...

* * *

હેલો! સેર્ગેઈ? કેમ છે... મને ઓળખી? જ્યારે હું, ભૂલ સ્વીકારતાં બીતી હતી, નથી જાણતો... તું મારી સાથે વાત કરી શકશે? ફરિયાદ તો નહીં કરે?.. તું કહે જે કે હું કંઈ નુકસાન કરું એવી નથી, મારાથી તો તેને ડરવા જેવું કશું જ નથી... તે હજી મારી સાથે ઝઘડે છે? ફોગટમાં. હવે હું એમ કહીશ—ધૂમાડો, યાદ. હકીકતમાં તે મારી પાસે કદાપિ નહોતાં... મેં તને જગાડી દીધો?.. કેમ નહીં, બેશક, હંમેશાંની જેમ. રાતનાં ત્રણ વાગ્યા છે, પ્રોફેસર ઊંઘે છે, આવતી કાલે લેક્ચર છે. મગજ એકદમ તાજું-માજું હોવું જોઈએ, નહીં તો તાળીઓનો ગડગડાટ નહીં થાય, પણ અમે તેનાથી ટેવાઈ ગયાં હતાં, અમે તેમના વિના રહી શકતાં નહોતાં... માફ કરજે તારા દિલને દુઃખ પહોંચાડવાનો ઇરાદો નહોતો. માત્ર હું કદાચ ઇર્ષ્યાળુ, દુષ્ટ થઈ ગઈ છું, ઉંમરલાયક થઈ રહી છું, હાથ કોઈ પકડતું નથી. ઘણીવાર તો હું મારી જાતને કહું છું: શેના માટે હું દ્વેષવૃત્તિ રાખું છું? શેના માટે?.. દારૂડિયણ? બેશક, દારૂડિયણ. જો હું સંયમી હોત તો તને આમ ફોન કરવાનો નિર્ણય શું કર્યો હોત?.. ક્યાં ફરવા ગયાં હતાં? શેતાન જાણે ક્યાં. યાદ નથી. કોઈક મોટું દીવાબત્તીનું ઝુમ્મર હતું અને આસપાસ ગોળ ફરતે ડાચાંઓ અને ડાચાં ઓ હતાં. તારી દીકરી કેમ છે? મને કોઈકે કહ્યું હતું તારે અદ્ભુત સુંદર દીકરી છે. તેને કેટલાં વર્ષે થયાં?.. પાંચ? અને તને કદાચ હવે ચાળીસ?.. ઓ ભગવાન, સમય કેવી રીતે વહી જાય છે! તું પણ ઉંમરલાયક લઈ ગયો, પ્રોફેસર. મેં તને એક મહિના પહેલાં થીએટરમાં જોયો હતો, તેં તો મને જોઈ નહોતી પણ મેં તને જોયો હતો. તું પત્ની સાથે આવ્યો હતો? તે ખૂબ સારી રીતે તૈયાર થાય છે, એ તો હું મારી વ્યાવસાયિક દૃષ્ટિએ કહું છું, તું તેને મારા વતી કહી શકે છે. એમ લાગે છે કે અવગણનાપૂર્વક સૈડકો ભરે છે. પણ દિલમાં તો ખુશ થશે, હું જાણું છું, તેઓ બધાં એવાં જ હોય છે... સેર્યોઝા, વ્હાલા, માફ કરજે. એક સેકંડ રાહ જોઈ શકશે? બારીના કાચ પર સર્ચ લાઈટનો પ્રકાશ અથડાયો. એ તો વીતાલ્કા તેપ્લ્યાકોવ છે, તેનામાં હવે કોઈનાં પ્રતિ

રીતભાત રહી જ નથી. તે હંમેશાં એવો જ છે—જેવો ખૂબ ઢીંચી લેશે તેવો જ મારી પાસે... લોકો કહે છે કે તેની પત્ની તેને મારે છે... એક સેકંડ થોભી જા, હું બત્તી બુઝાવી નાંખું જેથી એકદમ અંધારું થઈ જાય... એમ જ છે, તેની જ કાર છે. હમણાં જ બારી ઠોકવાનું શરૂ કરશે. હું પહેલા માળે રહું છું. હવે મારી પાસે કોઓપેરટીવ ફ્લેટ છે, ફિલ્મવાળાઓના ઘરમાં. એ મકાનમાં માત્ર એકલાં ફિલ્મોનાં સિતારાંઓ જ રહે છે. એવા પ્રકારનાં સિતારાં કે કારમો ચિત્કાર કરવાની ઇચ્છા થાય છે! ધિક્કારું છું! બધાં એક જ જેવાં, વૈશ્યાની જેમ અને ત્યાં જ... વેર્સાલ, ત્રીઆનોન... કેમ આમ ઠોકે છે, બુડથલ? કેમ? સ્પષ્ટ વાત છે કે હું ખોલવાની નથી. તે પણ મારાથી દૂર ચાલ્યો ગયો! ત્યાં એમ કહી શકાય કે એકમાત્ર પ્રેમી, સાત વર્ષોમાં પહેલી વાર, અને તું... જો જરા, તે પણ ચાલ્યો ગયો! કે પછી સાચે સાચ જ એમ માની લીધું હતું કે ઘરમાં નહોતી કે પછી તેણે ખૂબ ઢીંચેલો નહોતો. ઓફ, એક દિવસ તેણે ત્યાં કેવી ભાંજગડ ઊભી કરી હતી! આખું ઘર માથે લઈ લીધું હતું: "બહાર નીકળ! કોની સાથે તું આમ તારું ઘર બંધ કરીને બેઠી છે?! ખોલ! તને મારી નાંખીશ!" હું કોઈની પણ સાથે નહોતી... ઓહ, ઘણીવાર તો હું તેને કેટલો તિરસ્કારું છું, જો તું માત્ર એ જાણતો હોત... સેર્યોઝા, હું પણ કેવી મૂરખ છું! પણ શા માટે હું તને આ બધું, શા માટે? આ બધાંથી તારે શું લેવાદેવા? તું હંમેશાં એટલો સ્વચ્છ નિષ્કલંક અને એટલો બુદ્ધિમાન રહ્યો છે. મને માફ કરજે... તું પહેલાંની જેમ યુનિવર્સિટીમાં જ કામ કરે છે? સંતુષ્ટ છે? હું પણ કેવી છું, તને શેના વિષે પૂછી રહી છું, બેશક તું સંતુષ્ટ હશે, તને તો હંમેશાં તારાં વિદ્યાર્થીઓ ચાહતાં હતાં. તારી પત્ની પણ મને લાગે છે કે તારી વિદ્યાર્થીની છે?.. પોસ્ટગ્રેજ્યુએશન કરનારી? શો ફેર પડે છે... અને તેમ છતાં પણ હું કેવી મૂરખ હતી, ત્યારે તને હાથમાંથી જવા દીધા? હું સાવ ભાન ભૂલી ગઈ હતી. બધું અસ્પષ્ટ ધુમ્મસમાં ઘેરાયેલું હતું, કદાચ હું તને ચાહતી હતી. આહ, હા હવે યાદ કરવાથી શો ફાયદો... તું કેમ છે? ખુશ છે?.. નથી જાણતો? એમ તે કેવી રીતે બને કે નથી જાણતો? જ્યારે હું તો વિચારતી હતી કે તું જ એકમાત્ર એવી ખુશખુશાલ માણસ છે જેને હું જાણું છું ઓળખું છું... મીલ્કા રાઝુમોવ્સ્કાય યાદ છે? ગાંડાઓની હોસ્પિટલમાં છે, ત્રીજું વર્ષ વીતી ગયું. જરા આમ જુઓ તો લાગતું હતું કે વજ્ર જેવાં હૈયાંની સ્ત્રી છે, ફાંસો

ખાશે, પણ પોતાની વાત ન છોડશે. અને ઉપરથી જુઓ તો કેવી રીતે બધું બહાર આવ્યું... હું શું કરી રહી છું! હા બધું એ જ છે. મંચ પર હવે નથી જતી, ઘરડી થઈ ગઈ, શરીરે ભારે થઈ ગઈ છું. ન જાણે ક્યાંથી વક્ષ:સ્થલ આટલી ભયંકર રીતે વધી ગઈ, મને પોતાને સમજાતું નથી કે તેનું શું કરવું. ના, તું ન વિચાર, હજી સુધી લટકી પડી નથી, હજી સ્થિતિ ત્યાં સુધી આવી પહોંચી નથી... અરે ના, ક્યારેક તો એ વારો આવી પહોંચશે, આનાથી છૂટીને ક્યાં જવાશે? હવે હું ડિઝાઇનો બનાવનારાઓના બ્યુરોમાં છું, મારા પર નવાં કપડાં માપવામાં આવે છે. મોડેલ બનાવનારાંઓ કંઈકને કંઈક વિચારે છે, પણ પછી: 'માઇયા, પાછી આવી પાછી આવી જા, માઇયા તમે વિચિત્ર રીતે ઊભાં રહ્યાં હતાં, માઇયેચ્કા, કૃપા કરીને પાછળ ઝૂકો, લાગે છે બહુ સફળતાપૂર્વક ન ઝૂકી શક્યાં'... ફિલ્મમાં પ્રયત્ન કર્યો પણ બેશક એમાંથી પણ કંઈ ન વળ્યું—બસ આમ જ બધી વાહિયાત વાતો, કશા વિષે બોલવા જેવું નથી. તું પોતે જ જાણે છે ફેશનવાળી મહિલાઓને હવે કંઈ બહુ લેતાં નથી, અને નોકરાણીઓ માટે હું નહીં ખેંચાઉં, તેના માટે ઉચ્ચશિક્ષણ જરૂરી છે, જે મારી પાસે નથી... લગ્ન કરવાં? તું શું વિચારે છે પ્રોફેસર, તારા પછી બીજા કોઈની સાથે લગ્ન કરવાં એ સહેલું કામ છે? તેં આ વિષે કદાપિ વિચાર્યું નથી?.. ના? હા તારા પછી હવે બીજાં કોઈની પણ સાથે વાતચીત સુદ્ધાં કરવી ગમતી નથી, કોઈની સાથે પણ રહેવું સહેલું નથી—બધું સાવ તુચ્છ લાગે છે, વ્યર્થ લાગે છે! મને રોકી લે, નહીં તો હું હમણાં ગળો આપવાનું શરૂ કરી દઈશ... એક નિચ માણસ હતો, આખું વર્ષ તેની સાથે દુ:ખી રહી, મને કેવી રીતે

જીવવું તે શીખવાડતો રહ્યો. જરા કલ્પના પણ નથી કરતી કે કેવી અધમ વ્યક્તિ છે! તમે જોઈ શકતાં નથી કે તેણે મને ખુશ કરી, તે જાણે છે કેવી રીતે કરવું જોઈએ, તેણે મદદમાં મારી તરફ હાથ લંબાવ્યો! અને પોતે જાતે મને ટ્રામમાં રજીસ્ટ્રી ઓફિસમાંથી ઘેર લઈ આવ્યો: કહે છે વાત પૈસામાં નથી, વાત સિદ્ધાંતની છે, નવી જિંદગી શરૂ કરવાની જરૂર છે! જ્યારે તેને મુખ્ય ઉપરી બનાવવામાં આવ્યો ત્યારે બદનસીબ પક્ષબદલુ ખૂબ ખુશ થયો, તેના હાથ નીચે બે સ્ત્રી હતી. સેર્યોઝા, માફ કરજે. આમેય તે મેં તારી રાત તો ખરાબ કરી જ નાંખી છે. એક સેકંડ થોભી જા. હું થોડો મારો દિલનો ઊભરો ઠાલવું. મને કંપારી છૂટે છે, પોતે નથી જાણતી શા માટે. ત્યાં ક્યાંક દારૂ પડયો હતો,

હલકટ વિતાલ્કાએ ગઈ વખતે રહેવા દીધો હતો... તો, તારા સ્વાસ્થ્યના નામે વહાલા. જોકે તું પણ કોઈવાર મને યાદ કરે છે? યાદ કરે છે?.. તું શું કહે છે, તારું ભેજું તો ચસકી નથી ગયું ને? હા, શું દારૂડિયલ સ્ત્રીએ આવા શબ્દો બોલવા જોઈએ?! હું તો આમેય દોરીએ લટકેલી છું, હમણાં જ ડૂસકે ડૂસકે રડી ચડીશ, જ્યારે તું મને... ના, મારા વહાલા, ના. ચૂપ થઈ જા. હમણાં ને હમણાં ચૂપ થઈ જા!.. આવીશ! ક્યાં આવીશ? મારે ત્યાં? હમણાં? વિચારવાની પણ હિંમત ન કર! તું ક્યાંય નથી આવવાનો... શા માટે? સમજાતું નથી, શા માટે? તને શું થઈ ગયું છે પ્રોફેસર? તું તો ક્યારેક ખૂબ બુદ્ધિમાન હતો ને?.. આવીશ? એટલે કે આવીશ? અને પછી ચાલ્યો જશે? અને હું પછી લટકી જાઉં, હેં? ના, સેર્યોઝા બનવાકાળ હતું તે હવે બની ગયું. મરવા માટે નસ તો કાપી લીધી. પણ હું પોતે જ બેવકૂફ છું, ત્યારે એકદમ ગભરાઈ ગઈ અને પોતે જ ડૉક્ટરને ઘેર બોલાવ્યો... શેના ખાતર? તું એમ વિચારે છે તારે ખાતર? ના, સેર્યોઝા, તારે ખાતર નહીં. કોઈપણ રીતે પણ માત્ર તારે જ ખાતર નહીં. ટૂંકમાં શેના ખાતર તે હું નથી જાણતી. બધાંને ખાતર... પીવાનું બંધ કરી દઉં? પણ શા માટે? તું મને સમજાવી શકશે—શા માટે?.. અંહ, સ્વાસ્થ્ય? પણ મારા સવાસ્થ્યની વળી કોને જરૂર છે?.. તને? તને જરૂર છે? ભલે હવે બહુ થયું સેર્યોઝા તું સાવ નકામી વાત કરવી પડતી મૂક. હું તો હવે કોની કોની સાથે, ખેર, પણ તું કદાપિ હલકટ માણસ નહોતો રહ્યો... કામમાં વ્યસ્ત રહું? ક્યાં કામમાં? મારા કે શું? બન્યું હતું, સેર્યોઝા, હતું. અને આ બન્યું. જ્યારે મેં મારા માટે મકાન ઊભું કર્યું ત્યારે બાર બાર વાગ્યા સુધી કામમાં વળગી રહેતી હતી, સવારથી સાંજ સુધી, એક શૉથી બીજા શૉમાં, એક દરજીની દુકાનમાંથી બીજા દરજીની દુકાનમાં જતી, થાકીને લોટપોટ થઈ જતી, પગ સુદ્ધાં જવાબ આપી જતાં, સૂકાઈને સાવ કાંટા જેવી થઈ ગઈ હતી. પણ પોતાનું ઘર જેવું ઇચ્છતી હતી તેમ બધાંથી ભર્યુંભાદર્યું કરી દીધું: પ્રદર્શનીમાંથી રાચરચીલું, ગાલીચો, બાથરૂમાં રંગબેરંગી ટાઈલ્સો મૂકાવ્યાં. અને પછી ક્યારેક રાત્રે જાગી ગઈ અને વિચારવા લાગી: શા માટે? કોને ખાતર? બધું શેતાન લઈ જાય! કોને ખાતર એ બધાં માટે તનતોડ મહેનત કરવી? એટલા માટે કે આ અધમ વીતાલ્કા આવે અને અહીં સૂઈ જાય? તેને માટે ઊંડા ટબ કે પછી ધોવાની ડોલમાં—ક્યાં ઊલટી કરવી એ બધું સરખું જ નહોતું શું?.. ભગાડી મૂકવો? તેને

ભગાડી મૂકવો? પણ શા માટે? ભલે, ચલો તેને ભગાડી મૂકું પણ બીજો તો હજી તેનાથી પણ વધારે ખરાબ આવશે. આનાથી તો જોકે અમે થોડાં એકબીજાંથી ટેવાઈ ગયાં છીએ, કેટલાં વર્ષો થઈ ગયાં હવે. ઓછામાં ઓછો તે દુષ્ટ નથી, નથી લોભી. ઘણીવાર તો મને તેની એ બુડથલની પર, મારાં પોતાનો પર કરતાં પણ વધારે દયા આવે છે, દુઃખ થાય છે... એય, સેર્યોઝા, કામ, કામ... કયું કામ?! શું મને એની જરૂર છે?! હું તો છું, સમજે છે! મહિલા! મારા પગ સાવ વળી ગયેલા છે અને એકની પાછળ બીજાંને જન્મ આપવો... પોતાના માણસ પર બરાડવું વાસણોમાં ગૂંજવું છે, લાઈનોમાં ભટકવું—એ મહિલાઓનાં નસીબમાં લખાયેલું છે! બીજાંનો કોઈએકદાપિ વિચાર સુદ્ધાં નહોતો કર્યો. સેર્યોઝા, મને ક્યાં લઈ આવ્યું મારું નસીબ, ક્યાં? અને કેવી રીતે આ બધું બની ગયું? શું તું મને કહી શકે છે? હા, જાણું છું, નહીં કહી શકે, તું કંઈ પણ નહીં કહી શકે. અને કોઈપણ નહીં કહી શકે... માફ કરજે... હું પણ જાણતી નહોતી કે આવી યાતના વિષે, દુઃખ વિષે તારી સાથે વાત કરવા લાગી જઈશ. મનમાં વિચાર્યું હતું, થોડો બડબડાટ કરી લઈશ, તારાથી, થોડાં થોડાં જૂનાં સંસ્મરણોથી ખુશ થઈશ... જરા થોભી જા તો... પેલી બોતલ એમ લાગે છે કે હજી માત્ર શરૂ જ કરાયેલી છે. અંધકારમાં હું સમજી નહીં ખેર, જિંદગી તો જીવીશું જ! હવે સવાર સુધી આટલું મારા માટે પૂરતું છે... હવે રહેવા દે તું! શેનો તું બીજાના કામમાં માથું મારે છે? હું કદાચ છેલ્લી વાર તને ફોન કરીશ, કદાચ હું આ વાર્તાલાપ પછી વર્ષો સુધી યાદ રાખીશ, તેને આમથી તેમ વાગોળતી તારા અવાજને યાદ કરીશ... નથી જરૂર? વધારે સારું છે રહેવા દે? બીજા શેના વિષે હું તારી સાથે વાતચીત કરું? ઇચ્છે છે હું એક ટૂચકો કરું?.. ના? તો પછી શેના વિષે? એના વિષે કે હું તને કેવી રીતે કેટલો ચાહું છું? પણ તને તો એવા શબ્દો ગમતા નથી, મને યાદ છે... પણ વાત હવે એમ નથી? હવે વાત બીજી છે? હવે એમ લાગે છે કે શબ્દો આવશ્યક બની ગયા છે? લાંબા વખતે તને જરૂર પડી, પ્રોફેસર... બેવકૂફ છે તું સેર્યોઝા, બેવકૂફ. જો ત્યારે તેં મારી સાથે લગ્ન કર્યાં હોત તો જાણે છે આપણે સાથે કેવી રીતે જીવ્યાં હોત!.. ટેલીફોન? કયો? મારો ટેલીફોન? રહેવા દે મારા સારા વ્હાલા. હું કમજોર સ્ત્રી છું, તને જોઈશ તો મારા પગ લથડાઈ જશે. એના કરતાં વધારે સારું એ છે કે હું પોતે જ તને

કોઈપણ રીતે ફોન કરીશ... જલ્દી જ ફોન કરીશ, જલ્દી જ... સૂઈ જા, તારે આવતીકાળે લેકચર છે. હું તને ચાહું છું...

* * *

માફ કરશો, હું સેર્ગેઇ અલેક્સાન્દ્રોવિચ સાથે વાત કરી શકું છું? માફ કરશો કે આટલાં મોડાં. હજી તો વહેલું છે... બેશક, મને બધું યાદ છે. પણ આ તો જરૂરી છે... સારું, હું રાહ જોઉં છું... સેર્ગેઈ? કેમ છે... બેશક, આ તો હું. સેર્યોઝા તને પિસ્તાળીસમી વર્ષગાંઠ પર અભિનંદન આપું છું અને શુભેચ્છાઓ પાઠવું છું કે તને તારી જિંદગીમાં તું જે ઇચ્છતો હોય તે બધું જ, સૌથી ઉત્તમ પ્રાપ્ત થાય, જેથી તારે ત્યાં બધું સારું થાય, તારું સ્વાસ્થ્ય સારું રહે, તું માંદો ન પડે... તારી દીકરી જલ્દી જલ્દી ખુશી ખુશી મોટી થાય, બુદ્ધિમાન બને... મને યાદ છે? સેર્યોઝા, મને ઘણું બધું યાદ છે. મને બધું જ યાદ છે. ઉદાહરણ તરીકે એ યાદ છે કે તું વહેલી પરોઢે જન્મ્યો હતો, તેં મને કોઈક વખત કહ્યું હતું... ઇચ્છે છે હું તારી સામે ભૂલનો સ્વીકાર કરું? મારી પાસે યોજના હતી: વિચારું છું રાત્રે ફોન કરીશ, પણ છેવટે પ્રોફેસરનું કુટુંબ મને ગાળો તો નહીં જ આપે, એટલે હું સૌથી પહેલાં તને અભિનંદન આપું છું. સાંજથી જ દુકાનમાંથી બહાર નીકળી, પછી ખુરશીમાં ગોઠવાઈ બેઠી બેઠી અજવાળું થયું ત્યાં સુધી રાહ જોતી રહી. ટૂંકમાં, તારી વર્ષગાંઠ મનાવું છું... એકલી? બેશક એકલી... ટેલીફોન પર પહેલાં તારી પત્ની આવી હતી? તું મારી સાથે વાતચીત કરી શકે છે?.. પણ તું ટેલીફોન મોટા ઓરડામાં લઈ જા... લઈ ગયો? હા તો હવે સારું. હું થોડીવાર સુધી તારી સાથે થોડીઘણી વાતચીત કરીશ અને બસ. તારે આવતી કાલે લેકચર છે?.. નથી? વિચિત્ર વાત—કેવી રીતે નથી?.. માત્ર વાંચવાનું ઓછું કરી દીધું છે?.. ફેકલ્ટી?.. અરે સાંભળ, સાંભળ: મેં ત્યાં કોઈક વાર તારી એક ચોપડી ખરીદી હતી... કઈ? અરે એ તો અઢારમી સદીમાં ફ્રાંસમાં કમિઝારોના બળવા વિષે. અરે બાપરે, કેટલું તેં લખ્યું છે! અને એટલું સારું લખ્યું છે, સેર્યોઝા કે લગભગ બધું જ હું પણ સમજી શકી. માત્ર એક જ વાત સમજી ન શકી કે શેને ખાતર તું આ દુષ્ટ માટે દુ:ખ કરે છે? પહેલાં તેમણે કાટપીટ કરી, પછી તેમને તોલ્યાં—તેમાં વળી હજી શી થીઅરી નીકળી આવે છે? તેમણે જાતે પૂછ્યું હતું...

તું શું કહે છે સેર્યોઝા? તું શું હકીકતમાં ગંભીરતાપૂર્વક કહે છે? એમ ન કર વ્હાલાં, ફોગટમાં શક્તિ ન વેડફી નાંખ. મહાન કાર્યો વિષે વાતચીત કરવા કોને શોધી કાઢી. વર્ષોની સાથે સાથે ગમે તેમ પણ થોડી બુદ્ધિ ઓછી થઈ ગઈ છે, પ્રોફેસર, કેમ ખરું ને?.. એના વિના નહીં? હા, તો કેટળું સારું લાગે છે, તું ફરીથી હસી રહ્યો છે. મેં જાતે જ વગર

વિચારે ભરડી નાંખ્યું અને જાતે જ ડરી ગઈ—ક્યાંક એકાએક તું રિસીવર લટકાવી દેશે... મને શું થઈ ગયું છે? અરે ના, કંઈ નહીં. પણ વાતચીત કરવા માટે પણ તો કશું નથી. હવે એક ઓફિસમાં ટાઇપીસ્ટ તરીકે કામ કરું છું, વિશેષ કરીને કામ ઘેર જ લઈ આવું છું, એમ વધારે સારું છે, આમ ઓછામાં ઓછાં પેલાં ડાચાં ઓછો જોવા મળે છે. હું તો એકદમ ઘરકૂકડી થઈ ગઈ છું. સેર્યોઝા, વિશ્વાસ નથી બેસતો... ખોં ખોં-ખોં-ખોં!.. માફ કરજે, ખાંસી આવી ગઈ. દુષ્ટ સિગારેટો 'ધૂમાડાં', શેતાન તેમને ઉપાડી જાય. અને કોણે ગઈકાલે મારાં ખિસ્સામાં ખોલી દીધી?! યાદ નથી આવતું. કદાચ એ પેલો મૂંછોવાળો બેવકૂફ હતો, બીજું કોઈ ન હોઈ શકે. વળી મારી પાસે ઘેર પણ આવ્યો હતો. કેવી રીતે! એમ મેં પણ તેને આવવા દીધો, ખિસ્સું પકડ! ઓ ભગવાન, આ બધા પુરુષો કેવા મૂરખો હોય છે... ખોટું બોલી? મેં તને ખોટું કહ્યું?! હા, સેર્યોઝા, મેં મારી આટલી જિંદગીમાં તને કદાપિ એક પણ ખોટો જૂઠો શબ્દ કહ્યો નથી! કોની પાસેથી તેં લીધી?.. એ તો આમ દિવસે બન્યું હતું, દિવસે! જ્યારે સાંજે જાણે છે હું ત્યાં કોઈ વેર્સાલ મહેલ લઈ આવી હતી?! મેજ પર ફૂલ પડયાં હતાં, શેમ્પાનની બોતલ, મારા શરીર પર સુંદર ફ્રોક—તેં મારી તરફ નજર નાંખી હોત! માત્ર તે થોડું કસકસતું થઈ ગયું હતું, હું જાડી થઈ ગઈ હતી બિલકુલ ભેંસની જેમ. સૌથી વિરોધાભાસી. શેનાથી હું જાડી થઈ હતી? સમજી શકતી નથી. બિલકુલ નહીં જેવું ખાઉં છું... વીતાલ્કા તેપ્લ્યાકોવ? પણ તું શું નથી જાણતો? તું સાચે જ કશું જ નથી જાણતો?.. મરી ગયો. વોદ્કાથી ખલાસ થઈ ગયો. એક સાથે બે હાર્ડએટેક, બિચારા સાથે બહુ વધારે પડતું થઈ ગયું, તેની જરૂર હતી તેને? તે હજી સુધી વળગી રહ્યો હતો, ભગવાન તેને શાંતિ આપે, આશા રાખતો રહ્યો હતો કે તેને નોંધમાં લેશે. પણ પૂરી રાહ જોઈ ન શક્યો. બેંતાળીસમા વર્ષમાં જ દુનિયા છોડીને ચાલ્યો ગયો: પાછળ બે છોકરાં, પત્ની મૂકીને, મૂરખ... દુ:ખ થાય છે? અને તું શું વિચારે

છે? બેશક દુ:ખદાયક. તે ભલેને દુષ્ટ માણસ હતો પણ તેણે કોઈનું બૂરું નથી કર્યું... અત્યારે મારી સાથે કોણ છે? તારે એ જાણવું ખૂબ જરૂરી છે?.. જરૂરી છે? શા માટે?.. યાદ છે હજી ક્યારેક તેં મને ધમકી આપી હતી: કહ્યું કે અંતમાં છેક છેવટે પ્લમ્બર સાથે સૂઈ જઈશ. વાત કહી શકું છું કે હજી એ પ્લમ્બર નથી. પણ હવે વધારે નજીક... તું નહોતો? શું તું નહોતો? તો પછી એનો અર્થ એ કે મેં સમજવામાં કંઈ ભૂલ કરી નાંખી. મગજમાં આખો વખત કંઈક ઘૂમરાયા જ કરે છે. હા, સાચે જ, કદાચ એ તું નહોતો. તું મને એમ કહી શકતો નહોતો, તું તો ખૂબ પ્રેમાળપણે વર્તનારો છે, તું મને ચાહતો હતો... સેર્યોઝા, પણ તું મને ચાહતો હતો? તું સાચે સાચ ચાહતો હતો? કે પછી હું પોતે જ પોતાના મનમાં વિચારતી રહેતી હતી?.. તો પછી આ ફરીથી તું. પહેલાંનો તું. એટલે કે, મેં મનમાં એમ જ વિચારી નહોતું કાઢ્યું... રહેવા દે, સિર્યોઝા, બહુ થયું. તું હજી પણ શબ્દોની પસંદગી કર, નહીં તો હું ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી પડીશ. તો પછી આ તે કેવો તહેવાર થશે?

ચોધર આંસુએ રડીશ અને તારા વિના... સેર્યોઝા, ગમે તેમ પણ તારો અવાજ કેવો છે! કેટલાં વર્ષો વીતી ગયાં, પણ અવાજ જરાપણ બદલાયો નથી. હવે હું સમજી શકું છું કે શેના ખાતર હું તને ચાહતી હતી: અવાજને ખાતર... અરે ના, હું તો બેશક સાવ નકામી અર્થહીન બકવાસ કરું છું. જો માત્ર અવાજને ખાતર હોત તો... તું તે વખતે આપણી આસપાસ ભમી રહેલાં હલકટ લોકોનાં ટોળાંના જેવો નહોતો. મીલ્કા રાઝુમોવ્સ્કાયા યાદ છે?.. યાદ છે? તે હવે રહી નથી. ગાંડાઓની હોસ્પિટલમાં જ હતી તે ત્યાં જ મરી ગઈ. મેં તેને દફનાવી હતી. એકલીએ. કલ્પના કરી શકે છે? તનતોડ મહેનત કરી છોકરીએ, તનતોડ મહેનત કરી—અને દફનાવવા માટે, અંતિમ ક્રિયા કરવા માટે કોઈ કરતાં કોઈ ન મળ્યું. તેની કબર પાસે થોડી વાર ઊભી રહી અને યાદ કર્યું કે કોઈક જમાનામાં તે કેવી હતી. "હું તારી રાહ જોઈશ, રોબેસ્પીયેર!" યાદ છે, તેં મને કહ્યું હતું? બેશક યાદ નહીં હોય. ખરે, એ બહુ મહત્ત્વપૂર્ણ નથી... પણ? પણ કહે તું શું વિચારે છે? કોને—કોને, આપણે તો હવે સાથે કોઈ પ્રસંગ જેવું મનાવવાનું રહ્યું જ નથી... પીઉં છું? ખૂબ?.. ના, સેર્યોઝા, ખૂબ વધારે પડતું નહીં... બસ બસ, રહેવા દે તું હવે... માઇયા, માઇયા... માઇયાનું શું? માઇયા હતી? તું શું મારી સામે લેક્ચર આપે છે, પ્રોફેસર? પણ બાર વર્ષ પહેલાં તું ક્યાં

હતો?.. માફ કર સેર્યોઝિન્કા, તારા દિલને દુઃખ પહોંચાડવા નહોતી ઈચ્છતી, એના ખાતર ફોન નહોતો કર્યો. જરા વિચારે છે હું પોતે નથી જાણતી કે હું કેવી બદલાઈ ગઈ છું? મને હવે અરીસા સામે જતાં બીક લાગે છે શું આ હું જ છું? આ જાડીપાડી સૂજેલી આંખોવાળી વૃદ્ધ ડોસી—હું, માઈયા? પણ શું થઈ શકે? પોતાની જાતને ફાંસીએ લટકાવી દેવાનો આદેશ આપે છે?.. તને યાદ છે, કેવી હતી હું? એક પણ પુરુષ એવો નહોતો જેણે મારા પરથી નજર હટાવી લીધી હોય. કેવી રીતે આપણે સાથે રહેતાં હતાં? એટલી તાકાત આપણને ક્યાંથી મળી હતી? થીએટર, રેસ્તોરાં, રાતથી સવાર સુધી, આપણી રાત, અને સવારે ફરીથી બધું નવેસરથી, ફરીથી ધૂમાડો, ચક્કર અને એમ ન તો એક દિવસ કે ન તો બે દિવસ પણ આખી જિંદગી! પ્રોફેસર તું અદ્‌ભુત પ્રેમી હતો, તારે એ વાતનો તો સ્વીકાર કરવો જ પડશે. આપણી પરિચિત છોકરીઓમાંથી કોઈનો પણ એવો પ્રેમી નહોતો. બુદ્ધિમાન, ઉદાર દિલનો, રાજકુમાર જેવો, મીઠડો. દેખાવડો પણ, જો જાણવા ઈચ્છતો હોય તો... મને તારાં ચશ્માં બહુ ગમતાં હતાં, તું એ જાણતો હતો?.. ના! તેમનાથી શરમાતો હતો? મૂરખ... રહેવા દે, સેર્યોઝા બધું હવે, તું મને જે કહી રહ્યો છે તે હું મારી જાતને અત્યાર સુધીમાં હજાર વાર કહી ચૂકી છું... સાંભળ, હું શું દારૂ પીઉં છું? કોઈ ખાટો, માત્ર નામ છે શેમ્પેન. ત્યાં ક્યાંક મારી પાસે હજી એક બોતલ હતી. એક સેકંડ થોભી જા, હું ઊઠીને તે લઈ આવું... હા, તો બસ બધું બરાબર છે... પણ એકાએક તને આ શું થઈ ગયું મારા એકના એક? તારાં સ્વાસ્થ્યને ખાતર? હું તને ચાહું છું સેર્યોઝા, આજ દિન લગી ચાહું છું. હા કેવળ હવે એ વાત કોઈ અર્થ ધરાવતી નથી... ધરાવે છે? તું વિચારે છે, ધરાવે છે? સંભવિત છે, ધરાવે છે, હું નથી જાણતી. સેર્યોઝા હું કંઈપણ નથી જાણતી. આમ તો હું જિંદગીમાં કંઈપણ સમજી શકી નથી. ઓછામાં ઓછું પ્રોફેસર તું જ મને સમજાવત કે કેવી રીતે આ બધું બની ગયું તો... ભલે ભલે હવે. આ તો બધી અર્થવિનાની વાતો છે, દરકાર ન કરવા જેવી... હું તને નવો ટૂચકો કહી સંભળાવું? સાંભળ. નાંગરણ પર મોટું સફેદ વહાણ ઝૂલી રહ્યું છે. એકાએક કોણ જાણે ક્યાંથી કાળી પાડી ગયેલી, ગંદી થઈ ગયેલી, આખી તૂટેલી ફૂટેલી, રંગનાં કોકડાં ઊતરી ગયેલી નાનકડી જોરદાર આગબોટ, ભૂંગળામાંથી નીકળતો ધૂમાડો: છુક-છુક-છુક ...

"એય, વહાણ પર, બ્રેડ નથી?

"હા, હા, તું ગયો..."

"આગળ પૂર ઝડપ!"

હસવું આવે એવી વાત નથી?.. બીજાં હસે છે. મને પણ કોઈક કારણસર હસવું આવે તેવું નથી લાગતી. તમે જોઈ શકતા નથી કે તેને બ્રેડની જરૂર છે? હેં બ્રેડ જોઈએ છે? જા તું!.. પણ શા માટે મેં તને આ બધું કહ્યું? પોતે જ નથી જાણતી... સેર્યોઝા, પણ તું શું હકીકતમાં તે હતો? હતો? કે પછી આ બધું માત્ર સ્વપ્નમાં જ બન્યું હતું? એકાએક હું જાગી જાઉં છું પણ તું તો હકીકતમાં એ કદાપિ નહોતો?.. આવશે? મારી પાસે આવશે? ક્યારે?.. આવતી કાલે? પણ તું ડરતો નથી? તું ઓછામાં ઓછી મનમાં કલ્પના કરી શકે છે કે તું શું જોશે?.. ફેર નથી પડવાનો? તો ભલે, આવ, છો ને કંઈ ફેર ન પડે. સરનામું લખજે... સાચે જ, આ બધું શાને માટે છે, હકીકતમાં! પણ આવશે. આવશે અને જોશે. આનાથી શું બદલાઈ જશે?.. મને સેર્યોઝા હવે બધું એક સરખું લાગે છે. ઘણીવાર માત્ર એક જ ઇચ્છા થાય છે—બની શકે તેટલી જલ્દી હંમેશ હંમેશ માટે આ દુનિયામાંથી ચાલી જાઉં જેથી મારી પાછળ મારાં પગલાંનું નામોનિશાન ન રહે. આહ, બધું એમ ન બન્યું, મારા સારા, એમ ન બન્યું! બધું એમ ન બન્યું... સૂઈ જા. હવે તો સવાર પડી ગઈ છે. ત્યાં પેલાં ચકલાં કેવાં ચીંચીં કરે છે, સાંભળે છે. સૂઈ જા...

અનાતોલીય કીમ

# ઉ. સં. કા.નો રોમાંચક પ્રસંગ

રાજધાનીમાં અત્યંત, આવશ્યક હતું એક મહત્ત્વનું કામ કઢાવવું — આ શબ્દ વિશેષ અર્થપૂર્ણ મહત્ત્વ ધરાવતો હતો, અમારા સમયમાં બધાંને માટે તે સમજી શકાય તેવું હતું. કામનો અંતિમ ફેંસલો મુખ્ય સંસ્થાના ઉપવડા પ્રોફેસર ચેનાવેન્કો જ કરી શકતા હતા, જેના આદેશને અમારી પ્રાંતીય સંસ્થા અનુસરતી હતી, પણ ચેનાવેન્કો અચાનક એક અઠવાડિયા માટે સ્વીડન ચાલ્યા ગયા; અને અમારી મુખ્ય ડાયરેક્ટર ફેનીમોરોવાને અને મારે મોસ્કોમાં જ રોકાઈ જવાનો અને પ્રોફેસરની રાહ જોવાનો વારો આવ્યો. પ્રાસ્તાવિક ભૂમિકા આવી છે.

એટલે કે સાંજના સમયે તે ટેલીફોન હાથમાં લે છે અને મને, પોતાની ભૂતપૂર્વ પત્નીને ફોન કરે છે. મેં મનમાં વિચાર્યું, તેને કહી દઉં કે તારા માટે હું ઘણાં વખત પહેલાં જ મરી ચૂકી છું; બિલકુલ બરાબર, મેં જ જવાબ આપ્યો પણ ઘણીવાર બને છે એવું કે મૃતકો પણ પુનર્જીવિત થાય છે... મને તારો ટેલીફોન નંબર સેન્યા બ્રીઝગીને આપ્યો, યાદ છે તે? — આ બધું તેને બિલકુલ સ્વાભાવિક સ્વરમાં કહ્યું, પણ તેનું દિલ ઊછળી ઊછળીને ગળા સુધી આવી જતું હતું. — લ્યુદ્‌મિલા, એ જ રીતે આગળ વાત ચાલુ રાખું છું, શું તું મને મળવા આવી શકશે, હું શાખા હોટલમાં રહું છું અને મારી પાસે અલાયદા ઓરડો છે. — હું મોટેથી હસી પડી અને જવાબ આપ્યો: પણ હું મારા પોતાના ત્રણ રૂમના ફ્લૅટમાં રહું છું, પતિ પ્રવાસે ગયો છે, મારે ઘેર મહેમાન તરીકે સ્વાગત કરી શકું છું. — અને અમને બંનેને એ સ્પષ્ટ થઈ ગયું કે વાસ્તવમાં કોઈ મુલાકાત નહીં થાય, અમે બંનેએ પોતપોતાના ટેલીફોનના તારને છેડે જ રહીને ઍરપોર્ટ પરની અમારી છેલ્લી વાતચીત યાદ કરી, જ્યારે મેં કહ્યું કે તે પોતાના દાવાઓ અને બુદ્ધિપ્રતિભાઓની

ઊણપને લીધે માત્ર પુરુષોનો શિકાર બને છે;—પણ મેં જવાબ આપ્યો હતો કે ઘરેલું કપડાં સાથેના કઠોડા પાસે કંઈપણ કર્યા ધર્યા વિનાનાં મૃત્યુ કરતાં એમ વધારે સારું છે.

હું પુરુષોનો શિકાર તો ન બની. પણ મારા કરતાં ત્રીસ વર્ષે મોટા માણસ સાથે લગ્ન કરીને હું મારા ભૂતપૂર્વ પતિને મારાં શબ્દોમાં પાકી ખાતરી પણ ન કરાવી શકી કે આમ મેં પ્રબળ પ્રેમને લીધે કર્યું હતું.—શબ્દો તો આ આઠ વર્ષ જૂનાં હતાં—ઘરેલું કપડાં સાથેના કઠોડાં વિષેના પણ એ શબ્દોએ મને એ યાદ કરાવ્યું કે અડધા કલાક પહેલાં જ મેં મારાં બંને ખમીસો ધોયાં હતાં અને તે બાથરૂમમાં પ્લાસ્ટીકની દોરીઓ પર લટકતાં સૂકાઈ રહ્યાં છે.

આઠ વર્ષ પહેલાં તેણે મને કહ્યું હતું કે જ્યાં સુધી મારાં વાળ ધોળા નહીં થઈ જાય ત્યાં સુધી હું ઉપ સંશોધન કાર્યકર તરીકે જ રહેવા સર્જાયેલો હતો અને તે સાચી નીકળી: મારો કેશકલાપ જાણે બરફ જેવો સફેદ થઈ ગયયે, પેંટના પટ્ટા નીચે મારું પેટ લબડે છે, અને હું હજી પણ ઉ.સં. કા.ના નામે ફરી રહ્યો છું અને મારું આખું આગળનું ભવિષ્ય બાહોશ ફેનીમોરોવા યેવ્ગેની પાવ્લોવ્નાના હાથમાં છે.

"તો પણ જિંદગી કેમ ચાલે છે?" મેં પૂછ્યું.

"તું શું સાંભળવા ઇચ્છતો હતો?" મેં જવાબ આપ્યો. "જે કંઈ ઇચ્છતી હતી તે બધું મારી પાસે છે. એક સ્ત્રીને જે જરૂરી હોય છે... અને તેં પણ મેં સાંભળ્યું છે કે લગ્ન કરી લીધાં છે?"

"હા. મારે ત્રણ વર્ષનો દીકરો છે... પણ તારી રંગભૂમિ? કેમ ચાલે છે તારી રંગભૂમિ, લ્યુદ્‌મિલા?"

"રંગભૂમિ હતી. છોડી દીધી. એ મુખ્ય ધ્યેય ન લાગ્યો."

"તો પછી મુખ્ય ધ્યેય શો છે?"

"કહેવું મુશ્કેલ છે... કદાચ એ કે હું આઠ વર્ષ છરડી થઈ ગઈ.

"પણ એ તો આપણે ત્યાં બધાંને એમ જ હોય છે."

"અને તું કેમ છે? નવી પત્ની સાથે જો કે તને ફાવી ગયું હશે, કેમ ખરું ને? કોણ છે તે?

"મારી સહકાર્યકર."

"નીના?"

"ના."

"ઝુલ્ફિયા!"...

"ના! તું તેને નથી ઓળખતી. તારાં ગયાં પછી તે અમારી સંસ્થામાં આવી હતી.

"અને તેની સાથે તું કેમ છે?"

"બધું સારું છે. તે તો મારા ખભા સાથે ખભા મેળવી ચાલનારી નીકળી."

"તું હજી સુધી મને માફ નથી કરી શકતો?"

"ક્યારનીય માફ કરી દીધી તને, મિલા. તારા સૌંદર્યને હું મારા હાથમાં ટકાવી શક્યો નહીં. નિખાલસતાપૂર્વક જેમ જોઉં છું તેમ સ્વીકારું છું. તે મારાં ખિસ્સાને પોષાય તેમ નહોતું."

"ના, તું કશું જ સમજ્યો નથી. તેમાં વળી ખિસ્સાને પોષાવાની વાત ક્યાંથી આવી? કેવળ આપણે જુદાં જુદાં સ્તરો પર વિહરતાં હતાં."

"હું કોઈ પંખી નથી, લ્યુદ્‌મિલા. મને ઊડતાં નથી આવડતું."

"પણ હું તો પંખી છું! હું સીગલ છું, મને ઊડતાં આવડે છે. ઓછામાં ઓછું સ્વપ્નમાં તો હું એટલી સરસ રીતે ઊડી શકું છું!"

"પણ હું તો સ્વપ્નમાં હંમેશાં ક્યાંક કોઈ ખાડીમાં પડું છું, પગ વાળી લઉં છું. કે પછી કળણમાં ખૂંપતો જાઉં છું. એમ લાગે છે કે હું દેડકો છું..."

અને એ વાત પર અમે બંને ખડખડાટ હસી પડયાં. અમારી વીતી ગયેલી સૌથી સારી ક્ષણોમાંથી ટેલીફોન પરથી વાતચીતમાં જે કંઈ નીકળી આવ્યું તે સંપૂર્ણપણે મૃતકોનાં પુનર્જીવિત થવાની સંભાવિતાને સાબિત કરતું હતું... અમે ક્યારેક તો પ્રેમ લગ્ન કર્યાં હતાં અને ત્રણ વર્ષની સહિયારી જિંદગીમાંથી પહેલાં બે વર્ષ તો ખૂબ સારી રીતે રહ્યાં હતાં. ઉદાહરણ તરીકે મેં એક દિવસ સ્વપ્નમાં જોયું કે કેવી રીતે અમે બંને આણ્વયુદ્ધથી બચી ગયાં હતાં અને હું એટલી બધી બી ગઈ હતી કે તેને કોઈ લોખંડી રોબટો ઘસડીને લઈ જઈ રહ્યાં છે—તે સમયે મારા માટે આ કલ્પના પણ સૌથી ભયંકર હતી...—જ્યારે મને લ્યુદ્‌મિલાનો ચહેરો એટલો બધો સુંદર લાગતો હતો કે હું તેનાથી વધારે સુંદર સ્ત્રી હોઈ શકતી હતી તેની કલ્પના સુદ્ધાં મનમાં કરી શકતો નહોતો... અને અત્યારે આપણે મોસ્કોના ટેલીફોન પર વાતચીત કરી રહ્યાં છીએ: હું, હોટેલની ખુરશીમાં હાથપગ ફેલાવીને બેસીને, આખા દિવસની મહેનતભરી દોડાદાડે પછી ઘસાઈ ગયેલા ગલીચા પર આરામ કરતાં ઉઘાડા પગને હલાવતાં,—અને હું,

મારા ફ્લેટના પ્રવેશરૂમમાં ઊભાં ઊભાં અને કંઈપણ વિચાર્યા વિના એકાગ્રતાપૂર્વક દીવાલ પર ટાંગેલા અરીસામાં પોતાનું પ્રતિબિંબ જોતાં.

— મને એ જોવાની ખૂબ ઇચ્છા થાય છે કે બધાંને માટે આશ્ચર્યજનક એવા અમારા અણધાર્યા છૂટાછેડા પછી તે, લ્યુદ્‌મિલા કેવી બની ગઈ હતી, પણ હું સાવધાનીપૂર્વક એ વિષે વિચારું છું કે તેની સામે હું ખાસા એવા વાસી સ્વેટરમાં, ધોયા વગરના ખમીસમાં હાજર થઈ શકીશ કે કેમ, અને રસ્તા માટે મેં એમ વિચારતાં કે કામ બે દિવસ કરતાં વધારે લાંબું નહીં ચાલે બીજાં કપડાં લીધાં પણ નહોતાં... પણ તેમ છતાંય અચાનક મારા મોંમાંથી નીકળી જાય છે:

"કદાચ, તેમ છતાં પણ મારે તને મળવા આવવું જોઈએ લ્યુદમિલા?"

"મને ખૂબ ખુશી થશે," તે જ ક્ષણે મેં જવાબ આપ્યો, પણ અરીસામાંનો મારો દેખાવ, જેના તરફ હું એ ક્ષણે નજર નાંખી રહી હતી, મને ઉઘાડી પાડે છે: હું આ મુલાકાતની વાસ્તવિક સંભાવિતાથી ડરી ગઈ હતી. હળવેથી આંખના ખૂણાને નીચે ખેંચી જતા નાનો ત્રણ ઈંચનો ઘાવ મારા ચહેરાના જમણી બાજુના ગાલને ઘેરી લે છે, આ એક વિખ્યાત નાટ્ય કલાકાર સાથેની લડાઈનું નિશાન હતો, જેની સાથે કોઈક સમયે મારી મિત્રતા હતી. જોકે આ ઘાવ મારા ચહેરાને બિલકુલ વિકૃત તો નહોતો કરતો તેમ છતાં પણ તે એવો લાગતો હતો કે જાણે તેના પર કોઈ પાપી જિંદગીની ક્રૂર છાપ પડી હોય, જોકે ભગવાનની દયાથી મારા નસીબમાં એવું કંઈ કદાપિ બન્યું નહોતું.

"આવ," હું શાંતિપૂર્વક કહું છું. "આપણને એકબીજાને મળવામાં હકીકતમાં કોઈ અડચણરૂપ નડતર નથી. છેવટે તો તું મારો પહેલો પ્રેમ છે."

"માત્ર એ વાતથી ડરું છું, વ્હાલી," હું મજાકભર્યા સ્વરમાં આનો જવાબ આપું છું, "કે મારી જૂની લાગણી ફરીથી ભડકી ઊઠશે અને હું ત્યાં રાજધાનીમાં તમારે ત્યાં નાશ પામીશ"...

"શેનાથી વળી નાશ પામશે?"

"હા વાત ચામ છે... કુટુંબ ત્યાજી દઈશ, ખૂબ દારૂ પીવા લાગીશ... એટલા ખાતર રખડેલ બની જઈશ કે તારા ઘરની બારીઓ નીચે માત્ર ઊભા રહેવાની તક મળે."

"કેવી રસપ્રદ વાત! વિશ્વાસ નથી બેસતો કે શું આપણા સમયમાં હજી એવાં વૃત્તાંતો, એવી હકીકતો બની શકે છે?"

"તો શું, વિશ્વાસ નથી કરતી?"

ત્યાં જ ટેલીફોનમાં જોરદાર ટકટક અવાજ સંભળાયો અને અમારી વાતચીતમાં કોઈ સ્ત્રીનાં ખિન્નતાભર્યા અવાજે દખલ કરી:

"વાદીમ નિકોલાયેવિચ?"

"હા, હું છું," મેં તત્ક્ષણે જ આ અવાજ ઓળખી લેતાં ઉતાવળપૂર્વક જવાબ આપ્યો.

"તને, શું?" હું આશ્ચર્ય પામ્યો.

"હા, મને, મને!"

"ઓહ! તું એમ લાગે છે કે સમય ખોટો નથી વેડફતો," પોતાની જાતને રોકી ન શકતાં મેં ટોણો માર્યો. "સ્ત્રીઓ ચેન નથી આપતી!"

"આ બધાંનો અર્થ શો છે, વાદીમ નિકોલાયેવિચ?" અવાજે કરડાકીપૂર્વક સવાલ કર્યો. "કોની સાથે તમે ત્યાં ગપાટાં હાંકી રહ્યાં છો?"

"આ તો ટેલીફોનની ભૂલ છે, યેવ્ગેનીયા પાવ્લોવ્ના," હું મારી ઉપરીને સમજાવવાનું શરૂ કરું છું. "તમે એક મિનિટ માટે ટેલીફોન બંધ કરો, હું તમને પછી ફરી ફોન કરું છું."

"મારી પાસે બંધ કરવાનો બિલકુલ સમય નથી, માનનીય વાદીમ નિકોલાયેવિચ", ડૉ. ફેનીમોરોવા કાબૂ બહાર થઈ ગઈ, "હું ઝાગોર્સ્ક જાઉં છું અને હમણાં જ મારા ફરમાનો સંભળાવવાની રજા આપો વધારે સારું એ છે કે તે લખી લો નહીં તો હંમેશાંની જેમ તમે કહેશો કે યાદમાંથી નીકળી ગયું."

"સારું, યેવ્ગેનીયા પાવ્લોવ્ના."

"ઓહો! તારું ઉપરીપણું ખૂબ કડક લાગે છે, વાદીમ," ફરીથી હું પોતાની જાતને રોકી ન શકી, "અને વળી ઉદ્ધતાઈપૂર્વક બીજાંની વાતચીતમાં ધસી આવે છે અને માફી માંગવાની પણ જરૂર નથી સમજતી."

"આ શું?!" ફેનીમોરોવા એકદમ અકળાઈ ઊઠી. "વાદીમ નિકોલાયેવિચ, ધ્યાનમાં રાખો, મારી પાસે બિલકુલ સમય નથી, નીચે કાર મારી રાહ જુએ છે. હું તમને અડધા કલાકથી ફોન કરી શકતી નહોતી."

"વ્હાલી, પછી વાતચીત કરીશું..." મેં એકદમ ગભરાઈને વિનંતીભર્યા સ્વરે કહ્યું.

"તમે આ કોને કહો છો?" ફેનીમોરોવા બોલી.

"માફ કરજો, આપને નહીં." હું જવાબ આપું છું.

"ભલે ભલે," મેં તેની પર દયા ખાધી. "પોતાની ઉપરી સાથે વાતચીત કરી લે, વાદીમ. આવજો, ખૂબ ખૂબ માનનીય યેવ્ગેનીયા પાવ્લોવ્ના."

"તું માફ કરજે, લ્યુદ્‌મિલા... હું તને પછી ફોન કરું છું."

"શા માટે જવાબ નથી આપતાં?" હું બરાડી ઊઠી.

"શું આ તે છે?" ફેનીમોરોવાને આશ્ચર્ય થયું. "કોના પર?!"

"મેં તમને કહ્યું: આવજો. શા માટે જવાબ નથી આપતાં?"

"આહ, તો એમ છે... ભલે આવજો."

"વિદાય, તમારા જેવી ગાયને."

"શું—શું? કેવી રીતે તમારી હિંમત ચાલે છે... વાદીમ નિહોલાયેવિચ! આ બધું શું છે?!

"તેમાં વળી વાદીમ નિકોલાયેવિચ વચ્ચે ક્યાંથી આવ્યાં?" હું ફરીથી બૂમ પાડી ઊઠી. "તમને ગાય કહી હતી મેં, પણ લાગે છે કે વાદીમ નિકોલાયેવિચે નહીં."

"લ્યુદ્‌મિલા, અને તું, હું જોઉં છું કે હજી એ જ નાટકમંડલીમાં છે," હું ગંભીરપણે બોલ્યો. "હજી એમાં જ..."

"તને હું પણ ઓળખી ગઈ, તું પણે હજી એવો જ લાગે છે."

"ભલે પણ એ જાણો છો કે બધાંને પોતપોતાનાં કામ હોય છે. વાદીમ નિકોલાયેવિચ હમણાં ને હમણાં જ મારા ઓરડામાં આવી જાવ અને ટેલીફોન પર વાતચીત કરવાનો હું ઇનકાર કરું છું!" અને ફેનીમોરોવાએ ટેલીફોન બંધ કરી દીધો.

"મેં તને એટલા માટે ત્યજી દીધો નહોતો કે તારાં ખિસ્સાં હંમેશાં ખાલી રહેતાં હતાં, જેવી રીતે તું પોતાની જાતને ખુશ કરવા કહે છે, ના, જોકે તું માત્ર આ જ હકીકત પર આગ્રહ રાખે છે તેમ છતાં પણ એટલા માટે નહીં. હું ત્યારે તારી સાથે માત્ર રહી શકી જ નહીં જ્યારે સારી રીતે એ જાણી લીધું કે તું એવો આત્મલક્ષી છે. મને તારી હલકી રીતભાતોથી અત્યંત નરફત હતી, ધૃણા આવતી હતી, તુમાખી તું કપટી છે. અને મને હવે ફરીથી કદાપિ, છેક મૃત્યુ સુધી કદાપિ ફોન ન

કરતો! હું આ જિંદગી કોઈપણ રીતે તારા વિના જીવવા ઇચ્છું છું, તું હવે ફરીથી ભૂલ ન કરતો, સમજ્યો?"

"ચાલે છે," મેં જવાબ આપ્યો. "બસ માત્ર હવે ગુસ્સો ન કર, મહેરબાની કરીને હિસ્ટેરિયામાં ન આવી જા. એ તરફ તારો બહુ મોટો ઝુકાવ હતો અને વર્ષોની સાથે જોઉં છું કે સ્થિતિ વધારે સારી નથી થઈ."

"ઓહ, જો માત્ર તું એ જાણતો હોત કે જ્યાં સુધી મારી સાથે સંબંધિત છે ત્યાં સુધી તેં શું કહ્યું, શું કહે છે અને ક્યારેક પણ શું કહી શકે છે એ બધાંથી મને કંઈ ફેર નથી પડવાનો!"

"એને કદાચ મને પણ!" પોતાની જાતને રોકી ન શકતાં હું ચીસ પાડી ઊઠ્યો.

અને અમે બંનેએ એક જ સમયે, જાણે કોણ જલ્દી કરે તેની ઉતાવળ કરતાં, રિસીવર ફેંક્યા. ટેલીફોનનો સંપર્ક કપાઈ ગયો, અમારી વચ્ચેની વાતચીત પૂરી થઈ ગઈ, અંતહીન વાતચીત જે ત્યાં સુધી ચાલતી રહેશે જ્યાં સુધી અમારામાંથી કોઈ હજી આ ધરતી પર જીવતું રહેશે અને આ વાતચીતનો એક માત્ર વિષય હશે આ નથી કે. "હું તને ચાહું છું" કે પછી "હું તને નફરત કરું છું", પણ કદી સાંત્વના ન પામી શકનાર ફરિયાદ અને કમનસીબી "બધામાં દોષી તું છે," અને "ના, તું એકલી જ દોષી છે." પણ અમે બંને શેમાં દોષી હતાં? અમારું ટૂંકું લગ્નજીવન, જિંદગીનું નિષ્ફળ યુગલગીત—અમારી કૌટુંબિક ઝૂંપડી ક્યારની ફૂંકાઈ ગઈ હતી, કશું જ તેના વિષેની યાદ તાજી કરાવતું નહોતું અને માત્ર અમારાં હૃદયોમાંનાં નાસૂર બની ગયેલાં ચિહ્નો અદૃશ્ય થયાં નહોતાં.

આ સાંજે હું ઘરમાંથી બહાર નીકળી ગઈ અને થોડી જ વારમાં વરાળથી ગૂંગળામણભર્યા, ગરમીભર્યા, ભેજભર્યા શિલ્પકારના વર્કશોપમાં આવી ગઈ, જે સદોવો-કારેત્નાયાના એક ઘરના ભોંયરામાં હતું.—જ્યારે હું હોટેલના ત્રીજા માળે ફેનીમોરોવાના ઓરડામાં દોડીને ગયો, વડાની ગાળો ખૂબ ખાધી અને પોતાનાં ઓરડામાં પાછા આવીને બહાર શેરી તરફ નજર નાંખતો બહુ વાર સુધી બારી પાસે ઊભો રહ્યો.

શહેરમાં નિયમિતપણે દીવાબત્તીઓ સળગતી હતી, પ્રકાશથી ઝળહળતી શેરી પર અંતહીન બખ્તરધારી સાપ સરકી રહ્યો હતો, આમળિયાં ખાતો પુલ તરફ જતો, પુલની પેલે પાર—અંધારિયા નગરની ઇમારતોના પહાડો વચ્ચેની સાંકડી ખીણોમાં અદૃશ્ય થતો હતાં. આ

ઓટોમોબાઈલનો બનેલો ચમકીલો સાપ દરેકે દરેક માનવીય આત્મામાંથી બનેલો હતો, જે લોખંડનાં ખોખાંઓની વચ્ચે જકડાયેલા હતા અને તે બધાંને માટે અત્યંત જરૂરી પ્રાણવાયુને બાળી નાંખતાં પાપીઓ એટલી માત્રામાં વધારે હતાં કે તેમનો દરેકનો અલગ અલગ પણે વાતાવરણને દૂષિત કરવાના ગુના હેઠળ ન્યાય કરવો અસંભવ હતો—તેની સજા આપણાં બધાંની ઉપર રાત્રીનાં ધુમ્મસનાં કાળાં વાદળોથી લટકતી હતી. આપણે બધાંએ આપણી પોતાની ઇચ્છાઓથી અને વિચારપૂર્વકતાથી, મહા મહેનત અને બુદ્ધિપૂર્વક આ લોખંડનાં સાપને જન્મ આપ્યો હતો અને હવે તે જ છટકીને સીધો આપણા પર જ આક્રમણ કરવા લાગ્યો અને એક પછી એકને હોઈયાં કરવા લાગ્યો હતો. શું આપણે ખુશી અને આઝાદીના લક્ષને ધ્યાનમાં રાખી આ ભયંકર ચમત્કારનું સર્જન નહોતું કર્યું? તેણે આપણામાંથી દરેકે દરેકને ઓછામાં ઓછા પોતાના ખોરાકના નાના ટૂકડામાં, જિંદગીની શક્તિના એક ટીપામાં પરિવર્તિત કર્યા છે, જે તેના અસ્તિત્વ માટે અત્યંત આવશ્યક છે.

— હવે શું કરવું? અને ફરીથી મેં ટેલીફોન હાથમાં લીધો; અને—મેં પડદા પાછળ કપડાં ઊતાર્યા તથા થોડી ક્ષણો પોતાનાં ફેંકેલાં ચીંથરાંઓ વચ્ચે ચૂપચાપ ખુરશીમાં બેસીને પછી સ્ટુડિયોની વચ્ચોવચ ગઈ અને મંચની વચ્ચોવચ ફેંકેલા ચટાપટાવાળા કંતાન પર આડી પડી.—એટલે કે મેં હજી એક બીજા નંબર પર ફોન કરવાનો નિર્ણય કર્યો હતો—ઈન્સ્ટીટયુટની મિત્ર લીઝાને, મેં સાંભળ્યું હતું કે તેણે પણ પતિથી છૂટાછેડા લીધા હતા—વેહેલું અંધારું થતી, શિયાળાની સાંજ પડવાની હજી શરૂ જ થઈ હતી અને એવી સાંજે કોઈની પાસે કરવા માટે કશું જ ન હોય અને અજાણ્યા શહેરમાં તદ્દન એકલાં હોય ત્યારે કોઈપણ ગાંડુ થઈ શકતું હતું.—હું યોગ્ય સ્થિતિમાં ગોઠવાઈ, એટલે કે એક પગ વાળ્યો અને બીજો લંબાવ્યો, હાથ પહોળા ફેલાવી દીધા અને માથું થોડું ડાબા ખભા તરફ વાળ્યું—બત્તીની રોશની સીધી મારી આંખોમાં આવતી હતી અને મેં તે મીંચી લીધી; મારો શિલ્પી ક્યાંક પાસે જ પોતાના કામમાં વ્યસ્ત હતો, ભીની ચીકણી માટીને હાથથી લીપી રહ્યો હતો—મેં ટેલીફોનના રિસીવરમાં લાંબો ટું-ટું-અવાજ ધીરજપૂર્વક સાંભળ્યો અને છેવટે વિચારી લીધું કે આજે સાંજે લીઝા નહીં મળે, પણ ત્યાં જ એકાએક રિસીવર કોઈએ

ઉપાડયું અને બિલકુલ ગંભીર તથા અપરિચિત અવાજ આવ્યો, જે અધીરાઈ અને નિરાશા સભર હતો:

"કોની સાથે તમારે વાત કરવી છે?"

"અમારે લીઝા લોગિનોવાની સાથે વાત કરવી છે, જેને લગ્નાં પહેલાં શીનોવા કહેતાં હતાં," મેં મજાકપૂર્વક કહ્યું અને પછી અનુભવ્યું કે આ તો મૂર્ખામી હતી: ત્યાં મારા એ મજાકભર્યા અવાજને સ્વીકારવામાં ન આવ્યો.

"આપ કોણ છો?" લીઝાએ ઉદાસ સ્વરે પૂછ્યું.

"જૂનાં પરિચિતોમાંથી એક, જેને તમે ઘણાં વર્ષો પહેલાં ટાઈ ભેટ આપી હતી."

"ટાઈ?.."

"હા, હા, તેમાંય વળી ફ્રેંચ અને હું આ જાડા કંતાન પર નાંગા શરીરે આડી પડું છું—અને હું રિસીવરમાં લીઝા સાથે, પેલી જ લીઝા સાથે વાતચીત કરું છું જેણે કોઈક વખત સુંદર ટાઈ ભેટ આપી હતી:—

"કેટલાં વર્ષો વીતી ગયાં... હા, તો તું કેમ છે?"

"હું કેમ છું... બાળક સાથે એકલવાયી સ્ત્રી કેવી રીતે રહી શકે છે?" તે જવાબ આપે છે "ફરીથી માંદગી રજા પર બેઠી છું."

"માંદી પડી ગઈ?"

"હું નહીં, દીકરી. એક મહિનામાં જ આ બીજીવાર ઘેર બેઠાં છીએ."

"એટલે કે તેં પણ છૂટાછેડા લઈ લીધા છે. અને એવું તો બદલી ન શકાય તેવું હતું?

"અરે, મારા વ્હાલા, શેના વિષે તું કહે છે! હું તો એ બધાં વિષે વિચારવાનું પણ ભૂલી ગઈ છું. તેને તો ક્યારનુંય બીજું કુટુંબ છે, બાળક છે..."

"હા, લાગે છે આપણું નસીબ ખરાબ છે."

"શા માટે ખરાબ છે?"

"એમાં કે... એક દિવસ નિર્ણય લઈએ છીએ અને..."

"પણ, દોષી કોણ છે?" ટાઈ... જન્મદિવસ પર."

"અરે, એ તું છે!.." અને મેં પળવારમાં જાણે મારી સમક્ષ આ હસતા ચહેરાને ઊભેલો જોયો, જેની લાંબી ગોળાકાર ભમ્મરોવાળો હતો, માથું ખભા તરફ ઢળેલું હતું...

લીઝા શીતોવા સાથે હું અને ઉ. સ. કા. કોઈક જમાનામાં બહુ ગાઢ મિત્રતા ધરાવતાં હતાં અને અમે બંને પોતપોતાના પાપનો બોજો તેની સામે ઠાલવતાં હતાં: લીઝા પહેલા કોર્સથી જ મારી બેનપણી હતી, તેની મારફતે જ મારો મારા થનારા પતિ, ઉ. સં. કા. સાથે પરિચય થયો હતો, તેને મેં છીનવી લીધો, અને હું તેની સાથે પરણી ગઈ,—જ્યારે મેં લ્યુદ્મિલા સાથે લગ્ન કરવાનો નિર્ણય કરી લીધો ત્યારે લીઝા સાથે સલાહમસલત સુદ્ધાં નહોતી કરી અને તેને બિલકુલ કંઈ જ કહ્યું નહોતું ...—

સવાલ એ ઊઠે છે કે, કેવી રીતે આપણે માત્ર અવિચારીપણે કેટલાંક એવાં મહત્ત્વપૂર્ણ નિર્ણયો લઈ લઈએ છીએ કે જેના પર આપણી આખી ભવિષ્યની જિંદગી અવલંબિત હોય છે? સૌભાગ્યવતી થવાનો નિર્ણય કર્યો,—લગ્ન કરવાનો નિર્ણય કર્યો—"હા ... કોણ?"

"આપણે જાતે જ દોષી છીએ.

શું આપણે જાતે જ? શું આપણો દોષ એમાં છે કે એક દિવસ કંઈ જાણતાં નથી, એક દિવસ કંઈ સમજતાં નથી અને પછી જોઈએ છીએ કે જિંદગી તો નીકળી રહી છે, અને તે પણ **એક દિવસે**? શું એ કુદરતનો એવો નિયમ જ છે કે માણસ ખરાબ જિંદગી જીવી ગયો અને પછી એ જુએ છે—કે પછી માત્ર? ખાલી ખાલી નજરે જોવું ભાઈ શિલ્પી, નિષ્ફળ ગયો અને તું, તારી ખુશી પાછળ છે. અને પોતાની અદ્‌ભુત ભૂખરી આંખો વડે મારી તરફ ન જો. તારી આંખોમાં નીરસ શૂન્યતા ડોકાઈ રહી છે અને તારી બધી પત્થર થઈ ગયેલી વસ્તુઓ આ શૂન્યતાને પ્રગટ કરે છે. તેં પણ એક દિવસ શિલ્પી બનવાનો ભૂલભરેલો નિર્ણય લીધો હતો. તારે તો ફિટર થવું જોઈતું હતું. પણ મને ગરમાવો લાગે છે; તેના વર્કશોપમાં હંમેશાં ગરમાવો, ગૂંગળામણ અને ભેજ સુદ્ધાં હોય છે, બિલકુલ બાથરૂમની જેમ; ભલેને ગમે તેટલું વિચિત્ર લાગે પણ મને એમ લાગે છે કે હું ભોંયરાથી અને આ ફિટરનાં ખરબચડાં હાથથી ટેવાઈ ગઈ હતી. ટેવાઈ ગઈ હતી.. શું ખરેખર હું જિંદગીને ફરીથી વળગી રહી હતી?

"ફરીથી જૂની વાતો શરૂ કરવી? જેથી કરીને ફરીથી એ બધાંને કસોટીએ ચઢાવવું જેને પરિણિત જિંદગી કહેવામાં આવે છે! ના, આભાર. હવે નહીં, હું એકલાં જ જિંદગી જીવવાનું વધારે પસંદ કરું છું."

જ્યારે **ઉ. સં. કા.** એક કલાક પછી લીઝા પાસે આવ્યો અને તેને પૂછ્યું કે તે ફરીથી લગ્ન કરવાની તો તૈયારી નથી કરતી કે શું, ત્યારે તેણે આમ કહ્યું હતું. એ જ સમયે તેની ઘણા ઘણા લાંબા વખતથી ભૂલાઈ ગયેલી સખી લ્યુદ્‌મિલાને યાદ આવી ગઈ અને તેના વિષે એમ પણ વિચાર્યું કે ઉ. સં. કા. તેની સાથેની નિષ્ફળતાભરી વાતચીત પછી કદાચ બીજા કોઈકની સાથે સંપર્ક કરવાનો પ્રયત્ન કરે છે, અને લીઝોચ્કા શીતોવા સાથે નહીં તો બીજા બિચારા કોની પાસે તે જશે. જેની સાથે તેનો પોતાના સમયમાં પરણવા વારો આવ્યો હતો.

લીઝાએ તેને બિલકુલ જુદી જ રીતે જેની યાદ આવી હતી તેની તરફ લગભગ ભયપૂર્વક જોયું...

"અને ફરી કદાપિ લગ્ન નહીં કરે?" **ઉ. સં. કા.એ** રમતિયાળ, અર્થસભર સ્મિત સાથે પૂછ્યું.

"તેણે તારી સાથે શું કર્યું?" લીઝાએ સ્થિર નજરે તેની તરફ જોતાં ધીમેથી ઉચ્ચાર્યું.

"કોણે?" તેણે આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"કોણ... બેશક, તારી અત્યંત સુંદર, ખૂબસૂરત લ્યુદ્‌મિલા."

"ઓહ, એકાએક યાદ આવી ગયું! હા, આઠ વર્ષથી ભગવાનની મહેરબાનીએ તેના વિના જીવું છું. ચાર વર્ષથી બીજી સાથે લગ્ન કર્યાં છે.

"ના, ગમે તેમ પણ તે!"

"'ગમેતેમ' શું? હું ઘરડો થઈ ગયો છે કે શું?"

"ઘરડો થઈ ગયો છે. હા, વ્હાલાં, ઘરડો થઈ ગયો છે."

"ઓય મા, શું તું હવે જુવાન પણ નથી. માફ કર જે..."

"પણ હું... મારી સાથે બધું બેશક છે. મેં પ્રેમલગ્ન નહોતાં કર્યાં. હવે હું અને મારી દીકરી—બસ એ જ મારો સમગ્ર પ્રેમ છે."

તેણે તેની તરફ દુ:ખસભર નજરે જોયું. જ્યારે તે પોતે આછા પાતળા વાળવાળી, દવાઓની દુકાનના રબર વડે ચોટલી વાળેલી ખરાબમાં ખરાબ હતી. તે એકાએક ઊભી થઈ અને બીજા ઓરડામાં ચાલી ગઈ... સસ્તા કરચલીઓવાળા જીન્સના પેન્ટમાં, કેમ્બ્રીકના શર્ટમાં; ખૂંધવાળી; પીઠ પર બે બટણ વડે વાળી બ્રેસીયરની પટ્ટી દેખાય છે. **ઉ. સં. કા.** ઓરડામાં એકલો રહી ગયો, તેણે ધ્યાનપૂર્વક આસપાસ નજર નાખી. દીવાલ પર સીધા દીવાલપેપર પર કોઈ સામાયિકમાંથી કાઢેલું ચિત્ર ચોંટાડવામાં આવેલું હતું: નીગ્રો મંડળી 'બોની એમ', કાળા પગવાળી

છોકરીએ અને વાંકડિયાવાળવાળો, જુવાન હાસ્યાસ્પદ રીતે વાંકો વળેલો, પહોળાં હાથ વાળો... ફ્લેટના બીજા બાજુના ઓરડામાંથી બાળકના રડવાનો, ફરિયાદ કરતો અવાજ આવતો સંભળાતો હતો અને ત્યાં જ ઉતાવળપૂર્વક આ બધાંને ઢાંકી દેતો સ્ત્રીનો સાવધ ગણગણાટ ગૂંજી ઊઠયો, જેમાં તે લીઝાચ્કા શીનોવાનો અવાજ ભાગ્યે જ ઓળખી શક્યો હતો. અને તેના પ્રતિધ્વનિમાં **ઉ. સં. કા.એ** પેલું પરિચિત દુ:ખભર્યું સંગીત પકડી પાડ્યું, જે તેની પોતાની આખી જિંદગીને સોંસરું ભેદતું હતું. બાળકો, બાળકોની માંદગી... મેળવેલાં પૈસાં પૂરાં પડતાં નથી...

જ્યારે લીઝા પાછી ફરી ત્યારે... તેની સામે હવે તે માણસ બેઠેલો નહોતો જે ઘરમાં દારૂની બોતલ સાથે, ઠઠ્ઠા મશ્કરીઓ સાથે, ચહેરા પર આકર્ષક સ્મિત સાથે રહેતો હતો.

ઘરની માલિકણ ઘરની વસ્તુઓને ઓરડાઓમાંથી રસોડામાં, પાછી અને ફરીથી અહીં તહીં લઈ જવા લાવવાની ધમાલમાં પડી ગઈ; **ઉ. સં. કા.** દીવાન પર બેઠો હતો; તે તેની તરફ નજર સુદ્ધાં નહોતો કરતો અને સિગારેટના ધૂમાડા છોડી રહ્યો હતો; શિલ્પી ભીની ચીકણી માટીને કાચી આકૃતિ પર હજી વધારે પર લીંપી રહ્યો હતો, જે હમણાં વધારે નદીમાંથી ખેંચી કાઢેલી ડૂબેલી સ્ત્રી; જ યાદ કરવામાં આવેલી અને જ્યારે તેની સામે પ્લેટફોર્મ પર સૂતેલી નગ્ન લ્યુમિલા અચાનક ઘસઘસાટ ઊંઘી ગઈ અને તેનો આત્મા પળવારમાં દુનિયાની આપણી સૌથી સુંદરતા અને વાસ્તવિકતામાંથી ઊડી ગયો.

મેં ચોરીચૂપકીથી પોતાના અણધાર્યા અતિથિ તરફ જોયું, અને તેનામાં એ માણસની આછી પાતળી રેખાઓની અટકળ કરવાનો પ્રયત્ન કર્યો જે કોઈક સમયે મને ચિંતિત કરી શકી હતી, દુ:ખ સહન કરવાની અને ખુશ થવાની ફરજ પાડી શકી હતી;—જ્યારે હું ધૂમ્રપાન કરતો હતો અને વિષાદપૂર્વક વિચારી રહ્યો હતો: શા માટે હું અહીં આવ્યો હતો, શું મારા માટે મારી પોતાની મુશ્કેલીભરી ગૂંચવણો, મારી મહાન ફેનીમોરોવા ઓછાં છે? અને આ અમે, અમે ક્યારેક એકબીજાંને પ્રેમ કરી શકતાં હતાં?

પણ અમારી વચ્ચે, મારી અને **ઉ. સં. કા.** વચ્ચે ક્યારેક શું બન્યું હતું? શા માટે **એમાંથી** કંઈક ઓછું રહી ગયું હતું કે પછી **ત્યાં** પણ ખાલીપણું હતું? હું તેની સાથે વેરેયાના પરામાં ગઈ હતી, અમે નવપરિણિત દંપત્તી

હોવાનો દેખાવ કર્યો હતો અને ગામમાં કુટિર ભાડે લીધી હતી. ત્યાં અમે લગભગ મહિનો રહ્યાં હતાં... અને આ, એમ લાગે છે કે જાણે તેનો કંઈ જ અર્થ નહોતો કારણ કે અત્યારે મને તેનો દેખાવ વિચિત્ર લાગે છે અને તે અજાણ્યો લાગે છે તથા હું મૂંઝવણપૂર્વક તેની તરફ જોઉં છું. પસાર થઈ રહેલ ટાલવાળો, ફાંદવાળો ડોસો—શું ખરેખર જુવાનીમાં કોઈક સમયે આ હું જ તેની સાથે ફરતી હતી અને અમે એક જ પથારીમાં વરંડામાં પીળી ફર્શ પર ફેંકવામાં આવેલાં તાજાં જ કપાયેલાં ઘાસ પર સૂઈ ગયાં હતાં?

— પણ તમે માત્ર એ જુઓ કે કેવી રીતે તે વાંકી વળીને ચાલે છે અને શર્ટ નીચેનાં પીઠ પરનાં આ બટણો અને દવાની દુકાનનું રબર, જેના વડે તેણે પોતાનાં વાળની ચોટલી હતી અને કપોળ પરની કરચલીઓ તથા દૂબળા પાતળા પગ, જેના પર પાતળું જીન્સનું પેંટ લટકે છે, શું ખરેખર મેં ક્યારે પણ એમ વિચાર્યું હતું કે લીઝાને આવાં રૂપમાં જોઈશ? ના! તેની સાથે અમારું કદાપિ કંઈ સારું થયું નહોત... ભગવાનનો પાડ કે કંઈપણ ખરેખર ન થયું! આ વિષે હું હજી ત્યારે જ જાણી ગયો હતો જ્યારે અમે સાથે વેરેયા ગયાં હતાં, એક દિવસ સવારે સમજી ગયો જ્યારે તે હજી ફૂલેલા હોઠવાળાં મોંને ખુલ્લુ રાખી સૂતી હતી...—

ભગવાનનો પાડ કે અમારી સાથે ખરેખર કંઈ થયું નહોતું, અમે લગ્નેની પકડમાંથી હેમખેમ છટકી ગયાં, જેઓ અમારા માટે તિરસ્કારને પાત્ર થઈ ગયાં હતાં; લોકો આમ તેમ ભટકતાં રહે છે, ભટકતાં રહે છે, અને પછી ઘરડાં થઈ જાય છે અને તેમ છતાં પણ હું તમે ચાહતી હતી મારાં ટાલિયાં **ઉ. સં. કા.**, સાંભળે છે ચાહતી હતી, જોકે હવે આ વાત વિશ્વાસ કરી શકાય તેવી નથી લાગતી તેમ છતાં પણ મને તારી સાથે સારું લાગતું હતું,—લીઝા તને શું એમ નથી લાગતું કે પ્રેમના અભેદ સંબંધમાં કોઈક સચોટ બિંદુ હોવું જોઈએ, એમ કહો કે સામાન્ય માનવીય જીવના ખભા કે પછી હાથ કરતાં કંઈક વધારે વિશ્વાસપાત્ર, સચોટ હોવું જોઈએ? આ એટલે સુધી ઓછું છે કે તેને ઓરોપ્લેનમાંથી પણ જોઈ શકાય નહીં. કોઈક અદૃશ્યમાન જમીનની બહારી સપાટી પર ચાલી રહ્યું છે. આસમાનને, સૂરજને, પીળાં પીળાં ફૂલોવાળાં લીલાંછમ ખેતરોને ચાહે છે પણ તેને પોતાને કેવી રીતે ચાહવો સંભવ છે જો

તે માત્ર અવિશ્વાસપાત્ર હોય, તેને જોતાં જ ઠંડીથી મરી જાય પછી નદીમાં પડી જાય?

અમે ત્રણેયે ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું... અને જો ફેનીમોરોવા મારો રસ્તો નહીં રૂંધે તો હું થોડા જ સમયમાં ટેકનીકલ વિજ્ઞાનનો ઉમેદવાર બની જઈશ. આમ બીજું શું, આ મને કોઈપણ રીતે વિશેષ પ્રકારની પીડાઓ-ચિંતાઓ વિના જિંદગી જીવવામાં મદદ કરશે? મને પહેલાં જ મનમાં એમ વિચાર આવ્યો હતો કે હું માત્ર જિંદગીમાં આમતેમ ભટકી જ રહ્યો સ્પષ્ટ રીતે એ નથી જાણતો કે તેમાં શું ઇચ્છું છું. આના કારણે હું એમ માનતો હતો કે બધું મારી સાથે સારું નથી ઘટતું: જો મેં ચોક્કસપણે મારી કારકિર્દી ઇચ્છી હોત તો મેં તે મેળવી હોત; જો માત્ર પૈસા ઇચ્છયા હોત તો કદાચ તે પણ કમાઈ શક્યો હોત. પણ મને એમ લાગતું હતું કે મારા માટે સંપૂર્ણપણે પૂરતું એ હતું કે હું પોતાની લુદમિલાને કેટલી ચાહું છું. જ્યારે પાછળથી એ સ્પષ્ટપણે પ્રગટ થયું કે જો મને તેની સાથે અત્યંત સારું હતું તો પણ તેના માટે તો ખરાબ હતું. તેને માટે તો ખરાબ હતું!

જાણે કંઈ એનાથી શરૂઆત થઈ હતી કે લ્યુદ્મિલાએ કોઈ નૌશિખિયા થીએટરમાં કોઈ નાનકડી ભૂમિકા ભજવી હતી, અને બિલકુલ એવું જ તેની જિંદગીમાં પણ બન્યું, વેપારીની દીકરી જીતી ગઈ, પછી માથું ભમવી નાંખે તેવાં કામ આવી નીકળ્યાં જે ટૂંકા સમય પાછળ પળવાર માટે દેખાય, જાણે અધીરાઈપૂર્વક તેની અધીરાઈની ક્ષણોને આગળ વધારી રહ્યાં હોય... અને આ તે અહીં સાવ અસાધારણ, કાચનાં વિશાળ મંચ પર એકલી ઊભી છે, ક્યાંક દૂર દૂર વિખરાઈ ગયેલ પ્રેક્ષકગણ ચમકી રહ્યો છે, જાણે સમુદ્ર પરનાં સૂરજનાં ચળકતાં ધબ્બાં ન હોય. અને તેનો અદ્ભુતપૂર્વ વિજય વધારે ને વધારે નજીક આવે છે અને બસ-બસ એકદમ ફૂટી નીકળ્યો છે અને આ બધાંને માટે તે કોઈક કારણસર પોલીકલીનીકના નાક-કાન-ગળાના ડૉકટર રીકારદોની ઋણી છે, જે હતો, મૂળ સ્પેનનો રહેવાસી છે પણ સોવિયેત સંઘમાં જન્મેલો છે. આ ડૉકટર તેની જિંદગીમાં બિલકુલ કોઈ મહત્ત્વ ધરાવતો નહોતો, માત્ર કોઈક વખત તેણે તેની પાસે પોતાનો ઇલાજ કરાવ્યો હતો અને આ ઠીંગણા, ઘોંઘાટ કરનારા, રઘવાટિયા સ્પેનીશને સમય-કસમયે વાતચીતમાં

કોઈક વિશેષ પ્રકારના હાવભાવનું પ્રદર્શન કરવાનો શોખ હતો—સંપૂર્ણપણે સ્પેનીશ, એમ વિચારી લેવું જરૂરી છે: વીંટીની જેમ જકડાયેલી મોટી આંગળી અને તર્જની આંગળી, બીજી ઉપસેલી—અને આંગળીઓનાં આ સયોગ વડે દાક્તર જાણે બહેરાંઓની પદ્ધતિ પર શબ્દ "ઓ" બતાવી રહ્યો હોય તેમ હવામાં હાથ વીંઝતો હતો. જ્યારે પછી મુદ્રાનાં ચિહ્નમાં ખભા પર હાથ નાંખીને ડોક્ટર રીકારદો પોતાના સફેદ દાંતને દેખાડતાં અને દરેકે દરેક શબ્દને અસાધારણ રીતે સ્પષ્ટપણે ઉચ્ચારતાં તેને સૂઝાવ આપતો: "બહાર જા અને પગ પછાડ, જેવી રીતે બાંધેલાં હોય, પછી તને બધી છૂટ આપવામાં આવશે." અને સમુદ્રી વિસ્તારમાં અસંખ્ય ચળકાટ મારતાં ધબ્બાઓ ઝગમગવા લાગ્યા અને એ હતાં **પ્રેમકો**. પણ તે ક્ષણે, જ્યારે તે હાથ વડે લાંબા સ્કર્ટને પકડીને ચહેરા પર અનુસંબંધિત હાસ્ય લાવીને આ ઝગમગાટને મળવા ડગલું ભરવા જતી હતી ત્યારે જ કોઈક તેની પીઠ પર ચપ્પુ વડે ઘા કર્યો, બિલકુલ ખભાનાં હાડકાંઓની વચ્ચોવચ; તેણે દર્દ બિલકુલ ન અનુભવ્યું પણ તેનું માથું પાછળ ઢળી પડયું, ગળા મારફત આત્મા બહાર નીકળી ગયો અને એકદમ ઝડપપૂર્વક અંતહીન આસમાની આસમાનમાં ઊડી ગયો. અને તેની પહેલાંની આખી જિંદગીમાંથી દૂર ખેંચાઈ ગયેલો, માનવશરીરમાંથી નીકળી ગયેલો હવે અમાનસિક દુ:ખ સભર આત્મા પાછળ પેલાં અત્યાચારો અને સૌથી દુષ્ટ ઇચ્છાઓની શરમજનક ધૂસરી પર નજર નાંખી રહ્યો હતો, જેમાં એમ વિચારીને કે કોઈપણ આ વિષે કદાપિ નહીં જાણે પોતે ઝંપલાવી દીધું હતું. પણ બધું છેલ્લા પાયા સુધીની આ છેલ્લી અદાલતમાં એકઠું થયું અને ઊડી રહેલા આત્માને સામે દાવો માંડી રહ્યું હતું. તે નીલી ક્ષિતિજ તરફ ઊડી ગયો, ધીમે ધીમે ચળકતા કિરણમાં બદલાતાં તથા પોતાના વિષે અસ્પષ્ટપણે એમ શોક કરતાં કે ત્યાં ધરતી પર જ્યારે હજી તે જીવંત અંગ તરીકે અસ્તિત્વ ધરાવતો હતો ત્યારે માની લેવામાં આવેલો વિજય એ પ્રમાણે અસ્તિત્વ ધરાવતો નહોતો. જોકે હવે પ્રકાશના ઝળહળતા કિરણની સ્થિતિમાં તેને અપરિવિત અને શાશ્વત રહેવાની ફરજ પડી હતી,—મૈત્રીભર્યાં તારલાંઓ પાસેનું તેનું સુંદર ઊડાણ દૂર દૂરના વીતેલા ભૂતકાળમાં ધરતીનાં એક આત્માની અપૂર્ણતા વિષે દુ:ખ જેવી એવી પ્રારંભિક બિનમહત્ત્વની વસ્તુ સાથે અતૂટપણે જોડાયેલું હતું, એટલે કે આ એકલવાયી નાનકડી ઉદાસીનતા તારલાંઓ વચ્ચેનાં

અવકાશમાં ઊડી ગઈ: અરેરે, હું આમ જ કલાકાર બની શકી નહોતી. સીગલ બની શકી નહોતી.

જ્યારે એ સમયે શિલ્પીએ ફિક્કા માંદલા સૂર્યના તાપથી પહેલા બદામી રંગનાં ડાઘાંથી ઢંકાયેલા ચહેરે, સફેદ પાંપણો અને સફેદ ભવાંવાળી નીલી આંખોવાળા ભૂખરા વાળવાળા માણસે નવો ટેકો ખેંચી કાઢયો અને પોતાની સામે પ્લેટફોર્મ પર ફેંક્યો, મજબૂત હાથો વડે પોલાદી ચોકઠાંનો તાર વાળ્યો, તેને જેમ ઇચ્છા થઈ તેમ કેટલીક જોરદાર ગતિ વડે તેને વાળ્યો, અને ઊંઘતી સ્ત્રી પ્રતિમા તરફ નજર નાખતાં ભીની માટી વડે કંકાલ લીંપવાનું શરૂ કર્યું. ઊંઘતી સ્ત્રીએ આકસ્મિક રીતે લીધેલા પોઝે શિલ્પીને વિશેષ પ્રકારની અભિવ્યક્તિથી દંગ કરી દીધો, જે પેલા ઊડાણની લાક્ષણિકતા ધરાવતો હતો જેનાં બધાં લોકો ગુપ્ત રીતે સ્વપ્નાં જુએ છે,—પાંખો વિનાનું સ્વતંત્ર ઊડાણ, હૈયાની વિશેષ, આનન્દદાયી ઇચ્છા પર ઉપર લઈ જાય છે.

શિલ્પીએ વિચાર્યું: જ્યારે હું તેને આમ આવી રીતે, ઊંઘતી જોઉં છું ત્યારે મને તે એટલી બધી ખૂબસૂરત લાગે છે કે હું ભાન ભૂલી જાઉં છું અને અત્યારે સમજી શકતો નથી કે કેવી રીતે હું હિંમત કરી શકું છું, કેવી રીતે હું આમ તેની તરફ જોઉં છું, શા માટે મને એવો—તેની તરફ જોવાનો—હક્ક આપવામાં આવ્યો છે; અને વળી જ્યારે તે જાગી જાય છે ત્યારે પોતાની સામે સાવ સાધારણ હલકટ સ્ત્રી ઊભી હોય તેમ લાગે છે, જે ન તો કોઈ રેખા કૃતિ ધરાવનારી કે ન તો કોઈ સમજદારીભરી લાગે છે અને એવી ઇચ્છા થઈ ઊઠે છે કે હંમેશાંની જેમ જલ્દી જલ્દી તેને કોટ પહેરાવીને ટેકસી સુધી વળાવવી આવવી જોઈએ. દૂર દૂરના એકાંત મેશ્ચેર્સ્કાયા ગામમાં શિલ્પીની મા તદ્દન એકલી રહે છે. તેને એટલું ઓછું નિવૃત્તિવેતન મળે છે કે જેના પર ગુજરાન ચલાવવું માત્ર તો જ સંભવ છે જો જિંદગીમાં કોઈપણ સાવ સામાન્ય વસ્તુને માત્ર નિરાશાપૂર્વક છોડી દેવામાં આવે. ડોસી બચતના વિચારે ઝૂંપડીમાં વીજળી લાવી નહોતી અને અત્યાર સુધી ઘાસલેટના દીવામાં રહેતી હતી. અને વળી તે પણ માત્ર ત્યારે જ સળગાવતી જ્યારે દીકરો તેને મળવા આવતો. શિલ્પી જાણતો હતો કે ડોસીને હવે તેના પૈસાની કોઈ જરૂર નથી, જોકે જે તેણે કદાપિ તેને મોકલ્યા નહોતા, તેને તેની અદ્ભુત આશાઓની પણ જરૂર નથી,—માની તો હવે પોતાની પણ કોઈ આશાઓ બાકી રહી નહોતી પણ તેમ છતાં તે જીવતી હતી, મહા મુશ્કેલીએ

એક પછી એક દિવસ વીતાવતી હતી અને ચીપિયાની જેમ અડધી વળેલી, ઘણા ઘણા વખત પહેલાં જ શહેરોમાં જઈને વસેલાં પોતાનાં ચારેય બાળકો વિષે તદ્દન ભૂલીને આંગણામાં અને વાડીમાં આમથી તેમ દોડાદોડ કરતી હતી, બંને હાથમાં કાળી ડોલો લઈને આખા ગામમાં થઈને દુકાન તરફ દોડી જતી હતી જ્યાં અઠવાડિયામાં એકવાર કેરોસીન લાવવામાં આવતું હતું.

જુવાન શિલ્પીના હૈયામાં અવાજ વિનાના, અસમાન હથોડા ઠોકાતા હતા, તેના દાંત કકડી ઊઠે ત્યાં સુધી ભીંચાઈ ગયા પણ તેના હાથ નરમાશપૂર્વક, કુશળતાપૂર્વક ભીની ચીકણી માટી પર ફરી રહ્યા હતા, તે તેની સખત આંગળીઓ હેઠળ, સ્ત્રીકાયાનું સ્વરૂપ પ્રાપ્ત કરતી હતી, — શું આપણે થોડી જ વખતમાં એક બીજી અદ્‌ભુતપૂર્વ 'નગ્ન સ્ત્રી પ્રતિમા' કે પછી 'સૂતેલી નગ્ન સ્ત્રી પ્રતિમા' કે પછી આશાઓ આપતા જુવાન શિલ્પીનું 'સ્વપ્નમાં ઊડાણ' જોઈશું.

"ના, તું મારી વાત ન સંભળ... એસ્પીરીનથી બાળકોનો તાવ ઉતારવો — એ કંઈ યોગ્ય કામ નથી."

"તો પછી કેવી રીતે, હેં કેવી રીતે? આખી ને આખી તાવે ધગધગે છે! તું મનમાં કલ્પના પણ કરી શકે છે કે તેને અત્યારે કેટલી તકલીફ થાય છે!"

"બહુ સારી રીતે કલ્પી શકું છું. આપણે માંદા નહોતાં પડયાં કે શું? બીજી કેવી રીતે માંદાં પડયાં હતાં. અને તાવ પણ. પણ આપણે કદાપિ એસ્પીરીનનો ઉપયોગ કર્યો નહોતો કારણ કે એસ્પીરીન નાનાં બાળકો માટે વધારે પડતી ભારે દવા છે. અને વળી નાનકડાં બાળકને એ ગોળી ગળવા માટે ફરજ પાડવાનો પ્રયાત્ન તો કર!"

"એ અસંભવ છે! તેં બધું જ બહાર કાઢી નાંખે છે! ઓ ભગવાન તે પોતે પણ આખી કેટલી ગરમ છે! તેનો ઉચ્છવાસ પણ કેટલો ગરમ છે, જાણે ભઠ્ઠીમાંથી નીકળતો હોય..."

"અમે તાવમાં એનાલ્જીનનો એનીમા વાપરતાં હતાં. હંમેશ હંમેશ માટે યાદ રાખી લે: એનાલ્જીનનો એમીમા."

"પણ એ કેવી રીતે?"

"તારી પાસે ઘરમાં એનાલ્જીન છે?"

"મને લાગે છે છે..."

અને ટેબલલેમ્પના ઝાંખા પ્રકાશવાળા નાનકડા ઓરડામાં (જૂનો ચોકડીવાળો રૂમાલ તેના ઉપર નાખવામાં આવેલો હતો), વેરવિખેર ફેંકાયેલી વસ્તુઓની વચ્ચે માંદુ બાળક, જગમાંથી પાણી ફર્શ પર ઢોળાઈ ગયું હતું, ખુરશી પર કાગળનાં રૂમાલો, દવાઓની શીશીઓ, ગોળીઓનાં પેકેટો પડયાં હતાં,—(ખુરશી સહિત) ફર્શ પર પડેલાં જનાની કપડાં અને ઘૂંટણો પર કાણાં પડી ગયેલાં પાયજામાઓની વચ્ચે અમે માંદ છોકરીને એનાલ્જીનનો એનીમા આપી દીધો હતો અને થોડી જ વારમાં તે દીવાન પર હળવા પરસેવાવાળી કાયાએ ચેનથી સૂઈ ગઈ.

કદાચ કશાકમાં હું પોતે દોષી હતો કે સફેદ વાળ થઈ ગયાં ત્યાં સુધી **ઉ. સં. કાર્યકાર**માં તરીકે કામ કરતો આવ્યો છું અને કામદાજ અંગેના પ્રવાસમાં ફુરસદના સમયનો ઉપયોગ કરી આનંદ માણતાં પણ મને ન આવડયો પણ બાળકને એનીમા આપતાં તો મને આવડે છે. અને તેને શાંત શાંત કરતા તથા ખરા દિલથી પોતાને શાંત વિશ્વાસ તેને આપતાં કે બધું સારું થશે, એ પણ આવડે છે. જોકે હું પોતે સમજી શકતો નથી કે મારા દિલમાં એવું ક્યાંથી આવે છે.—

હું પણ વાળ સફેદ થઈ ગયાં ત્યાં સુધી નસીબદાર નથી, મેં કંઈક થોડા વખત પહેલાં જ મારા પહેલાની સાથે ભણનારા સેન્યા બ્રીઝ્ગીનને કહ્યું હતું કે હું સમગ્ર રીતે કંઈક એવી ન બની શકી જેવી મારે બનવું જોઈતું હતું અને જિંદગીમાં મારી ચિંતાઓ પણ વાસ્તવિક નથી, મોટા ભાગે આનંદભરી મોજમસ્તી નથી, કામમાં પણ ખરેખરી રીતે વ્યસ્ત નથી, ફુરસદનો સમય નથી—આમ માત્ર એકલી એકધારી અસ્વસ્થતાભરી ધાંધલધમાલ છે.—

હા અસ્વસ્થતાભરી ધાંધલ અને માત્ર આત્માની એક ગ્લાનિ, મેં ગઈકાલે જ ટેલીફોન પર બ્રીઝ્ગીનને કહ્યું હતું. કે ક્યારેક તો હું વૈજ્ઞાનિક કેન્ડીડેટ તો બનીશ અને મુખ્ય સંશોધન કાર્યકર તરીકે મરીશ, તેણે મારી સાથે હસવા લાગી અને પછી જવાબ આપ્યો... તે કહે છે, આપણાં બદનસીબને નીચે પ્રમાણે જોવું જોઈએ: તારી કે મારી, એક માત્ર અને પુનર્જીવન ન પામનારી જિંદગી સ્પષ્ટપણે આત્માની સંખ્યા દર્શાવતી ઉચ્ચ આંકડાશાસ્ત્રીની સૂચિના આસંખ્યાકીય સમૂહમાં જઈ પડી હતી, જે એટલા માટે જરૂરી હતો કે કાળનું ચક્ર જરૂરી ચક્કર ખાલી ખાલી પૂરૂ કરી શકે અને તે કહે છે આપણા માટે હવે તેમની આ સૂચિ કદાચ ક્યાંય જવુંની

નથી, અને માત્ર એમાં જ આપણાં બદ્નસીબનું કારણ છુપાયેલું છે, નહીં કે એમાં કે આપણે નિષ્ફળ લોકો છીએ... ના, મેં સેન્યાને જવાબ આપ્યો, તેં સાચી અટકળ નથી કરી: કોઈપણ કાળચક્રએ મને પોતાનામાં ફસાવી લીધી હતી, મેં પોતે પોતાની મેળે જ એમ કર્યું હતું. અને પસંદગી પણ મેં જાતે જ કરી હતી. મેં જાતે એની પસંદગી કરી હતી: ટકી રહીશ, શોધતો રહીશ, ચૂપચાપ શાંતિપૂર્વક પોતાનામાં માનવી શોધતો રહીશ, તેની સાથે વાદવિવાદ કરતો રહીશ, મૈત્રી કરતો રહીશ, તેને પ્રેમ કરતો રહીશ અને આદર કરતો રહીશ!

તેઓ દીવાન પાસે ફર્શ પર બેઠાં હતાં, જેના પર માંદી છોકરી ઊંઘી ગઈ હતી અને તેણે સાવધાનીપૂર્વક, કુશળતાપૂર્વક તેના કપાળને રૂનાં ટૂકડા વડે સાફ કર્યું, અને તેણે જાગી ઊઠેલી એકાએક કોમળતાની લાગણી સાથે વિચાર કર્યો: આમ જુઓ, તું કેવો ભરોસાપાત્ર લાગે છે. હા, તેની સાથે માનસિક, રાહત અનુભવી શકાય છે, આ બધાં જનરલો, દાક્તરો, વેલ્ડરો, રસોઇયાઓ, મ્યુઝીયમોના ડાયરેકટરો, છાપાની બનાવેલી ટોપીઓમાંનાં રંગ કરનારાંઓ, થાંભલાઓ પરથી કૂદનારાંઓ, એકૉર્ડિયન વગાડનારાંઓ, સર્જનો, વિધુરો, મુદ્રાશાસ્ત્રીઓ અને લોખંડની નાળોને સીધા કરનારાઓ—એ બધાંની સાથે તેનાથી લેશમાત્ર ઓછી રાહત અનુભવી ન શકાય. કદાચ એમ લાગે છે કે એ વસ્તુ એ જ છે જેને ખરેખરી હિંમત કહેવામાં આવે છે. અને તે કદાચ સાચેસાચો પુરુષ છે અને જો તે અત્યારે હમણાં જ મારી તરફ ફરીને મને આલિંગનમાં લઈ લે તો...—

અને એ ક્ષણ પણ આવી ગઈ જ્યારે સાંનિધ્યમાં આવવું સંભવ હતું, મેં મનમાં વિચાર્યું, પણ હું તેની તરફ ફરીને તેને આલિંગનમાં ન લઈ શક્યો કારણ કે કપરી માંદગીનો ઘૂંટડો મારા ગળામાં અટકી ગયો અને તેને ઉતારી જવો અસંભવ હતો. કોમળ માંદી છોકરી, તેની દીકરી, જેને મેં પહેલી વાર જોઈ હતી, એકાએક સ્વપ્નમાં આવી ઊભી થઈ ગઈ અને જાણે ખરેખર બંધ આંખોએ જોઈ રહી હોય તેમ પોતાનો નાનકડો કોમળ હાથ લંબાવ્યો અને મારી આંગળી પકડી લીધી અને તેની આંખોના પોપચાની પારદર્શક ચામડી હેઠળ આંખના ડોળા ગોળ ફરવા લાગ્યા...

— હું જાણું છું કે આપણને કોઈએ જિંદગીની બિલકુલ ભેટ નથી આપી અને તેના માટે કોઈનો પણ આભાર માનવાનો રહેતો નથી, પણ

ઊંઘતા બાળક તરફ નજર નાંખતાં હું પોતાની સૌથી મહાન અને પોતાની સૌથી ખરા દિલની ઇચ્છાથી ચાહું છું કે આ હૂંફાળો જીવ જીવે; મેં હાથ લાંબો કરીને તેના ખભાને સ્પર્શ કર્યો અને તેણે ચહેરો મારી તરફ ફેરવ્યા વિના મારા હાથ પર હવે પોતાની થોડા વાળવાળી ગરમ હડપચી ઘસી ત્યારબાદ ધીમે રહીને મારી ઊંઘતી દીકરીના હાથમાંથી આંગળીઓ છોડાવ્યા વિના મારી તરફ ફર્યો અને મારી તરફ જોયું; અને—તેણે મારી આંખોમાં કદાચ અમારા ભૂતકાળથી મારા નિસહાય, નિર્બળ, છેવટના નકારને વાંચી લીધો હતો અને એ સમજીને તે પોતે પણ ઢીલી પડી ગઈ અને મારા માથા પર હાથ ફેરવવા લાગી...

અમે ચૂપચાપ બેઠાં હતાં, દરેકે દરેક પોતપોતાના વિષે વિચાર કરી રહ્યાં હતાં અને એમ લાગે છે કે હું ઝોકે ચઢી ગયો હતો. અને એકાએક ન જાણે કેમ મનમાં વિચાર આવ્યો કે અમે ત્રણેય—લ્યુદ્‌મિલા, લીઝોચ્કા અને હું—એક કારખાનમાં કામ કરીએ છીએ અને આ કારખાનું એમ લાગે છે કે કંઈ જ વિશેષ ઉત્પાદન નથી કરતું, માત્ર એકલો કાળો ધૂમાડો આસપાસની બધી વસ્તુઓને પોતાના કાળાશના સ્તરથી આવરી લેતાં ઊડી રહ્યો છે અને આમ ને આમ ઘણાં વર્ષો સુધી ચાલ્યા કરે છે અને આપણે બધાં આ ધૂમાડો છોડી રહ્યાં છીએ પણ આપણને એમ લાગે છે કે આપણે કંઈક બીજું જ કરી રહ્યાં છીએ, એમ કહો કે ચમકદાર મોટરગાડીઓ... પણ હા પોતાનો પગાર તો છેવટે આ કારખાનાના કાઉન્ટર પર જ મેળવીએ છીએ!—મારા મગજમાં વિચાર આવે છે... ત્યાં જ હું જાગી ગયો અને લીઝોચ્કાને મારા પગ પાસે ફર્શ પર ઊંઘતી જોઈ, તેણે પણ તે જ ક્ષણે આંખો ખોલીને મારી તરફ જોયું અને હસી પડી...

આ ક્ષણે મારા મનમાં બધું એકદમ સ્પષ્ટ થઈ ગયું અને સચ્ચાઈની લાગણીથી દિલમાં એકદમ એટલી તાજગી અનુભવી—જે એકાએક મારી સમક્ષ ઉઘાડી પડી હતી—બેશક શબ્દોનાં નહીં પણ લાગણીમાં જ તથા વિચાર શાંત શાબ્દિક પ્રવાહમાં નહીં પણ વાચાહીન સ્વરૂપોની લવચીક છલાંગો વડે વહેવા લાગ્યો... એ દરમિયાન તે સચ્ચાઈના મનનમાં કંઈપણ આશ્વાસનદાયી નહોતું, જે મને પાછળથી વિચાર આવ્યો હતો તેના સામાન્ય સિદ્ધાંતમાં પ્રગટ કરી શકાય તેમ હતું: પત્થર થવા ઇચ્છું છું. જોકે આ દુનિયામાં કંઈ પણ થાવ તેનાથી કોઈ ફેર નથી પડતો, હકીકતમાં બધું એક સમાન જ છે, આમ હું ઊંડી પહાડી નદીના તળિયે

બીજાં લાખો ગોળ પથ્થરોની જેમ જ ગોળ પથ્થર થવા ઈચ્છતો હતો. પણ અફસોસ બધી મુશ્કેલીઓનો અંત છેવટે એમાં આવે છે કે મારી આ નિષ્કપટ ઈચ્છાનો સંપૂર્ણપણે કોઈ અર્થ નથી—કોઈપણ પ્રકારના પથ્થરો-બથ્થરો હું નહીં બનું પણ હજી ઘણાં ઘણાં લાંબા વખત સુધી એક વૈજ્ઞાનિક સંશોધન સંસ્થામાં ઉ. સં. કા. તરીકે જ અસ્તિત્વ ધરાવતો રહીશ. પણ નસીબની ઈચ્છાની આ ક્રૂરતામાં જો કોઈ વાજબી કારણ ન સમાયેલું હોય તો પણ કોઈક થોડી નબળી પરિસ્થિતિઓ તો હોય જ છે: આ મેં મનમાં નથી ઘડી લીધું, એ કોઈક બીજાએ મજાક કર્યો હતો. પણ ઉ. સં. કાર્યકર કે પછી નદીના તળિયા પરનો પથ્થર—તેનાથી શો ફેર પડવાનો છે?.. હું લીઝાનાં સ્મિતના જવાબમાં હસ્યો અને ધીમા અવાજે તેને પૂછ્યું:

"શું, ઝોકું આવી ગયું હતું?"

"ના," મેં જવાબ આપ્યો. અને તેણે પણ ધીમા અવાજે કહ્યું: "હું વિચારતી હતી."

"શેના વિષે?"

"તેનાં જ વિષે વળી, શું તું પણ."

"શા માટે... આમ વિચારી રહી છે!"

("કારણ કે હું ફરીથી તને ચાહું છું") મને એમ લાગે છે. ઈચ્છે છે તેની ચકાસણી કરીએ?"

"ચાલ!" હું એકાએક કોઈ અદ્‌ભુત આનંદદાયી અંત:પ્રેરણાથી એકાએક અકારણ ખુશીથી ધગધગી ઊઠયો.

"તેં એમ લાગે છે કે એ વિષે વિચાર્યું હતું કે આ બધું એ પ્રત્યે નથી, કેમ ખરું ને?"

"એટલે શું?" મેં સ્પષ્ટીકરણ કરવાનો નિર્ણય કર્યો.

"પણ જોકે આ મારી દીકરી," મેં મીઠી ઊંઘમાં સૂતેલી દીકરી તરફ ઈશારો કર્યો. "શા માટે મેં તેને જન્મ આપ્યો... કેટલું દુ:ખ વેઠયું હતું. કેટલું યાતના ભોગવી રહી છું..."

"તું શું કહે છે? મારે પણ દીકરી છે..."

"શા માટે આ બધું? શું ખરેખર આ બધું આપણને?"

"તો પછી બીજા કોને?"

"ના, આપણને નહીં. દુ:ખ સાથેની મારી નાનકડી લાડલીને હું મારા પોતાને ખાતર ઊછેરી રહી નથી. મારા પોતાને ખાતર આ

બધું — બિલકુલ જરૂરી નથી. કામ કરું છું, દયનીય જિંદગી જીવી રહી છું, સારી રીતે પહેરવા ઓઢવાનો પ્રયત્ન કરું છું — શું મારા પોતાને માટે? દરરોજ વહેલી સવારે ઊઠું છું અને જ્યાં સુધી સ્નાયુઓમાંની તાકાત શમી નથી જતી ત્યાં સુધી મોડી સાંજ સુધી ગોળ ગોળ ઘૂમતી રહું છું — તે પણ શું પોતાને માટે?.. ના, મારા વ્હાલા, ના. જોકે આપણે જાણીએ છીએ કે સારું નથી તેમ છતાં જૂઠું બોલીએ છીએ, એ જાણીએ છીએ કે આ અન્યાય છે તેમ છતાં પણ ધીરજ રાખીએ છીએ. હા અને ત્યાં શું છે! અને જીવીએ છીએ, મુશ્કેલીપૂર્વક હાથપગ ચલાવી ચડી રહ્યાં હોઈએ છીએ જોકે સ્પષ્ટપણે એ જાણીએ છીએ કે છેવટે તો મરવાનાં જ છીએ... પણ તું શું કહે છે?"

"શું કહું..."

"આ બધું શું આપણી અધમતાને લીધે છે?"

"ના, લીઝોચ્કા, ના!"

"અને હું પણ વિચારું છું: ના. આ અધમતા નથી. એવો કુદરતનો કાનૂન છે. એટલે કે એનો અર્થ છે બધી મુશ્કેલીઓનું નિવારણ કરવું અને જીવવું. એવો કાયદો છે. આસપાસ બધું એમ જ છે."

"હા, લીઝા, એવો કાયદો... મારે, લીઝા, કદાચ માત્ર તને ચાહવી જોઈતી હતી."

"અરે, આ શું બોલી ગયો!" હું જાણે એકદમ ખડખડાટ હસી: બિચારા ઉ. સં. કાર્યકરનો દેખાવ એવો હાસ્યાસ્પદ હતો. હું પણ માત્ર એમ જાણું છું કે તું એકલી મને ચાહતી હતી. ભલે અત્યારે તારે પત્ની હોય અને હજી ભલે બીજી દસ પત્નીઓ થાય પણ તું મને ચાહતો હતો અને મને એકલીને ચાહતો રહીશ, એ ધ્યાનમાં રાખી લેજે."

"તો પછી આપણને શેની ખોટ હતી?" મેં પૂછ્યું.

"નથી ખબર," મેં જવાબ આપ્યો અને ઈચ્છા અનિચ્છાપૂર્વક મારું મોં પહોળું થઈ ગયું: એકાએક એટલી ઊંઘી જવાની ઈચ્છા થઈ ઊઠી. "બસ... કંઈક પૂરતું નહોતું."

હું ઊભો થયો અને મહેનતપૂર્વક જડ બની ગયેલાં પગ હળવે હળવે ઉઠાવતો પ્રવેશખંડમાં તૈયાર થવા ચાલ્યો ગયો. —

ઉ. સં. કાર્યકરના ચાલ્યા ગયા પછી હું જલ્દી જલ્દી કપડાં બદલીને પથારીમાં પડી અને પળવારમાં ઘસઘસાટ ઊંઘી ગઈ; — જ્યારે હું ઘણીવાર સુધી સડક પર ટેકસી શોધતો રહ્યો અને છેવટે ગમેતેમ કરીને હોટલ સુધી

પહોંચી અત્યંત હળવાશની લાગણી સાથે પોતાના ઓરડામાં ગયો. ભગવાનનો મોટો પાડ, કે મારી રામકહાણી હેમખેમ પૂરી થઈ ગઈ, મેં મનમાં વિચાર્યું અને હાથમાં મોજું લઈને પલંગ પર જલ્દી બેસી ગયો — બીજું મોજું નીચે ગાલીચા પર પડી ગયું. મારો અર્ધનિદ્રામાં ઘેરાયેલો આત્મા આરામની નિદ્રાનો આનંદ માણવા તૈયાર થઈ ગયો.

— રાતનાં ત્રણ વાગી ગયાં હતાં, જ્યારે હું જાગી ગઈ અને આંખો ખોલીને શિલ્પીને જોયો. તે શાંત દેખાવે પ્લેટફોર્મ પાસે તૂટેલી ફૂટેલી ખુરશી પર બેસીને સિગારેટ પી રહ્યો હતો, જ્યાં નવી રચનાત્મક કૃતિ ચળકતી હતી. એ ચીકણી માટીના ભીનાશવાળો અને ઘેરા રંગનો નવા જન્મેલા બાળકના માપનો નમૂનો હતો. મને યાદ આવી ગયું કે સ્વપ્નમાં હું કંઈ મરી ગઈ હતી કે પછી મને એમ લાગે છે કે એવું સ્વપ્ન આવ્યું હતું કે હું ઊડી ગઈ હતી. — જ્યારે હું એ સમયે હજી ઊંઘતો હતો અને મને સ્વપ્ન આવ્યું હતું કે હું કોઈક અનંત સપાટ મેદાનમાં ચાલતો જઈ રહ્યો છું જે ઊંડી ઊંડી તિરાડોવાળી જાળીથી ઢંકાયેલું છે અને આ વેરાન પ્રદેશમાં ક્યાંક ડાયરેક્ટર ફેનીમોરોવા ખોવાઈ ગઈ હતી અને તેનાં પગલાં પરથી તેને શોધી કાઢવાનું કામ મારે માથે આવી પડ્યું, હા, બિલકુલ ગંધ પરથી, જેવી રીતે વ્યાવસાયિક પગેરું શોધનારો કૂતરા શોધે તેવી રીતે.

જ્યારે યેવ્ગેનીયા પાવ્લોવ્ના ફેનીમોરોવા ઝાગોર્સ્કની હોટલના પોતાના ઓરડામાં ઊંઘી શકતી નહોતી, અનિદ્રાને કારણે પરેશાન થઈ રહી હતી, દુ:ખી થઈ રહી હતી કારણ કે પોતાની સાથે દવા લેવાનું ભૂલી ગઈ હતી — અને આનું કારણ **ઉ.સં.કા.**ની બેદરકારીભરી ભૂલ હતું, જેને તેણે નીકળતાં પહેલાં ધમકાવ્યો હતો અને હવે યાદ સુદ્ધાં આવતું નહોતું કે શા માટે. પ્રોફેસર ચેર્નાવિન્કો સ્વીડનથી ત્રણ દિવસ પછી પાછા આવશે, આ સમય દરમ્યાન ઝાગોર્સ્કની શાખા તરફથી જવાબ મેળવવા પહોંચી વળવાનું અને દાક્તર યુરાસીનને પોતાના પક્ષે વાળવાનું અત્યંત આવશ્યકપણે જરૂરી હતું.

## મિખાઈલ રોશિન

# કોબુલેતીમાં વિરાટ ચકડોળ

ઑગસ્ટમાં કાબુલેતીનાં કિનારે જ્યારે સફરજન પડવા જેટલી પણ જગ્યા નહોતી રહેતી તેટલાં લોકો હતાં, પણ સપ્ટેંબરમાં જ્યારે બાળકોને સ્કૂલમાં લઈ જવામાં આવતાં હોય છે ત્યારે સાવ શાંત અને સૂનકાર હોય છે. લોકોનાં ટોળાં વિનાનો કિનારો પોતે સાવ સ્પષ્ટપણે ઉઘાડો પડે છે, એક કવિના કહ્યા પ્રમાણે "તેની સુંદરતા અનંત છે, અનંતતા તેની સુંદરતા છે," અને બહાર પડતી ઠાઠમાઠવાળી નિસરણીઓ સાથેનાં તેનાં બે માળવાળાં ભપકાદાર ભવનોવાળું—જેનાથી દરેકે દરેક વ્યક્તિ આવી નિસરણી પરથી ઊતરતાં પોતાને ઉમરાવ જેવી અનુભવી શકે અને કાબુલેતીનાં રહેવાસીઓનાં કહેવા મુજબ "યુરોપમાં સૌથી લાંબી" એવી શેરીવાળું આ નાનકડું શહેર. પણ હજી તેનાથી વધારે લાંબી હતી તેના કિનારે આવેલી એકદમ ઊંચેથી આવનારી શેરી—નાબેરેઝ્નાયા,—પછી ત્યાંનાં રહેવાસીઓ અહીં ફરવા નીકળે છે અને ઉનાળાના કારણે છેવટે પહેલીવાર એક બીજાને જોઈ—મળી શકે છે, નહીં તો પહેલાં આરામ કરી રહેલાં લોકોનાં સમૂહ વચ્ચે તે ઉઘાડી પડતી હતી. નાબેરેઝ્નાયા વિશેષ કરીને સારી હોય છે: લોકો શાંતિપૂર્વક બેસે છે, લટાર મારે છે, આથમતા સૂર્યનો આનંદ માણે છે, આસપાસ બાળકો રમતાં હોય છે. સમગ્ર રીતે અતિ સુંદર સમય શરૂ થાય છે. મોડું અજવાળું થાય છે, વહેલું અંધારું થાય છે, પણ સૂરજ આખો દિવસ આભમાંથી ઓસરી જતો નથી અને તેથી તડકે તપવું સંભવ છે. કોઈક કોઈક વાર વાદળાં ઘેરાઈ આવે છે, વરસાદ વરસે છે, ઘણીવાર તો આખી રાત વરસતો રહે છે પણ પછી ફરીથી સૂરજ નીકળે છે અને એકદમ કોરુંધાકોડ વાતાવરણ થઈ જાય છે. ધુમ્મસો, સપ્તરંગી ઇન્દ્રધનુષ્યો, આ રાતાચોળ અદ્ભુત સૂર્યાસ્તો, જેના પર બિલકુલ ઓપેરામાંની જેમ ફરે છે, આંખોને આંજી દેનાર તેવો સફેદ દૂધ જેવો ચાંદ. ચીડનાં અવશેષ સમાં વૃક્ષો હેઠળ ઠંડો પવન ફૂંકાય છે,—ઉનાળામાં તે તાજગી આપતો

હતો, હવે અત્યારે સ્વેટર ચઢાવવાની ફરજ પાડતો હતો. નાબેરેઝ્નાયા પરનાં કોફી ઘરોમાં છોકરીઓ નાની સફેદ પ્યાલીઓ ઊંધી વાળી રહી છે, કોફીનાં દાણાંઓ પર ભવિષ્યવાણી કરી રહી છે. નાસ્તામાં છેવટે લાઈન વિના આપને ભૂંજેલું માંસ કે પછી માછલી સુદ્ધાં આપવામાં આવશે. બગીચાઓમાં વૃક્ષોની ડાળીઓ પર કાળાં અંજીર લટકે છે. તળેલાં ચેસનટોનો ધુમાડો અને ગંધ લાંબા વખત સુધી આંગળીઓ પર રહે છે. ત્બીલીસીનો ગાયનેકોલોજીસ્ટ અને મોસ્કોથી સ્ટોમેટોલોજીસ્ટ "ઇન્ટુરીસ્ટ"માં એક ટેબલ પર બેસી જમે છે. હૂંફાળી પાનખર ઋતુ. શાંતિ.

વૃદ્ધ લેખકને પૈડાંવાળી ખુરશીમાં કિનારા પર એક દેખાવમાં છોકરી જેવી લાગતી બિલકુલ જુવાન સ્ત્રી ફેરવતી હતી, તે તેની પૌત્રી હોઈ શકતી હતી, પણ સમુદ્ર કિનારા પર દરરોજ જે લોકો બેસતાં હતાં અને સાંજે ફરતાં હતાં તે બધાં હવે જાણતાં હતાં કે એ ન તો પૌત્રી હતી, ન તો દીકરી હતી, ન તો આયા હતી. અને કહેવાની જરૂર નથી કે બધાં આ જોડીથી દંગ થયેલાં હતાં. સ્ત્રીઓ ગુસપુસ અવાજે એકબીજાનાં કાનોનાં વાતો કરતી હતી અને માથાં ધુણાવતી હતી. તેઓ બાતુમીમાં જહાજ દ્વારા ગયા, ત્યાં ખલાસીઓ તેને હાથમાં ઉપાડીને અસ્થિર સીડી પરથી કિનારા પર લઈ આવ્યા ત્યારબાદ કલાક ટેકસીમાં ગયાં અને બીજી કારમાં જેને ભૂતપૂર્વ મિત્રનો દીકરો નીકો ચલાવતો હતો, તે લેખકને પણ મળ્યો, સારી રીતે બનાવેલી ચમકદાર સળિયા વાળી અપંગો માટેની ખુરશીને લઈ ગયાં. નીકો જુવાન, મૂંઝાયેલો, ટાઈમાં, પોતાના ભલા પિતા ગીવીને મળતો હતો. બાપરે, કોઈક જમાનામાં લેખક પોતે પણ આ કિનારા પર કેવો જુવાન હતો,—ઘણો વખત થઈ ગયો કે શું? લગભગ કાલેજ—અને જુવાન એનેરી, નીકોની મા, અને કેવો ચક્રવાત્ ત્યારે તેની પાછળ ચાલ્યો હતો: મિત્રો, કવિઓ, સ્ત્રીઓ, ગીટાર સાથેનો ગાયક, માછીમારો, ખલાસીઓ,—તેણે યુદ્ધ પછી લશ્કરી ખલાસીઓ વિશે નાટક લખ્યું હતું, તેઓ આને કોઈપણ રીતે ભૂલી ન શક્યાં. પ્રસંગવશાત્, તે પોતે પણ યુદ્ધમાં ગયો હતો અને એક દિવસ મુરમાન્સ્ક તરફની નજીક આવતી કૂચ પર વિનાશકોની સાથે ડૂબી ગયો હતો, અંગ્રેજી કાફલાના નેતૃત્વમાં ભાગ લીધો હતો. બધું બધું જ હતું, ખભાં પર સોનેરી પટ્ટી ચમકતાં સફેદ પોશાકમાં સજ્જ ઓફિસરો સમુદ્રકિનારાના પથ્થરીલા રસ્તા પર ચરચર કરતા જતા હતા.

હવે કોઈ બાકી બચ્યું નહોતું કે કશું જ બાકી નહોતું બચ્યું. માત્ર

જૂના મિત્રોનાં બાળકો રહ્યાં હતાં જેમને તેણે સાવ નાનાં બાળ હતાં ત્યારે જોયાં હતાં. ગીવી ઘણાં વખત પહેલાં જ પરલોકવાસી થઈ ગયો હતો. લેખક પછી લાંબા વખત સુધી પોતાની જાતને એ માટે માફ ન કરી શક્યા કે તેઓ તેની અંતિમક્રિયામાં ન આવ્યા, વિદેશમાં પ્રવાસ કરતા રહ્યા. અને પછી તેમણે પ્રીબાલ્તીકામાં બિલકુલ બીજા જ છેડે ઘર ખરીદ્યું અને પત્ની, ઉંમરલાયક દીકરી અને પૌત્રપૌત્રીઓની સાથે ત્યાં રહેવા જતા રહ્યા. તેમની ખ્યાતિ વધી અને તેઓ તેનાથી ભાગતા રહ્યા જેથી કામ કરી શકાય. પણ... એકાએક વૃદ્ધાવસ્થામાં એ બધું જ છોડી દીધું, ચાલ્યા ગયા, પુશ્કિનના આલેકોની, જેમ અને જાણે કોઈ સજા મળી હોય તેમ—તેમને લકવો મારી ગયો અને ત્રણ મહિના હોસ્પિટલમાં રહ્યા. હવે તેમની પાસે કશું જ નહોતું: ન તો હતું ઘર, ન તો કુટુંબ, ન તો પુસ્તકો માટેના ઘોડા, ન તો પુસ્તકો, ન તો મિત્રો,—બસ, રહી ગયાં હતાં માત્ર આ પૈડાંવાળી ખુરશી, માંદગી, ગળા પરનું મફલર, તેનો ફિરસ્તો—તેની સાથેનો રક્ષક અને પ્રેમિકા, નવી પ્રેમિકા જેણે તેમને સુખશાંતિ આપ્યાં હતાં, ખુશ કર્યાં હતાં. આહ, જિંદગી, લોકો ફોગટમાં નથી કહેતાં કે તે પોતે જ સૌથી સારી નાટકકાર અને સૌથી ખતરનાક ખેલાડી છે, માણસ કદાપિ જાણી શકતો નથી કે તે કયું પત્તું ખેલશે અને કેવી રીતે બધું પલટાઈ જશે, એક નજર પાછી ભૂતકાળાં ફેંકતાં, ઓ ભગવાન, માત્ર એક જ વર્ષ પહેલાં શું શું હતું અને હવે શું છે, હું ક્યાં છું, કોણ છું, કોની સાથે છું?...

શા માટે આટલી ક્રૂર સજા? સંગીતકાર પાસેથી અણધાર્યાં જ શ્રવણશક્તિ, કલાકાર પાસેથી દૃષ્ટિ, બાહોશ વક્તા પાસેથી વાચા છીનવી લેવામાં આવે તો? તેઓ શબ્દાલંકાર ભર્યા ભાષણ કરવામાં ઉસ્તાદ હતા, કોઈપણ વ્યક્તિ તેમની જેમ અસરકારક શબ્દો શોધવા જાણવું નહોતું, તેઓ અંતઃસ્ફુરણાથી, બિલકુલ નાઈટિંગલની જેમ, બોલતા હતા, બોલતાંની સાથે જ મોઢે તેમની રચનાઓને સાકાર રૂપ આપવામાં આવ્યું: દસ વાર કહેવામાં આવે છે, વિશ્વાસ કરવામાં આવે છે અને—બેસીને, નોંધી લેવાય છે. કેટકેટલું નોંધ્યું, કેટકેટલી વાતો કરી, કેટકેટલો વાદવિવાદ કર્યો, પણ બધું જ ગયું હવામાં, જાણે મજાકમાં કહેવાયેલું હોય તેમ ખાસ દમ વિનાનું રહ્યું, આભાર, કે મિત્રો અને શિષ્યોએ કંઈક થોડુંઘણું એકઠું કર્યું. બધાં તેમને પોતાના પગ પર ઊભેલા, ઉદ્દાત વિચારોથી પ્રેરાયેલા, એક હાથમાં હંમેશાં સિગારેટ તથા બીજામાં સફેદ દારૂવાળા

પ્યાલા સાથેની મુદ્રા, માર્ચમાં પણ તડક તપેલી ચામડી હોય તેવા રંગનો હંમેશનો વર્ણ, દૂબળી પાતળી કાયા, લાલાશ પડતી તાલ અને પાછળ કલાત્મક રીતે લટકતા સફેદ ગુચ્છા, કપડામાં પણ કોઈ સર્વોચ્ચ ફેશનવાળી ઢબ: હજી સુધી કોઈની પણ પાસે જોવા મળ્યો નથી તેવો સફેદ કોટ, ગળામાં રૂમાલ, મફલર કે પછી સોનાનાં એવાં બટણોવાળુ એવું બ્લેઝર, કે આજ સુધી સ્પેનના કોઈપણ કેપ્ટનનાં સ્વપ્નામાં પણ નહોતું આવ્યું. તેઓ કદાપિ એક જ જગ્યાએ એક મહિનાથી વધારે સમય સુધી બેઠા નહોતા, વિમાનો અને ગ્લાઈડરો, ઝડપથી ભાગતાં સ્કૂટરો અને હોકીની તે ક્ષણોને પસંદ કરતા હતા, જ્યારે બંને પક્ષોના પાંચે પાંચ ખલાડીઓ ગોલ કરવાની જગ્યાએ એકઠા થઈ બોલને સીમામાં ધકેલવા લઈ આવે છે. તેઓ પોતે અવિરતપણે ગતિશીલ, ઉડતા રહેનાર અને કવિ હતા. અને આ જુઓ પછડાટ ખાઈ ગયા હતા, જાણે ઊડતા પંખીને વીંધતા તે આવી પડે તેમ. "શાને ખાતર?" તેમણે પોતાની જાતને જ સવાલ કર્યો અને જાતે જ જવાબ આપ્યો: "બધાને ખાતર."

હવે તેમને મનમાં એમ લાગતું હતું કે જે બધું તેમણે લખ્યું હતું તે શરમજનક હતું, જિંદગી ભૂલોથી ભરેલી હતી, ચાર વાર તેઓ અણીના સમયે જે તરફ વળવાનું જરૂરી હતું ત્યાં નહીં પણ બિલકુલ જુદા જ રસ્તે વળ્યા હતા. તેમને લોકોને લલચાવતાં અને ફોસલાવતાં આવડતું હતું અને તેમ કરવું ગમતું પણ હતું—પુરુષો તેમને ચાહતા હતા, તેમનામાં વિશ્વાસ કરતા હતા અને તેમની પાછળ પાછળ જતા હતા, વિશેષ કરીને જુવાન લેખકો, દિગદર્શકો, કલાકારો. હવે અત્યારે તેઓ આને પણ પોતાનાં પાપો સાથે જોડી રહ્યા હતા: ભૂલભરેલી અનુચિત રીતે શીખવાડયું ભણાવ્યું હતું, અને હવે જ્યાં સુધી સ્ત્રીઓ સાથે સંબંધિત વાત છે ત્યાં સુધી ચૂપ રહેવું જ વધારે સારું છે. ચૂપ રહેવું અને ઓછામાં ઓછું હાલની આ જુવાન વિદ્યાર્થીની તરફ ધ્યાન આપવું, જે મોસ્કોની નજીકના કોઈ સ્થાનેથી હતી એક વર્ષ પહેલાં તેણે તેમને પોતાની નિષ્કપટ-નિર્દોષ કવિતા મંગાવવા પર મોકલી હતી, આમ તેમનો પરિચય થયો હતો. જો કોઈએ ખળભળાટભર્યા, ચિંતાઓથી સભર દિવસ પછીના તેમના આવવાની સાંજે તેને જોઈ હોત તો, તથા સફેદ માથા પર કાળા રૂમાલ સાથે શોકમાં ડૂબેલી તેની હૃષ્ટપૃષ્ટ થયેલાં વૃદ્ધ એતેરી સાથેની મુલાકાત જોઈ હોત તો—તેની બાથમાં તે કેવી રીતે રડી હતી!—લાંબી બેઠકો, દુઃખનાં ટોસ્ટ પીતાં, પ્રિયજનોનાં થોડાં પીળાં

ગયેલાં ફોટાઓવાળું મખમલી આલ્બમ, જેમાં બધાં એકબીજાંને બાથમાં લઈને ઊભાં છે, બધાં જ જુવાનો, જીવતાં લોકો એક બીજાંને ચાહે છે, સૂરજ આંખોને આંજી દે છે, અને પાલ્મ વૃક્ષ લીલા ફુવારાઓ વટે માથાંઓને આવરીને ઢાંકી દે છે,—ફોટાઓ છે, પાલ્મ વૃક્ષ છે પણ લોકો નથી. લોકો કાં તો મરી પરવાર્યાં હતાં કે પછી વૃદ્ધ થઈ ગયાં હતાં અને અદૃશ્ય ભયાવહ ત્રાસ દિલને કોતરી ખાય છે: તું પણ આ જ લાઈનમાં ઊભો રહેશે.

હા, પણ છેવટે તે તેમની સાથે, તેમનાં અડધાં ઘરમાં રોકાઈ ગઈ, જેની દ્રાક્ષના વેલાથી ઢંકાયેલી અગાસી હતી, વેલો ખૂબ ભરાવદાર હતો, બિલકુલ જાણે એમ લાગતું હતું કે ફૂંકાઈ ગયેલાં, કાળાં દ્રાક્ષનાં ઝુમખાંઓ લીલીછમ ડાળીઓની વચ્ચે પુષ્કળ પ્રમાણમાં છુપાયેલાં હતાં, અગાસી સમુદ્ર અને પવનથી ઘર વડે રક્ષાયેલી હતી. તે તેમની સાથે ટકી રહી, આખા વર્ષ દરમ્યાન તેઓ એક દિવસ માટે પણ વિખૂટાં નહોતાં પડયાં. તે એકલી જ તેમના બડબડાટ અને એકલપણાને, બાલિશપણે ઉચ્ચારાયેલા શબ્દોને સમજી શકી હતી, તે એકલી જ તેમને લજ્જાસંકોચ માટેનું કોઈપણ કારણ આપ્યા વિના આશ્ચર્યકારક રીતે ખવડાવવા પીવડાવવાનું શીખતી, કપડાં પહેરાવતી, વાળ ઓળતી અને બધું જ સહન કરતી તેમની કાળજીપૂર્વકની સારસંભાળ કરી શકી હતી. ભગવાનનો પાડ કે તે સાવ સાદોસીધા, ઘણાં બાળકોવાળા અને ગરીબ કુટુંબમાં ઊછરી હતી. એ ઉપરાંત એને લાગતું હતું કે દોષી તે હતી. જે લોકો નિંદા કરી રહ્યાં હતાં અને ગુસપુસ વાતો કરી રહ્યાં હતાં તેમનામાંથી ઓછામાંઓછા કોઈકના મગજમાં પણ એક સૌથી સરળસાદો વિચાર આવ્યો હોત: તેમને કોણ અને કેવી રીતે ખવડાવશે અને પીવડાવશે, કોણ તેમની સારસંભાળ રાખશે, કોણ તેમ સારાં કપડાં પહેરાવશે અને ગળામાં ટાઈ બાંધશે. કોને આભારે તેમનામાં આટલી કાળજીભરી ચીવટતા હતી અને એમ કહી શકાય કે આ ચળકતી ખુરશીમાં, ઘૂંટણો પર રાખોડી કામળા સાથે, ખભાઓ પર નાંખેલાં સ્વેટર કે મફલર સાથેનો તથા દિવસે સફેદ ગોળ ટોપીમાં અને સાંજના સમયે ઘેરા રંગની ઊંચી ટોપીમાંનો તેમનો સુંદર દેખાવ—જો લોકોએ આ બધું ધ્યાનમાં રાખીને થોડોઘણો વિચાર કર્યો હોત તો તેમણે આમ કૂથલી કરવાનું બંધ કરી દીધું હોત. પણ ત્યાં વળી લોકોને શું કદી રોકી શકાયાં હતાં? અને કેવી રીતે તે બિચારી તેની સાથે રહે છે, કેમ, શા માટે!

તે દરમિયાન અપંગ ઘણીવાર અપંગોની સાથે બને છે તેમ પૂરા જોમમાં જીવતો હતો, તેના માટે આત્મિક બળની અસાધારણ શક્તિ તેને જોમ આપતી હતી. અને આ જોમ તેના ચહેરા પરના પ્રેમાળ અને જિંદગીસભર દેખાવમાં ઝલકતો હતો. તેમને કિનારા પર મળનાર દરેકે દરેક વ્યક્તિ છોકરીના ચહેરા પરના સૌમ્યપણાથી અને અપંગના ચહેરા પરના હોંશ ઉત્સાહથી દંગ રહી જતી. આ ચહેરા પર દરેકે દરેકમાં ઊંડાણપૂર્વકનો, જીવંત સંપૂર્ણ રસ અને બધી જ વસ્તુઓ પરની તેમની પ્રતિક્રિયા સ્પષ્ટપણે જોઈ શકાતાં હતાં. **બધાં પ્રત્યે**: ડોસીઓના હાથમાંનાં નાનાં બાળકો પ્રત્યે, મોડે સુધી ઊડાઊડ કરી રહેલાં પતંગિયાઓ પ્રત્યે, એક જેવા રંગે રંગાયેલાં અને સફેદ વાંકડિયાવાળવાળાં વિદેશી અધેડ: પ્રવાસીઓ પ્રત્યે, ભૂરાં ગણવેશ અને લાલ ટાઈઓમાં શાળાના સમય પછી કિનારા પર ફરી રહેલાં વિદ્યાર્થીઓ પ્રત્યે.

તેમાં કોઈ આશ્ચર્યની વાત નહોતી કે તેમને તીવ્ર નિરીક્ષણશક્તિની બક્ષિસ મળી હતી, વસ્તુઓનું પૃથ્થક્કરણ કરવાની, તેમને એકત્ર કરવાની અને કોણ જાણે ક્યાંયથી કોઈક નવી જ શોધ નવી જ વાત ઊભી કરવાની બક્ષિસ મળી હતી. અને નવું ને નવું સર્જવાની લાલસા. અને નવો વિચાર, કયો અને કેવી રીતે કરવો. આ બધું ઓછામાં ઓછું કોઈપણ પ્રકારના ઉન્નયન વિના હજી વધારે તીવ્ર બન્યું હતું. અત્યારે આપણે આ પ્રચંડ શક્તિ મુખ્યત્વે કરીને કઈ દિશામાં આગળ ધપી હતી તેના વિષે કહીશું પણ નજીવી વાહિયાત વાતોએ પણ તેમને પકડમાં લીધેલા હતા. તેઓ પોતાની માંદગીમાં જરાપણ ધ્યાન આપતા નહોતા. તેમણે તેને વીજળીના ચમકારાની જેમ અપનાવી લીધી હતી, મનમાં નિર્ણય કર્યો કે તેઓ પોતે કશું જ કરી શકે તેમ નહોતા અને ઉપચારઇલાજોમાં વ્યસ્ત રહેવાનો તેમની પાસે સમય નહોતો, વળી વધારામાં તે સાવ લાભ વિનાના પણ હતા. ભલેને એ વાત ગમે તેટલી વિચિત્ર લાગતી હોય પણ તેમ છતાં એ સાચું હતું કે તેઓ બિલકુલ ચિંતા કરતા નહોતા, દુ:ખી નહોતા થતા. બધી યાતનાઓ તેમને દવાખાનાંઓની દીવાલની પાછળ જ રહેવા દીધી હતી. હકીકતમાં સાજા થવાની આશા રાખવી, ઇલાજ કરાવવો? હાસ્યાસ્પદ. તેમાંય વળી વધારામાં એ કે પોતાને નોંધપાત્ર વ્યક્તિ તરીકે **અનુભવતાં હતાં**. તેમની ખુશી તેમને છોડીને નહોતી જતી રહી.

તે પોતે સૌમ્ય, ભલી હતી? કદાચ. એક પક્ષે સંપૂર્ણપણે એમ કહી

શકાય તેમ હતું: દેવદૂત. જો તેની આંખો બળતી હતી અને ખુલ્લી લાલસામાં જીવતી હતી તો તેની આંખો વધારે પડતી ઝૂકેલી રાખતી હતી. તેને દુનિયામાં કોઈ રસ નહોતો. તે તેમની તરફ પ્રેમાળ નજરે જોતી હતી—કહેવામાં આવે છે તેમ કે એક બીજાં પરથી પળવાર માટે પણ નજર હટાવતાં નહોતાં. જોકે એમ લાગતું હતું કે સાવ જુવાન, સારી, દૂબળી પાતળી સુડોળ કાયાવાળી અને ખૂબ સારાં કપડાં પહેરેલી છોકરીને માટે તેમાં વળી જોવા જેવું શું હતું (જીભ કોઈપણ રીતે તેને સ્ત્રી કહેવા માટે વળતી નથી કારણ કે તે જુવાન હતી અને તેની સમગ્ર કાયાકૃતિ બિલકુલ છોકરી સમાન હતી). કેવળ આશ્ચર્યકારક. ન તો શામળા રંગનાં પાસોનીઓએ, ન તો દૂર દૂરથી આવેલા સફેદ વાંકડિયાવાળવાળાં સ્વીડીશ લોકોએ, ન તો તે શહેરનાં જેમનામાંથી દરેકે દરેકની પાસે ભલે બહુ મોટો નહીં તેવો પણ સાચેસાચો સોનારી ખાલની ટૂકડો હતો, તેની પરવા કરી, તેની તરફ લક્ષ્ય આપ્યું હતું. તેઓ તે વર્ષની અદ્યતન ફેશનમાં બનાવેલ સફેદ અને ફરફર ઊડતાં વસ્ત્રોમાંથી ડોકાતી તેની કાયાકૃતિને જોતાં તથા માથા પર આકર્ષક રીતે અને લમણાં પર ગાંઠ મારેલાં એક બાજુ લટકતાં બાંધેલાં સ્કાર્ફમાના તેના દેખાવને જોઈને એકદમ ટટ્ટાર સીધા થઈ જતા હતા. આ હતો રજાના દિવસનો પોશાક કે પછી બપોરે બાંય વિનાના બનિયાન, સફેદ ચડ્ડી અને સેન્ડલમાં જુવાનિયાઓ નિસાસો નાંખતા અને ઘોડાની જેમ પગ નીચેની જમીન ખોતરતા.

લોકોએ ખૂબ ગુસપુસ કરી, કૂથલીઓ કરી, પછી ટેવાઈ ગયાં. તે ખૂબ ખાતરીલાયક ઉદાહરણ હતી. એ સિવાય એતેરીના ઘરમાંથી જ અફવા ફેલાઈ હતી, જ્યાં ઘણા ઘણા વખત પહેલાં જુવાની સભર જિંદગીનાં સ્વરો શમી ગયાં હતાં (નીકો વિનયશીલ છોકરો હતો), પણ હવે અત્યારે ફરીથી, લોકોએ જાતે જોયું હતું કે બજારમાંથી ટેક્સીઓ આવતી હતી, ટોપલાંઓ ઉતારવામાં આવતાં હતાં. એતેરી રસોડાનું કામકાજ ચલાવતી હતી, ટપાલી છાપાંઓ અને તાર લાવતો, જૂના પિયાનાં સ્વર અને જુવાન સ્ત્રીનાં હાસ્ય, સામાન્ય હાસ્યોનાં ગુંજારવ સંભળાતાં હતાં, જેમ યોગ્ય લાગે તેમ વિચારો પણ એમ અનુભવી શકાતું હતું: અહીં અપંગ કે નિરાશ થયેલાં લોકો નહીં પણ ખુશનસીબ લોકો આવતાં હતાં. અને પોતાના દુ:ખતા પગે, તથા હાંફતાં હાંફતાં શ્વાસ

લેતી જાડી એતેરી સાંજ પડતાં માથું નમાવતી અને દૃઢતાપૂર્વક કહેતી: હા, બેશક, એમ જ છે, તેઓ ખુશનસીબ લોકો છે.

બનવાનું હતું તે બન્યું જ. તેમને અહીં આવવાની ઇચ્છા થઈ, આ તેમણે જાતે જ ક્યાં તેઓ વિશેષ કરીને રહ્યા હતા અને આરામથી તથા ખૂબ સારી પેઠે કામ કર્યું હતું, એક એક દિવસ મહિના સમાન ગણ્યો હતો, એ બધાં સંસ્મરણોને યાદ કરતાં ઘડી કાઢ્યું. અને તેમને તે બધું બહુ ગમતું હતું અને ખુશીને મેળવવા અહીં આવી પહોંચ્યાં. આમ જ જીવવું જોઈએ, શેતાન જાણે, ચાલતાં રહેવું અને ગાવું—સીસોટીઓ વગાડવી. કોઈ કાળી મજૂરી કરતું, કોઈ ખેપિયાનું કામ કરતું હતું, જે કોઈ પોતાની જાતથી જ ખુશ નહોતું તે ખાલી બેસી રહેતું, જેને જેમ કરવાની ઇચ્છા થાય તેમ કરતું. જ્યારે અમે અમારું પ્રિય કામ કરીએ છીએ, શક્તિ વેડફવાનું દુ:ખ નથી કરતાં, છેવટે લોકો આભાર માને છે, શું શું અમે નહોતાં ગાતાં? દુભાવ્યાં, તૂટી ગયાં, ચેન ખલાસ થઈ ગયું, મુશ્કેલીમાંથી બહાર આવ્યાં અને અપંગ થઈ ગયાં—અત્યંત દુ:ખદાયી. પણ તેય હજી છેક અંત નથી આત્મા, આત્મા જીવંત છે, હજી છેક અંત નથી, હજી માનવી જીવંત છે, બિલકુલ એવી રીતે પીડાય છે, અમળાય છે, જેવી રીતે અળસિયું. મુખ્ય વાત, પુશ્કીને કહ્યું હતું, તે પ્રમાણે એ હતી "ભગવાન મને ગાંડો ન કરી મૂકે", બસ માત્ર આ જ, માત્ર આ સ્થિતિ સુધી ન ચલાવી લેવાય, આ બિલકુલ છેલ્લી અંતિમ સીમા છે. અહીં હું હજી સુધી અત્યારે જેમ ઇચ્છું છું તેમ કરી શકું છું પણ ત્યારે—સંપૂર્ણ સર્વનાશ. ભગવાન ન કરે. બુદ્ધિવિહોણો, બંને હાથે-પગે દવાખાનાંની પથારી પર સરકનાર મોપાસ્સાનનું ચિત્ર આખો વખત તેમના મન:સ્પટ પર તરવરતું રહેતું હતું.

ના, ના, અમે જીવંત છીએ, મગજ હંમેશાં કરતાં હજી વધારે ઉત્સાહપૂર્વક અને સ્પષ્ટપણે તપી રહ્યું છે અને મારો ફરિસ્તો મારી સાથે જ છે—નસીબની કેવી અણમોલ ભેટ—મારી પ્રાણપ્રિયે, સૂવા જતાં પહેલાં શું આપણે ઈઓવની ચોપડી નહીં વાંચીએ?.. તેમની આંખોએ આમ કહ્યું અને જમણો હાથ થોડો ધ્રૂજ્યો જે હવે થોડોઘણો પેન્સીલ સુદ્ધાં પકડવા માટે પણ ટેવાયો હતો. પણ સાચું કહો તો, જો તે પોતાના હાથ વડે તેમના હાથની અસ્થિરતાને ઉપરથી શાંત પાડે અને એને પોતાના હળવા અને વજન વિનાના હાથથી હળવેથી બેઠેલા પતંગિયાની જેમ તેના દીવાલના ખરબચડા કાગળ પર પડી જતી કલમ

પકડેલાં હાથને ગતિ આપે તો. અને આમ તેણે ચોપડીમાં બતાવ્યું અને તે તેના ઘૂંટણને સ્પર્શ્યો. તે સમજી ગઈ. હા, હા, બાઈબલનું પુસ્તક વાંચવાનું છે, આમ વીસમી શતાબ્દીના બીજા અડધા ભાગમાં ઈઓવના બદનસીબ અને કઠોર આત્મા વિષેની વાત પ્રકાશમાં લાવવી, જેને ભગવાને બધું જ આપ્યું અને બધું જ છીનવી લીધું જેથી કરીને તેને પાઠ ભણાવી શકાય: ઓ માણસ, તું કેવો છે અને તું શું કરી શકે છે?..

તેણે અચકાતાં અચકાતાં, લગભગ ઓછું ભણેલાંગણેલાંની જેમ અને સારી રીતે સમજ્યાં વિના વાંચ્યું, તેણે પોતાની જિંદગીમાં આજ સુધી કદાપિ બાઈબલ હાથમાં પકડયું નહોતું, પણ તેમણે બતાવ્યું કે તે જેમ વાંચવું જોઈએ તેમ વાંચતી નહોતી, તેને ફરી ને ફરી વાંચવું જોઈએ અને સમજવું જોઈએ, તેમાં કંઈ મુશ્કેલીભર્યું નથી અને તે ટેવાઈ ગઈ તથા થોડીઘણી ઉત્સાહમાં આવી ગઈ, તેની નબળી કાવ્યાત્મક બક્ષિસે ઓછામાં ઓછાં તેને શબ્દો અને લયની અનુભૂતી કરાવી, તે સિવાય તેને તેમની સામે એમ મૂરખ બનવાની જરાપણ ઇચ્છા નહોતી. તેણે તનતોડ મહેનત કરી અને પ્રાચીન પદ્યોની સુંદરતા અને ગૂઢાર્થ સમજી શકી... તેઓ એકબીજાંને ચાહતાં હતાં અને એક બીજાને મદદ કરવા મથતાં હતાં,— સાવ સીધી સાદી વાત.

અહીં તે માત્ર પોતાની ખુશીને ખાતર જ નહોતો આવ્યો, તે તેને પણ લઈ આવ્યો. જેથી કરીને તે તેની નજરે કવિઓ દ્વારા જેની સ્તુતિ ગાવામાં આવી હતી તેવા અદ્‌ભૂતપૂર્ણ કિનારાને, મા-કોલ્ખી દાને, પહાડોને બરફાચ્છાદિત પહાડોને, જે દૂર દૂર વાદળાંઓ જેવા સફેદ દેખાય છે અને બીજા ઘેરા પહાડોને, જે થોડા નીચે અને વધારે નજીક છે તે પોતાના જ આવરણથી ભૂખરા દેખાય છે અને સૌથી નજીકના જે લીલાંછમ ટેકરાઓ જેવા, ચાની ઝાડીઓથી ઘેટાંઓ જેવા ગોળમટોળ દેખાય જોઈ શકે. ત્યાં પહાડો અને આભ, અહીં આભ અને સમુદ્ર. તે સૂરજના પ્રકાશમાં હોજની જેમ ચમકે છે, જેમાં બાળક છબછબિયાં કરે છે કે પછી કિનારા પરથી ખિન્નતાપૂર્વક ભારે લીલી બોતલ જોરદાર તોફાનમાં મારે છે. કિનારા પરનાં ચીડનાં વૃક્ષોનાં વિચિત્ર ક્ષીણ થતાં— તૂટતાં આકારો. પૂર્ણિમાની રાત્રે જ્યારે સૂઈ જવું તદ્દન અસંભવ છે ત્યારે ચંદ્રનો ગોળમટોળ પ્રશ્નસૂચક ચહેરો. ચંદ્રકિરણોની અત્યંત આનંદદેય ચાંદની. સોળે કળાએ ખીલેલો ચાંદ. તેણે નુકસાનનાં પાસાંઓ અને ગૌણતાને પાર કરી લીધાં હતાં. સ્વપ્નમાં આવી ઊભો થાય છે બિચારી

ગરીબડી એનેરીનો ચહેરો—જરા તેના તદ્દન ફિક્કા પડી ગયેલા ચહેરામાં સારી રીતે ધ્યાનપૂર્વક જોતાં તે આકર્ષક લાગે છે, આ ચહેરો અત્યંત માયાળુ, ભલો છે, સ્ત્રીસહજ શાશ્વત ભલાઈ, જે સૌથી પહેલો શ્રેષ્ઠ સદ્‌ગુણ છે. તારે બધું જ જોવું જોઈએ અને મારી જેમ સમજવું જોઈએ જેથી કરીને તે તું હંમેશ હંમેશ માટે, કદાચ મારી અંતિમ ભેટ તરીકે તે બધું પોતાની સાથે લઈ જાય. તેનાથી વધારે સારી ભેટ હું તને નહીં આપું.

તે કામ કરી શકતો નહોતો, લખી શકતો નહોતો પણ કંઈક ને કંઈક નિર્માણ કરવાનું, રચવાનું બંધ કરી શકતો નહોતો. તેની કુદરતી બક્ષિસ તેવી હતી, કાર્યક્રમ ઘડી કઢાયેલો હતો: ઉદાર, કાર્યકુશળ, બુદ્ધિમાન થવું, અભિરુચિ અને પરિમાણ જાણવાં, કુશળ કલાકાર થવું, પોતાના કરતાં **વધારે સારી રીતે** બીજાંને સમજતાં શીખવું. પોતાની કુદરતી બક્ષિસને પ્રેમની પવિત્ર નિર્મળ ભેટમાં બદલીને તે સર્જતો હતો, અથકપણે, જરાપણ આળસ કર્યા વિના, પહેલાં કાચું અને પછી પાકું સ્વચ્છ લખાણ કરીને, ટૂકડે ટૂકડે, એક પ્રવાહમાં, વધારે સારું હતું તરત જ પાકું લખાણ કરીને કારણ કે એક તો સમય નહોતો, તેમાંય વળી વધારામાં પૂરી તાકાત પણ નહોતી, દરરોજ કંઈક ને કંઈક સર્જનાત્મક રચના કરતો હતો. કોઈ ફાલતુ કે પછી યાંત્રિક લીટીઓ વિના. તેનો આખો અખતરો, તાકાત, શક્તિ, અત્યંત ઝીણવટભરી વ્યાવસાયિક કેળવણી, માંદગી પોતે અને વિયોગનું દુઃખ—બધું જ કામમાં ડૂબી જતું. વીજળીનાં જોરદાર કડાકાંઓથી વાદળાંનાં કર્ણભેદી ભયંકર વાવાઝોડું, વંટોળ ફૂંકાય છે, ગડગડાટો વડે તૂટતું, સૂરજથી તપેલી આખી પાણીની સપાટી—શેને ખાતર? એટલા ખાતર કે જેથી તેની વચ્ચોવચ બિનઅનુભવી, વિશ્વાસપાત્ર અને પવિત્ર દિલની એક ગરીબ છોકરીને સમાવી લેવામાં આવે? "તું કુંવારી છોકરી તેની પાસે જશે, ઓફેલીયાએ ગાયું હતું, પણ તે કુંવારી છોકરી તરીકે બહાર નહીં નીકળી શકે." તું રોકાશે અને એ તેના માટે બહુ લાંબા સમય માટે પૂરતું રહેશે. ના, તે આગળને આગળ ચાલતો રહેશે અને જ્યાં સુધી પોતાનામાં જાતે દોડવાની શક્તિ ખૂટી નહીં જાય ત્યાં સુધી ચાલતો રહેશે.

તેને તેના મગજને સમૃદ્ધ કરવાની અને વિકસિત કરવાની ઇચ્છા થાય છે, તે પ્રયત્ન કરે છે પણ હજી જાણતો નથી કે એ કામ આટલા ટૂંકા સમયના ગાળામાં કરવું શક્ય નથી અને વળી જરૂરી પણ નથી. આ તો માત્ર તેની પોતાની કલ્પના હતી, હા, માત્ર કલ્પના, આવશ્યકતા

નહીં. પણ સ્ત્રી હંમેશાં આવશ્યકતાને જાણે છે. તે મોજ માણે છે, તે સર્જનની અદ્ભુત પ્રક્રિયામાં વ્યસ્ત છે. જ્યારે તે માત્ર એક જ વાત સમજે છે: કે તે વ્યસ્ત છે અને તેના માટે. અને એમ પણ ન કહેવું જોઈએ કે તેની મહેનત અર્થ વગરની હતી—એમ લાગે છે કે કશું જ બાકી નહીં રહે, કોઈપણ દૃશ્યમાન પરિણામ નહીં નીકળે પણ એનાથી કંઈ ફેર પડવાનો નથી. એ મા વિષે શું કહી શકાય જે પોતાના નાનકડા બાળક સાથે લાડપ્યાર કરે છે, શું તે તેની સાથે વ્યર્થમાં વાતચીત કરે છે, તેના માટે ગાય છે, હસે છે અને તેને પોતાનાં આંસુઓ સુદ્ધાંની અનુભૂતિ કરાવે છે,—ગમે તેમ તે પણ તો કશું જ સમજી શકતું નથી. ના, વ્યર્થ નથી! તેમની નિકટતાનું રહસ્ય આખા દિવસમાં સંચિત થાય છે: તેનો એકેએક શબ્દ અને નજર, એકેએક સ્પર્શમાં પ્રેમના આ મહાન કાર્યની અભિવ્યક્તિ છે, જે પ્રેમ તેની અડધી ઘેલી, બુદ્ધિમાનીભરી આંખોમાંથી નીતરે છે, તેની કોમળતાને અભિભૂત કરે છે, ના, તે કોઈપણ વસ્તુના ભોગે તેને કદાપિ બદલત નહીં. આ પ્રેમ નીતરતો ને નીતરતો જ જાય છે, તેના પ્રેમનો સાગર ઠલવાતો ને ઠલવાતો જાય છે જ્યારે તેની પાસે માત્ર નદી જ સંભવ હતી, પણ તેઓ એકબીજા પર એ ઠાલવી રહ્યાં છે અને હવે તે આ પ્રેમ સાગરમાં વર્તમાન સમય કરતાં વધારે સહેલાઈથી, સરળતાથી તરી રહી છે—કેટલી હૂંફ અને પારદર્શકતા છે, તેણે ડરવાનું બંધ કરી દીધું અને હાથ લંબાવીને પાછળથી પકડે છે, પછી છલાંગ લગાવે છે અને ઊંડો શ્વાસ લે છે, તેની કાયા ઠીંગણી-પાતળી, સહેલાઈથી હલનચલન કરી શકનાર અને હળવીફૂલ છે, બિલકુલ પાણીમાંની માછલીની કાયાની જેમ, પૂંછડીના એક જ ઝપાટે તે ઉપર કે નીચે જતી રહે છે, તે આહ્લાદ અને અંત સુધી ખુલ્લી છે, સમુદ્ર તેને ભેદી જાય છે, હોંઠ પર ખારાશ મીઠું લાગે છે અને પછી તે પળવારમાં સાવ હળવાપણામાં, લટકતી, ધીમે ધીમે ઊંડાણમાં ડૂબતાં ઊંઘી જાય છે, તેને પોતાને પણ જાણ નથી થતી કે કેવી રીતે—આમ ઊંઘતી માછલી ડૂબે છે.

તે ખૂબ જ સારી વિદ્યાર્થીની, વફાદાર શ્રોતા, નિખાલસ દિલની પ્રેક્ષક છે, જે વિશ્વાસ રાખે છે અને અનુભૂતિ કરે છે: બધું જ સાચે સાચું કહે છે, તેની સામે જૂઠું નથી બોલતી. તેનાથી તે એટલી ભરોસાપાત્ર, એટલી શાંત અને હવે સ્વતંત્ર, તેના પ્યારની અધીન છે. આમ શરૂઆતમાં બન્યું, તે સમજવામાં સફળ રહી અને હવે વધારે ને વધારે

વાર એમ બને છે કે તે બુદ્ધિમાન અને સર્વતોમુખી છે અને ઘણીવાર તેને ત્યાર સુધીના અપરિચિત જવાબો કે આવહાન કરતી હિલચાલ વડે પરાસ્ત કરે છે. સંગીતકાર અને વાજિંત્ર, ગીતનો રચનાકાર અને ગાનાર ગાયક, શિલ્પી અને શિલ્પકૃતિ—તે બધાં જ એકરાગતા અને પરાકાષ્ઠા મિશ્રણની શુદ્ધતા પ્રાપ્ત કરે છે. હકીકતમાં એ કેટલી ખુશીની વાત છે—બધું જ આપવું અને બધું જ ગ્રહણ કરવું.

એ અનુમાન કરવામાં આવે છે તેના પર તેની **બધી જ શક્તિ** ચાલી જાય છે—આમ તે તેને પોતાની સાથે જકડી રાખવામાં અને જીતવામાં સફળ રહ્યો હતો પણ ઘણીવાર એવું બને છે કે બધી જ શક્તિ પણ પૂરી નથી પડતી. આજે તેને કંઈક અસ્વસ્થ કરી રહ્યું છે, તે થોડી ઝડપથી પગલાં ભરી રહી છે, તેને લાગે છે કે તેની સાથે આજે કંઈક ખરાબ છે અને હું પોતે પણ થાકી ગઈ હતી, સાવ થાકી ગઈ હતી. એતેરીએ કહ્યું હતું, વાતાવરણ બદલાય છે, પણ કદાચ હજી કંઈક બીજું એવું છે, જે તેને ચિંતિત કરી રહ્યું છે. શું?.. તેને આવી ક્ષણો જરાપણ ગમતી નહોતી કારણ કે પોતાના સમયમાં તેને નિર્દયપણે બધાં અનામી પત્રો અને ટેલીફોનો વિષે અગાઉથી જ સૂચિત કરી દેવામાં આવી હતી, તેના માટેનો ભય અવ્યક્તપણે દૂર થઈ ગયો હતો, તેણે પોતે જ તેને **કશાથી** પણ ન બીવાનું અને બધી પરિસ્થિતિઓનો સામનો કરવા હંમેશાં તૈયાર રહેવાનું શીખવાડયું હતું. પણ તેમ છતાંય ઇચ્છા અને સભાનતાની સાથે આ ભય અસ્તિત્વ ધરાવે છે, અને એવી ક્ષણોમાં થકાવટ હૈયાને સાવ ઠંડુ પાડી દે છે અને ચીરે છે. અને તે એકાએક **પ્રત્યક્ષપણે** વિચારવા લાગે છે કે શું કાબુલેતીથી માણસની જેમ ક્યાંય પણ કદાપિ ટેલીફોન કરી નહીં શકાતો હોય.

ના, તે જાણે છે, તે સ્વસ્થ છે, બિલકુલ સ્વસ્થ, પણ વિચિત્ર વાત એ હતી કે માંદગીએ તેની હલનચલન શક્તિ છીનવી લીધી હતી પણ મગજ અને હૃદયની શક્તિ તેનાથીય વધારે રહી હતી—એમ ઘણીવાર બને છે કે અપંગ વધારે પડતો સાજો થઈ જાય છે. તેની પોતાની જેમ જ તે પણ વધારે પડતી તો તેના મગજથી જ બીતી હતી, જે જેનાથી છટકી ન શકાય તેવાં અનિવાર્ય નવાં ફટકાઓ માટે આટલું જાગૃત હતું, જેનાં પરિણામો વિષે પહેલેથી કહી શકાય તેમ નહોતું. તે પોતે પણ હસે છે, તે દૈવવાદી અને જુગારી છે, ઘણીવાર તેઓ પત્તાં કે પછી પેશન્સ રમે છે ત્યારે તેને હંમેશાં પત્તાંનો અણધાર્યો હુમલો જાગૃત કરે છે અને

તે તેને હસતાં હસતાં નજરો વડે જ પોતાનાં પ્રિય વાક્યોમાંથી એક કહે છે: "તેવી વહેંચણી."

પણ તે લોભી હતો, તે હંમેશાં આવેશમાં આવી જાય છે, હંમેશાં પુન: જીતવા તૈયાર રહે છે. તેને બધું જ ઓછું ને ઓછું પડે છે અને અત્યારે પણ: હમણાં જ પાછાં ફરી રહ્યાં છે, ભેજવાળું વાતાવરણ થઈ ગયું હતું, થાકી ગયાં હતાં પણ તે માંગણીસભર ગણગણાટ સાંભળે છે અને તેની નજરો સાથે નજર મેળવતાં જુએ છે: તે બગીચા તરફની દિશા બતાવે છે. શા માટે? તું શું ઇચ્છે છે?.. તેનાં પ્રાણમાં પ્રાણ આવી ગયાં, તે હસે છે, વિનંતી કરે છે: ત્યાં. તે ગાડી એ બાજુ વાળે છે.

અમે કહેવું ભૂલી ગયા: કોબુલેતીમાં બીજું એક શહેરનું આકર્ષક સ્થાન છે: આરામ અને સંસ્કૃતિક બગીચો, ત્યાંનાં રહેવાસીઓનું ગર્વ. જોકે આમ તો આખો કિનારો બગીચા સમાન હતો. પણ એ આરામ કરવા માટે. અને સંસ્કૃતિ માટે? કોબુલેતીનાં રહેવાસીઓએ ત્બીલીસી કે પછી મોસ્કોમાં કરવામાં આવ્યો હતો તેનાથી ખરાબ નહોતો બનાવ્યો. ચકડોળ છે? છે. ઝૂલાં છે? છે. મોટરકારો—જે એકબીજાં સાથે અથડાય છે તે છે? તે પણ છે. ભલે આપણાં બાળકો ખુશ થાય. અને "વિરાટ ચકડોળ"—માફ કરશો "વિરાટ ચકડોળ" સુદ્ધાં છે. બગીચામાં આવવાની ઋતુ હજી પૂરી થઈ નહોતી, આ બધાં આકર્ષણો કામ કરતાં હતાં, જોકે લોકો બિલકુલ નહીં જવાં જ હતાં અને સમય પણ નવ વાગવાની આસપાસનો હતો. સાવ ખાલી, માત્ર એક જ જોડી ઝૂલાંખામાં હસતી હસતી હવામાં ઊડી રહી હતી, અને બીજાં બે કે ત્રણ ચકડોળ તરફ ગયાં અને માત્ર તેમના ખાતર તે ચરરર ચૂં ચરરર ચૂં કરે છે અને ગોળ ગોળ ફરે છે.

જ્યોર્જીયાના નામ શોતીક હેઠળ પોતાની જાતને છુપાવતો અને કોબુલેતીમાં રહેવાની પરવાનગી ધરાવનાર, "આઈ લવ," શબ્દ ચીત-રેલું ગંજી પહેરેલ, અને કોને "આઈ લવ", તે સાવ જ ઘસાઈ અને ધોવાઈ ગયું હતું, અસ્તરવાળી બાંયને ઉપરની તરફ વાળેલો કોટ પહેરેલ કરડાકીભર્યો, આળસુ દુષ્ટ યુની ઓછાં લોકો હોવાને કારણે એક સાથે બધાં જ મનોરંજનનાં આકર્ષણો માટે ફરજ બજાવી રહ્યો હતો, માફિયા લીધેલાં ડોલતાં પગલે આમથી તેમ દોડાદોડી કરતો હતો, પોતે જાતે ટિકિટો કાપતો હતો, જે ટ્રામની ટિકિટો જેવી હતી અને તેના કોટનું ખિસ્સું એકઠાં કરેલાં પરચુરણથી ભરાઈને લટકતું હતું. તે સસ્મિત ઉપર

નજર નાખતો હતો જ્યાં હાસ્ય સભર ઝૂલાંઓ એકબીજા સાથે ટકરાતાં હતાં અને ઝૂલતાં હતાં, જે બિલકુલ દૂધનાં પેલાં લોખંડનાં બોક્સ જેવાં લાગતાં હતાં, જેને મજૂર ખટારામાં ફેંકે છે.

અને આ પ્રકારના માણસ પાસે તે વિનંતી કરવા લાગ્યો, માગણી કરવા લાગ્યો, કરગરવા લાગ્યો; ત્યાં, ત્યાં ઉપર! તેણે વાંધો ઉઠાવ્યો, તેની ઇચ્છા નહોતી થતી—કેવી રીતે એ સંભવ થશે? તે પોતે જ આટલી ઊંચાઈથી અતિશય ગભરાતી હતી, આવા ચકડોળ ઉપર ચઢવાની આજ સુધી કદાપિ હિમ્મત કરી નહોતી—આવાં ચકડોળમાં બેસવા તેને કદાપિ લઈ જવામાં આવી નહોતી—લીફ્ટ જ્યારે ઉપર કે નીચે જાય છે ત્યારે પણ તે પોતાને સંભાળી શકતી નથી—પણ શા માટે, શા માટે?.. ના, તે મૂર્ખ છે, ઇચ્છ્યું એ થવું જ જોઈએ. અને આ દુષ્ટ માણસ, આ શોતા હસી પડયો અને બોલ્યો: "સાંભળ, આ તું શું કહે છે, જો દાદા ચકડોળમાં બેસવા ઇચ્છતા હોય તો ભલે બેસે, હું પોતે તેને લઈ જઈશ!.. આ બધું માત્ર બે મિનિટમાં એવી રીતે બની ગયું. ખરેખર માત્ર વિચિત્ર જ હતું: શોતાએ ચકડોળ રોક્યું, હળવેથી તેને ઉઠાવ્યો અને હાથમાં ઉપાડીને તેને કેબીનમાં લઈ ગયો અને તેણે પોતે મદદ કરી. જ્યારે તેણે ઉત્સુક અને આનંદિત નજરે કહ્યું કે તે તેના માટે જરાપણ ચિંતા ન કરે, તેને ચકડોળમાં બેસવાની ખૂબ ઇચ્છા થાય છે, એક કે બે ચક્કર લેશે અને બસ. તેણે દુષ્ટને અનુવાદિત કરી કહ્યું: મહેરબાની કરીને એક-બે ચક્કર જ, વધારે નહીં, હું આમ અત્યંત ચિંતિત છું. "અરે સાંભળ, તું શા માટે ચિંતા કરે છે?" દુષ્ટ બબડયો. "તેની દશા વધારે ખરાબ થશે? ના, હવે તેની દશા વધારે ખરાબ નહીં થાય." તે સીટી વગાડવા લાગ્યો અને અંધારામાંથી એક બીજો શેતાન છોકરો, તેનો નાનો ભાઈ દોડી આવ્યો, કાટ ખાઈ ગયેલા ખોખાઓ પાસે ઊભો રહી ગયો, ક્યાંથી આ પૈડાંનો હાથો નીકળી આવ્યો. સફેદ દાંત ચમકાવવા લાગ્યો અને આ પલકના ઝબકારામાં આખાં વિકરાળ ચકડોળે, જે અંધારામાં તેને ભયંકરપણે પ્રચંડ લાગતું હતું, ઢીલાં પડી ગયેલાં ઢાંચાને કારણે ચરરર ચૂં ચરરર ચૂં કરવાનું અને કડડડ કડડડ કરવાનું શરૂ કર્યું, ચકડોળની કેબીનો ઝૂલવા લાગી અને નંબર લખેલી રંગ્યા વગરની કેબિનોને સળિયા વડે બાંધવામાં આવી અને આખું ચકડોળ ચાલવા લાગ્યું. હવામાં તરવા લાગ્યું. દુષ્ટ વૃદ્ધને પકડી રાખીને તેના પર ઝૂકયો, જ્યારે તેણે આંખો વડે તેને અભિવાદન

મોકલ્યાં, જાણે હાથ હલાવ્યો હોય તેમ હાલ્યો, જવાબમાં તે પણ વિદાયમાં હાથ હલાવવા અને મહા મહેનતે હસવા લાગી પણ માથાનાં રૂમાલ હેઠળની તેની આંખો અપાર અચંબા અને ચિંતાભરી નજરે તાકી રહી હતી: એવું કંઈક બની ગયું હતું જે તે સમજી શકી નહોતી, તેના મગજમાં ઉતારી શકતી નહોતી, પહેલેથી પોતાની જાતને તૈયાર કરી નહોતી: તે ક્યાં છે, શા માટે, આમ કેવી રીતે બને?

દુષ્ટમાંથી તમાકુની ગંધ આવતી હતી અને પછી તે મોં ફાડીને હસ્યો અને ઉપરની તરફની ગતિની સાથે સાથે ફરી ને ફરીથી કહ્યું,: "સૌંદર્ય, હેં?.. ચાંદો, હેં?.. સમુદ્ર, હેં?.." ધીરે ધીરે તેઓ ચીડ વૃક્ષોની ઉપર, છાપરાંઓની ઉપર, દીવાબત્તીઓ અને ગાડીઓનાં પ્રકાશવાળાં રસ્તાઓ ઉપર, બગીચાની ઉપર આવતાં ગયાં જ્યાં એકાએક રંગબેરંગી માછલીઓ અને ઓકટોપસથી ભરેલ પથ્થરનાં રંગીન જડાવકામવાળું તળાવ ચળકતું નજરે ચઢ્યું. ઉપર ઝળહળતા ચાંદથી રાખોડી રંગનું બનેલું ખુલ્લું આસમાન હતું, તથા ચાંદ પોતે, તારલાં અને વાદળાંઓ. ભૂખરા રંગનો સાગર, રાખોડી પર્વતો, સફેદ ઘરો.

"જો, જો!" તેને કાનમાં ધીમેથી કહ્યું. "યાદ કર!" કેબીને એકાએક જોરથી આંચકો ખાધો અને સૌથી ઉપર રોકાઈ ગઈ, ઝૂલવા લાગી અને ચરરર ચૂં કરવા લાગી તથા તેની પાછળ બીજી જે નીચે ઝૂલતી હતી તે પણ રોકાઈ ગઈ—આ તો પેલા છોકરાએ નીચેથી જાણીબૂજીને ચકડોળને રોક્યું હતું જેથી કરીને તેઓ ત્યાં થોડીવાર બેસીને બધું સારી રીતે જોઈ શકે. આ નંબર સૌથી પ્રતિષ્ઠિત મહેમાનો માટેની સેવામાં આવતો હતો, આમ દુષ્ટ માણસે કહ્યું હતું. અને હવે તે ધીમે અવાજે બોલ્યો: "જો, યાદ કર."

તેણે જોયું: મહાસાગરમાં મોટી છોળો ઊછળા મારે છે, ભયંકર વાવાઝોડું ફૂંકાય છે, કપાયેલાં પાલ્મ વૃક્ષો દીવાસળી સમાન ઊભેલાં દેખાય છે; રેતની લાલ ટેકરીઓ પર ઊંટ જઈ રહ્યું છે, તેની ઘંટડીઓ રણકે છે; સફેદ તાજ મહાલની ફરતે સફેદ હેલીકોપર ઊડે છે; દીકરી નાસ્ત્યા યેગોરીયેવમાં કૂવાના બરફથી ઢંકાયેલાં કાંઠા પાસે ઊભી છે; મ્ખાતનો જૂનો મંચ ખીલેલાં ફૂલોથી ચમકે છે; ચિકાગો પરનાં નીચાં વાદળાં અને બરફ; લુબ્યાન્કા પરની જૂની પુસ્તકોની દુકાન; કેપ્ટન મીશા કુઝ્નેત્સ તોપના ગોળાના ભારે ટૂકડાથી ઘવાયેલ, ચાર ગ્રંથોનાં મુદ્રણદોષો; ટૂંકા ખાલનાં કોટમાં લગભગ મૂંડાવેલા માથે મિલ્કા; સ્વીડીશ રાજા તેના

'મેટામોર્ફોસીસ'ની પહેલી રાત પર; બારીમાંથી માયેઓરીનું દૃશ્ય; અંતમાં જિલ્દબંધીની દુકાનમાં, જ્યાં તે વિદ્યાર્થી હતો; આમુરમાં સરહદી વહાણ; મુખ્ય ડોકટર, સર્જન રોઝે કાર્તાયે ઓપરેશન થીએટરમાં આવે છે, સફેદ હાથ ઊંચા કરે છે બિલકુલ જાણે હાર કબૂલ કરતો હોય તેમ; ગાલીના ઉલાનોવા, ઘૂંટણીયે બેસી સલામ કરતાં તેના માટે ખીલેલાં ગુલાબનો ગુલદસ્તો લાવે છે...

અને આખી રાત, આખી દુનિયા, આખી જિંદગી તેને ચીસો પાડી પાડીને કહે છે: "આમ જો! આ લે! એક ગરીબ છોકરી પર સન્તા સાથે અને એક નાનકડા હાથની હૂંફ સાથે તારે શું કામ? ક્યાં છે તું? તેં તેને તારા તાબે કરી લીધી છે, આગળ શું? હજી આખી દુનિયા રાહ જુએ છે કે તું તેને પોતાને તાબે કરી લે, રોકા નહીં... હા, અને ભલેને એકવાર પણ તું દયાશીલ થા, તેને છોડી દે, પછી તારા વિના તે કરશે શું, તે હવે તારા પ્રેમથી એટલી બગડી ચૂકેલી છે, છોડી દે, તું ફરીથી બીજાંઓ વિષે નહીં પણ માત્ર પોતાને વિષે જ વિચારે છે... તું શું ઇચ્છે છે, કહે? બધું જ સંભવ છે, જ્યાં સુધી તું જીવતો છે, પણ પેલી બીજી દુનિયામાં તો તું આમેય વિશ્વાસ નથી કરતો. અહીં જ બચાવાય છે અને અહીં જ બધું લઈ લે. જો, જો, એ પેલાંઓને, હજી ઉપાડીને જાય છે: ગાર્નીમાં પથ્થરનાં થેલાં, જ્યાં માણસ ત્રીસ વર્ષ બેઠો હતો અને મહાન પુસ્તકો લખ્યા હતા; શોપેનની રોયાલ; કોન્નેકતીકુતમાં યુજીન ઓનીલનું નાનકડું ઘર; કેસેટ પર 'મોટા શહેરની આગ'; રીમ જેટલાં ખાલી કાગળો અને—ઇચ્છે છે? નવું પ્રદર્શન, રૂસી ટાઇપમાં ફરીથી કરવામાં આવી રહ્યું છે, ભાગ્યે જ તે ટાઇપની કળોને અડે છે, તે બધું જાતે જ લખે છે, પડદા પર બધું જ સ્પષ્ટપણે દેખાય છે, તેમાં જ ભૂલો સુધારી શકે છે અને તેમાંથી જ છપાયેલાં પાનાં બહાર પડે છે...

"ના! મને કશાની જરૂર નથી, હવે વધારે મને કશું જ નથી જોઈતું, મારી દુનિયા તે છે. દુનિયાની કોઈપણ વસ્તુ અમારાં આત્મિક સંગમની જગ્યા નહીં લઈ શકે. તે નથી જાણતી, કદાચ જાણી પણ નહીં શકે કે મારા માટે તે શું છે, આ તે કેવી પાયરી, પણ હું તો જાણું છું. કદાચ વાત માત્ર તેનામાં જ નથી અટકી જતી, બીજું કોઈપણ હોઈ શકતું હતું, જે મારા દિલને ચકાસત: તે જીવંત છે કે નહીં, રહી શકે છે નહીં? પણ આ તો તે છે, તેનો હાથ, તેની આંખો, તેના ગાલ પરની રુંવાટી... પ્રેમ કરવો અને સર્વસ્વ સોંપી દેવું...

"તું જૂઠું બોલે છે, સાવ જૂઠું બોલે છે, તને ઇચ્છા થાય છે, તને બધાંની ઇચ્છા થાય છે, ચાહવાની અને લેવાની. કેવળ તું હવે કરી શકે તેમ નથી અને પોતાના મનમાં પોતાનો નાનકડો એવરેસ્ટ વિચારી લીધો અને તેના પર દિવસમાં ત્રણ ડગલાં ચઢે છે, પણ! પણ! પણ! કંઈક જીવતા જેવો, શિખરોને સર કરવામાં વ્યસ્ત જેવો. જ્યારે તું જો, કુશાળ બોચારોવ એવરેસ્ટથી ડેલ્ટાપ્લેનમાં ઊડી રહ્યો છે: પોતાના પગે ચઢયો, પોતાના હાથે ઊડી રહ્યો છે!.. હેં?..

"મારાથી દૂર થઈ જા, જવા દે!"

"જૂઠું બોલે છે, ઇચ્છે છે!"

"દૂર થઈ જા!"

"તો પછી તેને લઈ લઈશું, તેને..."

"તેને?"

તે માથું નીચું કરી લગભગ નીચે જોવા લગભગ ધસ્યો અને પહેલાં તો તે ચાંદથી ઘેરાયેલાં ચીડ વૃક્ષનાં શિખરો સિવાય બીજું કંઈ જ ન દેખાયું. પણ પછી સ્પષ્ટપણે જોયું: ઘણા બધા પગો હેઠળ ખૂંદાયેલા અને હળવા પ્રકાશથી ઘેરાયેલા ચોકમાં તે તદ્દન એકલી અટૂલી ઊભી છે અને તેની ખાલી ગાડી ચળકાટ મારી રહી છે.

તેનું દિલ ભયથી જાણે પળવાર માટે ધડકતું બંધ થઈ ગયું. આ વિરાટ ચકડોળને ખાતર તે કેવી રીતે તેને એકલી છોડી શક્યો, કેવી રીતે તેને ભૂલી શક્યો? તેનું હૈયું ચિરાઈ ગયું અને તેનું મગજ કામ કરતું બંધ થઈ ગયું, કેવી રીતે તે એમ કરી શક્યો?..

"હવે, હજી એક બીજી ખોટ, જિંદગીમાં શું અત્યાર સુધી ઓછું ગુમાવ્યું હતું," દુષ્ટ હસવા લાગ્યો. "તું આ પણ સહી જશે."

"ના!"

નસોમાંનું લોહી જાણે થીજી ગયું હતું અને ભયંકરતાએ વીજળીના જોરદાર પ્રકારની જેમ તે ખુશનસીબના દિલને ચૂર ચૂર કરી દીધું હતું.

... જ્યારે તે જગ્યા પર જ હતી, તેણે પણ માત્ર કલ્પનામાં જ એક બાજુ ડગલું ભર્યું, પોતાને જાણે દુભવવામાં આવી હોય તેવો દેખાવ કર્યો, આમ કેવી રીતે બન્યું, બીજાં કશાંને માટે નહિ ને માત્ર આ ચકડોળ માટે તેણે તેને છોડી દીધી, બાળકોના સાવ વાહિયાત રમકડામાં, માંદો, નિસહાય પણ આનંદિત, નવી અસરથી પ્રભાવિત થયેલો એ ક્ષણે તેની માલિકીમાં ન હોનારો તે પારકા હાથોમાં ચાલ્યો

ગયો. ક્યાં? શા માટે? જ્યારે મૂંઝવણમાં પડેલી તે પળવારમાં આસપાસ ઘેરાઈ વળેલ શૂન્યતામાં તેના વિના સાવ એકલી રહી ગઈ. કેવી રીતે આમ બન્યું? બસ આમ જ એક મિનિટમાં તેમ બનશે: તે ઊડવા લાગે છે અને તે જમીન પર એકલી રહી જાય છે. ના, વાત એમ નથી, આ તો તે જાણે છે, પણ કેવી રીતે તે: ચકડોળમાં ઊંચે ઊડે છે, તેના વિના, તેને પડતી મૂકીને, તથા તેના માટે અપરિચિત એવા બીજા વિચારથી જકડાયેલા તે હવે વિચાર કરતો હતો. કયો? શેના વિષે? કોણ તેને આમ ખેંચતું હતું?.. કેટલી જલદી તેણે વિશ્વાસ કરી લીધો, તેનાથી દૂર ચાલ્યો ગયો, લગભગ દોડી ભાગ્યો, મૂઝવણમાં વિદાય થયો હતો?.. અચાનક એક દિવસ આમ બને છે અને એકદમ સાજો થઈ ગયેલો, સંપૂર્ણપણે પારકો, આનંદિત, સ્ટીલની ગાડી સાથે સ્થિર ગૂઢ નજરોમાં તે ચાલ્યો જાણે છે અને પાછો નથી વળતો? તથા વ્યાકુળતામાં તથા દુભાયેલી તે એકલી રહી જશે. અને શેતાન છોકરો એક બાજુએથી તેની ઘર હસવા લાગશે... તે હોશમાં આવી, આસપાસ નજર નાંખી અને પોતાને સાવ કદી ન જોયેલાં શહેરમાં, દેશનાં એકદમ છેવાડે કોઈક બગીચામાં મૂરખની જેમ ઊભેલી જોઈ શા માટે, કેમ?.. આ છે રસ્તો "યુરોપમાં સૌથી લાંબી સડક", ગાડીઓ દોડી રહી છે, ત્યાંથી ભાગી જવું, હાથ ઊંચો કરો અને—સ્ટેશન પર, કે એરાટ્રોમ પર કે પછી સીધાં જ્યાં જવું હોય ત્યાં.

માત્ર તેણે કલ્પનામાં જ આ ડગલું ભર્યું હતું પણ ઉપરથી તે હવે તેને ઓળખી શકતો નહોતો. માત્ર કલ્પનામાં જ તેને ગુમાવી બેસવાની સંભવિતતાઅસંભવિતતાનો વિચાર આવ્યો અને તે પોતાના મગજને કાબૂમાં ન રાખી શક્યો.

"જવા... દે... શે... શે..."

અને ચકડોળ ચરરર ચૂં કરી ઊઠયાં, નીચે અંધકારમાં આવી પહોંચ્યું—તું ક્યાં છે?.. અને બધું ખલાસ થઈ ગયું.

"તે શું કહે છે, શું બોલે છે, સમજાતું નથી?" પત્ની રડી પડી અને આંસુથી લાલ થયેલા અને સૂજી ગયેલા ચહેરાને એવા જ લાલ રંગના રૂમાલ વડે લૂછ્યો. તું શું કહે છે, શું કહે છે?" તેણે એવું કંઈક પૂછ્યું પણ પોતે જાતે એક બાજુ મોં ફેરવી લીધું, અંતથી ડરતાં તે ન જોવા મથતી હતી. લગભગ એક વર્ષ આમ ને આમ ચાલે છે અને દરેક દિવસ જાણે છેલ્લો દિવસ કદાચ બનશે એમ લાગતું હતું.

"શે... શે... કોબ... બે..." કંઈક સમજી ન શકાય તેવા અવાજ ગળામાંથી નીકળતો હતો અને આંખો સમજવા માટે વિનંતી કરતી હતી.

ડોકટરોએ, તેઓ બે હતા, આશા છોડી દીધી હતી, એક બીજા સાથે બહુ ટૂંકી વાતચીત કરી, મિત્રો ખૂણામાં લપાઈ ગયાં, માત્ર એક છોકરી—નર્સ આમતેમ જતી હતી—જે ખૂબ સારી હતી, તેણે કમરેથી એપ્રનને કસીને બાંધેલું હતું, માથે કડક આર કરેલી સફેદ ટોપી પહેરી હતી, જેને વાળ સાથે આકર્ષક પીન વડે જકડવામાં આવી હતી. તે બીજી બાજુએથી લાલ કપડાવાળી જાડીપાડી પત્નીની સામેની બાજુ ઝૂકી, કોમળતાપૂર્વક સહન કરવાની વિનંતી કરતાં નસમાં ઈંજેકશન આપ્યું, હાથ સાવ પીળો પડી ગયેલો અને વળી ઉપરથી ઠેકઠેકાણે ઈંજેકશનથી છેદાયેલો હતો. જ્યારે છોકરીની આંગળીઓ એકદમ સાફસુથરી, ટૂંકી, મેનિક્યૂર કર્યા વિનાની હતી તથા તે લગભગ નિર્જીવ હાથ પર જીવંત આંગળીઓ હતા. આ છોકરી હજી ગઈકાલે જ મળી હતી, તેને દોઢસો રૂબલમાં આવવા કહેવામાં આવ્યું હતું, તે આજે સવારથી આવી હતી અને તેના દેખાવથી મરી રહેલાની આંખોમાં કલ્પના સળવળી ઊઠી અને તે પોતાના મનમાં જ ખુશીસભર અવાજે બરાડયો: "કોબુલેતી! ચકડોળ!" અને હસવા લાગ્યો.

કોઈપણ ન સમજી શક્યું.

## લેઓનીદ બેઝીન

# આત્માઓની વિચિત્રતા

હું ઘણીવાર એવાં લોકોને મળું છું, જેઓ પોતાનાપણાને એકદમ મૂર્ત સ્વરૂપ આપે છે. મેં આપેલા નામ પ્રમાણે **ઓરડામાં ઘૂસેલી રહેનારી વ્યક્તિઓ**. ઓહ, આ તો ખાસ વિશેષ લોકો છે, સામાન્ય લોકોથી એટલાભિન્ન છે કે સરખામણી મગજમાં આવે છે: એમ કહો કે જમીનમાંથી ઓકવૃક્ષ ઊગે છે અને તમે ભલેને કોઈપણ બાજુએથી જુઓ, બધું બરાબર સાચું લાગે છે, કુદરતનાં નિયમ સાથે સંપૂર્ણપણે બંધબેસતું: જમીનમાં મૂળિયાં વડે જકડાઈ ગયું છે અને સજ્જડ રીતે બેસી ગયું છે. અને આ પથ્થર સાથે ફૂલ ચોંટી ગયું હતું અને પોતે તે આવું તેની તરફ બહુ જોવું ગમે તેવું નહોતું અને સમજાતું નહોતું કેવી રીતે તે પથ્થર સાથે ટકી રહેલું છે: આખું વાંકુ વળી ગયું હતું, વિકૃત થઈ ગયું હતું, અને એમ લાગે છે કે જો ફૂંક મારવામાં આવે તો તે જ ક્ષણે તૂટી પડશે...

આવાં પોતાનાં ઓરડાઓમાં ચોંટી રહેનારાં લોકોને હું ઘણાં જાણું છું. અને માત્ર એટલું જ નહીં કે અમે ગાઢ પરિચિતો હતાં પણ હું તેમને જાણે સહજબુદ્ધિથી કળી જતો હતો. ઉદાહરણ તરીકે, એક દિવસ સંગીત જલસાની સાંજ હતી, એવી સાંજોમાંથી એક, કે જેમાં લગભગ કોઈપણ જતું નહોતું. હોલ અડધો ખાલી હતો, તાળીઓનો આછો ગડગડાટ હતો અને કલાકારો પણ અસલી જોમમાં નહોતાં. પણ હું નીકળી ન ગયો, મંચ પર શું ચાલી રહ્યું હતું તેમાં એટલું ધ્યાન નહોતું જેટલું હોલમાં કોણ બેઠું હતું તેમાં હતું. હું એ હવે સ્પષ્ટપણે નોંધી શક્યો હતો કે ખરાબ સંગીત જલસાઓમાં એવાં પ્રકારનાં સૌથી વિચિત્ર લોકો એકઠાં થાય છે જેમના માટે સૌથી મહત્ત્વપૂર્ણ વાત તેમનું નહીં કે ઘરમાં ટેલીવીઝન સામે કે પછી રસોડામાં ચૂલા સામે પણ સંગીત જલસામાં હાજર હોવું એ હકીકત છે. આ લોકો વિશેષ કરીને પોતાના અસ્તિત્વની દરેક ક્ષણને તીવ્રપણે અનુભવનાર—અસ્તિત્વની અનુભૂતિની ઘેરેલૂ ફિલસૂફી. તેમના

માટે જિંદગી સૌથી સરળ અને અર્થસભર મહત્ત્વપૂર્ણ કૃત્યોથી બનેલી છે: ચકલાંઓ અને ઘરવિહોણી બિલાડીઓને ખવડાવવું, દીવાબત્તીનાં થાંભલાઓ પર ચોંટાડેલી જાહેરખબરો વાંચવી અને વીથિના બાકડાઓ પર બેસી વાતોનાં ગપાટાં હાંકવા. આના લીધે તે ફોગટમાં ચિંતનશીલ જિંદગીનું નામ ધરાવતી નથી કારણ કે લોકોમાં તરંગો અને વિચિત્રતાઓ **આત્માઓની પ્રવૃત્તિઓને** છુપાવે છે, કદાચ માણસ માટે તે સૌથી મહત્ત્વપૂર્ણ છે.

ગમે તેમ પણ આપણે હવે મુખ્ય વિષય તરફ પાછાં વળીશું. મારાંથી થોડે દૂર ઘસાયેલા કોટમાં અને ફેલ્ટની ચપ્પલોમાં, કાનમાં સાંભળવાનું મશીન લગાડાયેલ એવો ઘરેલુ ફિલસૂફ જોશપૂર્વક વાયોલીનની સાથે સાથે ખિસ્સામાં રાખવા જેવી નાની શતરંજ ખસેડતો હતો અને તેની સાથે મેં અહંકારી પ્રૌઢ ચહેરાવાળી, અસ્વાભાવિકપણે સીધા અને દબાવપૂર્વક પીઠને ટટ્ટાર રાખનારી વૃદ્ધ સ્ત્રીને જોઈ અને મને તે સ્ત્રીમાં વિશેષ કરીને આશ્ચર્યજનક એ લાગ્યું: જીવાતથી ખવાયેલ રુંવાટીવાળો ગળપટો અને કોણી સુધીનાં સફેદ મોજાં, જેવાં પહેલાંના જમાનામાં બૉલ નૃત્યમાં પહેરવામાં આવતાં હતાં. બેશક આ બધાં ઓરડામાં ઘૂસેલાં રહેનારાં, તરંગી દીવાલ પરનાં કાગળો પરની છાપ જેવાં લોકો હતાં. સાથે સાથે એ પણ સ્વીકારું છું: હું તેમની ગણતરીઓમાંથી એક નથી અને તે જ સમયે પોતાને એનાથી વિપરીત એવાં લોકોની સાથે નથી જોડતો જેઓ તેમની પ્રત્યે લેશમાત્ર રસ દાખવતાં નથી. રસ—સૌથી વધારે જ્વલંત રસ—હું ધરાવું છું. મારી આતુર ઉત્કંઠા પથ્થર પાસે ચોંટેલાં ફૂલને ઉશ્કેરિત કરે છે અને એ જાણવાની ઇચ્છા થાય છે કે તે ફૂલવા-ફાલવા માટે ક્યાંથી પોષણ મેળવે છે. આ વૈજ્ઞાનિક જ્ઞાનને ખાતર હું પ્રયોગો કરવા માટે પણ તૈયાર છું: તેને પડથી ખેંચી લો અને મૂળિયાંઓની શક્તિ અજમાવો તે ટકી શકે છે કે નહીં?

પણ મને એ પાઠ ભણાવનાર હકીકત ઘટી કે ફૂલોની સાથે કદાપિ પ્રયોગ ન કરવો જોઈએ. જિંદગીમાં જોવા મળતી વિચિત્રતતાઓને શહેરની જૂની શેરીની જેમ અક્ષત રહેવા દેવી જોઈએ અને તેનું લાલનપોષણ કરવું જોઈએ, એવાં ઘેલાંઓને ચાહવાં જોઈએ અને તેમનો આદર કરવો જોઈએ કારણ કે તેમની જિંદગી કદાચ આપણી જિંદગીનાં એક અંશ કરતાં પણ ઘણી વધારે ગંભીરતાયુક્ત હોઈ શકે છે. અને વળી

આપણે પોતે પણ તો ખરેખરાં ઘેલાં ચક્રમો જ તો છીએ માત્ર એનો સ્વીકાર કરતાં બીએ છીએ.

૧

અમારાં અભ્યાસક્રમની સનસની ખેજ ખબર હતી આર્કાશા સેર્ગેયેવનાં કીરોચ્કા કુલાકોવા સાથેનાં લગ્ન. સંગીત શાળાની ઓસરીમાં ક્લૉકરૂમમાં લટકાવવામાં આવેલ મોટા અરીસા પાસે અને રિહર્સલ ક્લાસોમાં માત્ર આ જુવાન કુટુંબ વિષે જ વાતો ચાલતી હતી, જે લોકોના મત પ્રમાણે બે છોડવાંઓની ચમત્કારિક સંકરજને યાદ કરાવતી હતી. એ દરમિયાન સંગીતશાળાનો ઠઠ્ઠા-મશ્કરીએ વિસંગતિભર્યા વિરોધાભાસનાં ઓછામાં ઓછાં બાહરી પાસાંની પુષ્ટિ કરી, જે જ્યોર્જ સાન્દ અને શોપેનની આછી પાતળી છાયાને સ્મૃતિમાં જાગૃત કરતી હતી. કીરાને ભયંકર રીતે ચઢાયેલ, કૌટુંબિક સરમુખત્યારશાહીની ઘેલછાથી જકડાયેલ છોકરી તરીકે કલ્પવામાં આવી અને અર્કાશાને તેનાં કમજોર, શિકાર તરીકે, કંઈક છોકરા જેવા પતિ, અને નોકર જેવા પતિ તરીકે. અને તે પણ ઓછું હોય તેમ કોઈકે એ પણ મનમાં વિચારીને ઘડી કાઢયું કે શોપેન અને તેની સ્ત્રીયોદ્ધા અહીં જરાપણ સંબંધિત નહોતાં અને આ આખી ઘરના મોંમાર્તર અને યેલીસેઇસ્કી મેદનો કરતાં સ્રેતેન્કા શેરીમાં અને મોસ્કોની ગલીઓમાં વધારે સમાયેલી હતી.

હકીકતમાં આર્કાશા સ્રેતેન્કામાં આ પોતાના જ કાનૂનોવાળા, પોતાનાં ઘરો અને ફૂટપાથોવાળા, પોતાની જ વિશિષ્ટ વસ્તીવાળા આ નાનકડા રાજ્યમાં રહેતો હતો, આ વસ્તી મોસ્કોનાં બીજાં વિસ્તારો—સામાતેકા અને અરબાતનાં લોકોથી બિલકુલ ભિન્ન હતી. આની ખાતરી કરવા માટે આર્કાશાના થાંભલાવાળા, જૂના જમાનાના મુખૌટાઓવાળા અને નકશીકામવાળા ઘર તરફ ધ્યાનપૂર્વક નજર નાખવી જોઈએ, આ ઘરની ફૂટપાથની ફરતે દૂરંદેશીપણે પાટિયાંની વાડ બનાવવામાં આવેલી હતી કારણ કે એમ લાગતું હતું કે છતની નીચેની કાંગરી જાણે હમણાં જ પડી જશે અને થાંભલા પરથી પ્લાસ્ટર ઊખડીને ખરશે. જે કોઈ આર્કાશાના ઘેર જઈ આવ્યું હતું તે એ વાતમાં સાક્ષી પૂરાવતું હતું કે તેનો પ્રાચીન ખૂણો તેની સાથે **વળગી રહેવા** માટેનું મોસ્કોમાં વધારે સારું સ્થાન હતું. સ્રેતેન્કાથી વાંકી ગલીમાં વળીને, અંધકારમય મહેરાબ નીચે સીધાં અંદર

ઘૂસી જઈ, આંગણું પાર કરીને પાછલા પ્રવેશદ્વારની દાદરો ચઢતાં સીધાં એક નાનકડા ઓરડામાં આવી જાવ છો, જેમાં જોકે કેન્દ્રીય હીટરો લાગેલાં છે તો પણ એકદમ નીચેની તરફ આગ સળગાવવા હવા છોડવા માટેનાં બાકોરાં પરનાં લોખંડનાં બારણાંવાળી અને એકદમ ઉપરનાં ગરમ હવા છોડવાનાં ખુલ્લા મોં પર તાંબાનાં ઢાંકણાવાળી સફેદ ભઠ્ઠી પણ જેમની તેમ સાચવી રાખવામાં આવેલી હતી, આ બધું તમારા અસ્તિત્વને એવી રીતે જકડી લે છે કે તમે પોતાને જાણે ઊંડા અંધકારમય ગર્તમાં દટાઈ ગયાં હોય, દુનિયાથી સાવ ભૂલાઈ ગયાં હોય તેવાં અને માત્ર પોતાનાં સ્વપ્નોની દુનિયામાં ખોવાયેલાં અનુભવવા લાગો છો. સાચે જ કહું છું કે હું ઉપર ચઢયો અને મને ઘેરી લીધો, જ્યારે આર્કાશા—તે કેવળ પોતાના સ્રેતેન્કા સાથે મોટો થયો હતો.

તેના ઓરડા ઘૂસાઈ રહેવાના લક્ષણોમાંથી એક હતું ટેલીફોન પરથી વાતચીતોનો ડર. આર્કાશાને કોઈ અત્યાવશ્યક કામ માટે ટેલીફોન કરવા પોતાની સમગ્ર આમિક તાકાતને એકત્રિત કરવાની આવશ્યકતા રહેતી, જ્યારે બિલકુલ કોઈપણ કામ વિના ટેલીફોન કરવાની તો વાત તેના માટે વિચારવી પણ સંભવ નહોતી. બિલકુલ તેવી જ રીતે ટેલીફોન પર તેની સાથે માત્ર ગપાટા હાંકવાએ પણ સંભવ નહોતું: આર્કાશા અકળાઈ ઊઠતો અને રિસીવરમાં પણ સ્પષ્ટ સંભળાતું લાગતું કે પેલાં ગભરાટિયાંઓ કેવી રીતે તેનાં હૈયાં પર હથોડા મારી રહ્યાં હતાં. તેની આ કમજોરી વિષે જાણતાં મેં આર્કાશાને જાણીબૂજીને તેની સાથે ટેલીફોન પર લાંબી નિંદાત્મક વાતચીત કરીને અને વિશેષ કરીને તેના માટે સૌથી વધુ દુ:ખદાયી એ પરિસ્થિતિ વિષે વાતચીત કરીને ચકાસ્યો, કે જ્યારે ચર્ચામાં ભાગ લઈ રહેલાંઓને એકબીજાંને કશું જ કહેવાનું ન હોય અને તેમની વચ્ચે એક વિચિત્ર પ્રકારની ચૂપકીદી છવાઈ જાય છે. મને આ ચૂપકીદી ઝેલવી મુશ્કેલ નહોતી લાગતી પણ આર્કાશાને માટે ઝેલવું કપરું હતું, તે જાણે કોઈપણ ન હોય તેમ દુ:ખ સહન કરતો હતો. અને બીજું મેં તેના સ્વભાવમાં રહેલાં એ લક્ષણો નોંધ્યા જે એ પ્રકારનાં લોકોમાં વિશિષ્ટ હોય છે: ભયથી વિચિત્ર વિરામ સામે અને સંપૂર્ણપણે કિમતી વાદવિવાદમાં ખાલી ભ્રમણાઓને ખાતર તેઓ નિખાલસતામાં કોઈ જોરદાર ફટકો મારી દેવા પણ સમર્થ હોય છે જેના વિષે પૂછવાનો તમને બિલકુલ હક્ક નથી તથા અર્થહીન વાતોથી બચવાને બદલે તેઓ અત્યંત મરણિયાં પ્રયત્નપૂર્વક પોતાનાં આત્મિક રહસ્યોની તમને ખાતરી કરાવશે.

સ્વીકારું છું કે મેં ઘણીવાર આનો ઉપયોગ કર્યો હતો અને પ્રયોગોની ગણતરીમાં પણ ઊતર્યો હતો. હું અર્કાશા વિષે જેટલું સંભવ હોય તેટલું વધારે શોધી કાઢવા મથતો હતો અને પોતાની જાતને એ વાતમાં સાચી પૂરવાર કરતો હતો કે પહેલાં શરીરરચનાશાસ્ત્રજ્ઞો વૈજ્ઞાનિક જ્ઞાનને ખાતર ખોદેલી કબરોને ઉઘાડી કાઢવામાં સંકોચ નહોતાં અનુભવતાં. ખાસ ભાર દઈને કહું છું કે માત્ર વૈજ્ઞાનિક, કારણ કે હું કદાપિ એ વાતમાં રસ ધરાવતો નહોતો જેમાં બધાં નિરુપયોગી જિજ્ઞાસાથી રસ ધરાવે છે. કેટલું કમાય છે, કોનાથી છૂટાછેડા લીધા, કોની સાથે પરણ્યો—આ બધા વિષયો કૂથલીખોરો માટે હતા, જ્યારે મને તેનાથી ઘણા વધારે વિચિત્ર અને ઉદાત્ત વિષયો આકર્ષિત કરતા હતા. કદાચ હું પોતે તો મહદ્અંશે ફિલસૂફ છું પણ દરેકે દરેક વ્યક્તિમાં હું કોઈ એવો **વિચાર, એવો મનોરથ** શોધી કાઢવા મથતો હતો જે પેલી જિંદગીમાં જે કંઈ અતિ પીડાદાયી છે તેનાથી બચાવતો હોય. હું માનસિક વિષાદની સ્થિતિ, નિરાશા, પોતાનામાં જ ઉત્સાહભંગતા અને આખી દુનિયા પર ગુસ્સાની લાગણીથી ખૂબ સારી રીતે પરિચિત છું અને તેથી કરીને એ જાણવાની ઇચ્છા થાય છે કે કેવી રીતે બીજાં લોકો પોતાને આ બધાંથી બચાવે છે, ઉગારે છે. તેમની પાસે તો જરૂર કોઈ એવો આદર્શ વિચાર હોવો જોઈએ—એવી કોઈ પકડ હોવી જોઈએ! આર્કાશા માટે આવી પકડ તરીકે હતી તેની **આધ્યાત્મિકતા**, જેમાં તે પવિત્રપણે વિશ્વાસ રાખતો હતો, નિષ્ઠા ધરાવતો હતો. જોકે ઓરડામાં ઘૂસેલી રહેનારી વ્યક્તિ તરીકે રહીને આર્કાશાનાં ઓરડાની સરખામણી હું કસરતશાળાના ખંડની સાથે કરતો હતો જ્યાં તેની કલ્પના માથું ભમાવી દે તેવી સ્પ્રીંગો અને કુલબીત ઘૂમ્યાં કરતી હતી તેમાં તે જીવના જોખમ પર બહાદુરીભર્યા અને બેમર્યાદ કૃત્યોમાં પણ કુશળતાપૂર્વક ફાવી જનારો હતો પણ પોતાના ઓરડા વિના વશીકરણથી આણેલી સુષુપ્તિમાંથી બહાર ખેંચી કાઢવામાં આવેલ માણસ હતભંગ થઈ ગયો અને પોતાનું આ સાહસિક કૃત્યની પુનરાવૃત્તિ કરી ન શક્યો.

હવે કીરા વિષે. તેણે કદાપિ નિખાલસતાની વિચિત્ર ક્ષણોને ભરીને પૂરી કરી નહોતી અને તેના વિષે કહેવાનો પ્રયત્ન કરતાં મારે આવશ્યકપણે મારી પોતાની અટકળબાજી પર અવલંબિત રહેવું પડશે. કીરા સાથેના લાગણીવિહોણા પ્રયોગક તરીકે હું હંમેશાં બદલાઈ જતો અને દિલમાં કોઈ ભારે ઉચાટ, કોઈ ગુપ્ત જડતા રહેતી. કદાચ એને એ રીતે સમજાવી

શકાય તેમ હતું કે કીરા અત્યંત ખૂબસૂરત હતી, કોઈ હંગેરીઅન કે પછી મલ્દાવીઅન સૌંદર્ય જેવી, મોભાદાર, પ્રતિષ્ઠિત, એકદમ ઝડકી નાંખનારી, કાળી ભમ્મરોવાળી હતી, સૌંદર્ય પોતાની મેળે જ પોતાની અપૂર્વતા ગણી શકતું હતું અને આ બધી અપૂર્વતા આકર્ષક, મનને હરી લેનારી હતી. એ ખૂબ સ્વાભાવિક વાત હતી કે કીરાને ઘણા પુરુષો ચાહતા હતા, તેની પાસે કેટલાંક પ્રેમપ્રકરણો હતાં, જેમાંથી સૌથી વધુ જોરદાર પ્રેમપ્રકરણ હું માનું છું મારી સાથેનું હતું. તે લગ્ન સુધી પણ પહોંચી ગયું હતું—આ તે કેવી વાત હતી...

અમે વીંટીઓ ખરીદી—આ બરફાચ્છાદિત સ્તોલેશ્નિકોવ ગલીમાં શિયાળાની વાત હતી, જે બરફમાંથી નીકળતી વરાળથી એવી રીતે ઘેરાયેલી હતી જાણે ગીઝરનો પ્રવાહ હોય. બધું જ બમણા હિમથી સફેદ થઈ ગયું હતું, કડકડતી ઠંડી વાતાવરણમાં ક્ષાર છોડતાં હોઠ બાળતી હતી, બહેરાં કરી દેનારો બરફ પગ નીચે કચડ કચડ કરતો હતો, કબૂતરોનો ચોકમાં નંખાયેલો પડાવ કિલબિલ કિલબિલ કરતો હતો. અમે કિમતી દાગીનાની દુકાનમાં કાચમાં પોતાનાં પ્રતિબિંબોની ઝલક પકડવાનો પ્રયત્ન કરતાં વીંટીઓ પહેરી. "તારી પર ખૂબ સરસ લાગે છે," તેણે કહ્યું. "પુરુષો પર આમે વીંટીઓ સારી લાગે છે. કેવો સરસ રિવાજ છે, પણ ઘણા તે પહેરતા નથી! કેવી મૂર્ખામી છે એ!" "બેશક, ખૂબ સરસ રિવાજ છે!" હું એકદમ ઉત્સાહપૂર્વક ગણગણ્યો. અમે ચોક તરફ દોડી ગયાં અને કબૂતરોને તેનાં પર્સમાંથી નીકળી આવેલાં સૂકાં બિસ્કીટ ખવડાવવા લાગ્યાં. પછી અડધા ખાલી ફિલ્મહોલમાં ઘૂસ્યાં અને દબાવપૂર્વક આંગળીઓને જકડીને તથા જાણે એકબીજાને ચકાસી રહ્યાં હોઈએ તેમ ચૂપચાપ પડદા તરફ જોતાં બેસી રહ્યાં: મેં તો પાકો નિર્ણય કરી લીધો છે કે પીછેહઠ નહીં કરું પણ તેં?

કીરા પાછી હઠી ગઈ. બીજાં દિવસે સવારે મને ફોન કરીને એમ કહેતાં કે અમારું સાહસ તેને એકદમ નિરાશ કરી રહ્યું છે, અમે પ્રમાણમાં ગંભીર લોકો છીએ અને પ્રમાણમાં સારી રીતે એક બીજાંની ખામીઓ જાણીએ છીએ અને એ કે અમારી પાસે એવું કંઈ પણ આવશ્યકપણે કંઈક નવામાં પરિવર્તિત કરવા જેવું નહોતું તેથી બધું જેમ છે તેમ જ રહેવા દેવું એ વધારે સારું હતું. અને તેણે એમાં બીજું એ ઉમેર્યું કે મારી સાથે તે બીજી કે ત્રીજી વાર લગ્ન કરવા સંભવ હતાં પણ પહેલી વાર નહીં, પહેલી વાર તો કદાપિ નહીં! આ લગભગ કારમો

ચિત્કાર હતો, હું ફોનમાં એમ વિચારીને ચૂપ રહ્યો અને કાં તો મજાકમાં કે કાં તો ગંભીરપણે તેનો જવાબ વાળ્યો. કે જ્યારે તેના નસીબમાં એવો વળાંક આવે ત્યાં સુધી રાહ જોઈશ મને કીરાના શબ્દોથી લેશમાત્ર આશ્ચર્ય ન થયું: જિંદગીમાં હું હંમેશાં બીજે કે ત્રીજે સ્થાને જ રહ્યો હતો પણ કદાપિ પહેલે સ્થાને નહીં. હું એનાથી ટેવાઈ ગયો હતો—તે સાંખી ગયો, ખમી ગયો અને આગળ પર પણ સહન કરવા સહમત હતો, બસ જો ઓછામાં ઓછું કીરાની સાથે રહી શકું તો. તેની સાથે કે તેની બાજુમાં—તેનાથી કોઈ ફેર નથી પડવાનો.

ગમે તેમ મેં દરખાસ્ત નહોતી મૂકી... હું આ ઘટનામાં ત્રીજો જ હીરો છું, ડબલબેસ તંતુવાદ્ય પર કંઈ ખરાબ અંકુશ નથી અને એક કફેનાં ઓરકેસ્ટ્રામાં કામ કરું છું. મારી પાસે નૃત્ય નાટિકાના સિતારાઓનું રણકાદાર નામ હતું—ઓલેગ વેર્તોગ્રાદોવ. પણ મેં સંગીત જલસાઓની હરીફાઈઓમાં જીત પર, આત્મબલિદાન પર અને નિસ્વાર્થતા પર તેની સ્તુતિભરી પ્રશંસા નહોતી કરી. મારી જિંદગીમાં કોઈ તોફાન નહોતું, મારો કોઈ પ્રિય કૂતરો મરી ગયો નહોતો, મેં દુશ્મન પર કદાપિ સામસામા આવવા પડકાર ફેંક્યો નહોતો. મિત્રો અને નજીકી પ્રિયજનોને ગુમાવ્યા નહોતાં પણ સૌથી રસપ્રદ એ હતું: જેમની સાથે આ બધું ઘટતું હતું તેઓ બધાં કોઈક કારણસર માત્ર મારી પાસે સલાહ પૂછવા—લેવા આવે છે. આ ઊંડા વિચાર ભરી અને બુદ્ધિમાની ભરી સલાહો આપવાથી મને એમાં મદદ મળે છે કે હું જે કંઈ ચાલી રહ્યું હતું તેનાથી, વાદવિવાદમાં પહેલાં એક પણ પક્ષ સાથે સહાનુભૂતિ અનુભવ્યા વિના શાંત રહેવાનું આવડે છે. કોઈપણ દ્વન્દ્વયુદ્ધમાં હું જ માત્ર મધ્યસ્થ તરીકે રહેતો. અત્યારે ઉઘરાણું એકઠું કરવાનો લોકોને બહુ શોખ છે જે સૌથી અસાધારણ અને રમૂજી છે. એક બારણાંનાં તાળાં એકઠાં કરે છે, બીજો સમોવારો, તો ત્રીજો જૂનાં લેમ્પો. હું તો વસ્તુઓ પ્રત્યે બિલકુલ બેપરવા છું, એકઠાં કરું છું લોકોની ગેરસમજો અને કુતુહલો, જે મને મારી જિંદગી આવી અથડાય સુખસુવિધાઓ—ભૌતિક સુખસુવિધાઓ ઊભી કરવામાં આવી હતી. નાનપણમાં તેણે સૌથી સારાં ફ્રોક અને ચપ્પલો પહેર્યાં હતાં, તેને ખૂબ કિમતી રમકડાંઓની ભેટ આપવામાં આવતી હતી, સૌથી સારાં હવાફેર માટેનાં દરિયાઈ સ્થાનોએ લઈ જવામાં આવતી હતી. તેમાં ઇચ્છવાની જ વાર હતી—અને એની સાથે જ પાતાળમાંથી માંગી વસ્તુ હાજર કરવામાં આવતી—એ વસ્તુઓ પણ કે જે પ્રાપ્ત

કરવી તદ્દન અસંભવ હતી. કુલાકોવા પરિવારની કારભાર આદર્શપણે ચાલતો હતો છે.

૨

સેર્ગેયેવ અને કુલાકોવાના કુટુંબો વચ્ચે પણ દ્વન્દ્વયુદ્ધ શરૂ થઈ ગયું અને મારો ફરીથી મધ્યસ્થ તરીકે ભૂમિકા ભજવવા વારો આવ્યો. નવપરિણિત દંપતિને જુદી જુદી કેળવી મળી કે લગ્ન પછી તરત જ તેમને ઘેરી લેવામાં આવ્યાં. આર્કાશાનું લાલનપોષણ દાદી આનાસ્તાસીયા ગ્લેબોવ્નાએ કર્યું હતું, તેમણે તેને ઊછેર્યો હતો. તે કુલીન ઘરાનાંઓની બાકી બચેલી અવશેષ, બેસ્તુઝેવ શાળામાં તાલીમ પામેલી અને સ્વતંત્ર વિચારધારા ધરાવનારી હતી. તે ત્રણ ભાષાઓ જાણતી હતી, તે ગ્યોટેની ખૂબ તીવ્ર ચાહક હતી. અને જુવાનીમાં કોમંતેર્નની કોંગ્રેસોમાં સ્ટેનોગ્રાફીનું કામ કરતી હતી. આ દાદી પાસેથી જ આર્કાશાને એ દૃઢ માન્યતા વારસામાં મળી હતી કે જિંદગીમાં માત્ર આધ્યાત્મિકતા તરફ જ આગળ ધપવું જોઈએ નાનો હતો ત્યારે તે મોઝાર્ટ સંગીત સાંભળતો સૂતો હતો અને દસમાં વર્ષે 'ફાઉસ્ત'માંથી કેટલાંક અંશોને મોઢે કડકડાટ બોલતો હતો. આનાસ્તાસીયા ગ્લેબોવ્નાએ પૌત્રમાં આધ્યાત્મિકતાને અનાધ્યાત્મિકતાથી જુદાં પાડવાની સમજ કેળવી હતી અને આર્કાશા કદાપિ એ કહી શકતો નહોતો કે તેના ખમીસનો કોબર કેવો છે અને તેનાં જૂતાંનો નંબર કયો હતો. બિનવ્યવહારુ લોકો સામાન્યપણે તેના માટે દિલગીરી અનુભવે છે, જ્યારે મારા મત પ્રમાણે તેનાથી ઊલટું તેના માટે સહેલ હતું, દુન્યવી બોજાથી છુટકારો પામેલાં આ નફિકરાં ખુશનસીબ લોકો. આમ અર્કાશા જ્યાં સુધી કીરાના પ્રેમમાં નહોતો પડયો ત્યાં સુધી આધ્યાત્મિક સુખસગવડના ઘેરાવામાં તરંગોમાં ઊડતો હતો...

કીરોચ્કા કુલાકોવાને પણ બાળપણમાં લાડથી ઊછેરવામાં આવી હતી પણ બિલકુલ જુદી રીતે. તેને વેઇમારના કાળની કૃતિઓ વાંચી સંભળાવવામાં નહોતી આવતી, તેને મોઝાર્ટનાં હાલરડાં ગાઈને સૂવાડવામાં નહોતી આવતી, પણ એના બદલે તેના માટે બિલકુલ બીજા જ પ્રકારની અને તેમાં કદાપિ કશું જ ગુમાવવામાં આવ્યું નહોતું. કીરાને પૌષ્ટિક આહાર પૂરો પાડતાં તેઓ સંભવ તેટલી ઓછી વાર દુકાનોમાં જવાનો પ્રયત્ન કરના અને ગ્રીષ્મ કુટિરમા વધારે તાકાત લગાવતાં હતાં.

આનાસ્તાસીયા ગ્લેબોવ્ના ગામનો એ રહેવાસીઓને સાંખી ન શકી. "પોતાના જ બટાકા, પોતાની જ કાકડીઓ". તે આથી જાણે અસહ્ય ગંધથી નાકને દબાવતી હતી અને અંગત માલિકી ધરાવનારાઓ પાસેથી સિદ્ધાંત રૂપે કશું જ ખરીદતી નહોતી. "બજારનું મધ અને પનીર?! એ તો સાવ સંપૂર્ણપણે આરોગ્યને હાનિકારક હતાં!" માત્ર દુકાનનાં પેકીંગમાં, માત્ર સરકારી... ડોસીમાંથી યુદ્ધના જમાનામાં જે જોમવાળો આત્મા હતો તે ચાલ્યો ગયો હતો, તેને નવાં સગાંઓને આમંત્રવા ગમતાં નહોતાં અને કુલાકોવા પરિવારનાં લોકો તેને બદલો એવી જ રીતે ચૂકવતાં હતાં.

ખુશીના હર્ષાવેશમાં નવ પરિણિત દંપત્તિએ પોતાનાં કટ્ટર દુશ્મનો જેવાં માબાપોની દ્વેષવૃત્તિ પર લેશમાત્ર લક્ષ્ય આપ્યું નહોતું અને મને મળતાં જ કીરાએ સગાંસંબંધીઓ વચ્ચેનાં વાદવિવાદની ફરિયાદ કરી અને મારી સલાહ માંગી. તેને મને ખુશનસીબ પ્રેમીઓમાં બુદ્ધિમાન મિત્ર તરીકે ગણવાની ઇચ્છા થતી હતી અને મારું ભાષણ સાંભળી લઈને તે આશ્ચર્યોદ્‌ગાર કરી ઊઠી: "હોંશિયાર! તું જરાપણ ગુસ્સે નથી થતો?! જરાપણ ઈર્ષ્યા નથી કરતો?!" મેં તેને ખાતરી અપાવી કે બધું જ ભૂલાઈ ગયું હતું જ્યારે દિલમાં કોઈ ગુપ્ત પથ્થરનો ભાર હતો. મેં પોતાની જાતને એ વાતથી શાંત કરી હતી કે જો વેરોનીમાંથી પ્રેમીઓએ ક્યારેય પણ લગ્ન કર્યાં હોત તો તેમનામાં પણ કટ્ટર દુશ્મનોની ભાવના જાગૃત થઈ હોત. મને એમ વિચારવાનું મન થતું હતું કે અર્કાશા અને કીરામાં બે સ્વચ્છંદતાઓ, બે મમતો, બે જડ ઘાલી બેઠેલાં અંહકારો વચ્ચે સંઘર્ષ થતો હતો. તેમાં મને કોઈ શંકા નહોતી કે અર્કાશા કીરાને ખૂબ ચાહે છે પણ ઓરડામાં ઘૂસેલી રહેનારા માણસ જેવો તે, મને લાગતું હતું તેમ, કદાપિ તેને ખાતર પોતાની આધ્યાત્મિક સુખસુવિધાનાં એક અંશનું પણ બલિદાન કરતો નહીં હોય. જ્યારે કીરાની કેળવણી એવી રીતે કરવામાં આવી હતી કે તેને કાળજી લેતાં આવડતું હતું પણ કુલાકોવા પરિવારની લાક્ષણિક ભૌતિક સુખસુવિધાઓને કુશળતાપૂર્વક બીજાંઓ માટે પૂરી પાડવાની કુનેહ તેનામાં નહોતી. તેથી કરીને જ તેમની સહિયારી જિંદગીથી ઊઠનારી વિચિત્ર પરિસ્થિતિઓની આશા મેં પહેલેથી જ રાખી હતી.

અને મેં તેમાં ભૂલ ખાધી પણ નહોતી. જ્યારે નવ પરિણિત દંપત્તિ એક સાથે પરિચિતોની સામે આવ્યાં ત્યારે તેની અસર વર્ણવી શકાય તેવી

નહોતી: પૂરાં સૂટમાં સજ્જ, મખમલ જેવાં સુંવાળા ચામડાનાં દસ્તાનાવાળી કીરા, આધુનિક ઢબનાં વસ્ત્રો સીવનારીની જેમ સજ્જ થયેલી તે અને તેની સાથે અસ્તવ્યસ્ત ભીનાં કોટમાંનો આર્કાશા, જેની પર ડ્રાઇક્લીનીંગની નંબર ચમકતો હતો. કીરાના ભેજામાં પણ આવ્યું નહોતું કે ચુંબન આપવા સિવાય તેણે પતિને ઘરેલું શાંતિ અને આરામ આપવાં જોઈતાં હતાં, જેવી રીતે તેને ક્યારેક ઘરમાં લાડ લડાવવામાં આવ્યાં હતાં તેવી રીતે તેને લાડ લડાવવાં જોઈતાં હતાં. કીરાનાં કેટલાંક ડ્રેસ બનાવનારાં હતાં, તેને માટે દુકાનોમાં સૌથી આધુનિક વસ્ત્રો રાખવામાં આવતાં હતાં. તેણે જિંદગીમાં કદાપિ એક જ ફ્રોક સાત વારથી વધારે વાર નથી પહેર્યું, જો તે ફેશનમાંથી થોડું થોડું પણ ઊતરી ગયું તો તરત જ તેને કમિશનવાળી દુકાનમાં આપી દેતી. હળવા ઉદ્યોગ ધંધાની દુનિયામાં તેની પાસે ચકાસાયેલી ચેનલો કામ કરતી હતી, જેના અસ્તિત્વ વિષે આર્કાશાએ ચોકલેટો કે પછી અત્તરોનાં ખોખાંઓ પરથી અટકળ કરી લીધી હતી જે સમય સમય પર બુફેટ પર દેખાતાં હતાં એ તરત જ અદૃશ્ય થઈ જતાં હતાં. પણ પતિ માટે તેણે એક ખમીસ પણ શીવડાવ્યું નહોતું. એવી જ લાપરવાઈપૂર્વક કીરા એ વિષે પણ સાવ ભૂલી ગઈ કે અર્કાશાને તેનામાં જીવવાની શક્તિને ટકાવી રાખવા ખવડાવવું પણ જોઈએ. તેની બુદ્ધિએ સૌથી વધારેઅને મોટું જે પકડી પાડયું હતું તે હતું—આ ફરીથી ગરમ કરવું અને પીરસી દેવું. કીરાને ગેસ પાસે ઊભાં રહેવાથી ખૂબ જલ્દી જ કંટાળો આવવા લાગ્યો અને તે ઘણીવાર અડધી કપાયેલી ડુંગળીમાં ચપ્પુ એમનું એમ જ છોડીને ઘરમાંથી ભાગી જવાનો પ્રયત્ન કરી ચૂકી હતી.

આર્કાશાએ પોતે પણ તો જીવનશક્તિને જાળવી રાખવા વિષે વિચાર્યું નહોતું અને માત્ર એ પુસ્તકો પર પૈસા ખર્ચતો હતો જે કીરા બિલકુલ વાંચતી નહોતી. તેના માટે સ્પષ્ટીકરણ એ આપતી હતી કે સંગીતશાળાનાં પાઠો તેનો બહુ સમય લઈ લેતાં હતાં. "આ સંગીતને કારણે કંઈ કરતા કંઈ કરવામાં પહોંચી વળતી નથી", તે ફરિયાદ તો કરતી પણ જોકે હકીકતમાં સંગીત પણ સારી રીતે શીખી શકતી નહોતી. એક દિવસ વાતચીતમાં તેને ઘણીવાર સુધી એ સમજાવી શકાયું નહીં કે રશિયન સાહિત્યમાં ત્રણ તોલ્સ્તોય હતાં અને 'ક્ન્યઝ સેરેબ્ર્યન્ની' બિલકુલ તે તોલ્સ્તોયે લખ્યું નહોતું જેની ખ્યાતિ 'યુદ્ધ અને શાંતિ' નવલકથાને આભારે છે. આર્કાશા આથી શરમને મારે સળગી ઊઠયો. ત્યારથી તેણે

સાવધાનીપૂર્વક પત્ની પાસેથી બધાં પુસ્તકો લઈ લીધાં જેના વિષે કીરા કંઈપણ વિસ્તારપૂર્વક કહી શકતી નહોતી. તેણે માત્ર 'કોરોલેવા માર્ગો' અને 'દ્વેનાત્સત સ્તુલ્યેવ' જેવાં તે સમય વડે ચકાસાયેલા શેદેવર પુસ્તકો રહેવા દીધાં. પતિપત્ની વચ્ચે પહેલી તિરાડ પડી. કફેમાં મારી પાસે દોડી આવતાં કીરા સ્ટૂલ પર બેસી ગઈ અને ખોવાયેલી નજરે જોવા લાગી. "ફરીથી સગાંવહાલાંઓ? આપસમાં વાતચીત નથી કરી લીધી?" મેં મારા કોન્ત્રાબાસ તંતુવાદ્યને ઠીક કરતાં પૂછ્યું. "ના, ના, તે તો બહુ સારાં લોકો છે, વિશેષ કરીને આનાસ્તાસીયા ગ્લેબોવ્ના," કીરાએ જવાબ આપ્યો અને તરત જ તેમાં ઉમેરો કર્યો: "પણ આ અર્કાશા..." અને મેં ફરીથી તેને સલાહ આપી.

## ૩

અને આર્કાશા પણ મારી પાસે દોડી આવ્યો, વધારે પડતું એ કારણે કે શિષ્યવૃત્તિ મળે ત્યાં સુધી પૈસા ઉધાર લેવા માટે, પણ એક દિવસ તેણે ખૂબ મોટી રકમ લીધી. આર્કાશાના કહેવા પ્રમાણે એટલા માટે કે તેને જૂની ચોપડીઓની દુકાનના એક પરિચિત કિંમત કરનાર વાદીમ આવગુસ્તોવિચે તેને ફોન કર્યો હતો અને ગુપ્ત રીતે જણાવ્યું હતું કે નેધરલેન્ડના કલાકારનું તેનું પ્રિય આલ્બમ હતું, હતું સારી સ્થિતિમાં પણ ખૂબ મોંઘું. આર્કાશાએ એવું આલ્બમ ખરીદવાની તક બે વાર ગુમાવી હતી અને તે પણ પૈસાને લીધે. સ્પષ્ટ હતું કે ત્રણ વારથી વધારે વાર તેને તક નહીં મળે અને જો નેધેરલેન્ડ કોઈ બીજાનાં હાથમાં સરકી જશે તો એ ખુશનસીબી ફરીથી નહીં મળે. તેથી આર્કાશાએ પૈસાં ઉધાર લેવોનો નિર્ણય કર્યો અને ઉત્સાહભેર જૂની ચોપડીઓની દુકાન તરફ રવાના થઈ ગયો.

નેધેરલેન્ડના કલાકાર લઈને આર્કાશા મને તે બતાવવા લઈ આવ્યો. અમે કિલ્લા 'બાસ્તીલિયા' પર હુમલો કરવાની યોજના બનાવતાં જેકબીયનોના જેવા રહસ્યપૂર્ણ દેખાવ ધારણ કરી ટેબલ પર બેઠા. સૌથી પહેલાં આર્કાશાએ ટાઈપોગ્રાફીકલ મુદ્રણની ધ્યાનપૂર્વક નિરીક્ષણ કર્યું. અને એ વાતની ખાતરી કરી લીધાં પછી કે તેમાં કોઈ પ્રકારની ખામી નહોતી, એસ્થેટીક આનંદ માણવા લાગ્યો. હું પણ આલ્બમ પર ઝૂક્યો. પીંછીઓથી

લગાડેલાં રંગનો કંઈક અંશે અસમાન ભાર દંગ કરી દે તેવો હતો, જે કોઈપણ ચિત્રમાં જોવા મળે છે. કલાકારની કલ્પના સાવ સાદી ને સરળ લાગી: તેણે બધું જેમ છે તેમ જ બતાવ્યું હતું, માત્ર એ વિષે ખ્યાલ રાખ્યો હતો કે દરેકે દરેક નજીવી વસ્તુઓને પણ ઊંડાણપૂર્વક જોઈ શકાય. આના લીધે સૌથી ભયંકર પાર્શ્વભૂમિઓમાં પણ તેણે ગભરાઈ જવાનો પ્રયત્ન નહોતો કર્યો પણ જેવી રીતે ડાકણો અને ભૂતપિશાચોની વાર્તાઓથી બાળકો બી જાય છે તેવી રીતે થોડો બી ગયો. કલાકાર દ્વારા ચિત્રમાં પ્રગટ કરવામાં આવેલી ભયંકરતાઓ સ્વસ્થ ગ્રામ્ય સાદાઈના મુદ્રણમાં પરિણમી પણ આર્કાશાએ નેધેરલેન્ડના કલાકાર માટે જેવી રીતે વાતચીત કરી હતી તો તેના વિના કહેવા ચૂપ રહેવાનું પસંદ કરતો હતો. તે આ ભયંકરતાઓથી જાણે કોઈ નઠારાને જોઈને નશામાં આવી જાય તેમ નશામાં આવી ગયો અને કલાકારની સાથે કટાક્ષપૂર્વક આનંદ માણતો હતો. આ લાગણીઓના પ્રભાવ હેઠળ આર્કાશાએ દારૂ સુદ્ધાં મંગાવી લીધો અને હું ઊભો થઈ મંચ તરફ ગયો જ્યાં અમારી નાનકડી ઓરકેસ્ટ્રા મંડળી એકઠી થઈ ગઈ હતી—સેક્સફોન, પર્કસન અને વાજું. એ જ સમયે હોલના ઉંબરા પર હાથમાં બે બંડલો લઈને એક જુવાન સ્ત્રી દેખાઈ અને આર્કાશાએ તથા મેં કીરાને ઓળખી લીધી.

"તું?! કોઈ ખરાબ રીતે સમય નથી વીતાવતો તું," તેણે પ્રયત્નપૂર્વક એ પરિસ્થિતિથી પોતાને સંભાળતા કે તેને હળવો ઝટકો આપી દે ત્યાં સુધી આશ્ચર્યચકિત કરનાર માણસ તે બીજો કોઈ નહીં પણ તેનો પોતાનો પતિ જ હતો. "કયા પ્રસંગની ખુશીમાં આ ખાણું?"

આર્કાશાએ એ બતાવતાં કે જવાબ તેને માટે જરાપણ નડતરરૂપ નથી, પોતાના ખભા મચકોડયા.

"જમી રહ્યો છું... આખો દિવસ કશું જ નથી ખાધું."

"અને પીધું પણ નથી?" કીરાએ બિલકુલ તે જ ક્ષણે પૂછ્યું જ્યારે વેટરે ટેબલ પર દારૂ મૂક્યો.

"ચાલ આપણે સાથે પીએ, વળી આપણે અહીં જ તો મળ્યાં હતાં," આર્કાશાએ તેઓ બરાબરીના સ્તર પરના પાળી હતાં એ તરફ ભીરુતાપૂર્વક ઈશારો કરતાં કહ્યું, કારણ કે પાપોની વિગતવાર ગણતરી સ્પષ્ટપણે માત્ર તેના જ પક્ષમાં ન હોત.

કીરાએ દૂરથી જ મારી તરફ એવી રીતે જોયું, કે જાણે આ

મૂર્ખામીભર્યા ટેબલ પર ત્રીજી વ્યક્તિ તરીકે મને આમંત્રી રહી હોય. તેણે જવાબ આપીને આર્કાશાનું માન ન રાખ્યું અને પ્યાલીને દૂર ખસેડીને વેઇટરને શાશ્લીક લાવવા કહ્યું.

"આ તે કેવું ઠઠ્ઠાચિત્ર છે?" આલ્બમ જોતાં કીરાએ પૂછ્યું અને હું સમજી ગયો કે લેન્ડસ્કેપોની સમજથી ઉદ્‌ભવેલું આર્કાશાનું આશ્ચર્ય હમણાં જ કદી ભરપાઈ ન કરી શકાય તેવાં નુકસાનની ખાઈમાં ધકેલી દેવામાં આવશે.

તેણે ધીમે અવાજે નેધરલેન્ડના કલાકારનું નામ જણાવ્યું.

"બિહામણા માણસો અને દારૂડિયાઓ સિવાય તારા કલાકારે બીજું કંઈ ચીતર્યું છે?" તેણે કલાકાર દ્વારા ચિત્રિત કરવામાં આવેલાં દારૂડિયાઓની સરખામણી પોતાની સાથે બેઠેલા દારૂડિયાઓ સાથે કરી.

"ચીતર્યું નહીં પણ લખ્યું હતું... રંગો વડે," આર્કાશાએ બોતલને સ્પર્શ્યા વિના જ મૂંઝવણપૂર્વક ભૂલ સુધારી.

"ભલે ભલે, ઠીક છે હવે... તો મેં શું કહ્યું હતું?"

કીરાએ આલ્બમ તરફ હાથ લંબાવ્યો અને ત્યાં જ—ઓ ભગવાન! હમણાં હમણાં જ વેઇટર જે સોસની વાડકી લઈ આવ્યો હતો તેને તેની કોણી વડે અથડાતાં પાનાંઓ પર જઈ પડી. શાશ્લીક માટેનો સોસ કંપનીની આબેહૂબ નકલવાળા આલ્બમ પર ઢોળાયો.

"માફ કરજે..." કીરા અસ્પષ્ટ અવાજે બબડી.

હું ભયપૂર્વક હવે આગળ શું થશે તેની કલ્પના કરતો હતો. આર્કાશાની જગ્યાએ બીજો કોઈપણ માણસ ક્રોધે ભરાયેલ વિકરાળ માણસમાં બદલાઈ ગયો હોત. મને જાણે એમ લાગતું હતું કે હું જોર જોરથી અથડાતાં વાસણોનો ખડખડાટ ધમાધમ પડતી ખુરશીઓનો ધમધમાટ અને ધમકાવનારી ચીસો બૂમરાણો સાંભળતો હતો. મને પાકો વિશ્વાસ હતો: આર્કાશા અને કીરા એવી રીતે ઝઘડી રહ્યાં હતાં કે તેમની વચ્ચે કોઈપણ પ્રકારની સુલેહશાંતિ સંભવ નહોતી અને મને સ્વીકારવાની પણ ઇચ્છા થતી હતી. પણ અફસોસ, તેમાંનું કશું જ ન સાંભળ્યું: શરમાળ પ્રકૃતિનો માણસ એવો આર્કાશા કેવળ ન તો બરાડી શક્યો કે ન તો વાસણો તોડી શક્યો.

"સાવ બકવાસ... તેનો કોઈ અર્થ નથી." તેણે સમગ્ર ચહેરા વડે તદ્દન લાપરવાઈના ભાવ દર્શાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"સાચે જ, તું જરા પણ ગુસ્સે નથી?" કીરાએ ચોરીચૂપકીથી

પોતાનાં ફ્રોક પર નજર નાંખી અને એ વાતની ખાતરી લીધાં પછી કે તે જરાપણ ખરાબ નહોતું થયું, હજી વધારે સહાનૂભૂતિપૂર્વક પતિ તરફ જોઈ હસી.

"બેશક, નહીં... લેશમાત્ર પણ નહીં."

"વ્હાલાં, હું તો સાવ એવી મૂર્ખા જેવી છું! હું તારી સમક્ષ એટલી તો દોષી છું!"

"હા, તો તેં શું ખરીદ્યું?" આર્કાશાએ હકીકતમાં જાણે તેની ખરીદી વાતચીતના વિષય તરીકે જરૂર કરતાં લાંબા વખત સુધી ચાલ્યો હતો એ વાતથી ડરતાં પૂછ્યું.

"ઊંચા બૂટ અને અદ્‌ભુત મોજડીઓ." કીરામાં જાણે પુનર્જીવન આવી ગયું. "મને એવી તક મળી ગઈ... એ સાચું છે કે પૈસા વધારે ઉધાર લેવા પડયા."

પ્રેમીઓ ગુસપુસ વાતો કરવા લાગ્યાં અને હું ત્યાંથી તેમને ખલેલ ન પહોંચે તેટલા માટે દૂર ખસી ગયો. એક ઓછા મહત્ત્વની નહીં તેવી વિગત: કીરાને પૈસા ધીરનાર પણ હું જ હતો.

## ૪

એવું બને છે કે જંગલની અપૂર્વતા જોવાની તક મળે છે— અદ્‌ભુતપણે વિકસેલાં બર્ચનાં મૂળિયાં કે પછી ગાઢ રીતે સંકળાયેલ થડો, પણ તેની કલ્પના કરવી તદ્દન અસંભવ છે કે કેવી રીતે તેઓ સાથે મળીને ટકી રહે છે. તમારી અંદર એક જબરદસ્તી ઘૂસેલી અશાંતિ ખળભળાટ મચાવે છે: કેવી રીતે? તેનો જવાબ તમને મળતો નથી, અને હા હકીકતમાં તે છે પણ નહીં. કુદરતને જૈવ વૈજ્ઞાનિક નિયમોને ન અનુસરતી વિચિત્રતાઓ સર્જવાનું ગમે છે અને શા માટે આપણે પણ એ હકીકતને જે રીતે છે તેમ જ ન સ્વીકારવી? ભલે રહસ્ય રહસ્ય તરીકે જ રહે... પણ તમે હઠાગ્રહી છો, તમને ઉથબાવી ઉથલાવીને તેનાં સાતત્ય સુધી પહોંચવાની ઇચ્છા થાય છે અને તમને ત્યાં સુધી ચેન નથી મળતું જ્યાં સુધી તમે કુદરતની સ્વયંલીલાને ખેદાનમેદાન નથી લેતાં અને ચમત્કારિક વસ્તુઓનો સર્વનાશ નથી વાળી લેતાં.

વસંતમાં આર્કાશા વાયલોની વાદકોની હરીફાઈમાં જવા તૈયાર થયો

અને મારે રજાઓ હતી તેથી અમે ત્રણે—બે પ્રેમીઓ અને તેમનો બુદ્ધિમાન મિત્ર—પ્રીબાલ્તીક જવા નીકળી પડયાં. તાલીનની આસપાસનાં પરાં વિસ્તારોમાં પથ્થરો અને ચીડનાં વૃક્ષો વચ્ચે અમે એક બહુ મોંઘી નહીં તેવી કુટિર ભાડે લીધી. અને ત્યાં બ્રેમેન્સ્કનાં સંગીતજ્ઞોની જેમ રહેવાં લાગ્યા. વસંત ખૂબ ઠંડીવાળી હતી અને જોરદાર પવન ફૂંકાતો હતો, કિનારા પરનાં પથ્થરો પર રાતનાં સમયે જોરદાર અત્યંત ઠંડીથી ઠરી ગયેલો ઝાકળ જામી જતો હતો બિલકુલ જાણે મીઠું જ જોઈ લો અને ઓરડાઓમાં ડામર અને કોનિફરની સોયોની ગંધ પ્રસરતી હતી. સવાર પડતાં અમે ઈસ્ટોનીઅન પાડોશીઓને ત્યાં દૂધ અને ક્રીમ લેવા દોડી જતાં. કીરા અમને આમલેટ બનાવી આપતી અને અમે નાસ્તો કરીને પોતપોતાનાં વાજિંત્રો હાથમાં લેતાં, હું કોન્ત્રાબાસ લેતો અને આર્કાશા વાયોલીન. શરૂઆતમાં મેં પીછેહઠ ન કરવાનો પ્રયત્ન કર્યો અને તેની જેમ જ એટલી જ હોંશ અને ઉત્સાહથી કામ કર્યું; અમારી વચ્ચે પણ નાનકડી હરીફાઈ હતી. પણ પછી નાજુક વાજિંત્રનાં તારમાંથી નીકળતાં આર્કાશાને આનંદિત કરનારાં સંગીત સૂરો સાંભળતાં મેં મારી વાજિંત્ર નીચી મૂકી દીધી. હું સમજી ગયો કે મારાં પ્રયત્નો વ્યર્થ હતાં અને હું શાંતિપૂર્વકની સભાનતા સાથે સિગારેટ નીકળી જતો.

થોડા જ વખતમાં ટૂંકા ફરનાં કોટ અને કીચડથી ખરડાયેલા ઊંચા બૂટ પહેરેલ ત્યાંનાં સ્થાનીય ટપાલીએ અમને તાર પહોંચાડયો: આનાસ્તાસીયા ગ્લેબોવ્ના ગંભીરપણે માંદી પડી ગઈ, કિડનીમાં કંઈક ખરાબી, હોસ્પિટલમાં દાખલ કરાવી. આર્કાશા ગાડી પકડવા ઉતાવળ કરવા લાગ્યો અને હું કીરાનાં સ્વયંસ્ફૂર્ત જવાની ઈચ્છાને રોકવા ઉતાવળે ગયો: "શા માટે તમારે સાથે જવાની જરૂર છે! ડોસીમાટે આ ફોગટની ચિંતાઓ છે. વધારે સારું એ છે કે આર્કાશા એકલો જાય અને જલ્દી પાછો આવી જાય." અને ત્યાં જીભમાંથી વાત સરી પડી અને મેં ઉમેર્યું: હું અને કીરા તેની રાહ જોઈશું. કહેતાં તો કહી દીધું અને હું પોતે પણ હજી કંઈ સમજી શક્યો ન હતો ત્યાં જ એ સાચું પડી ગયું... આર્કાશા મોસ્કો જવા નીકળી ગયો અને હું કીરાની સાથે પહેલાંની જેમ જ કુટિરમાં રહેવા લાગ્યો. દરરોજ અમે ઉપર દૂધના ઢાંકણા રેડતાં ડબ્બાં લઈ આવતાં હતાં અને પડોશીઓ સાથે પાકની કાપણીની ભાવિ આશાઓ વિષે ચર્ચા કરતાં હતાં. પ્રીબાલ્તીક આવતાં પહેલાં કીરાએ મને ઘણીવાર પૂછયું હતું, મેં તેને માફ કરી દીધી હતી કે નહીં અને હું તેની અદેખાઈ કરતો હતો

કે નહીં અને મેં તેને એટલી જ વાર જવાબ આપ્યો હતો: "માફ કરી દીધી છે... અદેખાઈ નથી કરતો." પણ પેલો પથ્થર, જ્યારે હું મૈત્રીની પ્લેટોનીક લાલસા સાથેની રમત રમી રહ્યો હતો ત્યારે આત્મા પર એ પત્થરનો બોજો લદાયેલો હતો. દિવસમાં બાર કલાકો હું અસહ્યનીય દૃશ્યોનો સાક્ષાત સાક્ષી હતો: કીરા પતિની રાહ જોતી હતી. હું બધાંની સમક્ષ એ સાબિત કરી આપવા તૈયાર હતો કે તેણે તેની રાહ જોવી ન જોઈએ. તે, કિરોચ્કા કુલાકોવા એ માટીની બનેલી નથી, હું તો એ જાણતો હતો! પણ મારી બધી જ દલીલો રજૂ કરવા છતાં પણ કીરા હંમેશાં, દિવસ અને રાતની હર ક્ષણે ક્ષણે રાહ હતી અને તેનાથી મને ઝનૂને ચઢાવી દેતી હતી. આ સેર્ગેયેવ દંપત્તિની પાછળ એવો તે ક્યો વિચિત્ર ચમત્કાર હતો! અને મારામાં આ ચમત્કારનો નાશ કરવાનું દુર્નિવાર પ્રલોભન જાગૃત થયું...

મેં કુટિરના માલિકો પાસેથી સાંભળ્યું કે થોડે દૂર રસ્તા પર નાનકડું રેસ્તોરાં ખુલ્યું હતું જ્યાં પ્રવાસીઓ જાતે શાશ્લીક બનાવે છે અને મેં તથા કીરાએ ત્યાં જવાનો નિર્ણય કર્યો. ભૂલથી અમે બસમાંથી ઊતરવું જોઈએ તેનાં કરતાં પહેલાં ઊતરી ગયાં અને આગળ પગપાળા ગયાં. થોડી જ વારમાં અમે નાનકડાં પાણીનાં ધોધ પાસે આવી પહોંચ્યા. તે સપાટ પથ્થરો પરથી વહેતો હતો, ફૂંટાતો હતો, ખળભળ વહેતો હતો, કંઈક સૂર્યના પ્રકાશમાં ચળકતું, ચમકીલું—ઠંડુ ખળખળાટ કરતું હતું. બીજા સામેના કિનારા પર જવા કૂદવું પડે એમ હતું. હું હેમખેમ રીતે આ કૂદી ગયો પણ કીરા અસાવધાનીને લીધે તેનાં જૂતાં ભીનાં થઈ ગયાં. અને અમે કોરાં થવાં બેસી ગયાં. તેણે પગમાંથી જૂતાં કાઢયાં, ગરમ મોજાં નીચોવ્યાં જ્યારે મેં તાપણું તૈયાર કર્યું. અને જાણે કોઈ અદૃશ્યમાન ભૂતે મને ધક્કો માર્યો...

લટકતી ટોપીવાળા રમતગમત માટેનાં જાકીટમાં નિરાશ થયેલી અને (કમનસીબ) નાખુશ કીરા એટલી સુંદર લાગતી હતી કે મને તેને ચુંબન આપવાની ઉત્કટપણે ઇચ્છા થતી હતી. હું તેની નજીક ગયો અને તેની તરફ ખિન્નતાપૂર્વક નજર નાંખી. તેણે આશ્ચર્યનાં ભવાં ઊંચા ચઢાવ્યાં અને ઉપહાસપૂર્વક રાહ જોવા લાગી. મેં અભાનપણે હાથ તેના વાળ તરફ લંબાવ્યો. તે ચપળતાપૂર્વક એકદમ સીધી થઈ ગઈ અને મને હડેસલો મારી દૂર કર્યો, જોકે તેમ છતાં તેને ચુંબન આપવામાં હું કામયાબ રહ્યો હતો, સાથે સાથે એ પણ સાચું હતું કે તેના બદલામાં મોં પર એક

જોરદાર લપડાક ઠોકવામાં આવી હતી. હું કારમી ચીસ પાડી ઊઠવા તૈયાર હતો: પણ શા માટે તું આ મૂર્ખામીભરી વફાદારીની રમત રમીને આમ જૂઠું બોલે છે, તને તો હકીકતમાં મારી જરૂર છે, આર્કાશાની નહીં! શું તું એ ભૂલી ગઈ કે જ્યારે કેટકેટલી રાતોએ આત્મિક રીતે નાદાર બનેલાં—ખુશખુશાલ માથા સાથે માથું રાખી આપણે ઓશીકાઓ પર સૂતાં હતાં ત્યારે મને શું કહ્યું હતું?! તું ભલેને ગમે તેટલો ઢોંગ કરે પણ મારા વિના તું નહીં રહી શકે, આપણે છેવટે તો એક જેવા જ છીએ, જાણે જોડિયાં હોઈએ. કદાચ ઘણા વધારે પડતાં એક જેવાં, તેથી જ તેં મને ત્યજી દીધો હતો. ઓછામાં ઓછાં એમાં એક જેવાં કે આપણે બંને કોઈપણ પ્રકારની વિચિત્રતાઓ વિનાનાં, ધૂન વિનાનાં, સાવ સામાન્ય-સાધારણ લોકો છીએ. આપણી ટેવો એક જેવી છે, સમાન છે જેનાથી હજી હું છૂટી શકી નથી. ગેસની ચાવી સુદ્ધાં આપણે એક જ રીતે ઊલટી દિશામાં બંધ કરીએ છીએ... એ વળી...

પણ હું ચૂપ રહ્યો અને મારી ધીરજની વધારે કસોટી ન કરવી પડે એટલા માટે કીરાએ ઉતાવળપૂર્વક કહ્યું:

"ચાલ, ઓલેગ, સમય થઈ ગયો..."

તેણે ફરીથી જૂતાં પહેરી લીધાં.

"સમય થઈ ગયો તો થઈ ગયો..."

મેં તાપણાંને બરફથી ઠારી દીધું અને તેની તરફ નાનકડી પણ હિલચાલ ન કરી.

"સમય થઈ ગયો છે, નહીં તો આપણે સદીઓ સુધી અહીં જ રહી જઈશું," કીરા હસી અને જાણે તેના મજાકમાં મને પણ હસવા આમંત્રતી હોય તેમ લાગતું હતું.

"સદીઓ સુધી તો સદીઓ સુધી," મેં પાછળ વળીને એક બાજુ નજર કરી લીધી, જાણે કીરાની સાથે ન હસવા માટે માફી ન માંગતો હોઉં.

"એટલે એનો અર્થ એમ કે તું હજી પણ ઈર્ષ્યાની આગમાં બળે છે અને કશું જ ભૂલી ગયો નથી! એટલા માટે જ આ પ્રવાસનું કામ હાથમાં લીધું હતું!" કીરાએ હળવાશપૂર્વક આશ્ચર્યોદગાર વ્યક્ત કર્યા.

તેણે જાણે મારી કસોટી કરતી હોય કે મારાં માટે શું વધારે કિંમતી છે: મારા પોતાના શબ્દો કે તેના આ શબ્દો સાથે વિરોધાભાસી તે.

"આનો કોઈ એવો અર્થ નથી." મેં તાપણાની રાખને પગ નીચે ચગદી નાંખવાનું શરૂ કર્યું.

"તું ગંભીરપણે કહે છે?" તેને સમજાતું નહોતું કે શેમાં શંકા કરવી — મારાં શબ્દોમાં કે પછી મારામાં.

આ વખતે હું હસી પડયો. જાણે ચૂપકેથી કીરાને કહી રહ્યો હોઉં કે મારાંમાં તે શંકા નહીં કરી શકે.

"તું વિચારે છે તેનાં કરતાં ઘણો વધારે ગંભીર છું," મેં જવાબ આપ્યો અને પહેલાં આગળ તરફ જવા લાગ્યો.

## ૫

રેસ્તોરાંમાં — એકદમ અણધાર્યું જ ઘટયું! ત્યાં મને વાદીમ આવગુસ્તોવિચ, જૂની ચોપડીઓની દુકાનનો કિંમત કરનારો મળ્યો, જેની સાથે હું પરિચિત હતો. તે પણ રજાઓના દિવસો જંગલીની જેમ પગપાળા મુલક ખૂંદતા અને સ્ટેશનો બદલતાં પ્રીબાલ્તીકમાં ગાળી રહ્યો. વાદીમ આવગુસ્તોવીચ મારા માટે સમજી ન શકાય તેવાં જિંદગીનાં રૂપને રજૂ કરતો હતો: ઈંડાકારનાં માથાવાળો, ફાંદાળો અને ટાલવાળો, તે દાઢી કરતાં નીલાં ધાબા પડી જાય તેવાં ઉઝરડાં તણાયેલાં અને કરચલીઓવાળાં ચહેરાવાળો અને રંગવિહોણા, કંટાળાદાયક દેખાવ વડે બધાંની તરફ જોનારો તે. પણ આના પર પણ તે સફળતાપૂર્વક મદામો સુધી પહોંચી જતો હતો અને તેને સ્વૈરાચારી મોડર્લીંગ કરનારીઓની મંડળીમાં જોવાં બધાં ટેવાયેલાં હતાં. તેની ખ્યાતિ વક્ર માનસનાં ઠંડા લાગણીહીન માણસ તરીકેની હતી અને તેની વક્રોક્તિઓને બધાં લોકો ફરી ને ફરી કહેતાં હતાં. વાદીમ આવગુસ્તોવિચ ખૂબ સુંદર વસ્તુઓ એકઠી કરતો હતો — ચાંદી, કાચનાં કિમતી વાસણો, બ્રોન્ઝ અને તે વાંઢાનાં ઘરનાં બારણાં બધાંને માટે બંધ રહેતાં હતાં. વાદીમ આવગુસ્તોવિચનો આદર્શ તાપણાં સાથેનું અંગ્રેજી એકાંત્ત હતો અને તે પોતાની જાતને જે અગ્નિ પાસે ઠંડીથી થીજી ગયેલાં હાથને ગરમાવો આપતાં અને બેસવાનાં ગાલીચા પર સૂતેલાં કાબરચીતરાં કૂતરાંને પંપોળતાં દૂબળા પાતળા અંગ્રેજી ઉમરાવ સાક્ષાતરૂપ તરીકે ગણાવતો હતો.

પ્રીબાલ્તીકમાં તે ટૂંકા ફરનાં કોટમાં લપેટાઈને અને માથા પરથી

ગૂંથેલી ઊનની ટોપી ઊતાર્યા વિનાની જ મોડલીંગ કરનારી જુવાન સ્ત્રી સાથે મુસાફરી કરી રહ્યો હતો: વાદીમ આવગુસ્તોવીચે તેનો "નાસ્તેન્કા" તરીકે પરિચય કરાવ્યો પણ પછી ભૂલથી તેને "સોનેચ્કા" કહી બોલાવી. હું આ ટેબલ પરની સોબતથી ખુશ થઈ ગયો—તાપણા સાથે એકાંત મારા અને કીરા માટે અત્યંત યાતના સમાન હતું. વાદીમ આવગુસ્તોવિચની વિષેલાં દ્વિઅર્થી શબ્દીવનોદો હેઠળ અમે શેમ્પેન પીધી. કીરાને થોડી ચડી ગઈ, તે મોટે મોટેથી હસવા લાગી, બેફામપણે પવનના પ્રવાહ પર ફરિયાદ કરવા અને જાણે તેને ધ્રૂજારી ચઢી હોય તેમ જાકીટ લપેટવા લાગી અને ખરેખર મેં અનુભવ્યું કે તેને બસ હિસ્ટેરિયા આવવામાં જ હતો... ઈંડાકારના માથાવાળાં લોર્ડ પણ આ અનુભવ્યું. તેની અને કીરાની વચ્ચે ગુપ્ત દ્વંદ્વ શરૂ થઈ ગયું, જેમાં તેણે પોતાનાં ઘસાઈ ગયેલાં આકર્ષણો વડે તેને વધારે ને વધારે ઘેરી લીધી, અને તે—જેવી વિષે પીએ છે કે તરત જ તેનાં દાંત ભીંચાઈ જાય છે—નિરાશપણે દ:ખી થતી તે તેની સામે પોતાનો પરાજય સ્વીકારતી હતી.

"તમે કાચનાં વાસણો એકઠાં કરો છો? ઓ, મને ખૂબ આશ્ચર્ય થાય છે... તમારે ઘેર સાચેસાચો જોરાવર કૂતરો છે? પણ તે તમારાં મહેમાનો માટે ખતરાજનક નથી?" મેં જોયું કે કીરા હવે સાનમાં રહી નથી પણ તેમ છતાં હું ઊભા થઈને તેને લઈ ન ગયો. હું મધ્યસ્થી તરીકે જ રહ્યો. "ભલે હું નહીં તો આ લોર્ડ એ સાબિત કરી બતાવે કે ગમે તેમ હોય તો પણ છેવટે તે પતિની રાહ જોઈ રહી નહોતી!"—મધ્યસ્થીએ મનમાં આમ વિચાર્યું અને સોનેચ્કાને નૃત્ય કરવા આમંત્રણ આપ્યું જે હકીકતમાં નાસ્તેન્કા હતી.

જૅઝબૅંડ વગાડનારાંઓએ કામ શરૂ કરી દીધું, દીવાબત્તીમાં સાવ ઝાંખો પ્રકાશ ઝપહળતો હતો, તાપણામાં અસલી લાકડાંનાં બળવાનો તડતડ અવાજ થઈ રહ્યો હતો અને અમે નૃત્ય કરતાં બધાં વિષે ભૂલી ગયાં. સોનેચ્કામાં બદલવામાં આવેલી નાસ્તેન્કા કુશળ પાર્ટનર સાબિત થઈ અને મેં પણ મારાથી બનતો પ્રયત્ન કર્યો. હું નાસ્તેન્કાથી પાછળ ન રહેવા મથતો હતો, કીરા તરફ નજર સુદ્ધાં ન કરવા મથતો હતો, વાદીમ આવગુસ્તોવિચ વિષે વિચાર સુદ્ધાં ન કરવા મથતો હતો. ન તો જોવા કે ન તો વિચારવા. પણ એકાએક જાણે મને કંઈ ભણકારા વાગ્યા અને હું નિ:સહાયપણે હોલની વચ્ચોવચ એકદમ રોકાઈ ગયો. નજરો વડે કીરાને શોધતાં મેં મનમાં ભગવાનને પ્રાર્થના કરી કે તે કોઈ મૂર્ખામી

ન કરી બેસે. નાસ્તેન્કાએ મને કંઈક કહ્યું હતું પણ મેં સાંભળ્યું નહોતું. હું ચોમેર નજરો ફેરવી કીરાને શોધતો હતો: ક્યાં છે તે? નાસ્તેન્કાને એકલી છોડીને હું અમારા ટેબલ તરફ દોડી ગયો પણ ત્યાં કોઈ જ નહોતું—ન તો કીરા કે ન તો વાદીમ આવગુસ્તોવિચ, પડી હતી માત્ર એક નમકદાન હેઠળ દબાવેલી ચબરખી: "આવતીકાલે મળીશું. કીરા."

બીજા દિવસે સવારે મેં કીરા સાથે વાતચીત ન કરી. અમે ચૂપચાપ વરંડામાં નાસ્તો કર્યો, તે એકદમ નિસ્તેજ અને ખોવાયેલી ખોવાયેલી લાગતી હતી જ્યારે હું સૈકડો વાર એ સવાલથી હેઠ તીવ્ર માનસિક યાતના અનુભવી રહ્યો હતો: શું ઈંડાકારમાથાવાળાં લોર્ડે પોતાની મનેચ્છા પાર પાડી લીધી હશે?! શું હું કીરાને એ સાબિત કરાવી ચૂક્યો હતો કે તે રાહ નથી જોતી?! આ સવાલ જેટજેટલી વાર મારા મનમાં ફરી ને ફરી ઊઠતો ગયો તેટતેટલી વાર તે મને વણઉકેલાયેલો જ લાગ્યો અને અંતહીન સૂંસરા માર્ગ વિનાની ગલીકૂંચીમાં સપડાઈ ગયા હોવાની લાગણી અનુભવતાં હું આર્કાશાની આવવાની રાહ જોવા લાગ્યો જેથી કરીને... હા, હા, ધગધગતા તાવમાં તપતાં બધું જ કહી દેવા ઉત્કટપણે તલપવા-તરસવા લાગ્યો. કદાચ હું સમજતો હતો ત્યાં સુધી આ ઘોર ક્રૂરતા હતી, જંગલીપણું હતું અને પત્નીનું આ પરિવર્તન આર્કાશા માટે કેવો ફટકો હશે, પણ મારી અંદરના દુષ્ટે મને પ્રેરણા આપી. જ્યારે આર્કાશા મોસ્કોથી પાછો ફર્યો ત્યારે અમે ગુપ્તપણે અલગ રહ્યા. મેં સાવધાનીભરી પૂછતાછ શરૂ કરી.

"પ્રવાસ કેવો રહ્યો? અનાસ્તાસીયા ગ્લેબોવ્ના કેમ છે?" મેં પૂછ્યું અને પોતાના મનમાં વિચાર્યું કે આના કરતાં તો અત્યારે તે મારા મોં પર એક થપ્પડ મારી દે તો તે વધારે સારું થશે."

"આભાર, તેને પહેલાં કરતાં ઘણું સારું છે... અને તમે?"

આર્કાશાએ કોઈપણ પ્રકારની શંકા આશંકા વિના પોતાની અને અમારી વચ્ચે બરાબરીનું ચિહ્ન મૂકી દીધું.

"તારી ખોટ સાલતી હતી. **ખૂબ રા હ જોઈ.**" મારો અવાજ મારી ઇચ્છા વિરુદ્ધ છેલ્લા શબ્દની ઉપર ભાર મૂકતો હતો.

"સાચે જ, હું બહુ વહેલો છું?" આર્કાશાએ ખુશ થતાં પૂછ્યું.

"હા, તું ખૂબ વહેલો પાછો આવી ગયો. કદાચ એટલા માટે કે તને તારી જુવાન પત્નીમાં પૂરતો વિશ્વાસ નથી?"

મેં કંઈક એવી રીતે હળવો મજાક કર્યો કે ટૂંકા વિયોગ પછી મળનારા બે ગાઢ પરિચિતો માટે સાવ સ્વાભાવિકતા રહે. આર્કાશા માત્ર હળવું હસ્યો, જાણે એમ ગણતો હોય કે તેનાથી ઊલટામાં મને ખાતરી કરાવવાનો પ્રયત્ન કરવો કદાચ હાસ્યાસ્પદ મૂર્ખામી ગણાઈ હોત.

"જાણે છે તું, હું એટલા માટે પૂછું છું..."

અને મેં આડકતરી રીતે ઇશારો કરતાં વિગતવાર કહેવાનું શરૂ કર્યું: "વાદીમ આવગુસ્તોવિચ... આખી રાત ગાયબ રહ્યાં... અને સવારે..." કહેતાં કહેતાં પળવાર પણ નજર હટાવ્યા વિના હું આર્કાશા તરફ જોતો હતો, જાણે તેના પર જ મારી જિંદગી નિર્ભર હતી. તે હમણાં શો જવાબ આપશે? શો?!

"બકવાસ," આર્કાશાએ કહ્યું.

મેં તેને ધ્યાનપૂર્વક જોવાનું ચાલું રાખતાં તેની વાત પર વિશ્વાસ કર્યો અને ન પણ કર્યો.

"સંપૂર્ણ બકવાસ," તેણે ફરીથી કહ્યું અને ત્યારે મેં રાહતનો દમ લીધો.

૬

અમે મોસ્કોમાં છૂટાં પડયાં. આર્કાશા અને કીરા લાંબા વખત સુધી મારી પાસે કેફેમાં ન દેખાયાં અને મને પણ તેમને સંગીતશાળામાં મળવાની તક ન મળી, જ્યાં હું જૂનાં સંસ્મરણોને તાજા કરવાં ક્યારેક ક્યારેક દોડી જતો હતો. જેની પાસે હું ભણ્યો હતો તે ઠીંગણા, આનંદી, નમ્ર, સુરખીદાર, હસતાં પહેલાં થોડી હળવી કિકિયારી મારનાર અને જુસ્સાપૂર્વક પોતાનાં ઘૂંટણો પર જોરદાર પ્રહાર કરનાર પ્રોફેસર કબાન્ચીકોવ મારી આંગળીઓની અદ્ભૂતપૂર્વ લચકને આદરપૂર્વક સન્માન આપતાં હતાં જે કોન્ત્રાબાસ વગાડનારને માટે કુદરતી બક્ષિસ સમી હતી અને તેઓ મારામાં સંગીત દક્ષતા જોતા હતા તથા સંગીત જલસાની મંડળીનાં ક્ષેત્રને પસંદ કરવાનું કહેતાં હતાં. પણ હું સિદ્ધાંતવાદી—સંપૂર્ણ—કમનસીબ નિષ્ફળ માણસ હતો. મને એમ વિચારતાં મીઠો આનંદ મળતો હતો કે મારામાં કંઈક એવું નાશ પામી રહ્યું છે, મોતી કે ન મોતી, પણ કુદરતી બક્ષિસો ધરાવનાર માણસનું વજન છે. ઓ, આ મને મારી

પોતાની જ આંખોમાં કેટલે ઊંચે ઊઠાવે છે! હું પોતાનાં જ મહત્ત્વને ફતેહમંદ પ્રતિસ્પર્ધીઓ પર સરસાઈને સ્વીકારવાનું શરૂ કરું છું, તેની તરફ ધ્યાન આપવાનું શરૂ કરું છું. એ જ સમયે જો મેં તેમને જવા દેવાનો મનમાં વિચાર પણ કર્યો હોત તો મારી ગર્ભિત સંડોવાયેલી બુદ્ધિપ્રતિભાઓને પળવારમાં હલકી પાડવામાં આવી હોત. સંઘર્ષ વધુ પ્રખર બની જાય છે. અને વળી હું ક્લાસીક સંગીતમાં ઊબતાઈ ગયો હોત, મારાં ભલાં પ્રોફેસર. અમારા સાદા સીધા મોસ્કોમાં જૅઝ વાદકો સાથે બીજી જ વાત છે...

અને આમ મેં પહેલાંની જેમ જ સેક્સાફોન અને વાજાં તથા જૅઝ સાથે કામ કરવાનું શરૂ કરી દીધું. સેર્ગેયેવ દંપત્તિ વિષે કોઈ સમાચાર નહોતાં. પણ ત્યારબાદ મારાં અણજાણપણાંમાં વ્યાજ સાથેની મૂડી ઇનામમાં મળી. મેં જાણ્યું કે આર્કાશા અને કીરા સ્રેતેન્કામાં રહેવા લાગ્યાં હતાં: અનાસ્તાસીયા ગ્લેબોવ્ના હોસ્પિટલમાંથી આવી ગઈ હતી અને તેને ઘરેલુ મદદની આવશ્યકતા હતી. વૃદ્ધા પથારીમાંથી બિલકુલ ઊઠી શકતી નહોતી. માંદગી લંબાઈ ગઈ અને આર્કાશાને ઘરમાં બેસી રહેવાનો અને ઘરનું કામકાજ કરવાનો વારો આવ્યો. તે દવાઓ ખરીદવા દોડતો હતો, ખાવાનું બનાવતો હતો અને ઘરની સફાઈ કરતો હતો. તે માંડ માંડ થોડું થોડું કામ કરી હરીફાઈ માટે તૈયારી કરવામાં પહોંચી વળતો હતો. એ સમય વીતી ગયો જ્યારે તે જિંદગીમાં માત્ર આત્મિક બળની કિંમત આંકતો હતો. હવે તે ઘણીવાર વાયોલીન હાથમાં લેતો હતો, રસોડાનું એપ્રન સુદ્ધાં ઉતાર્યા વિના.

કીરા નિખાલસપણે તેને મદદ કરવા ઇચ્છતી હતી પણ સ્રેતેન્કામાં તેના આગમન સાથે જ સેર્ગેયેવ કુટુંબનું જીવન અસ્તવ્યસ્ત થઈ ગયું, જાણે આસ્ફાલ્ટમાંથી થિસલનાં છોડ ઊગી આવ્યાં હોય. સૌથી પહેલું પરિવર્તન થયું ટેલીફોનમાં. સેર્ગેયેવને ત્યાં લગભગ હંમેશાં ટેલીફોન શાંત રહેતો હતો અને તેની ઘંટડી પરંપરાગત રીતે એક સમાન જ રહી હતી: ઊંચા ઘરમાંથી પરિચિતને, સગાંઓને, હોમીઓપેથીની દવાઓની દુકાનમાં. પણ કીરાની મહેરબાનીને લીધે ટેલીફોન અવિરતાપણે ગૂંજતો રહેતો હતો અને પેસેજમાંથી તેને જુવાનોનાં ઓરડામાં લઈ આવવાનો વારો આવ્યો. સેર્ગેયેવોને સમજાતું નહોતું કે કોની સાથે આટલી વાતચીત કરી શકાય તેમ હતું :કલાક, દોઢ કલાક, બીજું કંઈ કામકાજ છે નહીં! માત્ર એકલો આર્કાશા પત્નીની દુકાનોની સેલ્સગર્લો સાથેની, દરજીઓ અને મેકપ

કરનારીઓ સાથેની વાતચીત પરથી સમજી ગયો હતો કે ટેલીફોન કીરા માટે ડૂબતાને માટે સહારો આપતા તણખલા સમો હતો. સ્રેતેન્કામાં તેના માટે બધું જ અપરિચિત હતું. જૂની પુરાણી વસ્તુઓ, લોખંડનાં બારણાંવાળી ટાઈલોની બનેલી ભઠ્ઠી તેનામાં ખિન્નતાભર્યો વિષાદ સ્થિર કરતાં હતાં. અને જો ટેલીફોનની ઘંટડી ન રણકતી હોત તો કીરા આખો દિવસ પગ પર પગ ચઢાવીને દીવાનના ખૂણામાં બેસી રહેતી હોત. અહીં સ્રેતેન્કામાં તે રહેતી નહોતી પણ દૂબળી થઈ ગઈ હતી અને કુલાકોવ પરિવાર જોરદાર પ્રહારો કરી રહ્યું હતું. વૈરી વરપક્ષ સાથે તેમનું નવું યુદ્ધ શરૂ થઈ ગયું: તેઓ સેર્ગેયેવોને ધમકાવતાં હતાં કે તેમણે કીરા માટે સુખસગવડો પૂરી પાડી નહોતી. તેનો પતિ પોતાની પત્ની કરતાં વધારે સ્વચ્છંદી ડોસીમાં વ્યસ્ત રહે છે. "શા માટે અમે અમારી દીકરીને આ કુટુંબમાં દીધી?!" કુલાકોવી એ સમયને યાદ કરતાં પોતાની જાતને આમ પૂછી રહ્યાં હતાં સુઘડ ઉસ્રી કરેલાં કપડાંમાં સજ્જ અને હજામત કરેલ હું તેમને ત્યાં વસંતનાં ફૂલોનો ગુલદસ્તો અને ભેટ આપવાના સુંદર ખોખાઓમાં નાની મોટી વસ્તુઓ લઈને ગયો હતો. હવે તેમને હું આદર્શ માણસ લાગતો હતો...

થોડા જ વખતમાં ઓરડાની ગૂંગળામણભરી જિંદગીને સહી ન શકતાં કીરા માબાપને ઘેર ચાલી ગઈ. આર્કાશા તેની પાછળ પાછળ દોડયો પણ તે પછી આવવા સંમત ન થઈ. જુવાનો થોડા વખત માટે જુદાં જુદાં રહ્યાં. અને માત્ર મારે લીધે તેમની વચ્ચે સુલેહ થઈ શકી. કોઈ કાલ્પનિક "ચળ"નાં બહાનાં હેઠળ મેં મારાં મિત્રોને કેફેમાં જુદાં જુદાં બોલાવ્યાં, તેમને ટેબલ પર બેસાડયાં અને તેમનાં અવિચારી કૃત્યોનું ચિત્ર તેમની સામે ખડું કર્યું. "તમે એક આદર્શ દંપત્તિ છો, તમે એક બીજાં માટે સર્જાયેલાં છો," મેં વધારે વધારી વધારીને બડબડાટ કર્યો. "તમે ચમત્કારોનાં ચમત્કાર છો, તમે ભગવાનનાં દેવદૂતો છો, ત્યારે શા માટે તમારે નજીવી નજીવી અર્થહીન ચર્ચાઓમાં અને બોલાચાલીમાં પડીને આ પાપી ધરતી પર ઊતરી આવવું જોઈએ! તમે એવી જ ચમત્કારિક શક્તિઓ તરીકે, એવાં જ દેવદૂતો તરીકે કાયમ રહો, અમને અમારાં મરણ સુધી તમને આદર સન્માનપૂર્વક અને પૂજનીય રીતે ચાહવા દો, પસંદ કરવા દો..." સાચું કહો તો હું ઘોર નિરાશાથી થોડો પાખંડ કરી રહ્યો હતો કે ફરીથી હું કીરાને ગુમાવી રહ્યો છું, પણ તેઓ મારી વાતને કાને જ ધરતાં નહોતાં. આર્કાશા અને કીરા તે ક્ષણે સીધેસીધું કહો તો

મારી વાત સાંભળતાં જ નહોતાં. વિયોગનાં દુ:ખથી થાકી હારી ગયેલાં આ વિચિત્ર જીવો એકબીજાંને આંખો આંખોમાં સમાવી રહ્યાં હતાં અને રાહ જોઈ રહ્યાં હતાં કે ક્યારે તેમનો વણબોલાયેલો સુલેહકાર અહીંથી દૂર થશે. અને હું ત્યાંથી દૂર થઈ ગયો, પોતાની સાથે પેલો પથ્થર લઈને, જે મારા આત્મા પર ખડકાયેલો હતો. જાણે એક મધ્યસ્થી જેવો હું દ્વંદ્વમાંથી પાછો ફર્યો હતો, જ્યાં એક તેજસ્વી જીતી ગયો હતો અને બીજો તેજસ્વી નાશ પામ્યો હતો અને આખું દ્વંદ્વ આતશબાજી, તહેવાર, ઊંચે ઊઠેલાં ઉન્નત વિજેતા અને ક્રૂરતાની યાદ અપાવતું હતું. અને માત્ર એક મધ્યસ્થી હતો તેમનો તેમ જ રહ્યો હતો. તે ન તો નીચો પડ્યો હતો કે ન તો ઉન્નત બન્યો હતો. જ્યારે કોઈ શ્રીમંતના ઘરમાં મિજબાની હોય અને બધાં દારૂડિયાં નશામાં છક થયેલાં હોય ત્યારે છાકટા ન થયેલા એક સ્વસ્થ માણસની જરૂર હોય છે જે એ વાતનું ધ્યાન રાખી શકે કે નોકરો કિંમતી વાસણની ચોરી ન કરી જાય. આમ હું પણ એવો જ ઠરેલ, સ્વસ્થ, મધ્યસ્થી, અતિસાવધાન નિર્ણાયક તરીકે હતો...

સેર્ગેયેવ દંપત્તિ સુલેહ થઈ ગઈ પણ હવે કીરા સ્રેતેન્કામાં નહોતી રહેતી પણ આર્કાશા કુલાકોવ પરિવારમાં રહેવા આવી ગયો હતો. તેણે આ પગલું ભરવાનો નિર્ણય માત્ર અપવાદરૂપ પરિસ્થિતિને કારણે જ લીધો હતો: દુ:ખદાયી ટૂંકા વિયોગ પછી કીરા સાથે બધી જ વાતમાં સહમત થવાનો હૃદયસ્પર્શી આનંદ તેને મળતો હતો. અને સ્રેતેન્કામાં ઘરમાં બેસી રહેનાર પોતાના ઓરડાની હવાના ઝપાટા એમાંથી પોતાની કલ્પનાઓના ચિત્રો ગૂંથનાર એકાએક કુલાકોવ પરિવારનાં ઘરનાં ઘોંઘાટભર્યાં ટોળામાં આવી ગયો. ત્યાં વધારે પડતી ચાલાકીવાળી અને વધારે પડતી નાજુકતાવાળી વૃદ્ધા આનાસ્તાસીયા ગ્લેબોવ્ના નહોતી અને કુલાકોવાને ત્યાં બિલકુલ સાદાસીધાં લોકો આવતાં હતાં. પેસેન્જર ગાડીઓનાં ગાર્ડ મારફત તેમને દક્ષિણથી અંજીર અને ટેટીઓ પહોંચાડવામાં આવતાં હતાં. તેમને ત્યાં સદા સદા સગાંવ્હાલાંઓ આવતાં રહેતાં હતાં, જેઓ મોસ્કોની દુકાનો પર હુમલો બોલાવતાં હતાં અને એ બધામાં આર્કાશાનો અકાળે અંત આવી રહ્યો હતો... કૂતરાઓ સુદ્ધાંને પણ તેમની હંમેશની ટેવાયેલી કેનલમાંથી બહાર કાઢી મૂકવામાં આવે તો વિયોગનાં દુ:ખથી બહુ જલ્દી માંદા પડી જાય છે. આવી જ રીતે આર્કાશા સ્રેતેન્કા વિના, ટાઇલોવાળી ભઠ્ઠી વિના, વંકાયેલ પગોવાળ જૂનાં સ્ટૂલો વિના અને વેયમારના ગણાતા

કવિની કૃતિઓ ના સંગ્રહવાળા પુસ્તકોના ઘોડા વિના તે માંદો પડી ગયો હતો. તેને બચાવનાર માત્ર એ પ્રસંગ હતો કે તે અણધાર્યા જ એક હરીફાઈમાં ચાલ્યો ગયો—પાનખરમાં, સપ્ટેંબરના અંતમાં.

૭

આર્કાશા જ્યોર્જ સાન્દની માતૃભૂમિ અને શોપેનના દેશમાં ગયો અને કીરાએ તથા મેં તેને મોસ્કોમાં વિદાય ચાળી. પૂરી કલાક અમે એરોડ્રોમ પર વરસાદમાં પલળતાં ઊભાં રહ્યાં. અને મેં એ નોંધ્યું કે આર્કાશા એ પરિસ્થિતિને અત્યંત પીડાદાયી રીતે ઝેલી રહ્યો હતો જ્યારે ચર્ચા કરનારાંઓને એકબીજાંને કહેવા જેવું કશું જ નથી હોતું. કીરા પણ પોતાને આત્મવિશ્વાસ વિનાની અનુભવતી હતી, તેના હાથમાં એ છત્રીનું કવર પકડેલું હતું, જે મેં તેનાં માથા પર પકડી રાખી હતી અને જ્યારે આકસ્મિક રીતે આર્કાશાની નજરો સાથે તેની નજરો મળી જતી ત્યારે દર વખતે પોતાની ચૂપકીદીથી રાતીચોળ થઈ રહી હતી હું તો બિલકુલ સ્વસ્થ અને શાંત જ રહ્યો, માત્ર એ વિષે ચિંતા કરતો હતો કે કીરાના માથા પર બરાબર રીતે છત્રી પકડી રાખવી. સેર્ગેયેવને ત્યાં હવે મને વિશાળ દિલના ઉગારનારા માણસ તરીકે, કુટુંબમાં શાંતિ અને હેમખેમતા પુનઃસ્થાપિત કરનાર તરીકે પૂજવામાં આવતો હતો. કીરાએ કહ્યું પણ હતું કે જો મેં લગ્ન કરી લીધાં હોત અને કૌટુંબિક મૈત્રી જાળવી રાખી હોય તો કેટલું સારું થાત. મેં જવાબ આપ્યો હતો કે લગ્ન કરીને તેના માટે બીજા પતિ તરીકે રહેવું મારા માટે ખૂબ મુશ્કેલ થશે, તેથી હું રાહ જોઈશ... આ વાતચીત એરોડ્રોમ પર જ્યારે આર્કાશા ટિકિટ ખરીદી રહ્યો હતો ત્યારે થઈ હતી. પ્રચંડ વૈમાનિકશાસ્ત્રની પૃષ્ઠભૂમિમાં સુંદર વાર્તાલાપ...

થોડી જ વારમાં એક પ્રચંડ વિમાન આર્કાશાને લોરલનો મુગટ જીતવા પોતાની સાથે લઈને હવામાં અદૃશ્ય થઈ ગયું. હું અને કીરા ફરીથી એકલાં રહી ગયાં. જ્યારે આમ બને છે ત્યારે હું—મારી પોતાની એવી જ લાક્ષણિકતાઓ છે!—કુદરત પ્રત્યે અત્યંત હર્ષાવેશ સભર કોમળતા દાખવવાનું શરૂ કરું છું. આમ ત્યારબાદ અચાનક મેં શોધી કાઢ્યું કે પાનખર એ વર્ષમાં સૌથી સારો ઋતુકાળ છે અને કીરાને આની ખાતરી કરાવવા હું તેને અવારનવાર જંગલમાં જવા આમંત્રણ આપવા

લાગ્યો. અમે દૂર દૂરની જંગલની સાફ કર્યા વિનાની ભૂમિમાં જતાં હતાં, અમે જૂનાં ઠૂંઠાઓ પરથી ઓપ્યેન્કી મશરૂમો તોડતાં હતાં અને ફરીથી અસહ્યનીય દૃશ્યનું પુનરાવર્તન થવા લાગ્યું. કીરા પતિની રાહ જોતી હતી. પણ હું શાંત થઈ ગયો હતો. હું કીરાની પ્રતીક્ષામાં ભાગીદાર સુદ્ધાં બની ગયો હતો અને હું પોતે બહાદુરીપૂર્વક વાતચીતનો વિષય આર્કાશા પર લઈ આવતો હતો: આપણે એમ કહો કે અત્યારે ચાલીએ છીએ પણ તે, ચોક્કસપણે... અને અમે ચાલતાં ગયાં, આગળ ઊંડી કોતરો નજરે પડતી હતી અને આખું જંગલ ખરેલાં પાંદડાંઓથી ઢંકાયેલું હતું, જાણે બિલકુલ નવાં પાટિયાંઓથી જડી દેવાયું હોય. રસ્તા પર થઈને દૂર દૂર સુધી મોટાં સાબરો દોડતાં જતાં હતાં. સપાટ મેદાનો ધુમ્મસથી ઘેરાયેલાં હતાં, જે ઊકળતા દૂધમાંથી નીકળી વરાળ જેવો હતો. ત્યારબાદ અમે સ્ટેશન પરની હાટડીમાં ઠરીને લપાઈ ગયાં—ગાડી મોડી પડી ગઈ હતી. ઝરઝર ઝરઝર વરસાદ વરસવા લાગ્યો. અને રેલગાડીનાં પાટા વચ્ચેનાં પથ્થરો પરની માટીની અને ભીનાં સ્લીપરોની સુગંધ આવતી હતી...

અમે ગઈકાલે લહેરથી કેફેમાં વખત વીતાવ્યો હતો અને મેં કીરાનો પરિચય ઝ વગાડનારાંઓ સાથે કરાવ્યો—વાસીકો, ગીવી અને આર્કાશા. હા, હા, અમારે ત્યાં ઝાઝમાં પણ આર્કાશા હતો—તે સેક્સાફોન વગાડતો હતો. કીરાએ દુ:ખસભર અને વિમાસણસભર હાસ્ય સાથે તેની સાથે હસ્તધૂનન કર્યાં. મેં એકદમ તત્પરતાપૂર્વક શરૂ કર્યું કે કેવી સરસ રીતે આ આર્કાશા પોતાના વાજિત્રને વગાડે છે (તેણે પણ હરીફાઈઓમાં ભાગ તો લેવો જ જોઈએ!), તે કેટલો મોજીલો અને બેફિકરો છે, અમે હંમેશાં તેને 'ટોસ્ટ-માસ્ટર' તરીકે લઈએ છીએ. અને ખરેખર હકીકતમાં જ બીજો આર્કાશા અમારી પાસે ટેબલ પર બેસી ગયો. અને કીરા એકદમ ખુશખુશાલ થઈ ઊઠી, તેના ચહેરા પર સુરખી આવી ગઈ, તેની આંખોમાં પુનર્જીવન આવી ગયું અને ત્યારે અમે કેફે વિશેષ સેવાને નામે લોકો માટે બંધ કરી દીધું (લોકો આમેય લગભગ નહીં જેવાં હતાં), વેઈટર—છોકરીઓને બોલાવી, ભલા નમ્ર રસોઈયા માવ્રીક કાકાને બહાર ખેંચી લાવ્યા, જે નાનકડાં કદનો, મજબૂત બાંધાનો માણસ હતો અને જાપાની ગાલીચાનાં કુસ્તીબાજને મળતો હતો. કીરાના માનમાં અમે મિજબાની ઊડાવી. માવ્રીક કાકાએ ક્રૂર ઇતિહાસોમાં અમારા માટે મોસ્કોની રાત્રિની જિંદગીનું દૃશ્ય ચિત્રણ કર્યું, બીજા આર્કાશાએ જાણે

રોમાનીયન વાયોલીન વાદકની જેમ નિ:સ્વાર્થપણે કીરા માટે સંગીત રજૂ કરી જ્યારે મેં કોન્ત્રાબાસ છાનામાના તેનો જવાબ આપ્યો.

જવાબ આપ્યો અને કીરા તરફ **જોયું**: રાહ જુએ છે કે **નથી જોતી?** આ તે પેટ પકડીને ખડખડાટ હસી પડી, ખુરશી પર બેસી પડી—અને રાહ નથી જોતી. પણ હવે કંઈક વિચારી લીધું, ઉદાસ થઈ ગઈ: રાહ જુએ છે. આ ફરીથી રાહ નથી જોતી—અને ફરીથી પછી રાહ જુએ છે. મેં હવે આશા છોડી દેવાનું શરૂ કરી દીધું હતું અને તેની પ્રતીક્ષામાં હંમેશાં હંમેશાં માટે ભાગીદાર તરીકે ભાગ લેવાની આશા સાથે દિલને શાંત કર્યું અને અચાનક કીરા એક વાક્ય બોલી ગઈ... કેવું વાક્ય હતું તે?.. શબ્દોમાં કહીએ તો, આર્કાશા તેના માટે **માત્ર સ્રેતેન્કામાં** જ અસ્તિત્વ ધરાવતો હતો. કીરાએ આ જે કહ્યું તેમાં બધું જ આવી જતું હતું. આર્કાશા અને સ્રેતેન્કાના વિષયો અમારે માટે મરી પરવાર્યાં. પણ મને લાગે છે કે **તે ક્ષણે** હું તેને સમજી ગયો હતો પણ અત્યારે સમજું છું કે નહીં તે નથી જાણતો. જો સમજતો પણ હોઉં તો, કહી શકાય કે મારી પોતાની રીતે.

## ૮

દ્વંદ્વયુદ્ધ મધ્યસ્થીઓ જીતી જતાં હોય છે...

કીરા સાથે મારાં લગ્ન થયાં ને હવે ઘણાં વર્ષો વીતી ગયાં છે, અમારે ખૂબ વ્હાલાં બાળકો છે અને મૈત્રીભર્યું, પરોણાગતી ઘર છે. બધાં અમારાં લગ્નજીવનને સફળતાભર્યું ગણે છે અને અમે પણ એની સાથે સંમત છીએ. એવાં લોકો શોધવાં ખૂબ મુશ્કેલ છે જેઓ એકબીજાને માટે અમારાં કરતાં વધારે યોગ્ય હોય,—મોભાદાર અને કાળી ભમ્મરોવાળી પોતાની ઉંમરને છુપાવતાં જાણનારી સ્ત્રી અને ઝાઝમાં ઘરડો થઈ રહેલો, ચિત્ર જેવો, પ્રભાવશાળી, સુગંધ ફેલાવનાર, સફેદવાળવાળો પુરુષ... એ સાચું છે કે રાત્રિના સમયે માથા સાથે માથું રાખતાં કીરા હવે મને ગુસપુસ અવાજે એ નથી કહેતી જે પહેલાં કહેતી હતી, પણ અમારી સૌથી નજીવી નાની નાની ટેવો પણ આશ્ચર્યકારક રીતે એકબીજાને મળતી છે... હા, હા, ગેસની ચાવી અમે પહેલાંની જેમ જ ઊલટી દિશામાં બંધ કરીએ છીએ.

તો પછી શા માટે ઘણીવાર હું કીરાને વિચિત્ર વિચાર મગ્નતામાં

ખોવયેલી જોઉ છું માટે બળજબરી કરું છું અને ત્યારે તેની આંખોમાંથી ઝલકતી દુ:ખસભાર વેદના મને ડરાવે છે? કદાચ શું તે આર્કાશાને યાદ કરે છે? કદાચ ભાગ્યે જ... હરીફાઈમાં જીતતાં જ્યોર્જ સાન્દની માતૃભૂમિએ તેને "ઉરા" કહી નવાજ્યો, તે ખૂબ વિખ્યાત બની ગયો, તેણે ફરીથી લગ્ન કર્યાં અને મોસ્કોનાં પરાંવિસ્તારમાં બાર માળનાં સફેદ ઘરમાં આવી રહેતો હતો. આનાસ્તાસીયા ગ્લેબોવ્ના મરી ગઈ હતી, અને માબાપને તે પોતાની સાથે લઈ ગયો હતો. શહેરભરમાં ઘણીવાર તેનાં નામવાળી જાહેરખબરો ચોંટેલી જોવા મળે છે પણ કીરા અને હું એકવાર પણ તેનાં સંગીત જલસામાં ગયાં નહોતાં. તેના બદલે અમે દર અઠવાડિયે સ્રેતેન્કામાં પેલા ઘર તરફ જઈએ છીએ જેમાં અત્યારે બિલકુલ નવાં જ અપરિચિત લોકો રહેતાં હતાં: કીરા પ્રબળ રીતે ત્યાં ખેંચાય છે. શા માટે તે સમજાવવું મારા હાથ બહારની વાત છે અને માત્ર વિચિત્ર અટકળોમાં સમય શક્તિ વેડફું છું. કીરા પોતે પણ એ સમજાવી શકતી નથી પણ તે ક્ષણે જ્યારે તે એ પરિચિત થાંભલાઓ, મહેરાબો, અને પ્રાચીન મહોરાંઓ તરફ જોતી હોય છે ત્યારે હું એમ સમજવા લાગું છું કે અમારી જિંદગીમાં તેને વિચિત્રતતાઓ, વિલક્ષણતાઓ, ગૂઢ સમસ્યાઓ, ફેલાયેલાં મૂળિયાંવાળાં કે પછી એકબીજાં સાથે ગૂંથાયેલાં થડવાળાં બર્ચ વૃક્ષોને મળતાં રહસ્યો પૂરાં નથી પડતાં. તે દરમિયાન પળવાર પછી હું આ વિષે ભૂલી જાઉં છું અને અમે કોઈ બીજા વિષય પર વાતચીત કરવાનું શરૂ કરી દઈએ છીએ...

# સોન્યા

માણસ હતો — અને રહ્યો નથી. રહી ગયું માત્ર નામ — સોન્યા. "યાદ છે તમને, સોન્યા કહેતી હતી..." "સોન્યા પાસે હતું તેવું જ ફ્રૉક..." "નાક સાફ કરે છે, નાક સાફ કરતો જ રહે છે, સોન્યાની જેમ..." પછી એ બધાં મરી ગયાં જેઓ એમ બોલતાં હતાં, મગજમાં રહી ગયાં માત્ર તેમનાં અમૂર્ત અવાજનાં ભણકારાં, જાણે ટેલીફોનના રિસીવરની કાળી પેસ્ટમાંથી બહાર નીકળી રહ્યો હોય. કે પછી, જાણે હવામાં જ રહી ગયો હોય તેમ સૂરજથી ચમકતાં ઓરડાનો સફેદ જીવંત ફોટોગ્રાફ એકાએક કપાઈ જાય છે — મેજપોશ પાથરેલી મેજની ફરતે હાસ્ય અને જાણે મેજપોશ પરનાં કાચનાં ફૂલદાનમાંનાં વિવિધ રંગનાં ફૂલો પણ સુંદર ગુલાબી સ્મિતોમાં વાંકા વળી ગયેલાં લાગતાં હતાં. હજી બહાર નથી નીકળી ગયો ત્યાં સુધીમાં, જલ્દી જોઈ લે! આ ત્યાં કોણ છે? શું તેમની વચ્ચે તે છે, જેની તને જરૂર છે? પણ પ્રકાશિત ઓરડો થરથર થથરી રહ્યો છે અને અંધકારમાં ડૂબી રહ્યો છે અને હવે ત્યાં બેઠેલાંઓની જાળીદાર કપડાંઓમાંની પીઠ જોઈ શકાતી હતી અને અત્યંત વેગપૂર્વક, ટૂકડે ટૂકડામાં ખરી પડતાં તેમનાં હાસ્યોને દૂર દૂર સુધી લઈ જાય છે — પકડી પાડવા.

ના, જરા ઊભાં રહો, તમને ધ્યાનપૂર્વક જોવા દો! બેસો, જેમ બેઠાં હતાં, અને એક પછી એક પોતાનાં નામ જણાવો! પણ વ્યર્થ પ્રયત્ન સંસ્મરણોને સખત હાથે જકડી લે છે. આનંદિત, હસતી આકૃતિ મોટાં, અચોક્કસપણે રંગેલાં કપડાંનાં પૂતળામાં પરિવર્તિત થઈ જાય છે જે, જો તેને એક બાજુએથી ભરાવવામાં ન આવે તો મેજ પરથી પડી જાય છે; અચેતન લાલ પર રેસાઓની વિગથી પડેલાં ગુંદરનાં નિશાન, અને નીલી કાચ જેવી આંખો સીસાનાં સમતુલિત કરતા ગોળા સાથે લોખંડની પટ્ટી વડે ખાલી ખોપરીની વચ્ચે જોડવામાં આવેલી હતી. આ છે શેતાન મસાલા ડબ્બી! અને જાણે જીવંત અને મન પસંદ હોય

તેવો ઢોંગ કરે છે! હસી રહેલી મંડળી સીધી ઉતાવળે નીકળી જાય છે અને અવકાશ તથા સમયનાં કડક નિયમોને સુધારીને ફરીથી સદાને માટે અવિનાશી, ખૂબસૂરત અમરત્વ પામેલી કોઈક દુનિયાના અગમ્ય ખૂણામાં જકડી લે છે, અને કદાચ ફરીથી રસ્તાનાં વળાંકોમાંથી એક પર પોતાને ઊભેલી જુએ છે—સૌથી અયોગ્ય ક્ષણમાં અને બેશક કોઈપણ પ્રકારની અગમચેતી વિના.

પણ શું તમે તેવાં છો—જેવી રીતે ઇચ્છો તેમ જીવો. તમને પકડવાં પીછો કરવો એનો કોઈ અર્થ નથી—તે પાવડો હવામાં હલાવતાં ઊડતું પતંગિયું પકડવા સમાન છે. સોન્યા વિષે ઊંડાણમાં વિગતવાર જાણવાની ઇચ્છા હતી.

એક વાત સ્પષ્ટ હતી—સોન્યા મૂરખ હતી. તેના આ ગુણનો કોઈએ કદાપિ વિરોધ કર્યો નથી, અને હવે કોઈની પાસે કરવા જેવો પણ નથી. પહેલી વાર જમવા માટે આમંત્રવામાં આવેલી—દૂર દૂરનાં પીળાશ પડતાં ધૂમાડાથી ઘેરાયેલ ત્રીસમી સાલમાં, લાંબા આર કરેલા મેજપોશવાળા સામે, ટેબલ ઘરોમાં જે રીતે વાળવાનો રિવાજ હતો તેમ વાળેલા આર કરેલા રૂમાલનાં શંકુની સામે પૂતળાંની જેમ બેઠી હતી. સૂપની પ્લેટ ઠંડી થઈ ગઈ. બિનજરૂરી ચમચો પડ્યો હતો. બધાં જ અંગ્રેજ મહારાણીઓની પ્રતિષ્ઠાએ સોન્યાની અશ્વ સમી રેખાકૃતિને થીજવી નાંખી હતી.

"અને સોન્યા તમે," તેને કહ્યું (કદાચ તેના પિતાનું નામ પણ સાથે જોડયું હોવું જોઈએ પરંતુ હવે તે કોઈપણ પ્રકારની આશા વિના અલગ થઈ ગયું હતું), "અને સોન્યા તમે કેમ કંઈ ખાઈ રહ્યાં નથી?"

"મરીની રાહ જોઉં છું," તેણે થીજેલા જેવો ઉપલો હોઠ ફફડાવીને કરડાકીપૂર્વક જવાબ આપ્યો.

તે દરમિયાન કેટલોક સમય વીતી જતાં, જ્યારે હવે સોન્યાની રજાના દિવસની ધાંધલમાં રસોડામાં અનિવાર્ય આવશ્યકતા, શીવણકળાની આવડત, જો આખી ઘોંઘાટ કરનારી મંડળી કોઈક મનરંજન માટે ક્યાંક જવા નીકળી પડે તો અજાણ્યાં પારકાંનાં બાળકો સાથે ફરવાની અને તેઓ ઊંઘતા હોય તો તેમની દેખરેખ રાખવા સુદ્ધાંની તેની તત્પરતા પ્રકાશમાં આવ્યાં,—કેટલોક સમય વીતી જતાં સોન્યાની મૂર્ખામીઓ તેની ચરમ સીમા પર ચમકવા લાગી. સોન્યાને ગઈકાલે ચિંતિત કરનાર, દેખીતી રીતે સમાજનાં વલણની ચાવી સમાં નાનકડાં નાજુક યંત્ર જેવા સોન્યના

અંતરાત્માએ ગઈ કાલે તેને આવકારતા સમાજના મનોવલણને દેખીતી રીતે જકડી લીધો હતો પણ મોં પહોળું કરીને આજ માટે બદલી શક્યો નહી. કરી શકી નહીં. આમ જો ઉત્તરક્રિયાના જમણમાં સોન્યા આનંદિતપણે ચિત્કાર કરી ઊઠે: "એક ઘૂંટડે પી જાવ!" તો એ વાત સ્પષ્ટ થતી હતી કે તેના મનમાં હજી સુધી પણ હાલનાં જન્મદિવસનો તહેવાર જીવંત છે અને લગ્નમાં સોન્યાના 'ટોસ્ટ' પરથી ગઈકાલના ઉત્તર ક્રિયાના જમણમાં મામાંલદ સાથેની રાબ યાદ આવતી હતી.

"મેં આપને સંગીત જલસામાં કોઈ સુંદર બાનુ સાથે જોયા હતા: રસપ્રદ છે, કોણ છે આ?" સોન્યાએ મૂંઝવણમાં પડેલા પતિને તેની એકદમ અધમૂર્છિત જેવી થઈ ગયેલી પત્નીની ઉપર ફૂંકીને પૂછ્યું. આવી ક્ષણોમાં હમેશાં ઉપહાસ કરતા લેવ અદોલ્ફોવિચે બે હોઠ ચલમની જેમ, લંબાવીને વિખરાયેલી ભમ્મરોને ઊંચી કરતાં માથું ધુણાવ્યું, "જો માણસ મરી ગયેલો છે તો તે લાંબા સમય માટે મૃત છે, જો તે મૂરખ છે તો તે હંમેશાં હંમેશાં માટે!" શા માટે નહીં, એમ હકીકતમાં છે, સમય માત્ર તેના શબ્દોને દૃઢ કરતો હતો.

લેવ અદોલ્ફોવિચની બહેન આદા, હોશિયાર, સૂકલકડી, સાપની જેમ લવચીક સ્ત્રી પણ એક દિવસ સોન્યાની મૂર્ખામીઓને કારણે કફોડી સ્થિતિમાં પડી ગઈ હતી અને તેને તેની સજા આપવાનાં સ્વપ્ન જોતી હતી. પણ બેશક થોડાક હળવેથી, એવી રીતે કે પોતે હસે અને મૂરખને થોડું મનરંજન પૂરું પાડે. આમ લેવ અને આદાએ કોઈ બુદ્ધિમાની ભરી યુક્તિ વિચારતાં એક ખૂણામાં ગુસપુસ કરી.

અટલે બન્યું એવું, સોન્યાને સીવતાં આવડે છે. પણ તે પોતે કેવી રીતે કપડાં પહેરતી હતી? સાવ કઢંગી રીતે, હા મારાં મિત્રો, સાવ કઢંગી રીતે! કંઈક ચટાપટાવાળું વાદળી, તેના પર ન શોભે તેટલી હદ સુધીનું! પણ તમે પોતે જ મનમાં કલ્પના કરો: માથું, પ્રઝેવાલ્સકીના ઘોડા જેવું (લેવ અદોલ્ફોવિચે ધ્યાનમાં લીધું), નીચે સુટના સખત પડમાંથી નીકળી આવેલ બ્લાઉઝની મોટી લટકતી દોરી અને બાંય હંમેશાં ખાસી એવી લાંબી. છાતી એકદમ અંદર ધસેલી, પગ એટલા જાડા કે જાણે કોઈ બીજા માનવીય શરીરમાંથી લગાડેલા હતા અને રીંછ જેવી કઢંગી ચાલ. જૂતાં એક બાજુ વળી જતાં. પણ છાતી, પગ—એ કંઈ કપડાં નથી... એ પણ કપડાં છે, મારી ભલી બાઈ, એ પણ કપડાંની જેમ જ ગણાય છે! આવી હકીકતો પરથી વિશેષ કરીને એ સમજી લેવું

જરૂરી છે કે જે પહેરવું જોઈએ તે પહેરી શકાય!.. બ્રોચ તેની પાસે હતું—ઢોળ ચઢાવેલું કબૂતર. તેને કોટના કોલર પર લગાવ્યું હતું, કદી તેનાથી વિખૂટી ન પડતી અને જ્યારે કોઈ બીજું ફ્રોક બદલતી ત્યારે પણ ચોક્કસપણે આ કબૂતરને લગાડતી.

સોન્યા ખાવાનું સરસ બનાવતી હતી. કેક તો એકદમ સરસ બનાવતી હતી. પછી તમે જાણો છો આ આંતરડું, કિડ્નિ, આઉ, મગજ—એ બધાં એટલી સહેલાઈથી બગડી શકતાં હોય છે પણ તેના હાથે એટલું સરસ બનીને નીકળતાં હતાં કે આંગળીઓ જ ચાટલાં જ રહી જાવ. તેથી આ કામ હંમેશાં તેને સોંપવામાં આવતું હતું. સ્વાદિષ્ટ અને તે મજાક માટેનું કારણ આપતું. લેવ અદોલ્ફોવિચ હોઠ ખેંચીને મેજ પરથી બૂમ પાડી બોલ્યો: "સોન્યા, તમારાં આઉએ તો આજે મને એકદમ દંગ જ કરી મૂક્યો છે!" અને તે જવાબમાં ખુશી ખુશી માથું ધુણાવતી. જ્યારે આદાએ મીઠાશભર્યા સ્વરે કહ્યું: "અને હું તો તમારા ઘેટાંના આ મગજથી એકદમ આનંદમાં આવી ગઈ!" "આ તો વાછરડું છે," સોન્યા હસતાં હસતાં ન સમજી. અને બધાં ખુશ થઈ ગયાં હતાં: પણ શું આકર્ષક નથી?!

તેને બાળકો ગમતાં હતાં, એ સ્પષ્ટ હતું અને રજાઓમાં કિસ્લોવોદ્સ્ક જવું અને બાળકો તથા ઘર તેના ભરોસે છોડીને જવું સંભવ હતું, "હમણાં તમે અમારે ત્યાં રહો સોન્યા, ઠીક છે?" અને પાછાં ફરતાં દરેકે દરેક વસ્તુ તેની જગ્યાએ જ વ્યવસ્થિતપણે જોવા મળશે: ધૂળ સાફ કરાયેલી, બાળકો રતૂમડાં ગાલવાળાં, સંતુષ્ટ, દરરોજ તેઓ ફરવા જતાં અને એ મ્યુઝીયમ જોવાં પણ ગયાં હતાં જ્યાં સોન્યા કોઈક વૈજ્ઞાનિક સંરક્ષક તરીકે કામ કરતી હતી, આ મ્યુઝીયમનાં સંરક્ષકોની જિંદગી કંટાળાભરી હતી, તેઓ બધાં વૃદ્ધ અપરિણીતાઓ હતી. બાળકો તેની સાથે હળીમળી જતાં અને જ્યારે તેને એક કુટુંબ છોડીને બીજામાં કામ કરવા જવાનો વારો આવતો ત્યારે દુ:ખી થતાં. પણ છેવટે તો આપસ્વાર્થી તો ન જ થવું જોઈએ અને સોન્યાનો માત્ર એક જ ઘરમાં લાભ ન ઉઠાવવો જોઈએ: બીજાંઓને પણ તે જરૂરી હોઈ શકતી હતી. ટૂંકમાં બધાંએ વ્યવસ્થા કરી લીધી અને કોઈક સમજદારીભર્યા વારા નક્કી કર્યા.

પણ તેના વિષે બીજું શું કહી શકાય? હા, આટલું અને બસ બધું! અત્યારે કોને કોઈ વિશેષ હકીકતો યાદ છે? હા, આ પચાસ વર્ષોમાં

લગભગ કોઈ જીવતું રહ્યું નથી, તમેય શું? અને હકીકતમાં કેટકેટલાં રસપ્રદ, સાચે સાચાં ગર્ભિત સારસભર લોકો હતાં જેમણે સંગીત જલસાંઓની રેકોર્ડો, પુસ્તકો, કળા પરના નિબંધો પોતાની પાછળ છોડયાં હતાં. કેવાં નસીબ! દરેકે દરેક વિષે અખૂટ શબ્દોમાં વર્ણન કરી શકાય તેમ હતું. પેલો જ લેવ અદોલ્ફોવિચ, બોલવામાં સાવ નફ્ફટ પણ ખૂબ બુદ્ધિમાન માણસ છે અને કશાકમાં તો ભલો છે. આદા અદોલ્ફોવ્નાની પૂછતાછ કરવી સંભવ હતી પણ હવે તો તેને એમ લાગે છે કે નેવું પૂરાં થવાં આવ્યાં હતાં અને— તમે જાતે સમજો છો... શત્રુસૈન્ય દ્વારા બ્લોકેડના સમયમાં તેની સાથે કોઈ ઘટના ઘટી હતી. પ્રસંગોવશાત્ સોન્યા સાથે સંકળાયેલ. ના, ના, મને ખોટું યાદ આવે છે. કોઈક ગ્લાસ, કોઈક કાગળ, કોઈક મજાક.

સોન્યાની ઉંમર કેટલી હતી? એકતાલીસમી સાલમાં— ત્યાં તેનાં પગલાં એકાએક દેખાતાં બંધ થઈ ગયાં હતાં હા, લાગે છે એમ જ. આગળ હવે માત્ર ગણતરી કરવાની રહે છે, ક્યારે તે જન્મી અને એવું બધું પણ જો કોઈ એ જ જાણતું ન હોય કે કોણ તેનાં માબાપ હતાં, બાળપણમાં તે કેવી હતી, ક્યાં રહેતી હતી, શું કરતી હતી અને જ્યારે તે અનિશ્ચિતતાની સ્થિતિમાંથી દુનિયામાં આવી અને સૂરજ પ્રકાશથી ઝળહળતાં સુંદર ભોજનકક્ષમાં મરીની રાહ જોતી બેઠી ત્યાર સુધી કોની સાથે મૈત્રી કરતી હતી, તો આનો શો અર્થ હોઈ શકે.

ગમે તેમ પણ એ વિચારવું જોઈએ કે તે રોમાન્ટીક હતી અને પોતાની રીતે સ્વાભિમાની હતી. છેક છેવટે તેની આ લટકતી દોરીઓ, ઢોળ ચઢાવેલ કબૂતર, પારકી તથા હંમેશાં ભાવનાપ્રધાન એવી કસમયે હોઠોમાંથી નીકળેલી કવિતાઓ, જાણે લાંબા, હાડકાંના રંગનાં દાંત દેખાડતા ઉપલા લાંબા હોઠમાંથી થૂંકવામાં આવી હોય તેમ ઉચ્ચારાયેલી કવિતાઓ અને બાળકો પ્રત્યેનો તેનો પ્રેમ, સાથે સાથે કોઈપણ બાળક પ્રત્યેનો તરફનો પ્રેમ— આ બધું તેની સંપૂર્ણ સમાનાર્થકતાને વર્ણવે છે. રોમાન્ટીક હસ્તી. તેની જિંદગીમાં શું ખુશી હતી? ઓહ— હા! એ તો— હા! ગમે તેમ પણ તેની જિંદગીમાં ખુશી હતી.

અને આ જરૂરી પણ છે— જિંદગી એવાં મજાક આપમેળે જ પૂરાં પાડે છે! આ ખુશીથી તે સંપૂર્ણપણે આ સર્પીલી આદા અદોલ્ફોવ્ના સાથે બધાંયેલી થઈ ગઈ. (દુ:ખની વાત છે કે તમે તેને જુવાનીના સમયમાં જાણતાં નહોતાં. ખૂબ રોચક સ્ત્રી હતી.)

તેમની એક મોટી મંડળી એકઠી થઈ—આદા, લેવ, વાલેરીખાન, સેર્યોજા, લાગે છે કે કોતિક અને કોઈક બીજું, તેમણે બધાંએ એક અત્યંત રમૂજી યોજના ઘડીને તૈયાર કરી (આ વિચાર આદાનો હતો તેના કારણે લેવે તેને "આદા*ની યોજના" નામ આપ્યું હતું), જેમાં તેઓ ખૂબ સરસ રીતે સફળ રહ્યાં. કોઈક તેંત્રીસમી સાલ ચાલતી હતી, આદા જો કે હવે તે છોકરી રહી નહોતી તેમ છતાં પોતાના સૌથી સારા રૂપમાં હતી, આકર્ષક કાયાકૃતિ, ઘેરા લાલ રંગના ગાલવાળો શામળ વર્ણી ચહેરો, ટેનિસમાં હંમેશાં પહેલી, હોડી ચલાવવામાં પહેલી, બધાં તેને મોં વકાસી જોતાં રહેતાં હતાં. આદાને એ અટપટું પણ લાગતું હતું કે તેના આટલા બધાં આશીકો હતા જ્યારે સોન્યાને એક પણ નહીં. (ઓ બાપરે! સોન્યાને—આશીકો?). અને તેણે બિચારી બાપડી માટે રહસ્યપૂર્ણ પ્રેમી ગાંડાની જેમ પ્રેમ કરનાર વિષે વિચારવાનો સૂઝાવ મૂક્યો, પણ કોઈપણ કારણોસર કોઈપણ રીતે તેને વ્યક્તિગત રીતે મળી શક્યો નહીં. ખૂબ સરસ વિચાર! તરત જ આછી આકૃતિ તૈયાર કરવામાં આવી, પત્ની અને ત્રણ બાળકોના બોજથી દબાયેલ નિકોલાઈ નામના વ્યક્તિની, જેને આદાના પિતાના ફ્લેટમાં પત્રવ્યવહાર કરવા માટે રાખવામાં આવ્યો હતો—ત્યાં જ વિરોધના અવાજો ઊઠવા લાગ્યા: પણ જો સોન્યા જાણી જશે તો, જો આ સરનામા પર વગર બોલાવે આવી ટપકશે તો?—પણ દલીલોને આધારવિનાની ગણીને રદ્દબાતલ કરવામાં આવી: સૌથી પહેલી વાત તો એ કે સોન્યા મૂર્ખ હતી, તેમાં જ તો આખી વાત હતી; પણ બીજી વાત એ હતી કે તેનામાં વિવેકબુદ્ધિ હોવી જોઈએ—નિકોલાઈનું પોતાનું કુટુંબ હતું, વિશ્વાસ નથી બેસતો કે તે તેને ખેદાનમેદાન કરવા બેસશે! અને તે—એટલે નિકોલાઈ તેને સ્પષ્ટપણે લખે છે, પ્રિયે, આપની અવિસ્મરણીય મુખાકૃતિ મારા ઘવાયેલા હૈયામાં હંમેશ હંમેશ માટે અંકિત થઈ ગઈ છે ("ઘવાયેલા" લખવાની જરૂર નથી, નહીં તો તે સાચેસાચ જ એમ સમજશે કે તે અપંગ છે) પણ આપણા માટે બાળકો પ્રત્યેની ફરજ હોવાને કારણે કદાપિ એકબીજાની સાથે રહેવું ન્યાયસભર નથી... અને આમ આગળ, પણ લાગણી, નિકોલાઈ આગળ લખે છે, ના વધારે સારું આમ છે: સાચેસાચી લાગણી—તે માર્ગદર્શક તારા અને દરેક પ્રકારના ખીલેલા ગુલાબ

* આદ એટલે નરક.

મારફતે તેનાં ઠંડાં અંગોને ગરમ કરે છે ("કેવી છે આ, આદોચ્કા?" "ખલેલ ન પહોંચાડો મૂરખો!") આવો હતો કાગળ. એમ માની લો કે ભલે તેણે તેને સંગીત જલસામાં જોઈ હોય, તેને નાજુક પડખેથી જોઈને પ્રેમમાં પડી ગયો હોય (ત્યારે વાલેરીઆન પેટ પકડીને હસતાં હસતાં લોટપોટ થતો દીવાન પરથી સીધો પડી જ ગયો) અને હવે ઇચ્છે છે કે આવો ઉદાત્ત પત્રવ્યવહાર શરૂ થાય. તેણે મહામહેનતે તેનું સરનામું જાણ્યું. પોતાનો ફોટો મોકલવાની વિનંતી કરે છે. પણ શા માટે તે મુલાકાત માટે પોતે જાતે તેની સામે જઈ શકતો નથી, ત્યાં તો બાળકો ખલેલ નથી પહોંચાડવાનાં? પણ તેના દિલમાં ફરજની લાગણી હતી. પણ તે તેને શા કારણે પત્ર લખવામાં ખલેલ નથી પહોંચાડતો? તો પછી ભલે તે લકવો મારી ગયેલા જેવો હોય. કમર સુધી. અહીંથી આગળ ઠંડાં અંગો. સાંભળો, મૂર્ખામી ન કરો! જરૂર પડશે તો તેને થોડી વાર પછી લકવો મરાવી દઈશું. આદાએ ટપાલના કાગળ પર સુગંધી અત્તરનો છંટકાવ કર્યો, કોતિકે બાળકોનાં કાષ્ઠૌ ષધિનાં સંગ્રહાલયમાંથી સૂકાવેલું "ફરગેટમીનોટ" છોડનું ગુલાબી પડી ગયેલું ફૂલ શોધી કાઢયું અને કવરમાં મૂકી દીધું. જિંદગી જીવવામાં આનંદ આવી ગયો!

કાગળ બંને પક્ષે ખળભળાટ મચાવનારો સાબિત થયો. બેવકૂફ સોન્યા તરત જ ઝૂકી પડી. એવી રીતે પ્રેમમાં પડી ગઈ કે જાણે બસ પ્રેમપ્રવાહમાં ઢસડાઈ ગઈ હોય. તેના હર્ષના અત્યાવેશને હળવેથી રોકી રાખવાનો વારો આવ્યો: નિકોલાઈ સોન્યાના એકદમ ગાંડાતૂર થયેલા પ્રેમને થોડો થોડો ઠંડો પાડતાં મહિનામાં એકાદ કાગળ લખતો હતો. નિકોલાઈએ કવિતાઓમાં અતિશયોક્તિ વ્યક્ત કરી: વાલેરીયાનો પરસેવે રેબઝેબ થવાનો વારો આવી ગયો. તેમાં માત્ર મોતી વિખેરવામાં આવ્યાં હતાં, કોણ સમજે છે તે માટે. નિકોલાઈએ સોન્યાની સરખામણી લિલિના ફૂલ સાથે, લિઆના અને નાનકડા રૂપાળી હરણી સાથે કરી હતી, પોતાની સરખામણી નાઈટિંગેલ અને હરણ સાથે એક જ સમયે કરી હતી. આદાએ તેને ગદ્યાત્મક રૂપમાં લખ્યું અને આમ નિર્દેશન કર્યું અને પોતાના આનંદિત થયેલાં મિત્રોને રોક્યા જે વાલેરીઆનને સલાહ આપતા: "તું તેને લખ કે તે સાબર છે. એટલે કે એન્ટીલોપની જેમ. મારી સુંદર સાબર, તારા વિના હું જાઉં તળિયાં તરફ!" ના, આદા હકીકતથી ઉપર ઊઠેલી હતી: નિકોલાઈની નાજુક ભાવનાઓથી ધ્રૂજી ઊઠી હતી અને તેના

એકલવાયા રૂંધાયેલા આત્માને ઉઘાડો પાડયો, સંબંધોનાં સાત્ત્વિક પ્રેમની પવિત્રતાને જાળવી રાખવા માટેની આવશ્યકતા પર અડગ રહી અને તે જ સમયે વિનાશકારી પ્રેમનો આડકતરો ઉલ્લેખ પણ જવા દીધો, જેના પ્રગટીકરણ માટેનો સમય હજી કોઈક કારણસર પાક્યો નહોતો. બેશક, સાંજના સમયે નિકોલાઈ અને સોન્યાને જણાવવામાં આવેલા સમયે એક જ તારા તરફ નજર ઊઠાવવાની હતી. તેના વિના કોઈપણ રીતે કશું થવાનું નહોતું. જો પત્રો દ્વારા લખાયેલી નવલકથામાં ભાગ લેનારાંઓ એ ક્ષણે થોડાં નજીક જેવાં મળતાં તો તેઓ પડદાંઓ ખેંચીને અને ચોરીછૂપીથી તારાની દુનિયામાં નજર નાંખવામાં સોન્યાને ખલેલ પહોંચાડવા મથતાં, તેને પરસાળ તરફ બોલાવતાં: "સોન્યા, જરા એક મિનિટ અહીં આવો તો... સોન્યા, તો આ કામ છે...", તેની મૂંઝવણથી મીઠો આનંદ માણતાં: છુપાયેલી અપેક્ષિત પળ આગળ વધી અને નિકોલાઈની નજરે વાતાવરણમાં કોઈક સીરીયસ કે પછી તેને શું કહેવાય છે... તે વ્યર્થમાં શોધવાનું જોખમ ખેડયું — ટૂંકમાં પુલ્કોવો*ની બાજુથી જોવાનું આવશ્યક હતું.

પછી કલ્પના કંટાળાભરી બની ગઈ: કેટલું શક્ય હતું, તેમાંય વળી વધારામાં વાત એ હતી કે જડ સોન્યામાંથી ગણતરીની તુલનામાં કંઈ પણ પ્રકારનાં રહસ્યો બહાર કઢાવવા અસંભવ હતું; રહસ્યમિત્ર તરીકે તેણે કોઈને પણ પોતાની તરફ આગળ વધવાં ન દીધાં અને ઉપર ઉપરથી એવો ડોળ કર્યો કે જાણે કંઈપણ બની રહ્યું નથી, અરે કેવી રહસ્યપ્રિય નીકળી, જ્યારે કાગળોમાં ઉન્નત લાગણીઓની કદાપિ બુઝાવી ન શકાય તેવી જ્યોતો જલાવી, નિકોલાઈને શાશ્વત વિશ્વાસસભર પ્રેમનાં કોલ આવ્યાં અને પોતાનાં વિષે બધું બધું જ જણાવ્યું: તેને કેવાં સ્વપ્નાં આવતાં હતાં અને કોઈક પક્ષીએ ત્યાં ક્યાંક કિકિયારી કરી. કવરોમાં સૂકાં ફૂલોની પત્તીઓ મોકલાવી હતી અને નિકોલાઈવના એક જન્મદિવસે તેને પોતાનાં ભયંકર જાકીટ પરથી ઊતરીને પોતાનું એકમાત્ર આભૂષણ સફેદ ઢોળ ચઢાવેલ કબૂતર મોકલાવ્યું. "સોન્યા, તમારું આ કબૂતર ક્યાં છે?" "ઊડી ગયું," પોતાનાં ઘોડા જેવાં દાંતને ફાડતાં તેણે કહ્યું અને તેની આંખો પરથી કંઈપણ કળવું તદ્દન અસંભવ હતું. આદા તેને માટે બોજારૂપ બની ગયેલા નિકોલાઈનો છેવટે સાવ નાશ કરી નાંખવા તૈયાર

* લેનિનગ્રાદ નજીક પ્રસિદ્ધ વેધશાળા.

થઈ ગઈ, પણ કબૂતર મેળવતાં તેના શરીરમાં હળવી કંપારી વછૂટી ગઈ અને સારા સમય સુધી ખૂન કરવાનો વિચાર પડતો મૂક્યો. કબૂતર સાથે મોકલાવેલ કાગળમાં સોન્યાએ નિકોલાઈ માટે પોતાની જિંદગીનું સત્વરતાપૂર્વક બલિદાન કરવાનાં કે પછી જો જરૂર પડી તો દુનિયાના છેડા સુધી તેની પાછળ પાછળ જવાનાં શપથ લીધાં.

ઉપહાસનો બધો કાલ્પનિક પાક હવે લણાઈ ગયો ચૂક્યો હતો, શેતાન નિકોલાઈ અસહ્ય બેડીની જેમ બધાને માટે મૂંઝવણરૂપ બની ગયો. પણ સોન્યાને કબૂતર વિના, પ્રેમીવિહોણી સાવ એકલી રસ્તે છોડી દેવી એ પણ અમાનવીય હતું. વર્ષો વીતી ગયાં; વાલેરીઆન, કોતિક અને લાગે છે કે સેર્યોજા જુદાં જુદાં કારણોસર આ રમતમાં પોતાના હિસ્સાથી પાછા હઠી ગયા અને આદાએ હિંમતભેર, દ્વેષપૂર્વક એકલીએ જ પોતાનો પત્રવ્યવહારનો બોજ ઈર્ષ્યાની આગમાં બળતાં વેઠયો તથા ઓટોમૅટીક મશીનની જેમ દર મહિને ગરમ પોસ્ટલ ચુંબનો મોકલતી રહી. તે હવે પોતે થોડી થોડી નિકોલાઈ જેવી થઈ ગઈ હતી અને સાંજના પ્રકાશમાં અરીસામાં જોતી વેળાએ તેને પોતાના શામળવર્ણી—ગુલાબી ચહેરા પર મૂંછો ઊગી આવ્યાનાં સ્વપ્નાં આવવાં લાગ્યાં. લેનિનગ્રાદના બે છેડાઓ પર એક ગુસ્સાભરેલી અને બીજી પ્રેમસભર એવી બે સ્ત્રીઓ એકબીજાંએ જે વ્યક્તિ કદાપિ અસ્તિત્વમાં નહોતી તેના વિષે કાગળો લખતી હતી.

જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે ન તો આદાને કે ન તો સોન્યાને લેનિનગ્રાદ છોડીને જવાનો સમય મળ્યો. આદાએ પોતાના બાળઘરમાંથી લાવવામાં આવેલ દીકરા વિષે વિચાર કરતાં ખાડા ખોદ્યાં. પ્રેમની તો વાત જ નહોતી રહી. તેણે જે કંઈ પણ મળતું તે ખાધું, ચામડાની ચંપલો ઉકાળીને દીવાલના કાગળોમાંથી બનાવેલું ગરમ ગરમ સુપ પીધો—તેમાં ગમે તેમ છેવટે થોડી પેસ્ટ તો હતી જ. ડિસેંબર મહિનો શરૂ થઈ ગયો, બધું જ ખલાસ થઈ ગયું. આદા પોતાના પિતાને બિરાદરીના કબરસ્તાનમાં બરફગાડી પર લઈ ગઈ, પછી લેવ અદોલ્ફોવિચને, પછી નાના સ્ટવને તેમાં ડીક્કેન્સના પુસ્તકો રાખીને સળગાવ્યો અને વળી પણ ન શકે તેવી આંગળીઓ વડે સોન્યાને નિકોલાઈનો વિદાય પત્ર લખ્યો. તેણે લખ્યું કે બધું જૂઠાણું હતું, તે બધાંને તિરસ્કારે છે, સોન્યા—વૃદ્ધ બેવકૂફ અને ઘોડી છે, કશું જ બન્યું નહોતું અને તમે બધાં દુષ્ટ થાય. ન તો આદાને કે ન તો નિકોલાઈને હવે જીવવાની ઇચ્છા થતી હતી. તેણે પિતાના મોટા ફ્લેટનાં બારણાં ખોલી નાંખ્યાં જેથી કરીને દફનક્રિયા

માટે આવનાર ટૂકડીને અંદર આવવામાં સરળતા રહે અને પોતાના પર પપ્પા અને ભાઈનો કોટ લઈને દીવાન પર સૂઈ ગઈ.

ત્યાં આગળ શું બન્યું તે અસ્પષ્ટ છે. પહેલી વાત તો એ કે કોઈને તેનામાં વધારે રસ રહ્યો નહોતો, બીજી વાત એ કે આદા અદોલ્ફોવ્ના બહુ વાચાળ પણ નથી, અને વળી તે સિવાય હમણાં જ કહેવામાં આવ્યું તે પ્રમાણે સમય! બધો વખત વીતી ગયો હતો. એમાં એટલું બીજું ઉમેરીએ કે બીજાનાં અંતરાત્માને વાંચવો ખૂબ કપરું કામ છે: બધું અસ્પષ્ટ, અને બધાંની પ્રશંસા કરવામાં નથી આવતી. ઝાંખી અસ્પષ્ટ કલ્પના, અટકળોનાં પ્રયત્નો—એનાથી વધારે બીજું કંઈ નહીં.

હું ભાગ્યે જ ધારું છું કે સોન્યાને નિકોલાઈના વિદય પત્ર મળ્યાં હતાં. પેલા ઘોર ડિસેંબરના કાગળો આવ્યા નહોતા કે પછી મહિનાઓ સાથે ચાલ્યા ગયા હતા. એમ વિચારીશું કે તે ભૂખથી અધમીંચેલી આંખોએ તૂટેલા પુલ્કોવો પરના સાંજના તારલા તરફ એકીટસે તાકતાં એ દિવસે તેણે પોતાના પ્રેમીના ચુંબકીય દેખાવની અનુભૂતિ ન કરી અને સમજી ગઈ કે કાળ તેને ગળી ગયો. પ્રેમી દિલો, પછી ભલે ને તમે જેમ ઇચ્છો તેમ કહો, આવી વસ્તુઓને અનુભવે છે, તેને કદી નકારી ન શકાય. સોન્યાએ ધારણા કરી કે હવે સમય આવી ગયો હતો અને તેણે પોતાના એકમાત્ર પ્રેમીને બચાવવાને ખાતર પોતાની જાતને તૈયાર કરતાં પોતાની પાસે જે કંઈ પણ હતું તે બધું લીધું—આવા મૃત્યુપ્રસંગ માટે સાચવી રાખવામાં આવેલી યુદ્ધ પહેલાંના ટામેટાના જ્યુસની બરણી—અને આખા લેનિનગ્રાદમાં થઈ મરતાં નિકોલાઈના ઘરમાં ગઈ. જ્યુસ ત્યાં બરાબર એક જીવ પૂરતો હતો.

નિકોલાઈ કાનપટ્ટીઓવાળી ટોપીમાં, કાળા ડરામણા ચહેરે, સૂકાંયેલા હોઠે પણ સુંવાળી દાઢી કરેલ ચહેરે કોટોના ઢગલા હેઠળ સૂતેલો હતો. સોન્યા ઘૂંટણભેર બેસી ગઈ, આંખો વડે તેનાં તૂટેલાં નખવાળાં સૂજેલાં હાથ તરફ જોઈ દુ:ખ વ્યક્ત કર્યું અને થોડું રડી. ત્યારબાદ તેણે તેને ચમચી વડે જ્યુસ પીવડાવ્યો, ચોપડી ભઠ્ઠીમાં ફેંકી દીધી, પોતાનાં સદ્નસીબનો આભાર માન્યો, અને પાણી માટે ડોલ લઈને ચાલી ગઈ, જેથી કરીને ફરીથી કદાપિ પાછી ન ફરે. તે દિવસે જોરદાર બોમ્બવર્ષા થઈ હતી.

સોન્યા વિષે કહી શકાય તેવું યોગ્ય અને સમગ્ર રીતે જે છે તે આ છે. વ્યક્તિ જિંદગી જીવી—અને હવે તે નથી. માત્ર એક નામ જ રહી ગયું.

..."આદા અદોલ્ફોવ્ના, મને સોન્યાના કાગળો આપી દો!"

આદા અદોલ્ફોવ્ના અપંગોની ખુરશીનાં પૈડાંઓ હાથ વડે ફેરવતાં શયનખંડમાંથી ભોજનકક્ષમાં જાય છે. તેનો કરચલીઓવાળો ચહેરો હળવેથી ધ્રૂજી ઊઠયો. કાળું ફ્રોક તેનાં એડી સુધીનાં અચેતન પગને ઢાંકે છે. ગળામાં મોટું પત્થરમાં કોતરી કાઢેલા ચિત્રવાળું ગોમેદ પહેરેલું હતું, જેમાં કોઈક કોઈકને મારી રહ્યું છે: ઢાલ, ભાલાં, દુશ્મન આકર્ષક રીતે પડી ગયો.

"કાગળો?"

"કાગળો, કાગળો, મને સોન્યાના કાગળો આપી દો!"

"મને સંભળાતું નથી!"

"શબ્દ 'આપી દો' તે હંમેશાં બરાબર રીતે સાંભળી શકતી નહોતી," ગોમેદ પર આડી નજરે જોતાં પૌત્રની પત્ની ચીડપૂર્વક ગણગણે છે.

"જમવાનો સમય નથી થઈ ગયો કે શું?" આદા આદોલ્ફોવ્ના બડબડે છે.

કેવાં મોટાં ઘેરાં કબાટો, તેઓમાં કેટલી વજનદાર ચાંદીની પ્લેટો અને ફૂલદાનો અને બધાં પ્રકારની વસ્તુઓ: ચા, મુરબ્બાંઓ, છડેલાં— -દળેલાં અનાજ, મેંદાની સેવો. બીજાં ઓરડાઓમાંથી પણ કબાટો જોઈ શકાતાં હતાં, કબાટો, શોકેસો, ઘોડાઓ—ચાદરો, ચોપડીઓ અને બધાં પ્રકારની વસ્તુઓથી ભરેલાં. દોરી વડે બંધાયેલાં, સુકાયેલાં ફૂલોથી કડડ કડડ કરતાં, પીળાં પડી ગયેલાં અને ડ્રેગન ફ્લાઈની પાંખો જેવાં પારદર્શક થઈ ગયેલાં ચીંથરે ચીંથરાં થઈ ગયેલાં કવરમાંનાં સોન્યાના કાગળના બંડલને તે ક્યાં સંભાળીને રાખે છે? તેને યાદ નથી કે પછી કહેવા ઇચ્છતી નથી? અને વળી થરથર ધ્રૂજતી લકવા મારી ગયેલી ડોસી પાસે ઊભાં રહેવાનો અર્થ શો? તેની પોતાની જિંદગીમાં જ શું કપરાં દિવસો ઓછાં વીત્યાં હતાં!

ઘણું કરીને તેણે તે ટાઢા શિયાળામાં ક્ષણિક અજવાળાના એકાએક ભભૂકી ઊઠેલા મંડળમાં સૂઝેલા ફેક્યું હતું અને કદાચ આ કાગળો પહેલાં તો ભીરુપણે સળગ્યાં પછી કાળા થઈને એકદમ ગણગણતી જ્વાળાથી

ઉપર ઊડયા પણ એક ક્ષણ માટે આદા અદોલ્ફોવ્નાની સૂજેલી આંગળીઓને ગરમ કરી ભલે એમ થાય! પણ માત્ર સફેદ કબૂતરને, હું ધારું છું તેમણે આ બંડલમાંથી કદાચ લઈ લેવામાં આવ્યું હતું કારણ કે કબૂતરોને તો આગમાં ન સળગાવાય.

બોરીસ યેકીમોવ

# રોગમુક્તિની રાત

પૌત્ર આવી પહોંચ્યો અને બાળકોની સાથે સ્કેટીંગ કરવા દોડી ગયો. જ્યારે દાદી દુન્યા તરત જ આનંદમાં ઘેલી ઘેલી થતાં ઘરમાં આમથી તેમ ઝડપથી ધાંધલ-ધમાલ કરવામાં પડી ગઈ: તેણે સુપ ઉકાળ્યો, પાઈ તૈયાર કરી, મુરબ્બા અને ફળનાં રસ કાઢયાં તથા બારીમાંથી જોવા લાગી કે ગ્રીશા દોડી તો નથી ગયો.

જમવાનો સમય થતાં પૌત્ર આવી પહોંચ્યો, હાથપગ ધોઈને તેણે ખાધું અને ફરીથી બહાર દોડી ગયો, હવે અત્યારે તે સ્કેટ લઈને કોતરમાં ગયો હતો.

અને દાદી દુન્યા ફરીથી એકલી પડી ગઈ. પણ તે એકલાપણું નહોતું. દીવાન પર પૌત્રનું ખમીસ, ટેબલ પર તેની ચોપડીઓ, ઊંબરા પાસે ફેંકેલી બેગ પડયાં હતાં, કોઈ વસ્તુ તેના ઠેકાણે પડી નહોતી, બધું વિખરાયેલું પડયું હતું. ઘરમાં જાણે જીવંતતા આવી ગઈ હોય તેમ લાગતું હતું.

દીકરા અને દીકરીએ શહેરમાં ઘર વસાવી લીધું હતું. અને ભાગ્યે જ અહીં આવતાં હતાં—વર્ષમાં એક વાર પણ આવે તો સારું. દાદી દુન્યા તેમને ત્યાં કોઈક કોઈકવાર જતી હતી અને સામાન્યપણે સાંજ પડતાં પાછી ફરતી. એક બાજુ તેને ઘરની ચિંતા રહેતી હતી: ગમે તેમ પણ થોડીઘણી વસ્તુઓ તો હતી જ. જ્યારે બીજી બાજુ...

બીજું કારણ વધારે મહત્ત્વપૂર્ણ હતું: છેલ્લા કેટલાક સમયથી દાદી દુન્યા રાત્રે ચેનથી ઊંઘી શકતી નહોતી, સ્વપ્નમાં બડબડાટ કરતી હતી અને ઘણીવાર ચીસો પણ પાડી ઊઠતી હતી. પોતાની ઝૂંપડીમાં, પોતાના ઘરમાં, આખી દુનિયા જેટલો શોર મચાવો. કોણ સાંભળે છે! પણ કોઈને ત્યાં મહેમાન થઈને ગયાં હોઈએ ત્યારે... હજી જ્યાં લોકો પથારીમાં પડયાં હોય અને આંખ મીંચાવા લાગે ત્યાં જ દાદી દુન્યા બડબડાટ કરવાનું શરૂ કરે છે, કોઈકને સમજાવવાનો પ્રયત્ન કરતાં મોટા

મોટા અવાજે બોલવાનું શરૂ કરે છે, રાત્રિની નીરવ શાંતિમાં સ્પષ્ટપણે કંઈક વિનંતી કરે છે અને પછી એકદમ બરાડી ઊઠે છે: "ભલાં લોકો! બચાવો!" બેશક, બધાં જાગી જાય છે અને આવી પહોંચે છે દાદી દુન્યા પાસે. આ તેનું સ્વપ્ન એટલું અસ્વસ્થ કરનારું હતું. લોકો થોડી વાતચીત કરે છે, તેને શાંત પાડે છે, દવા આપે છે અને પોતપોતાની જગ્યાએ ચાલ્યાં જાય છે. એક કલાક પછી પણ ફરીથી એવું જ બને છે: "ભગવાનને ખાતર માફ કરો! માફ કરો!"

અને ફરીથી ઘરમાં શોરબકોર મચી જાય છે.

બેશક, બધાં સમજતાં હતાં કે આનું દોષી ઘડપણ અને દાદી દુન્યાની વીતેલી કડવાશભરી જિંદગી હતાં. યુદ્ધ અને ભૂખથી ઘેરાયેલી જિંદગી. સમજવાનું તો તેઓ સમજતાં હતાં પણ તેનાથી કોઈ આરામ ન રહ્યો. દાદી દુન્યા શહેરમાં આવી અને મોટેરાંઓ તથા ભણનારાંઓ આખી રાત ઊંઘી ન શકતાં. સારું ઓછું હતું.

તેને દાક્તર પાસે લઈ જવામાં આવી. તેમણે દવા લખી આવી. કશાથી કંઈ ફાયદો ન થયો.

દાદી દુન્યા પોતાનાં બાળકો પાસે વધારે ને વધારે ઓછી વાર આવવા લાગી અને પછી માત્ર એક નિયમાનુસાર: બસમાં બે કલાક ખેંચાવું, તબિયતપાણી વિષે પૂછવું અને પાછા જવું.

અને તેની પાસે, માબાપના ઘરમાં માત્ર જ ઉનાળાની રજાઓમાં તેઓ આવતાં.

પણ પૌત્ર ગ્રીશા મોટો થતાં અવારનવાર તેની પાસે આવવા લાગ્યો: શિયાળાની રજાઓમાં, ઓકટોબરના તહેવાર પર, મેની રજા પર પણ.

શિયાળા અને ઉનાળામાં તે દોન નદીમાં માછલાં પકડતો, મશરૂમ એકઠી કરતો, સ્કેટીંગ કરતો, શેરીનાં છોકરાંઓ સાથે દોસ્તી કરતો — ટૂંકમાં તે બિલકુલ કંટાળતો નહોતો. દાદી દુન્યા ખુશ રહેતી હતી.

અને હવે ગ્રીશાના આગમન સાથે તે પોતાની માંદગી વિષે પણ ભૂલી ગઈ. ધાંધલધમાલમાં અને ફિકરચિંતામાં દિવસ પલક ઝપકતાંમાં વીતી ગયો. હજી સારી રીતે જોઈ તપાસી પણ શકી નહોતી અને ત્યાં બારી બહાર સંધ્યા ઢળવા માંડી અને સાંજ પડી ગઈ.

ગ્રીશા હજી અજવાળું હતું ત્યારે જ આવી ગયો, આંગણામાં અવાજ થયો, ઠંડીમાં થીજતો, રાતોચોળ થઈ ગયેલો તે ઝૂંપડીમાં ધસ્યો અને ઊંબરા પરથી જ એલાન કર્યું:

"આવતીકાલે માછલાં પકડવાં! બેર્શ માછલી પુલની પેલે પાર જ પકડી શકાશે. મૂર્ખતા!

"એ તો સારી વાત છે," દાદી દુન્યાએ ભલા થતાં કહ્યું. "માછલાનો સુપ ખાઈશું અને મીઠો આનંદ માણીશું.

ગ્રીશા જમ્યો અને માછલાં પકડવાં જવા માટે લઈ સાથે લેવાની વસ્તુઓ એકઠી કરવા બેઠો: અડધા ઘરમાં પોતાની બધી વસ્તુઓનો પથારો પથારીને માછલાં પકડવાં માટેની ગલ અને તેને લલચાવવાનાં કૃત્રિમ આકર્ષણો ચકાસી જોયાં, જ્યારે દાદી દુન્યા દીવાન પર ગોઠવાઈ ગઈ અને પૌત્રને બધાં વિષે સવાલો પૂછતી તેની તરફ વ્હાલપૂર્વક જોતી રહી.

પૌત્ર ખૂબ ખૂબ નાનકડો હતો અને છેલ્લાં બે વર્ષમાં તો એકાએક ખૂબ લાંબો થઈ ગયો હતો. દાદી દુન્યા આ લાંબા પગવાળા, મોટા મોટા હાથવાળા, કિશોરાવસ્થામાં હોઠ પર કાળી મૂંછો ફૂટી આવેલા, કઢંગી રીતે ચાલતા ગ્રીશાને મહા મહેનતે ઓળખી શકી.

"દાદીમા, હું કહું છું, તને ખાતરી થશે. જરૂર માછલીનો સૂપ અને તળેલી માછલી થશે. ઝાડુવાળાંઓનો ધંધો આગળ ધપતો નથી. ધ્યાનમાં રાખજે."

"સાચું કહે છે, ઝાડુઓની હાલત ખરાબ છે," દાદી દુન્યા સંમત થઈ. "બજારમાં ત્રણ રૂબલ સુધીનું એક મળે છે."

ગ્રીશા ખડખડાટ હસી પડયો.

"હું માછલી વિષે કહું છું."

"માછલી વિષે... મારા કાકા માછલાં પકડતા હતા. આન્દ્રેઈ કાકા. અમે કાર્નૂલીમાં રહેતાં હતાં. ત્યાં મારાં લગ્ન થઈ ગયાં. આમ ત્યાં માછલાં..."

ગ્રીશા માછલાં પકડવાની દોરી અને ગલ વચ્ચે પલંગથી દીવાન સુધી આખા ઓરડામાં લાંબા પગ લંબાવીને નીચે બેસી ગયો. તેણે સાંભળ્યું અને પછી વાત પૂરી કરતાં કહ્યું:

"કંઈ નહીં, આપણે કાલે માછલાં પકડીશું: સૂપ અને તળેલી માછલી બનાવવા જેટલાં."

બારી બહાર સૂરજ ક્યારનોય ડૂબી ગયો હતો. ઘણા લાંબા વખત સુધી આસમાન રાતુંચોળ રહ્યું. અડધો ચાંદ ચમકી ઊઠયો, પણ એટલો સારો અને સ્પષ્ટપણે ચમકતો હતો.

તેઓ સૂવા આડાં પડયાં. દાદી દુન્યાએ સંકોચપૂર્વક કહ્યું:

"રાત્રે કદાચ હું અવાજ કરીશ. તેથી તું જાગી જશે."

"દાદીમા, હું કશું જ નહીં સાંભળું. જાણે મરેલાની જેમ ઊંઘું છું."

"તો તો સારું. નહીં તો હું તો રાત્રે બડબડાટ કરું છું, મૂર્ખ ડોસી. તેનું કંઈ પણ કરી શકું તેમ નથી."

દાદી દુન્યા અને પૌત્ર જલ્દી જ ઘસઘસાટ ઊંઘી ગયાં.

પણ અડધી રાત્રે ગ્રીશા ચીસથી જાગી ગયો:

"મદદ કરો! મદદ કરો, ભલાં લોકો!"

અર્ધ જાગ્રતાવસ્થામાં અને અંધારામાં તે કંઈપણ સમજી ન શક્યો અને ભય તેના દિલને ઘેરી વળ્યો.

"ભલાં લોકો! કાર્ડ ખોવાઈ ગયું! વાદળી રૂમાલમાં બાંધેલું કાર્ડ! કદાચ, કોઈને જડયું છે?"—અને શાંત થઈ ગઈ.

ગ્રીશા કળી ગયો કે તે ક્યાં હતો અને શું બન્યું હતું. આ તો દાદી દુન્યા બરાડી ઊઠી હતી.

અંધારામાં, નીરવ શાંતિમાં દાદીનો ભારે નિસાસો એટલા સ્પષ્ટપણે સંભળાયો. એમ લાગતું હતું કે જાણે તેણે બધી તાકાત એકઠી કરીને નિસાસો નાંખ્યો હતો. તેણે ફરીથી કલ્પાંત કરવાનું શરૂ કર્યું, પણ ધીમે ધીમે:

"કાર્ડ... ક્યાં છે મારું કાર્ડ... વાદળી રૂમાલમાં બાંધેલું... ભલાં લોકો... અરે છોકરાંઓ... પેત્યાના, શૂરક, તાયેચ્કા... ઘેર આવું છું, તેઓ ખાવા માંગે છે... મા, બ્રેડ આપ. અને તેમની મા...," દાદી દુન્યા જાણે દંગ જ રહી ગઈ હોય તેમ થોડી ખમચાઈ અને બરાડી ઊઠી: "ભલાં લોકો! મરવા ન દેતાં! પેત્યાના! શૂરા! તાયેચ્કા!" છોકરાંઓનાં નામ તેણે જાણે ખૂબ કોમળતાપૂર્વક અને દુ:ખસભર અવાજે ગાયાં હોય તેમ લાગતું હતું.

ગ્રીશા આ સાંખી ન શક્યો. તે પથારીમાંથી ઊભો થયો અને દાદીના ઓરડામાં ગયો: "દાદીમા! દાદીમા!" તેણે તેને બોલાવી. "જાગ..."

તે જાગી ગઈ, પડખું ફેરવ્યું.

"ગ્રીશા, તું? તને જગાડી દીધો, ભગવાનને ખાતર મને માફ કરી દે."

"તું, દાદીમા, તું દિલવાળા પડખે તો નહોતી સૂઈ ગઈ?"

"દિલવાળા, દિલવાળા..." દાદી દુન્યા કહ્યાંગરાની જેમ સંમત થઈ.

"એ પડખે ન સૂવું જોઈએ. તું જમણે પડખે સૂઈ જા."

"સૂઈ જઈશ, સૂઈ જઈશ..."

તેણે પોતાની જાતને એટલી બધી તો દોષી અનુભવી.

ગ્રીશા પોતાની પથારી તરફ પાછો ફર્યો અને સૂઈ ગયો. દાદી દુન્યાએ પડખું ફેરવ્યું, નિસાસો નાખ્યો. સ્વપ્નમાં તેણે જે જોયું તે એકદમ જલ્દી જ દૂર ન થયું.

પૌત્ર પણ ઊંઘ્યો નહીં, ઉદ્વિગ્નપણે પડયો રહ્યો. કાર્ડ વિષે તે જાણતો હતો. તેમના પર ઉમેરવામાં આવી બ્રેડ. ઘણા વખત પહેલાં યુદ્ધમાં અને યુદ્ધ પછી. જ્યારે પેત્યાના, જેના વિષે દાદીમા ચિંતા કરતી હતી, તે હતા તેના પિતા.

અર્ધ ચંદ્રના હળવા અંધકારમાં કબાટ અને ચોપડીઓનો ઘોડો વધારે ઘેરાં લાગતાં હતાં. તે સવાર વિષે, માછલાં પકડવા વિષે વિચારવા લાગ્યો અને હજી અર્ધઘેનમાં જ ગ્રીશાએ દાદીનો બડબડાટ સાંભળ્યો.

"શિયાળો આવશે... સૂકાં બીજ ભરી લેવાનાં છે... ભૂલકાંઓ માટે, છોકરાંઓ માટે,..." દાદી દુન્યા બબડી. "રોટી પૂરી પડતી નથી, અને આ સૂકાં બીજથી ચલાવી લઈશું. ઝૂંટવી ન લો, ભગવાનને ખાતર,.. ઝૂંટવી ન લો!" તે બરાડી ઊઠી. "થોડાં થેલાં આપી દો! થેલાં!" અને કણસાટ ચીસમાં બદલાઈ ગયો.

ગ્રીશા પથારીમાંથી કૂદ્યો.

"દાદીમા! દાદીમા!" તેણે બૂમ પાડીને રસાડોમાં બત્તી ચાલુ કરી. "દાદીમા, જાગ!"

દાદી દુન્યા જાગી ગઈ. ગ્રીશા તેની પર ઝૂક્યો. વીજળીના બત્તીનાં પ્રકાશમાં દાદીના ચહેરા પર આંસુ ચમકતાં દેખાયાં.

"દાદીમા..." ગ્રીશાએ નિસાસો નાંખ્યો. "તું સાચેસાચ રડે છે? આ તો બધું માત્ર સ્વપ્ન હતું."

"રડું છું, હું મૂરખ ડોસી. સ્વપ્નમાં, હા સ્વપ્નમાં..."

"તો પછી શા માટે આ આંસુ સાચુકલાં છે? માત્ર સ્વપ્ન જ હતું—એ સાચું નથી. આ તું જાગી ગઈ અને બધું ખલાસ."

"હા, આ તો અત્યારે જાગી ગઈ. પણ ત્યાં..."

"પણ તને શેનું સ્વપ્ન આવ્યું હતું?"

"સ્વપ્ન આવ્યું? હા બહુ ખરાબ. જાણે ઓકના બીજને ખાતર હું દોનની પેલે પાર, પહાડો પર ભટકતી હતી. બે થેલામાં તે એકઠાં કર્યાં. જ્યારે જંગલના ચોકીદારો વહાણમાં લઈ લે છે. જાણે મૂકવામાં જ નહોતાં આવ્યાં. અને થેલાં આપતાં નથી.

"પણ તને ઓકનાં બીજની શી જરૂર છે?"

"ખવડાવવા. અમે તેમને પીસતાં, લોટ બનાવતાં તથા ચુરેક બનાવીને ખાતાં હતાં."

"દાદીમા, આ તું માત્ર સ્વપ્નમાં જ જુએ છે કે પછી હકીકતમાં એમ બન્યું હતું?" ગ્રીશાએ પૂછ્યું.

"સ્વપ્ન જોઉં છું," દાદી દુન્યાએ જવાબ આપ્યો. "સ્વપ્ન જોઉં છું અને બન્યું પણ હતું. ભગવાન એ દિવસો ફરી કદી ન લાવે... ન લાવે... ચાલ, સૂઈ જા, જા, સૂઈ જા..."

ગ્રીશા ચાલ્યો ગયો અને કોઈ ઘોર સ્વપ્નમાં તે ડૂબી ગયો કે પછી દાદી દુન્યા ફરીથી બરાડી નહીં એટલા માટે હોય પણ મોડી સવાર સુધી તેણે બીજું કશું જ ન સાંભળ્યું.

સવારે તે માછલાં પકડવા ચાલ્યો ગયો અને કહ્યું હતું તે પ્રમાણે સુપ અને તળેલી માછલી બનાવવા માટે પાંચ સરસ માછલાં પકડયાં.

જમ્યાં પછી દાદી દુન્યા દુ:ખી થવા લાગી:

"તને ઊંઘવા નથી દેતી... બે વાર તને જગાડી દીધો. ઘડપણ."

"દાદીમા, મનમાં ન રાખ," ગ્રીશાએ તેને શાંત પાડતાં કહ્યું. "સારી રીતે ઊંઘી લઈશ, હજી મારી ઉંમર શી છે..."

તે જમ્યો અને પછી તરત જ જવાની તૈયારી કરવા લાગ્યો. જ્યારે તેણે સ્કી માટેનો પોશાક પહેર્યો ત્યારે હજી વધારે ઊંચો થઈ ગયો.

સ્કીની ટોપીમાં તે સુંદર દેખાતો હતો, કેવો કોમળ, નાદાન, લાલાશ પડતો શામળો ચહેરો હતો તેનો.

તેની સામે દાદી દુન્યા સાવ ડોસી લાગતી હતી: ઝૂકી ગયેલી, કૃશ કાયા, ધ્રૂજતું સફેદ વાળવાળું માથું અને આંખોમાં હવે કંઈક ગૂઢતા જેવું ઝલકતું હતું.

ગ્રીશાને આછો પાતળો પણ સ્પષ્ટપણે અર્ધ અંધકારમાંનો તેનો આંસુભર્યો યાદ આવ્યો. યાદથી હૈયું ચિરાઈ જતું હતું. તેણે નીકળી જવાની ઉતાવળ કરી.

આંગણામાં મિત્રો રાહ જોતાં હતાં. સાથમાં જ વિસ્તીર્ણ મેદાન

વિસ્તરેલું હતું. તેનાથી થોડે દૂર ચીડનાં લીલાં બોડ ઊગેલાં હતાં. ત્યાં સ્કી પર દોડવામાં કેટલી મજા આવતી હતી. લોહીમાં ઠંડીની ધ્રૂજારી ઊઠી આવી અને એમ લાગતું હતું કે સ્કી પરની હળવીફૂલ કાયા એકદમ ઊડવા લાગી અને સ્કી પર સરકાવાનું એકદમ સરળ બની ગયું જાણે હવામાં સ્થિરપણે ઊડતાં પક્ષીની જેમ.

ચીડનાં વૃક્ષોની પેલે પાર રેતની ટેકરીઓ દેખાતી હતી—પહોતી રાતીચોળ ટેકરીઓ. તેઓ આ ટેકરીઓ પરથી છેક દોન સુધી ગયાં. ત્યાં દોનની પેલે પાર ઊંચી ટેકરી પાસે પણ બરફાચ્છાદિત ટેકરીઓ ફેલાયેલી હતી.

વળાંક તરફ આકર્ષણ હતું. જ્યારે સૂસવાતો પવન આંખમાંથી આંસુ વહેવડાવી દે છે અને થોડાં બેઠેલાંની સ્થિતિમાં સ્કી પર ઊડી રહ્યાં કોઈએ ત્યારે ટૂંકાં હળવાં સપાટાં સાથે આંખ સામેનાં દરેકે દરેક ટકેરાંને અને ઢોળાવને ચીવટપૂર્વક પકડી પાડે છે જેથી તેમના સુધી પહોંચી શકાય અને ધોમધખતાં ઉનાળામાં કાયા થથરી ઊઠે છે. અને છેવટે બરફાચ્છાદિત નદીના સપાટ ચાદર પર ઊડવા લાગે છે અને ત્યાં થોડાં ઢીલાં પડતાં, બધાં ભયને ફૂંકી દઈને શાંતિથી સ્કી પર સરકતાં રહો છે, તે પણ દોનની વચ્ચોવચ સુધી.

આજે રાત્રે ગ્રીશાએ દાદી દુન્યાની બૂમો ન સાંભળી, જો કે સવારે તેના ચહેરા પરથી તે સમજી ગયો હતો કે તે રાત્રે આરામથી ઊંઘી શકી નહોતી.

"તને જગાડી તો નહોતો દીધો? સારું થયું, ભગવાનનો પાડ..."

બીજો દિવસ અને હજી એક બીજો દિવસ વીતી ગયો.

પછી કોઈ એકવાર સાંજ પડતાં તે શહેરમાં ટેલીફોન કરવા પોસ્ટઓફિસ ગયો. વાતચીતમાં માએ પૂછ્યું:

"દાદી દુન્યા તને ઊંઘવા દે છે?" અને સલાહ આપી: "તે જેવી સાંજે બોલવાનું શરૂ કરે કે તરત જ તું બૂમ પાડજે: "ચૂપ રહે!" તે ચૂપ થઈ જશે. અમે એમ કરી જોવું છે.

ઘર તરફ પાછાં જતાં તે દાદી વિષે વિચારવા લાગ્યો. અત્યારે એક પક્ષે જોતાં તે એટલી કમજોર અને સાવ એકલીઅટૂલી લાગી. અને તેમાંય વળી આંસુભરી આ રાતો, જાણે કોઈ સજા ન મળી હોય. પિતાએ વિતેલાં વર્ષો યાદ કરતાં હતાં. પણ તેમના માટે તે વીતી ગયેલાં હતાં. જ્યારે દાદીમા માટે નહીં. અને કદાચ કેટલાં, બોજપૂર્વક તે રાત પડવાની

રાહ જુએ છે, બધાં લોકોએ કેટલો દુ:ખદ સમય ઝેલ્યો હતો અને ભૂલી ગયાં હતાં. જ્યારે તેના માટે તે બધું ફરી ને ફરી તાજું થતું હતું. પણ તેને કેવી રીતે મદદ કરવી?

દીવાબત્તીઓ સળગી ઊઠી. સૂરજ દોનનાં કિનારા પરની ટેકરીઓ પાછળ સંતાઈ ગયો. દોનની પેલે પારની ક્ષિતિજ રાતીચોળ થઈ ગઈ, અને તેના પર દૂર દૂરનાં જંગલનો કાળો પટ્ટો નજરે પડતો હતો. ગામમાં શાંતિ હતી, માત્ર નાનાં બાળકો બરફગાડીમાં સરકતાં હસતાં હતાં. દાદીમા વિષે વિચારવું દુ:ખદાયી હતું. તેને કેવી રીતે મદદ કરવી? માએ કેવી સલાહ આપી હતી? વાતચીત કરવી, મદદ કરે છે. સંપૂર્ણપણે બની શકે છે. આ તો માનસશાસ્ત્ર છે. આદેશ આપવો, ચીસો પાડવી—અને બંધ કરવું.

ગ્રીશા જરાપણ ઉતાવળ કર્યા વિના આરામથી વિચાર કરતાં કરતાં ચાલતો ને ચાલતો રહ્યો, તેના દિલમાં કંઈક તપી રહ્યું હતું અને પીગળી રહ્યું હતું, કંઈક બળતું અને બળતું હતું.

જમ્યા પછી આખી સાંજ, અને પછી ચોપડીઓ પાછળ, તથા ટેલીવીઝન સામે ગ્રીશા બીજા કશા વિષે નહીં પણ માત્ર ભૂતકાળ વિષે વિચારતો રહ્યો. યાદ કરતો રહ્યો અને દાદીમા તરફ નજર કરતો રહ્યો, વિચારતો રહ્યો: "જો માત્ર ન ઊંઘે તો."

જમ્યા પછી તેણે કડક ચા પીધી જેથી આંખ ન મીંચાઈ જાય. પોતાની જાતને સ્વપ્નવિહોણી રાત માટે તૈયાર કરતાં બીજો પ્યાલો ચા પીધી.

અને આવી રાત. બત્તીઓ બુઝાવવામાં આવી. ગ્રીશા સૂઈ ન ગયો પણ પોતાના સમયની રાહ જોતો પથારીમાં બેસી રહ્યો. બારી બહાર ચાંદ ઊગ્યો. બરફ ચમકવા લાગ્યો. સરાયમાં અંધકાર છવાઈ ગયો.

દાદી દુન્યા તરત જ નસકોરાં બોલવાતી ઘસઘસાટ ઊંઘી ગઈ. ગ્રીશા રાહ જોતો હતો. છેવટે જ્યારે દાદીમાના ઓરડામાંથી હજી અસ્પષ્ટ બડબડાટનો અવાજ સંભળાયો ત્યારે તે ઊભો થઈને ગયો. રસોડામાં બત્તી ચાલુ કરી, કેવી રીતે આપમેળે છૂટી આવેલી ધ્રૂજારીએ તેને જકડી રાખ્યો હતો તે અનુભવતો પલંગ પાસે ઊભો રહ્યો.

"ખોવી નાંખ્યું... ના... એ કાર્ડ નહીં..." દાદી દુન્યાએ હજી ધીમા અવાજે બડબડાટ કર્યો. "કાર્ડ... ક્યાં છે... કાર્ડ..." અને આંસુ, હા, આંસુ સરકવા લાગ્યાં.

ગ્રીશાએ એકદમ જોરથી બૂમ પાડવા માટે ઊંડો શ્વાસ લીધો અને જોરથી પછાડવા માટે પગ સુદ્ધાં ઊંચો કર્યો... જેથી કરીને હવે ચોક્કસપણે.

"બ્રેડનાં... કાર્ડ..." ભારે યાતનામાં આંસુ સાથે દાદી દુન્યાએ કહ્યું.

છોકરાના દિલમાં કરુણા અને દુઃખ ઊભરાઈ આવ્યાં. પહેલેથી વિચારીને રાખેલા અખતરા વિષે ભૂલીને તે પલંગ સામે ઘૂંટણભેર બેસી પડયો અને કોમળતાપૂર્વક, બાડપૂર્વક તેને ખાતરી અપાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો:

"આ જુઓ તમારાં કાર્ડ, દાદીમા... વાદળી રૂમાલમાં હતાં, કેમ ખરું ને? તમારાં વાદળી રૂમાલમાં ને? આ તમારાં છે. તમારાથી પડી ગયાં હતાં. મેં તે ઉપાડી લીધાં હતાં. આમ જુઓ, આ લો," તેણે વારંવાર એકની એક વાત ફરી ને ફરી કહી. "બધાં જ સહી સલામત છે, લો..."

દાદી દુન્યા શાંત પડી ગઈ. જાણે એમ લાગતું હતું કે ત્યાં, સ્વપ્નમાં તેણે બધું જ સાંભળ્યું હતું અને સમજી ગઈ હતી. એકદમ તરત જ કોઈ શબ્દો ન નીકળ્યાં. પણ નીકળ્યાં.

"મારો, મારો... રૂમાલ, મારો, વાદળી. લોકો કહે છે, મારાં કાર્ડ, મેં પાડી નાંખ્યાં હતાં. ભગવાન તારી રક્ષા કરે, ભલા માણસ..."

તેના અવાજ પરથી ગ્રીશા સમજી ગયો કે તે હમણાં જ રડી પડશે.

"રડો નહીં," તેણે મોટેથી કહ્યું. "કાર્ડ સહીસલામત છે. તો પછી રડવાની શી જરૂર? બ્રેડ લો અને છોકરાંઓ માટે લઈ જાઓ. લઈ જાઓ, ખાવ અને સૂઈ જાવ," તેણે જાણે આદેશ આપતો હોય તેમ કહ્યું. "અને આરામથી સૂઈ જાવ. સૂઈ જાવ."

દાદી દુન્યા શાંત થઈ ગઈ.

ગ્રીશાએ થોડીવાર રાહ જોઈ, દાદીમાનો એકસમાન શ્વાસોચ્છવાસ સાંભળ્યો, ઊભો થયો, તેના શરીરમાં ઠંડીની ધ્રૂજારી ફરી વળી. કોઈક ઠંડક તેનાં હાડકાં સુધી સોંસરી ઘૂસી ગઈ અને ગરમાવો મેળવવો અસંભવ થઈ ગયો. ભઠ્ઠી હજી ગરમ હતી. તે ભઠ્ઠી પાસે બેસી ગયો અને રડવા લાગ્યો. આંસુ સરતાં ને સરતાં ગયાં. આ આંસુ દિલમાંથી વહેતાં હતાં કારણ કે તેના દિલમાં દાદી દુન્યા અને કોઈક બીજાંને માટે દુઃખ અને દર્દ હતો... તે સૂઈ ન ગયો પણ કોઈ વિચિત્ર ભૂલામણીમાં પડી ગયો, જાણે દૂર દૂરનાં તેમનાં વર્ષોમાં અને સાવ અજાણી જિંદગીમાં ખોવાઈ

ગયો હોય અને ત્યાં આ જિંદગીમાં તેને એટલી કડવાશ, એટલી આપત્તિઓ અને એટલાં દુ:ખ દેખાયાં કે તે પોતાનાં આંસુ ખાળી ન શક્યો. અને તે હથેળી વડે આંસુ લૂછતો રડી પડયો.

પણ જેવી દાદી દુન્યા કંઈક બોલી પડી કે તરત જ તે બધા વિષે ભૂલી ગયો. મગજ એકદમ સ્પષ્ટ થઈ ગયું અને શરીરમાંથી ધ્રૂજારી પણ ચાલી ગઈ. દાદી દુન્યા પાસે તે સમયસર પહોંચી ગયો.

"પ્રમાણભૂત પત્ર છે, છે પ્રમાણભૂત પત્ર... આ રહ્યો..." ધ્રૂજતાં અવાજે તેણે કહ્યું. "હોસ્પિટલમાં પતિ પાસે જાઉં છું. અને રાત આંગણામાં. રાતવાસો કરવાની રજા આપો."

ગ્રીશાએ જાણે સાચેસાચ અંધકારમય શેરી અને અંધકારમાં સ્રીને જોયાં અને તેને મળવા બારણું ઉઘાડયું.

"બેશક, ખાલી છે. કૃપા કરીને અંદર આવો. અંદર આવો. તમારા પ્રમાણભૂત પત્રની જરૂર નથી."

"પ્રમાણભૂત પત્ર છે!" દાદી દુન્યા એકદમ બરાડી ઊઠી.

ગ્રીશા સમજી ગયો કે પ્રમાણભૂત પત્ર લેવો જરૂરી હતું.

"સારું, લાવો. હા... સ્પષ્ટ છે. બહુ સરસ પ્રમાણભૂત પત્ર છે. સાચું છે. ફોટા અને સ્ટેમ્પ સાથેનું."

"સાચું છે..." દાદી દુન્યાએ હળવાશ અનુભવતાં ઊંડો શ્વાસ લીધો.

"બધા બહાર જાય છે. અંદર આવો."

"મને તો ભોંય પણ ચાલશે. માત્ર સવાર સુધી. રાહ જોવા માટે."

"ભોંય નહીં ચાલે. લો આ પલંગ. સૂઈ જાવ આરામથી, સૂઈ જાવ. સૂઈ જાવ. આરામથી પડખે સૂઈ જાવ."

દાદી દુન્યાએ કહ્યાગરાંની જેમ જમણી બાજુ પડખું ફેરવ્યું, માથા નીચે હથેળી ગોઠવી અને ઘસઘસાટ ઊંઘી ગઈ. હવે સીધી સવાર સુધી.

ગ્રીશા થોડીવાર ત્યાં તેની પાસે બેઠો, પછી ઊભો થયો, રસોડામાં બત્તી બુઝાવી દીધી.

વાંકી વળેલા ચાંદે નીચા નમી બારીમાં ડોકિયું કર્યું. જીવંત ચળકતાં કણોને ચળકાવતો બરફ ચમકી ઊઠયો.

ગ્રીશા આવતી કાલે દાદીમાને આ બધાં વિષે કેવી રીતે કહેશે તેની રાહ જોતો પથારીમાં પડયો અને કેવી રીતે તેઓ સાથે... પણ એકાએક એક સ્પષ્ટ વિચાર તેના મનમાં ચમકી ઊઠયો: બોલવું જોઈએ નહીં.

## થવ્એની પોપોવ

# ખાલી ઘર

મારી મા ત્યારે અમારા મૂળ શહેરમાં, જે છેલ્લા વિશ્વયુદ્ધના સમયે યુરોપમાંથી સ્થળાંતરિત કરવામાં આવેલાં કારખાનાંઓને કારણે વિકસ્યું હતું ત્યાં, એકલી રહી ગઈ.

જ્યારે હું પુષ્કળ ધન કમાવા માટે અલ્દાન ચાલ્યો ગયો, જેથી કરીને પાછલી જીંદગી હું મારી મા સાથે શહેરના છેડે આવેલા અમારા પોતાના નાનકડા ઘરમાં શાંતિથી જીવન જીવવાનું શરૂ કરું અને જ્યાં સુધી પહેલાં તે અને પછી હું પરલોક ન સીધાવીએ ત્યાં સુધી આરામથી જીવી શકીએ.

જિંદગી કોઈપણ પ્રકારની ધાંધલધમાલ વિનાની હતી. શરૂ શરૂમાં કામ મારા માટે બહુ કપરું હતું પણ પછી હું ટેવાઈ ગયો અને તેની કઠિણાઈ ધ્યાનમાં પણ ન આવી. હું પૂસ્તરશાસ્ત્રી—ઓની ટૂકડી સાથે વિસ્ફોટ દ્વારા ખાઈઓ ખોદવાનું કામ કરતો હતો. પહેલાં શારડી વડે કાણું કરતો, પછી જમીનમાં ધડાકો કરતો, પછી કોદાળી અને પાવડા વડે ખાડોને ઊંડો કરતો, પહોળો કરતો, સાફ કરતો, આમ શારડી વડે કાણું પાડો, ધડાકો કરો, ખાડાને ઊંડો કરો, પહોળો કરો, સાફ કરો—અને બસ કામ તૈયાર.

પણ આ કામ કાગળ પર લખવું જેટલું સહેલું લાગે છે તેટલું વાસ્તવિકતામાં નથી, ઘણાં લોકો તો એમ કહેતાં હતાં કે આ તો જાનવરોના કામ જેવું હતું તથા ઘણાં બધાં લોકો આ કામ છોડીને ભાગી ગયાં હતાં કારણ કે સારી આવી આવક હોવા છતાં પણ દરરોજ તનતોડ કાળી મજૂરી કરવી પડતી હતી.

... મેં દસ વર્ષના જ સ્કૂલનો અભ્યાસ પૂરો કર્યો હતો, અને આ આખો વખત અમે એ જ સામૂહિક ઘરમાં રહેતાં હતાં જેમાં પાછળથી મારી મા મારા વિના એકલી જ રહી ગઈ.

હું તો જાણતો હતો કે હું કંઈક વિશેષ, કંઈક નોખો નિરાળો

બનીશ, એ બધાંથી તદ્દન વિપરીત, જે મારી ફરતે ઘેરાયેલું હતું, જ્યારે મારી આસપાસ ઘેરાયેલ હતી મારી એકલી—અટૂલી મા, અમારા નાનકડા શહેરનાં લોકો, જે છેલ્લાં વિશ્વયુદ્ધનાં સમયે યુરોપમાંથી કારખાનાઓનાં સ્થળાંતરણને કારણે વિકાસ પામ્યું હતું, પહોંચવાળાં મહત્ત્વપૂર્ણ સગાં વહાલાંઓની ખોટ અને સાંજના સમયે પાઉસ્તોવ્સ્કીની ચોપડીઓ, જ્યારે ઉપરની મુખ્ય લાઈટો બુજાવી નાંખવામાં આવી હતી ત્યારે ટેબલ પરના દીવાનાં અંધકાર પ્રકારમાં પડેલ દિલને આનંદિન કરતાં પાનાંઓ અને આ સમગ્ર વાતાવરણની કોમળતાથી છોકરાના ગળામાં બાઝી ગયેલ ડૂમો.

હું શહેરમાં ફરતો રહેતો, નદીમાં પથરાં ફેંકતો અને જાણતો હતો કે બધું જ અહીં નહીં થાય અને બધું જ તદ્દન જુદું જ બનશે, પણ ક્યારે, ક્યાં અને કેવી રીતે—તેનો તો કદાચ મેં વિચાર સુદ્ધાં પણ નહોતો કર્યો અને હું જાણતો પણ નહોતો. કદાચ આખી દુનિયામાં કોઈપણ માણસ, ખુદ પાઉસ્તોવ્સ્કી પણ મને તેના વિષે કંઈ કહી શકે તેમ નહોતો.

અને બન્યું પણ તેમ જ. સ્કૂલ. વિદાયની સાંજ. નૃત્ય જલસો. હું હાંફળો—ફાંફળો બની ગયો હતો. દારૂની મિજબાની ચાલતી હતી, અમેરીકન ચાર્લ્સટન નૃત્ય ચાલતું હતું, જે નૃત્ય મને આવડતું નહોતું અને સ્પષ્ટપણે લાગતું હતું કે જિંદગીમાં કદી શીખી શકીશ પણ નહીં. હું દાદરા તરફ દોડી ગયો, નસકોરાં ફૂલાવ્યાં, મેં ચોકડીવાળાં પાનાંની નોટબુકના કાગળમાં લખેલી હતી તે પોતાની શાળાજીવનની છેલ્લી કવિતા સુદ્ધાં બારીમાંથી ફેંકી દીધી. ઊડી જા! ઊડી જા! આ કાગળ જિંદગીમાં અને હું પોતે પણ જલ્દી જ પહોંચી જઈશ, હું જલ્દી જ જઈશ, હું પોતે મારા કાગળની પાછળ જલ્દી જ પહોંચી જઈશ, હું બુદ્ધિમાન અને મહત્ત્વપૂર્ણ વ્યક્તિ બનીશ, હું ઘોડા પર સવાર થઈશ, સફેદ ઘોડા પર, જેની કેશવાળી પર લાલ રીબનો બાંધવામાં આવેલી હશે... આ બધું યાદ કરવું મારા માટે અપ્રિયકર હતું.

અને ગમે તેમ પણ પછી બધું જ ન તો એમ જ બન્યું કે ન તો એની એ જ જગ્યાએ રહ્યું: સંસ્થામાં પ્રવેશ લીધો, થોડું ભણ્યો, માંદો પડી ગયો, પાછળ પડી ગયો, પોતાની જાત પર થૂંક્યો, એટલા માટે કે જો સમજીને વિચાર કરવામાં આવે તો શા માટે મારે એંજિનિયર બનવું. લેબોરેટરીનાં સહાયક, નકશા દોરનાર, કલેકટર, ટેક્નીશીયન વગેરેનાં જુદાં જુદાં ઓછી સમજ બુદ્ધિવાળાં કામોમાં—અને બધી

જ એવી સંસ્થાઓમાં ધક્કા ખાધાં. આવાં રસ્તાઓમાં મેં ઓછામાં ઓછા સંસ્થા દ્વારા અત્રવ્યવહાર શાખાનો અભ્યાસ પૂરો કરવાની આશા રાખી હતી કે નહીં?

છેવટે હું એવાં નિષ્કર્ષ પર આવી પહોંચ્યો, જેના તરફ બધાં જ, પછી ભલેને તે જરાપણ સરક્યાં નથી કે પાર પાડી શક્યાં નથી તેવાં, વહેલાં કે મોડાં સાદા અને સરળ એવાં નિષ્કર્ષ પર આવી પહોંચે છે કે તેનાથી **કોઈ ફાયદો નહીં થાય**.

અને હું આ ત્યારે જ સમજી ગયો જ્યારેહું એકવાર અડધી રાત્રે મુખ્ય શેરીમાં થઈને ઘર તરફ જઈ રહ્યો હતો. રસ્તામાં મને સફેદ દાંતવાળા જુવાનોનું ટોળું મળ્યું. કોઈ સત્તરેક વર્ષનાં હશે તે બધાં. હાથમાં તેમનાં હતાં ગિટારો અને જોરશોરથી વગાડતાં ચાલતાં જતાં હતાં અને નીચલા હોઠ પર સિગારેટો ચોંટેલી હતી. એક જણ ગિટાર વગાડતાં કંટાળી જતો ત્યારે તે પોતાના મિત્ર તરફ હવામા ઊછાળીને ફેંકતો અને એ મિત્ર જ્યાં પહેલાંએ ધૂન છોડી હતી બિલકુલ એ જ જગ્યાઓથી એને આગળ વધારતો.

મારી અજ્ઞાનતા અને નવા સ્વરૂપની આ કૂચની પાર્શ્વ—ભૂમિ પરની અર્થહીનતા એટલાં સ્પષ્ટ હતાં કે હું રાત રાત સુદ્ધાં પણ અનિદ્રામાં ન વીતાવતો, પણ ઊલટાનું ખૂબ સારી રીતે ઊંઘી ગયો અને બીજા દિવસે પણ સારી રીતે ઊંઘી શક્યો અને લગભગ અઠવાડિયા પછી માને સીધે સીધું જણાવ્યું, કેવી રીતે અમે આગળની જીંદગી જીવીશું: જણાવ્યું કે આપણી પાસે પૈસા થશે, આપણું પોતાનું ઘર થશે અને આના માટે મારે બીજાં વધારે કશાંની નહીં પણ માત્ર તનતોડ મહેનત કરવાની જરૂર હતી.

મારી માએ જ્યાં સુધી તે એકદમ માંદી પડી ન ગઈ ત્યાં સુધી સારી એવી ચોપડીઓ વાચી હતી. અને જ્યારે તે માંદી પડી ત્યારે તે સમયે એવી ચોપડીઓ વેચાતી હતી જે બધી અત્યારે અપ્રચલિત, કોઈપણ જાતનાં સાહસ વિનાની, લોકોની નબળાઈઓ અને દુનિયાભરની દુષ્ટતા વિષેની છે, તે પણ મારી પાસેથી શહેરનાં છેવાડેમાં પોતાના ઘરમાં રહેતાં સંકુચિત મનનાં સોવિયેત ભદ્ર લોકોમાંથી એક બનવાની આશા રાખતી નહોતી, તેને પણ મારી પાસેથી કંઈક એવી વિશેષતાની જરૂર હતી, એવી વિશેષ વિશેષતા, કે સાચું કહો તો માબાપ જેવી રીતે રસપ્રદ

જીંદગી જીવ્યાં હતાં તેનાથી થોડી ઊંચી જાતની જિંદગીની અને કંઈક એવાંની જ તેને જરૂર હતી.

પણ છેક જ્યારે હું કામ માટે નીકળ્યો અને તે અમારા શહેરમાં રહી ત્યારે તે વિચારસરણીમાં જરાપણ બદલાઈ નહોતી, પણ માત્ર મારા મત પ્રમાણે કે બધું જ કોઈપણ રીતે થોડું વધારે સારું અને શાંતિભર્યું થાય એ આશા કરતાં એ વિચારો હવે રહ્યાં જ નહોતાં.

મારી ગાડી સાંજે ઉપડતી હતી અને આખો દિવસ હું મહેમાનગીરી માણતો રહ્યો, તથા મારાં મિત્રોથી વિદાય લેતો રહ્યો, જે હવે ત્યાં વધારે રહ્યાં નહોતાં. અને એ વાત સારી હતી કે હું અત્યારે મારાં મિત્રોને યાદ કરતો હતો કારણ કે હું મારાં મિત્રોને ખરાં દિલથી ચાહું છું. પણ તેઓ—ઘરમાં, જ્યારે° હું—બહારગામ જઈ રહ્યો છું, અને જ્યારે હું પાછો ફરીશ ત્યારે તેમને શેના વિષે વાત કરીશ? ભૂસ્તરવિદ્યાની કરૂણ-હાસ્યરસપ્રધાન સ્થિતિનાં ગોળા વાળીશ: ગોળીઓ વિશે, ધડાકાઓ વિશે, રીંછો વિશે, અને મિલિશિયાનાં દરજ્જાઓવાળાંનાં સતામણીભર્યાં કૃત્યો વિશે—શું તે બધાં જ મારી ઉંમરનાં જુવાન લોકો બનાવટી જુઠ્ઠાં છે, જેઓ ઉત્તરી પ્રદેશમાંથી પાછાં ફરીને વાતો કહી સંભળાવે છે?

સરભરા કરવામાં આવી, આતિથ્ય કરવામાં આવ્યું. પછી માથી વિદાય લીધી, ક્રૂસ પર ક્રૂસની ચૂમી લીધી જ્યારે મિત્રો બધાં ખલેલ ન પહોંચાડવા સિગારેટ પીવા બહાર ઓસરીમાં ચાલ્યાં ગયાં. જ્યારે મા હજી પલંગ પર જ સૂતી હતી, માંદી હતી, એકદમ ત્યારે ઊભી થઈ અને ભારે પગે દ્વારમંડપ પર આવી, જ્યારે હું સાવ ઝાંપા પાસે પહોંચી ગયો હતો ત્યારે તે નબળાં અવાજે કંઈક બૂમ પાડી ઊઠી. હું મારી જાતને રોકી ન શક્યો અને ઝાંપેથી પાછો દોડી આવ્યો, ત્યારે સફેદ થઈ રહેલાં વાળવાળી—તે માત્ર રડી પડી. "કેમ છે? પણ શા માટે આમ?" અને મેં ફરીથી તેના કપાળ પર વધારે પ્રબળ રીતે ચુંબન કર્યું, ત્યારે જ મારા હોઠોએ અનુભવ્યું કે તેની ચામડી સાવ લબડી પડેલી અને માંદલી હતી—માંદગીને કારણે, ઓરડાના એકાંતને કારણે, જેમાં બધાં જ જીવો માટે સ્થાન નથી એવી... જીંદગીને કારણે...

અહીં મેં તમને મારી જિંદગીની એ ક્ષણ સુધીની આવી વાત કહી સંભળાવી જ્યારે મારી મા ત્યાં એકલી રહી અને હું અલ્દાનમાં રહ્યો, ટૂંકમાં કહો તો ત્યાંની જિંદગીથી ટેવાતો અને કોપેકે કોપેક એકઠાં કરતાં શાંતિમય જીવન જીવ્યો.

ખાઈઓ નોવોસીબીરસ્કનાં નામીચા બદમાશ ફેધ્યા એલેક્સાન્દ્રોવની સાથે મળીને ભયંકર તાકાત વડે ખોદવામાં આવતી હતી. સાંજનો સમય પત્તાં રમવામાં વીતાવતો, અથવા ક્યારેક ક્યારેક તક મળતાં સાહિત્યિક રચનાઓ વાંચતો જેવી કે: 'સૌથી ચરમ સીમા પાસે,' 'સફેદ ડાઘનું રહસ્ય,' 'ડોન કીહોટ', ૧૯૬૫ની સાલના સામાયિક 'યુનોસ્ત'ના નં. ૪ અને નં. ૫ અંક, ફેધ્યાની સાથે દુનિયા ભરની સમસ્યાઓ સંબંધિત વાતો કરતો, ટૂંકમાં સમગ્ર રીતે જોતાં શાંતિપૂર્વક જીવન વ્યતિત કરતો હતો અને કશા વિષે વિચાર કરતો નહતો.

લગભગ મોટા ભાગના બધા પૈસા માને મોકલાવી દેતો હતો—પોતાની પાસે ખાવાં માટે, થોડું પીવા માટે અને જરૂરી કપડાલત્તા માટે પૂરતા પૈસા રાખતો હતો.

અને આમ મારી જિંદગી ચાલતી હતી. ખાઈના તળિયા સુધી પહોંચતા એક રૂબલ પકડાવવામાં આવતો, કોદાળી વડે અને પાવડા વડે તેને સાફ કરી પહોળી કરતાં બીજો એક રૂબલ—જેવા તે હાથમાં આવે છે કે તરત જ અદૃશ્ય થઈ જાય છે અને તું જાનવરની જેમ કાણાં કરતો જાય છે: કોદાળી અને પાવડા વડે પહોળો કરતો જાય છે, વિસ્ફોટો કરતો જાય છે અને સફાઈ કરતો જાય છે.

અને એકવાર આ બધી કડવાશ મારા દિલમાં ઘોળાઈ ગઈ અને મેં લોકોની વસ્તીમાં, લોકોની વચ્ચે જવાનો નિર્ણય કર્યો જ્યાં પીં પીવાં, પીકચરો જોવાં, સ્નાનાગરમાં નાહવા જવું અને પોસ્ટ ઓફિસ જવું સંભવ હતું. મેં ઉપરી પાસેથી પૈસા માંગીને લીધા અને સવારે ખજાનચીની ગાડીમાં વસ્તીમાં ગયો.

વસ્તીમાં શાંતિ હતી. ત્યાં જે કામ કરે છે તે જાણે કામ પર હોય તેમ જ કરે છે, જે પીએ છે તે દારૂડિયાની જેમ પીએ છે. હું ભોજનકક્ષમાં ગયો, જ્યાં મેં અસલી ઈંડાની વાનગી ખાધી, જમ્યો, ગરમ ગરમ ચા પીધી અને નિયમિતપણે ઘેર મોકલવામાં આવતી રકમને મોકલવાનું કામ પૂરું કરવા પોસ્ટ ઓફિસ તરફ જવા નીકળ્યો.

ત્યાં બેઠાં હતા દશા અને વેરા—ત્યાંના બે "નવરાં બેસી નખ્ખોદ વાળનારાં" રહેવાસીઓ સામાયિક 'મોદ-રીગા-૬૬'નાં પાનાં ફેરવી રહ્યાં હતાં. તથા અજાણ્યો માણસ, જે દારૂડિયાની જેમ થરથર ધ્રૂજે છે, અને તેની સામે પડયો હતો જુદાં જુદાં પ્રકારનાં લાંબાં લાંબા લીટા કરેલો

મોટો કાગળ, જેમાં ઇવાનોવ નામ લખ્યું હોય તેવું કંઈ દેખાતું જ નહોતું.

અને એ પુરુષે મને તેની તરફ અત્યંત મૂંઝવણપૂર્વક જોતો જોઈને સમજાવ્યું કે તે પોતે જ ઇવાનોવ ઇવાન હતો અને હાલમાં જ તે અહીં આવ્યો હતો તથા બધા જ કમાયેલા રૂપિયા બૅંકમાં રાખ્યા, અને પોતે "ખૂબ પીધેલાંની હાલતમાં" હતો, તેથી કાગળપર સહી કરતાં આવાં સમજી ન શકાય તેવાં છબરડાં વાળ્યાં હતાં, અને જેને આજે તે કોઈપણ રીતે તે ઊકેલીને વાંચી શકતો નહોતો—નહીં તો પૈસા "કંઈ ચણ સીંગ નથી," તેને એના વિના સહમતિ સૂચક સૂચનાઓ આપવામાં નહીં આવે, પછી ભલેને તે પોતે જ સાચે સાચો ઇવાનોવ ઇવાન હોય અને પોતાનાં પૈસાંનો સંપૂર્ણ માલિક હોય.

પણ મને હવે એ પુરુષ ઇવાનોવમાં રસ રહ્યો નહોતો કારણ કે મારી પાસે મારાં પોતાનાં ઘણાં કામ હતાં, મારી પોતાની જિંદગી હતી અને મારું પોતાનું ચોક્કસ કામ હતું. મારે મારા પગારની રકમ ઘેર મોકલાવવી અત્યંત આવશ્યક હતી કારણ કે પછી તેના વડે હું છેલ્લાં વિશ્વયુદ્ધના સમય દરમ્યાન યુરોપમાંથી સ્થળાંતરિત કરવામાં આવેલ કારખાનાંઓને કારણે વિકાસ પામેલાં અમારાં નાનકડાં શહેરનાં છેવાડે પોતાનું ઘર ખરીદી શકું.

અને જે સમયે હું પૈસા મોકલાવવા માટેનું નિયત ફોર્મ ભરી રહ્યો હતો તે સમયે મારા મગજમાં એક સરસ વિચાર આવ્યો, જેને મેં તરત જ અમલમાં મૂકવાનું શરૂ કર્યું. લાવ તો હવે, મેં મનમાં વિચાર્યું, જુદાં જુદાં પ્રકારનાં વિષયોને ઉપયોગી સામાયિકો અને સમાચાર પત્રોનાં ઢગલાનું લવાજમ ભરી દઉં, અને તેને લવાજમની રકમ માને મોકલવાની ગોઠવણ કરું. આખા વર્ષ માટે, ના વધારે સારું છે કે બે વર્ષ માટે. અને તેને લખું કે તે સાહિત્યનાં એકે એક પાનાં સાચવી રાખે. બેશક—બાંધે નહીં—શી જરૂર છે તેની?—બસ ખાલી સાચવી રાખે એટલે બહુ.

અને પછી હું પાછો ફરીશ, શહેરના છેવાડે અમારા ઘરમાં સોફા લાવીશ, હળવાં કામનાં દિવસ પછી એ કામ લઈશ જે હું મારા પોતાના માટે પસંદ કરીશ, જેના માટે હું તૈયારી કરીશ, જેથી કરીને મને આળસુઓમાં ગણવામાં ન આવે, કામ હાથમાં લઈશ અને બસ વાંચતો રહીશ અને સિગારેટો ફૂંકતો રહીશ. કેવી હોંશિયારી? કેમ ખરું ને? જ્યારે મા આ સમયે ટેલીવીઝન જોશે અને તેમાં શું કાર્યક્રમ ચાલી રહ્યો છે

તે વિષે બધું કહેશે. જો તેમાં કોઈ ખાસ વિશેષ રસપ્રદ કાર્યક્રમ ચાલતો હશે તો હું પણ જરા નજર નાંખી લઈશ, જ્યારે ખાવાનું અમારા માટે ત્રણ ખાનાનાં ટિફિનમાં ઘરેલું રસોડામાંથી લાવવામાં આવશે.

"બે વર્ષ માટે," કહું છું—"લવાજમ ભરવા ઇચ્છું છું."

"માત્ર એક વર્ષ માટે," કહેવામાં આવે છે, "જ ભરી શકાય."

"અને એકસાથે બે વર્ષ માટે સંભવ નથી?"—કહું છું.

"ના," કહેવામાં આવે છે.

"પણ શા માટે?" કહું છું.

"એ અમે નથી જાણતાં," કહેવામાં આવે છે.

"તો પછી ભલે," કહું છું, "જેમ હોય તેમ કરો."

અને એમ કહો કે તેમની યાદીનાં બધાં જ માટે મેં ઓદશ આપી દીધો.

ત્યારબાદ છોડીને હું પીકચર જોવા ગયો, જ્યાં મને 'બેબેર-મુસાફર' (પુતેશેસ્ત્વેનિક) નામનું ફ્રેંચ પીકચર બહુ ન ગમ્યું—જે એક તિરસ્કરણીય અને લાડપંપોળથી બગડેલા ફ્રેંચ છોકરા વિષે હતું, જેમ પટ્ટા વડે ફટકારવાની જરૂર હતી પણ બધાં લોકો ઊલટાંનાં તેને વધારે લાડ કરતાં, હાથમાં ને હાથમાં રાખતાં તથા તેની કાળજી રાખતાં હતાં. સારું હવે. સાંજ પડતાં હું ખજાનચીની ગાડીમાં સવાર થઈ ગયો અને ફરીથી ધડાકા કરવા, ખાઈઓ ખોદવા અને સાફ કરવા કામના સ્થાન તરફ નીકળી પડયો.

બીજા દિવસે સવારે હું સિગારેટ પીવા બેઠો અને મેં જોયું કે કોલ્યા સ્તારોસ્તિન આવી રહ્યો છે, એ જ પેલો દુષ્ટ કે જે હંમેશાં પાર્ટીઓમાં ઊંઘતો જ રહે છે. જ્યારે બીજાં બધાં—જેઓ ચેનઆરામ શું છે તે નથી જાણતાં તેઓ ચટર ચટર વાતો કરે છે અને તે હજી તે સમયે ઊંઘતો રહે છે અને જોર જોરથી નસકોરાં બોલાવે છે. બદમાશ કોલ્યા સ્તારોસ્તિન ડોલતો—ઝૂલતો આવી રહ્યો છે અને "ઓઈ-ઓઈ-ઓઈ" કરતો દુ:ખભર્યો કણસાટ કરવા લાગે છે, એનો અર્થ એ છે કે ફરીથી તેણે રાત્રે જ્યાં રાતવાસો કરવો જોઈએ ત્યાં નહોતો કર્યો.

અને અમે ખબરો વિષે વાદવિવાદ કરવા લાગ્યા અને સ્તારોસ્તિને એક ભયંકર વાત કહી સંભળાવી કે કેવી રીતે તે પોતાના નામના જન્મદિવસથી ઘેર ગયો હતો જે તેણે પોતાને ઘેર નહીં પણ બોરીંગ કરનારાંઓને ત્યાં મનાવ્યો હતો, તે નીકળ્યો અને—ક્રૂસની નીચે ઊંઘી

ગયો અને આમ તે આજે તે ક્રૂસની નીચે ઊંધ્યો હતો જે ઝરણાના મોંમાં હોમાઈ ગયેલાં ટોપોગફરોની યાદમાં મુકવામાં આવ્યો હતો, રસ્તા પર જ તે ઊંઘી ગયો કારણ કે સ્તારોસ્તિન હંમેશાં બહાર જ ઊંઘે છે અને જાગી જતાં તેને એકદમ બિહામણું—દૃશ્ય જોવા મળ્યું—આસમાનનાં તારલાંઓ, માથા પર લટકતો ક્રૂસ, ત્રણ ક્રૂસો, આસપાસ એક પણ જીવ નહીં અને વળી વધારામાં ઘુવડના ભયાવહ અવાજનાં પડઘાં ઉપરથી ગૂંજતા હતા...

હું તેની તરફ જોઉં છું અને મારી આંખ સામે અંધારા છવાઈ જાય છે. ભયના કારણે કે પછી કોઈ આશંકાને કારણે. કોણ જાણે, શેના લીધે એ તો ભગવાન જાણે.

અને હકીકતમાં: સ્તારોસ્તિને મને તાર આપ્યો જેમાં સફેદ કાગળ પર કાળા અક્ષરે લખેલું હતું કે મારી માની તબિયત સાવ ખરાબ છે અને મારે તરત જ બની શકે તેટલી જલ્દી નીકળી જવું.

— "...ઊંઘું છું, અને બધું જ ત્યાં..." કોલ્યા જણાવે છે. "તું મને જલ્દી જ નહીં જોઈ શકે. હું જલ્દી જ કોઈ ને કોઈ ઠેકાણે સાવ ઠરી જઈશ."

... જ્યારે હું હમણાં જ હિસાબનાં પૈસાં ગઈને લઈશ અને ઘેર જઈશ, પણ ઘર સાવ ખાલી હશે. હું કબ્રસ્તાનમાં જઈશ, અને અત્યારે—પાનખર છે જ્યારે ત્યાં એકપણ બાંકડો નથી, કોઈ વાડ નથી, ઝાડીજાંખરા નથી, કબ્રસ્તાનમાં જોરદાર પવન ફૂંકાયો હશે, દેવળની ઉપર ક ડાં ગોળ ગોળ ઊડી રહ્યાં હશે અને પછી મારું કોઈ નહીં રહે અને કદાપિ કોઈ મારું બનશે નહીં, તો પછી મારી સાથે કોણ સામાયિકો અને સમાચાર પત્રો વાંચશે? બધું, બધું જ ગાયબ થઈ ગયું, બધું જ સાવ સફાચટ થઈ ગયું, કોઈ કરતાં કોઈ નથી, કોઈપણ નથી, કંઈપણ નથી, અને કદાપિ કંઈપણ ન થશે, કોઈપણ ન થશે. કદાપિ નહીં.

પાવડો હાથમાંથી ફેંકી દીધો.

"હું તારી સાથે છું, કોલ્ય."

"બિલકુલ તૈયાર છે.?"

"મારી મા મોતનાં ઉંબરે છે."

"મરી રહી છે?"

"મરી રહી છે."

"મારી પણ મારા વિના જ મરી ગઈ. અને હું પણ મરી જઈશ, અને તું પણ મરી જશે. આહ, અલ્લાન, તું મારાં અલ્લાન, સા—સારો દેશ!" બદમાશે ગાયું અને મોં મચકોડ્યું.

"પણ કદાચ, હું પહોંચી જઈશ?" મેં કહ્યું.

"કદાચ, તું પહોંચી જઈશ," બદમાશે જવાબ આપ્યો.

## વાદીમ કુર્નોસેન્કો

# રોમન

હું જાણું છું, મૃત્યુ પછી મારો આત્મા પુનર્જન્મ પામશે અને આપણે ફરીથી એકબીજાંની સાથે થઈ જઈશું. પણ જિંદગીમાં જે આપણે અહીં જીવ્યા નથી, આપણે એકબીજાને ચાહતાં હતાં. મને યાદ છે...

અગાસીવાળું ઘર, જે હું તીબ્ર નદીના કિનારા પરના જૂના વેલાબ્રના લત્તામાં રોમ પર જોઉં છું. અહીં લોકોની અવરજવર ઓછી હતી અને શાંતિ હતી, જોકે આ હતું તો રોમનું કેન્દ્ર. હું રાખોડી, ઘીચોઘીચ ઝાડીઓ ઊગેલાં લીલાં ધબ્બાંવાળાં ઢોળાવોવાળી તાર્પેઇ ટેકરીની બાજુમાં નેરોનનો સોનેરી મહેલ અને ઘટાદાર પ્લેનવૃક્ષોનું ઉપવન જોઈ શકું છું, જે રાત્રે જો વરસાદ આવે તો સ્ત્રીઓનાં વાળની જેમ ઘેરાં રંગનું થઈ જાય છે અને ચમકવા લાગે છે.

જો એપીકુરને અનુસરવામાં આવે તો કદાચ હું પરમ આનંદની સીમા સુધી પહોંચી ગયો હતો. કોઈ પણ રીતે હું શરીરમાં કોઈ પ્રકારનું દર્દ કે પછી આત્મામાં ચિંતાનો અનુભવ નથી કરતો અને લાગે છે કદાપિ એ અનુભવની લાગણી કેળવીશ પણ નહીં.

રાતના સમયે ખુલ્લા મને અગાસીમાં લઈ આવે છે, મારા માથા પર તારાઓનું ઝૂમખું મકરવૃત્ત ટમટમી રહ્યું છે અને તીબ્ર નદી પરથી પશ્ચિમી પવન ફૂંકાય છે તથા લીલાંછમ પાંદડાંઓની અને વાસંતી ધરતીની સુગંધને લઈ આવે છે. અને હું ફરીથી મારી જિંદગી જીવું છું, મને યુનિયાના હાથ સ્વપ્નમાં આવે છે, પવન તેમનાથી મારા કેશને ઊડાડે છે, હું યાદ કરું છું અને છૂટો પડો છું... હા, હા, પિતાઓ સેનેટરો! મશાલોને ઊંચી ઉઠાવવી જોઈએ. અંધારું થઈ રહ્યું છે. મારી

**જિંદગી અસ્ત તરફ ઢળી રહી છે. મને એકત્રીસમું વર્ષ છે, એલેક્ઝાન્દરની જિંદગીનાં અંતિમ દિવસથી બે વર્ષ ઓછાં પણ મને એમ લાગે છે કે મારી જિંદગીમાં તમે હવે તેનાથી વધારે કંઈ લાભ પામી શક્યા ન હોત.**

**હું મરી રહ્યો છું. દરરોજ રાત્રે સવાર પડવાની શરૂઆત થતાં જ પરોઢનાં પહેલાં કલાકે હું આંકડા પર દોરડું ફેંકું છું. હું હાથ વડે તેને પકડી લઉં છું. હું ત્યાં, જિંદગીમાં સરકતો જાઉં છું... મારી જિંદગી-- એવી સ્વપ્નવત્ અને કદી પછી ન આવે તેવી સુંદર.**

**૧**

હું રોમમાં જન્મ્યો હતો પણ મારું બાળપણ, મારાં સભાનતાનાં વર્ષો કમ્પાની દરિયા કિનારા પરના નાનકડા શહેર કુમી માં વીત્યાં હતાં. જ્યારે પ્રસૂતિ સમયે મારી મા મરી ગઈ અને બહેન વિર્જીનિયાનો જન્મ થયો હતો ત્યારે મને નવ વર્ષ પૂરાં થવા આવ્યા હતા. આ ઘટનાના એક અઠવાડિયા પહેલા પિતા રોમન લશ્કરી વિભાગમાંથી લશ્કરી વહાણના કાલીગુલાનાં બ્રિટેન પ્રવાસનાં શરમજનક કૃત્યને સાંખી ન શકતાં નાસી ગયા જ્યાં તે એલચી તરીકે કામ કરતા હતા. અમને રોમમાંથી કાઢી મૂક વામાં આવ્યા. ત્યારથી મૃત્યુ સુધી પિતા કુમી નાં મેજિસ્ટ્રેટમાં સામાન્ય મોજણીદાર તરીકે કામ કરતા હતા.

મને બાળપણ બહુ સારી રીતે યાદ નથી, કદાચ એટલા માટે કે તેની ખૂબ ખૂબ યાદ છે. કુમી અમારા જેવાં બીજાં ઘણાં લોકોને માટે આશ્રયસ્થાન હતું—એ જિંદગીનું એકમાત્ર નિર્બળ આશ્વાસન હતું. અમે દેશનિકાલ પામેલાંઓનાં બાળકો હતાં. અમને પ્રોત્સાહિત કરવામાં આવેલા મફતના તિરસ્કારથી ધુત્કારવામાં આવતા હતા, જેના પર નીચ અને દુઃખી લોકો એવા ઉદાર થાય છે.

અમે એક ત્યજી દેવામાં આવેલા, અડધા ખંડિયેર બની ગયેલા ખેતરવાડીવાળા ઘરમાં રહેતા હતા, જે પિતાના જૂના પરિચિતોમાંથી એકની પાસેથી સાવ નજીવી કિંમતે ખરીદ્યું હતું અને બહુ ઝડપથી અમારા માટે વિશ્વાસ જાળવી રાખનાર બે ગુલામોની મદદથી તેનું સમારકામ કરવામાં આવ્યું હતું. આખેરુસેઈસ્કોય તળાવ, જેના કિનારે અમારું ઘર હતું, ઘણા વખત પહેલાં જ ઘીચોઘીચ ઊગેલા ઘાસથી ઘેરાઈ

ગયું હતું અને કળણવાળી જમીન તરીકે રહી ગયું હતું. સાંજ પડતાં બારી પાસે તપખીરિયું ધુમ્મસ સરકી આવતું હતું અને ઉપસી આવેલી ઉદાસીન આંખોવાળાં દેડકાંઓનો ડ્રાઉં ડ્રાઉં અવાજ સાંભળી શકાતો હતો... આજ સુધી હું ઠંડી ભેજવાળી હવાથી બીઉં છું અને જ્યારે ગળા પર મચ્છર બેસી જાય તો થરથર ધ્રૂજી ઊઠી છું.

કોઈપણ પ્રાંતમાં જે હોય તે સિવાય, ઈર્ષ્યા અને કૂથલીઓ સિવાય, એકલવાયા બાળપણ અને નાનકડી બહેન માટેના ભય સિવાય (અમારી ગરીબીને કારણે તેની સારસંભાળ લેવાનું મારે માથે આવી પડયું હતું) કુમીમાં પગંબર સીવીલ્લાની ગુફા પણ હતી. રોમમાંથી શ્રીમંત લોકો તેને જોવા આવતાં હતાં. સીવીલાએ પોતાના પેગામો વૃક્ષોનાં પાંદડાઓ પર લખ્યા હતા અને પવન પછી તેમને દગલામાં ઘસડી જતો હતો. ગુફા ઘણા વખતથી ખાલી હતી, પણ આખું બાળપણ હું એમ માનતો રહ્યો હતો કે સડી ગયેલાં આ પાંદડાંઓમાંથી એકમાં કોઈક વખત મારી જિંદગી પર લખાઈ હતી.

શિક્ષણ મેં બહુ ખરાબ મેળવ્યું હતું, જોકે સાવ સામાન્ય શિક્ષણ પણ નહીં. સ્કૂલમાં અમને કંટાળો આપતી અલંકારિક ભાષા અને વ્યાકરણ સિવાય પિતા મને પોતાના ભગવાનની જેમ પૂજનીય કવિ વેર્ગીલીની ગોખણપટ્ટી કરવાની ફરજ પાડતા હતા અને પોતે એ બધું જ શીખ્યા હતા જે એક પુરુષને દ્વંદ્વ યુદ્ધમાં લડતાં આવડવું જોઈએ. મારા પરદાદા લુત્સીય ગાબીનીય ક્રુગ યુલીયનાં છઠ્ઠાં સૈન્યની પ્રખ્યાત ટૂકડીમાં પોમ્પેયનાં ચાર સૈન્યોની સામે લડતા લડતા માર્યા ગયા હતા અને અમારા ઘરમાં સૌથી કિમતી વસ્તુ હતી અણી વિનાનો ભાલો—મારા દાદાની લડાઈની બક્ષિસ, જેણે મહારાજ ઓગસ્ટસના વફાદારીના સૌગંદ લીધા હતા. બારમા વર્ષ સુધીમાં મને ચાલતા, ઘોડે કૂદીને બેસતાં, ઊભા ઊભા ઊંઘતાં અને ડેલ્ફીનની જેમ તરતાં આવડતું હતું.

જ્યારે વિર્જીનિયાને આઠ વર્ષ પૂરાં થઈ ગયાં ત્યારે પિતાએ પોતાનાં જૂનાં સંબંધોની મદદ વડે તેને વેસ્તા દેવળમાં ગોઠવી દીધી. તેમને એમ લાગતું હતું કે ભગવાન તેની તેના કરતાં વધારે સારી રીતે રક્ષા કરશે. પાંચ મહિના વીતી જતાં મેં પુખ્તવયતાનો પ્રાચીન રોમન નાગરિકનો ઝભ્ભો પહેર્યો અને પિતાને દફનાવ્યા. તેમણે પિતૃઋણ ચૂકવી દીધું હોવાની ગણતરી કરી ભૂખથી પોતાની જાતનો અંત આણ્યો. તેમના વસિયતનામામાં એકસો પાંસઠ સેસ્ટર્સ સિવાય એવી રીતે જીવવાની ઇચ્છા

પ્રગટ કરવામાં આવી હતી કે મૃત્યુ મને એકાએક પોતાની લપેટમાં ન લઈ લે.

દરેક પાનખરમાં તેમની કબર પર તીબેરીયાનાં સ્વેચ્છાએછોડી દેવામાં આવેલાં કે પહેલાંના પાયદળ સિપાઈઓ એકઠાં થાય છે જેમને કુમીમાં મોકલવામાં આવ્યા હતા કે પછી નવી શાસનસત્તાથી ભાગી આવ્યા હતા. તેઓ પિતાને યાદ કરે છે અને મશાલો હલાવતાં હલાવતાં અને અશક્તપણે વાતો કરતાં ને કરતાં જ રહે છે...

## ૨

હું રોમમાં આવી ગયો, જ્યાં શરૂઆતના સમયમાં હું મારા મામા પાલ્ફુરીય ફુસ્કને ત્યાં રહ્યો. તે તીબેરીય, કાલીગુલા, ક્લાવ્દીય અને છેક છેલ્લે નેરોનમાં કામ કરતા હતા અને બધાં પ્રત્યે ભલાં થવાનું જાણતા હતા. મારી પાસે પૈસા છે એમ જાણીને તે ખરા દિલથી મને ચાહતા હતા. મામાની અને પિતાનાં કેટલાંક અંગત પત્રોની મદદથી મને લશ્કરમાં જોડાવાની આશા બંધાઈ હતી; વિશેષ કરીને સેના ટૂકડીમાં જોડાવોની મારી ઇચ્છા હતી. પણ સૈન્ય ટૂકડીમાં જોડાવાની મને તક ન મળી. હું દગાખોરનો દીકરો હતો. તે સમયે શાસનમાં આવેલા સત્તાધારી નેરોને હજી જૂના અભિપ્રાયોને બદલવાનો નિર્ણય કર્યો નહોતો.

મારા મામા પાલ્ફુરીય ફુસ્ક લશ્કરી ટ્રીબ્યુનનો દરજ્જો ધરાવતા હતા અને હજી વૃદ્ધ નહોતા. છોડીને ગુરુવાર દર સાંજે (શુક્રવારે મામા ફોરમમાં જતા હતા તેથી તે પ્રસંગે પોતાની જાતને કાબૂમાં રાખવા) અમારે ઘેર તેમના મિત્રો એકઠા થતા હતા) અને દારૂની મિજબાની મનાવતા હતા, જેમાં પિતાના કડક નિયમોમાં અને સંયમપાલનમાં કેળવાયેલો હું રમૂજભર્યા મજાકો માટેનાં નમૂનારૂપ બની ગયો હતો અને પ્રલોભનને સહેતો હતો. ત્યાં હું કોઈક રુફ્રીરીય સ્રાબોન સાથે પરિચયમાં આવી ગયો જે ઘોડેસ્વાર હતો અને કોર્બુલોનના લશ્કરમાં સોનો સરદાર હતો. તે એ માણસ બની ગયો જેણે મને મારાં અધોપતનમાં મદદ કરી હતી.

રુફ્રીય મારા કરતાં પાંચ વર્ષ મોટો હતો; તે જંગમાં લડાઈ લડયો હતો, ઘવાયો હતો અને નોકરીમાંથી તેને વહેલો છૂટો કરી દેવામાં આવ્યો હતો. પણ સ્વાસ્થ્ય અને નોકરીથી તેને એટલી બધી ચિંતા નહોતી. પોતાની જ રીતે એપીકુરને સમજતાં આવશ્યકતા પ્રમાણે તે સુખવાદી

બનતો હતો, એટલે કે પોતાની જાતને પરમ સુખ પામવાનો આનંદ માણવા બધી જ છૂટ આપતો હતો. સ્વભાવે તે આનંદી અને મિલનસાર હતો અને મને તેનો ચહેરો ગમી ગયો હતો. તે હકીકતમાં જે નહોતો તે થવાનો પ્રયત્ન કરતો નહોતો.

સમયની સાથે સાથે ઢસડાઈ આવતો માનસિક નિરુત્સાહ ત્યારે ઓસરી ગયો, જ્યારે મેં રુફીયાને જોયો અને તેની અશિષ્ટ મદ્યપાન અને રંગરાગવાળી મહેફિલોમાં ભાગ લીધો. તે સમયે અમારે ત્યાં "બાર ભગવાનોની મિજબાની બહુ પ્રખ્યાત હતી, જે ઓગસ્ટસે પોતાની જુવાનીના વર્ષોમાં કરી હતી તેમના જેવી હતી. રુફીય એ પોતાને યુપીટરનાં રૂપમાં પ્રગટ કર્યો અને અમે તેનાં મિત્રો ઓલિમ્પિસનાં બાકીના ભગવાનો બન્યા. દરેક વાર બદલાયેલી વેશ્યાઓને વેનેરા, દીઆના, તથા મીનેરવા દેવીઓના પોષાકમાં સજ્જ કરી, આ વેશ્યાઓને રુફીયે પ્રાત્પ કરી હતી. (એમાં તે અજોડ કલાકાર હતો).

હું આ બધી મિજબાનીઓમાં ભૂલાઈ ગયો અને ભૂલી ગયો પોતાની એકલતા.

અમે પીતાં અને ગાતાં તથા જ્યારે "નાનકડી દાસી" સાબીના મારી બાજુમાં બેસતી અને પોતે નેરોનને કિફાર વાજિંત્ર વગાડતાં શીખવાડતો તેર્પ પોતાનાં દુ:ખભર્યાં-આનંદી ગીતો ગાતો... ત્યારે મને ગમતું હતું... તેનું કિફાર વાજિંત્ર રડયું અને બોલાવતું હતું તથા દિલને કોઈ સાંત્વના આપતું નહોતું. હું અંધકારમાં ઊંડે ને ઊંડે તરતો ગયો અને મને પાછાં ફરવાની ઇચ્છા થતી નહોતી... અને પછી... રુફીઈ દીઆના અને મીનેર્વા સાથે એકબીજા ફરતે હાથ વીંટાળી ગૂંગણાં બોલતા કોઈ બીભત્સ કવિતા બરાડવા લાગ્યો અને સાબીના મોટી ઉંમરની છોકરીઓનાં ઉલ્લાસિત હાસ્યે ખડખડાટ હસી પડી, અને એવી હસી પડી કે પોતાની જાતને રોકી ન શકી...

રુફીય એ બધાંની ઠેકડીઓ ઉડાવી: રાજ્યની, સામ્રાજ્યની, યુલીયની અને નેરોનની. તે એ વિશ્વાસ રાખતો નહોતો કે એવી જિંદગીની કલ્પના કરવી સંભવ હતી જ્યાં લોકો એકબીજાનું શોષણ નહીં કરે. તેથી કરીને દુનિયાના કેન્દ્રમાં તેણે પોતાની ઇચ્છા મૂકી, પછી ભલે ને

તે ઊછીની લીધેલી જ કેમ ન હોય. બીજાં બધાં પ્રત્યે તેણે કોઈ ધ્યાન જ ન આપ્યું — જો માત્ર તેનાં રસ્તામાં ન આવ્યું તો.

રાતો પછી દિવસો આવ્યાં. નોકરી મેળવવા માટે એક પછી એક કરવામાં આવેલાં મારાં બધાં પ્રયત્નો નિષ્ફળતામાં પરિણમ્યાં. મારી સામે જે શરત મૂકવામાં આવતી હતી તે આ હતી: એ વાતનો સ્વીકાર કરવો કે મારા પિતા કાયર, ડરપોક અને દેશદ્રોહી હતા. જે મારા માટે પરિપૂર્ણ કરી શકાય તેવી નહોતી. પિતા મરી ચૂક્યા હતા, હું ઘણાં વખત પહેલેથી જ પોતાને અને પોતાની ભગેહુ જિંદગીને ધિક્કારતો હતો પણ તેને શરણે હું જઈ ન શક્યો.

મેં અથક પ્રયત્નો કર્યાં: ફિલસૂફીની ચોપડીઓ હાથમાં લીધી અલગ ફ્લેટમાં રહેવા ગયો, શપથો લીધાં... બધું વ્યર્થ ગયું. આત્માના ઊંડાણમાં હું કોઈપણ આરંભની ઉદ્દેશ્યહીનતા અનુભવતો હતો. ફરીથી રુફ્રીય આવ્યો, ફરીથી અર્થહીન મોજીલી મંડળી ભેગી મળી — જીમ્નાસ્ટીક, શિકાર, પહેલવાનોની કુસ્તી, દારૂની મિજબાનીઓ અને એક રાત માટે સસ્તી ઓરતો... આ બધા માટે કોઈ પ્રયત્ન ની જરૂર નહોતી કારણકે આ બધા. હતા. હું જોતો હતો કેવી રીતે રુફ્રી આખી દુનિયા પર હસતાં હસતાં નુમીદિયાનાં આરસપાણમાંથી બનાવેલ યુલીયનાં નામના સ્મારણમાં અમારાં દેશપ્રેમીઓવડે ફોરમમાં એટલાં પ્રેમપૂર્વક લઈ આવવામાં આવેલ વીસ મીટરના થાંભલા પર પેશાબ કરે છે, હું જોતો હતો કેવી રીતે ગંધ મારતું ગંદુ પ્રવાહી આરસપાણનાં પથ્થરો પર ઉભરાતું હતું અને કંઈ પણ અનુભવતો નહોતો, કંઈ પણ નહીં...

આઠ વર્ષ વીતી ગયાં. પૈસા ખલાસ થઈ જવા આવ્યા હતા. અને મને ભવિષ્યનો વિચાર કરતાં ણ બીક લાગતી હતી. એક ઘટનાએ મારા નસીબનો નિર્ણય કર્યો.

## ૩

રુફ્રીય ની સાથે હું સ્નાનાગરમાં બેઠો હતો. આ સ્નાનાગર એવાં સાવ સાધારણ, આરામદાયક અને બહુ ગંદાં નહીં એવાં સ્નાનાગરોમાંથી એક હતું જેમાં સુસ્થિતિવાળાં સામાન્ય લોકો નહાવા જતાં હતાં. વિશેષ પ્રકારનાં આનંદને ખાતર રુફ્રીય કોઈક કોઈક વાર અહીં આવવાનું પસંદ કરતો હતો. તેનામાં આવી ઘણી ટેવો-તરંગો, વિચિત્રતાઓ હતી જે એવા

આનંદનાં ઉદ્‌ગમ સ્થાનો હતાં. બીજી વિચિત્રતા ઉદાહરણ તરીકે એમાં સમાયેલી હતી કે અમારી જિંદગી સાવ અસ્તવ્યસ્ત હોવા છતાં પણ દર મહિને તે સંસ્કારનો રીત રિવાજ કરતો—યજ્ઞમાં ડુક્કર, બળદ અને ઘેટું લઈ આવતો.

અમે સફેદ ચાદરો પર બેસતાં અને રેતીય દારૂ પીતાં, જે અમને બંનેને ખૂબ ગમતો હતો અને ફરસ પર ખણણ અવાજ સાથે સેસ્ટર્સ પડતાં અને ભીની ફરસ પર ગોળ ગોળ ફરી પડી જતાં અને સિક્કાનો હેડ પડય—જેમાં ત્સેઝરનું ટાંકેલું પીળું માથું ચમકતું હતું—અને મારો મિત્ર, ઘોડેસ્વાર અને મહાન કોર્બુલોનાનો ભૂતપૂર્વ સેનાની રુફ્રીય સ્નાબોને પોતાનો ઉઘાડો પગ તેની પર મૂક્યો. ખણખણાટ એકદમ જોરથી થયો હતો અને અધેડ સૈનિક સિક્કો પાડીને મૂંઝવણને છુપાવતાં અને તેને કોઈ ધ્યાનમાં ન લે એવો પ્રયત્ન કરતાં બહુ વાર સુધી આસપાસ જોતો રહ્યો. ત્યારબાદ હાથ હલાવી તે બહાર જતો રહ્યો અને હું તથા રુફ્રીય જાણે શિક્ષકનો મજાક ઉડાવીને ખુશ થતાં છોકરાંઓની જેમ ખુશખુશાલ થતાં અને ખડખડાટ હસતાં લોટપોટ થઈ ગયાં.

રુફ્રીઈએ સેસ્ટર્સ હથેળીમાં લીધો, સમાન-અસામની રમતમાં જેમ કરવામાં આવે છે તેમ આંગળી વડે તેને જરાક ધકેલતાં જીભ વડે ટકટક કર્યું અને હજી સુધી માથું ધુણાવતાં અને હસતાં હસતાં કહ્યું:

"કેમ છે તું બકરા, દ્રાક્ષો ન કોતર, દારૂ હજી પૂરતો છે..."*

"શું ખરેખર આપણે તેને નહીં આપી દઈએ?" મેં પૂછ્યું.

તે આ વિષે વધારે કંઈ કહેવા ઇચ્છતો નથી એમ બતાવતાં મોં ફેરવી ગયો. મેં વાંકી વળેલી મોટી આંગળીઓવાળા તેના સુંવાળા સફેદ પગ તરફ જોયું. તે બિલકુલ ડુક્કરની થૂથની જેવા ગુલાબી અને ભીના હતા. મને કંટાળો આવવા લાગ્યો—સારી રીતે ગોઠવાઈ ગયેલો, હવસખોર, દારૂડિયો જાનવાર મારી બાજુમાં બેઠો હતો અને મેં તેને ઉઘાડા હાથે પ્રહાર કર્યો.

તે એકદમ ફિક્કો પડી ગયો અને બાંકડા પાસે ઊભો થઈ ગયો અને

* એવેન પારોસ્સ્કીયની પ્રખ્યાત ટૂંકી મનોરંજક કવિતા.

મેં હળવાશ અનુભવી. હું વધારે જોરાવર હતો અને અમે બંને એ જાણતા હતા.

ચૂપકીદી પછી, જેમાં અમે મિત્રોથી દુશ્મનો સુધીનો આખો લાંબો ટૂંકો રસ્તો પાર કરી ચૂક્યા હતા, તેણે પોતાની જાત પર કાબૂ મેળવી લીધો અને ફરીથી ખડખડાટ હસી પડયો. તેણે ધીમે અવાજે કહ્યું, શું તું ખરેખર એમ વિચારે છે કે આ બધાં વર્ષો તું પ્રમાણિકપણે કમાયેલા પૈસા પર જીવતો હતો... તે સીધો મારા મોઢા પર લાળભરેલા મોંએ ધમકાવતાં બરાડયો, શું તું ખરેખર એમ વિચારે છે કે આ બધાં વર્ષો તું જે પૈસે પીતો રહ્યો અને વેશ્યાઓ સાથે સૂતો હતો તે એ તુચ્છ રકમ હતી જે મેં તારી પાસેથી તારા મિથ્યાભિમાનને ખાતર લીધી હતી? ઓ દયનીય મૂરખ, ઘોડાગધેડાની ઓલાદ! આ પૈસા તો એક બદબોદાર ગંધાતી વેશ્યાને માટે પણ પૂરતા નહોતા! તું મારા પૈસા પર જીવતો હતો, મારા પૈસા પર અને એ પૈસા મેં જૂના શ્રીમંત બકરાઓ પાસેથી લીધા હતા જેઓ પેટભરીને ગળા સુધી ખાઈ ખાઈને કાયદા સામે દોષી હતા, જેથી કરીને હું—હું! તેમને તેમના હલકટ કૃત્યોમાંથી બહાર ખેંચી કાઢવામાં મદદ કરું.

તેણે ન્યાયાધીશો અને મેજિસ્ટ્રેટના ખાસ ક્લેર્કોને (ઉદાહરણ તરીકે તેમાં મારા મામા પાલ્કુરીય કુસ્ક હતા) વેશ્યોના દ્વારા ચૂકવ્યા અને ઘણીવાર જો પ્રખ્યાત સ્ત્રીઓને બ્લેકમેઇલ કરવામાં સફળતા મળી તો તેમના દ્વારા ચૂકવણી કરતો. જ્યારે આ ન્યાયાધીશોનાં ઘરાકો, "બકરાઓ" તેને, રુફ્રીયને, એ આનંદી માણસને ચૂકવતાં હતાં. તે ગાળો બરાડવા લાગ્યો, તે હસ્યો અને ડરકતો રહ્યો, તેને હવે અમારા વાદવિવાદનો જુસ્સો ગમવા લાગ્યો હતો અને હું તેનાં એશિએટિક વાક્પટુ ભાષણને રોકીને તેને ચૂપ થઈ જવા માટે ફરજ પાડી ન શક્યો.

બીજા દિવસે મેં પોતાની જાતને પહેલવાન તરીકે કુસ્તીમાં વેચી દીધી.

## ૪

"પોતાની જાતને આગમાં હોમી દઈશ, બાંધી દઈશ અને લોખંડથી ખલાસ કરી નાંખીશ!" આમ મારી પહેલવાનીની શપથ પૂરી થઈ.

## ૫

પહેલા કુસ્તીયુદ્ધ પહેલાં મેં બહેનને મળવાના પોતાના હક્ક વિષે કહ્યું. મને તેનાથી વિદાય લેવાની ઇચ્છા હતી. મને બહુ લાંબા વખત સુધી તેને મળવાની રજા આપવામાં ન આવી પણ વિચાર કર્યા વિના જેમના જેમના પર અવલંબિત હતું તે બધાંને મેં પૈસા ચૂકવ્યા, બિવડાવ્યા અને માંગ્યા તથા છેવટે અમને મળવાની રજા આપવામાં આવી— પાનખરના ટૂંકા દિવસના અંતે પા કલાક. અમે ઘેરા, શેવાળવાળા થાંભલાઓ પાસે ઊભાં હતાં અને દૂર દૂરથી, દેવળના અનંત ઊંડાણમાંથી વાંસળીનાં ધીમાં અસ્પષ્ટ સ્વરો કાને સંભળાતાં હતાં. મેં વિર્જીનિઆને જોઈ અને સમજી ગયો કે હું અહીં ફોગટમાં આવ્યો હતો.

અમારાં વિખૂટાં પડયાંને નવ નવ વર્ષો વીતી ગયાં હતાં, અમે એકબીજા માટે અપરિચિત બની ગયા હતા. વિર્જીનિઆ ક્યાંક મારી આંખોની ઉપર જોતી હતી અને બિનજરૂરી શબ્દો પર હળવેથી માથું ધુણાવી દેતી હતી. તેની ઉંમર સત્તર વર્ષ હતી પણ તેના ચહેરા પરથી જુવાનીનો રંગ અને તાજગી ઊડી ગયા હતા અને રહી ગયો હતો માત્ર એકલો ચહેરો—નાનકડો, બહુ સુંદર નહીં તેવો, અને નાખુશ ચહેરો— એક એવા વૃદ્ધ અનાથ થઈ ગયેલા પંખીડાના ચહેરા જેવો, જેને દાણા આપવાનું લોકો ભૂલી ગયાં હતાં.

મેં આ મારાં પોતાનાં પ્રિયજનની આંખોમાં, મોં પાસે આછી કરચલીઓવાળા ઊંડા ઊતરી ગયેલા ગાલ તરફ જોયું અને વિચાર્યું: શા માટે? શા માટે અમારા ઘરની પાસે લીલુંછમ ઘસ ઊગ્યું હતું, શા માટે અમે પિતાને ચાહતાં હતાં અને તેના માટે આટલો ગર્વ ધરાવતાં હતાં... શા માટે અમે આવાં બદ્‌નસીબો છીએ?

વિર્જીનિયાએ આમ તો એકપણ શબ્દ ન ઉચ્ચાર્યો; પણ જ્યારે વિદાય લેતાં મેં તેનો હાથ ચૂમ્યો ત્યારે તેણે પોતાના કોઈપણ પ્રકારના આકાર વિનાનાં કાળાં કપડાંમાંથી ક્યાંકથી મારું બાળપણનું પોપનું આજ્ઞાપત્ર બહાર કાઢ્યું અને મને ગળામાં પહેરાવી દીધું... અમે રડી પડયાં, તેણે મને ખભા પર ચૂમ્યો અને હું ત્યાંથી ચાલ્યો ગયો જેથી કરીને ફરીથી કદાપિ આ મુલાકાત વિષે ન વિચારું.

પછી ચિંતાઓથી આંધળો બનેલો હું પથ્થરની જડિત અખાડાની વચ્ચોવચ ઊભો હતો, અને મારી અર્ધમૂર્છિત અવસ્થામાં મંચો આસમાની આસમાનની સાથે એક થઈને તરતાં દે ખાતાં હતાં અને તેની એક બાજુ તેમની સામે જ મારા પહેલા દ્વન્દ્વ પ્રતિસ્પર્ધીનો ફિક્કો ચહેરો પણ વધારે ધીમે ધીમે, તેમનાથી પાછળ રહેતાં ફરતો દેખાતો હતો, જેની આંખો ફ્રાકિયાયાન ઢાલ પર ભયથી થીજેલી હતી. અર્થહીન જુસ્સાપૂર્વક તેણે ટૂંકી તલવાર હવામાં વીંઝી અને તેની આંખોમાં ભય હતો... તે બહાદુરીપૂર્વક મારી તરફ વળ્યો.

મેં બે પ્રહારોમાં તેને પછાડી દીધો પણ મારી ન નાખ્યો. અમે નવા હતા, પહેલી વખત હતા—આવાં લોકોથી પ્રેક્ષકગણ માટે બહુ મોટી ચિંતા નથી ઉપજતી. પછી હું એ સમજી ગયો કે પહેલી વાર લગભગ હંમેશાં ઉદારતા દેખાઈ આવે છે. મૃત્યુ કોઈ સંતોષ લઈ આવવું જોઈએ!

પછી... પછી હું પોમ્પેઈના બગીચામાં લપસણા પથ્થરો પર, પહેલવાનો માટે નેરોનમાં બાંધવામાં આવેલા લાકડાના થીએટરમાં, સેપ્નમાં કુસ્તી લડયો હતો જ્યાં અખાડામાં લોહી સારી રીતે જોઈ શકાય તેટલા માટે લાલ સીસું અને પહાડી લીલોતરી વિખેરવામાં આવ્યા હતા... રોમમાં અને આસપાસનાં શહેરોનાં અમને કોઈક શ્રીમંત કુસ્તી પ્રેમી સાથે કરાર પર કિમતી વેશ્યાની જેમ લઈ જવામાં આવતાં હતાં; એક પર એક, ટૂકડી પર ટૂકડીમાં, જંગલી જાનવરો અને કેદ કરાયેલાં સૈનિકોની સાથે. હું જાળી અને ત્રિશૂળ સાથે, બીજા લોકોના પરસેવાની ગંધ મારતાં મિર્મિલોન બખતરોમાં અખાડામાં બહાર આવ્યો—અને પાંચ વર્ષમાં એકવાર પણ **પોલ્લીકો વેર્સો*** મારા પર વળ્યો નહોતો, ઊલટ-સુલટ, "નસીબનું લોલક"...

હું ન તો બહુ ઊંચા કદનો કે ન તો બહુ જોરાવર હતો પણ પિતાએ મને જે કંઈ બધું શીખવ્યું હતું તે ફોગટમાં ન ગયું અને વળી કોણ જાણે છે, કદાચ વિર્જીનિઆની પ્રાર્થનાઓ પણ ભગવાનતેએ સાંભળી લીધી હોય...

* મોટી આંગળી નીચે—એક ચિહ્ન, જેના વડે પ્રેક્ષકોણ પહેલવાનને મારી નાખવાની માગણી કરતો હતો.

મધ્યાહ્નની લોહિયાળ લડાઈ સુદ્ધામાં પણ જ્યારે પ્રખ્યાત લોકો બીજા વારના નાસ્તા માટે ગયા અને રમૂજી ટોળાંમાં પહેલવાનોનું બખતર વિના લોહિયાળ યુદ્ધ ઊભું થઈ ગયું ત્યારે મને જીવતાં રહેવાનું સદ્ભાગ્ય સાંપડયું. પાંચ વર્ષના લગભગ અવિરત યુદ્ધો દરમ્યાન મને માત્ર કેટલાક હળવા ઘા પડયા હતા અને બે વાર હાથ તૂટ્યો હતો, જે બાળપણમાં જ ઘોડા પર કૂદીને ચડતાં ઈજા પામ્યો હતો.

હું મારી નાખતાં શીખ્યો હતો.

પહેલી વાર જ્યારે મેં વિશાળકાય ખૂંધાળા સેરસનને મારી હરાવ્યો જેને દ્વંદ્વ લડવા આવડતું નહોતું પણ જે કાપેલા પેટવાળા બળદની જેમ ક્રૂરપણે જ્યારે એકદમ સ્પષ્ટપણે ખુલ્લંખુલ્લા, નસીબના અસ્પષ્ટ હાસ્યની જેમ **પોલ્લીકો વેસોઍ** થયો ત્યારે તેણે મને ખૂની બનાવી દીધો, બીજા કોઈને નહીં પણ મને, મેં આને નિયતિ તરીકે અને જાનવરની જેમ મૂર્ખપણ સ્વીકારી લીધું... અને મારાં સ્વપ્નોમાં નરમ, સફેદ છાતી, લોહી, બૂમરાણો, મારી વાંકી તલવાર અને મૂઠ ચમકતાં હતાં...

જિંદગીએ પોતે મારાં અંતરાત્માને થોડા જ વખતમાં શાંત પાડી દીધો... અમારી રોમનાં પહેલવાનોની ટૂકડીને જર્મનોની ટૂકડીનાં જોરાવર અને જાગરૂક પહેલવાનો સાથે કુસ્તી લડવાની હતી. અને તેમનાંમાંથી એક લાલવાળવાળો, નીલી આંખોવાળો અને ઊંચા કદવાળો (કોઈક જમાનામાં કાલીગુલાના વ્યક્તિગત સંરક્ષણ માટે અસ્તિત્વ ધરાવતા હતા તેવાં હતાં) અખાડામાં રસ્તા પરથી એક બાજુ ખસી ગયો અને શરમજનક જગ્યાઓને સાફ કરવામાં સ્વંજવાળી લાકડી જમીન પરથી ઊઠાવી. કોઈપણ વ્યક્તિ હજી કોઈપણ પ્રકારની હલચલ કરે તે પહેલાં જ તેણે તે પોતાના ગળામાં ઘૂસાડી દીધી અને બળપૂર્વક શ્વાસ છોડયો. નીલા ચહેરે અને હોઠો પર ફીણ સાથે તે નીચે ફસડાઈ પડયો અને અમારી આંખો સમક્ષ અને મંચ પર બેઠેલાં બધાં લોકોની આંખો સમક્ષ તેણે પોતાનો જીવ છોડયો. હું સમજી ગયો, શા માટે હું મારી નાખી શકું છું. મૃત્યુ અમારી જાનવર જેવી ગુલામીભરી જિંદગી કરતાં વધારે સારું હતું.

જ્યારે જુવાન બિનઅનુભવી પહેલવાનોને મશાલો, તલવારો અને ચાબખાઓનાં ફટકાર સાથે અખાડામાં ધકેલવામાં આવતા હતા અને પછી અમારા કુશળ હાથે માર્યા જતા હતાં ત્યારે એ બિલકુલ કસાઈના કામ જેવું લાગતું હતું. હું કોઈના પર દયા ખાવાનું ભૂલી ગયો હતો. હું એકદમ કઠોર, કેળવાયેલા જાનવાર જેવો, નિર્ભય, મૃત્યુ પ્રત્યે—પછી

ભલેને તે મારું પોતાનું હોય કે બીજાનું—તદ્દન બેપરવા થઈ ગયો હતો. ત્યારે જ મારી હિલચાલોમાં સ્વતંત્રતા અને ચોક્કસતાનો એ સંયોગ દેખાવા લાગ્યો જેનો કુશળ કલાકાર ગર્વ કરે છે.

મારી સફળતાઓ વધી. દ્વંદ્વે, જ્યાં હું આફ્રિકી ચિત્તા સાથે લડયો હતો, આખા રોમમાં મારું નામ પ્રખ્યાત કરી દીધું. જોકે મારો હાથ, જે મેં તેના ગંધ મારતાં ભીનાં જડબામાં ખાસો એવો ધૂસાડી દીધો હતો તે, છેક હાડકાં સુધી ચવાઈ ગયો હતો અને અડધું વર્ષ પણ જીવતો રહ્યો નહોતો, આ વિજય પછી (મેં તેને કટાર વડે મારી નાખ્યો હતો) મને નેરોનનાં અંગત પહેલવાનોના રસાલામાં લેવામાં આવ્યો, એ રસાલામાં જેમાં વિખ્યાત સ્પીકુલ હતો.

હું રોમનાં સૌથી શ્રેષ્ઠ પહેલવાનોમાંથી એક બની ગયો.

એક દિવસ મલ્લયુદ્ધ પછી, જેમાં હું એકલા હાથે બે જુવાન ગ્રીકો પર જીત પામ્યો હતો, અમારા લાનીસ્ત* સ્કોલ્પીયએ આંખો મીંચકારતાં અને હસતાં હસતાં મને કોઈ જાણીતી પ્રૌઢાની તેના બંગલામાં મળવા જવાની વિનંતી વિષે જણાવ્યું. આ પ્રકારનાં આમંત્રણ અમારે ત્યાં જવલ્લે જ આપવામાં આવતાં હતાં, પણ એવાં કંઈકથી હું માહિતગાર હતો. ઉદાહરણ તરીકે હું જાણતો હતો કે સ્કોલ્પીય પોતે એક ઉંમરલાયક સેનેટરની પત્નીની મહેરબાનીને આભારે લાનીસ્ત બન્યો હતો. રોમના ઘોડેસ્વાર, ફબીયના કુળના વંશજ એવા મારા માટે સરકસનાં જાનવાર થવું માન્ય છે પણ ગુલામ નહીં, કદાપિ ગુલામ નહીં. એ તો પ્રામાણિકતાને કોઈ ખાસ વ્યક્તિને માટે અનામત રાખવા જેવું હતું. કોઈપણ ઉંમરલાયક પુરુષને જે સ્ત્રીઓની જરૂર પડે છે તેઓ અમને દરેક જીતેલા સંઘર્ષ યુદ્ધ પછી તક આપતી હતી અને આ વ્યક્તિત્ત્વવિહોણી ખુશી મારા માટે મિથ્યા આનંદ-સંતોષ માટે કોઈ નીચ હવસખોર ડોસીના હવસનો લાભ ઊઠાવવા કરતાં વધારે આત્મિક હતી.

આ સ્ત્રી હતી યુનિયા.

---

* પહેલવાનોનો વડો, સ્વતંત્ર માણસ.

૭

"જેઓ દિલથી હલકાં છે, નીચ છે, તેઓ કાયરતા ધરાવે છે," વેર્ગીલીય એમ કહે છે અને કદાચ એમ છે પણ. જ્યારે નેરોન હજી જુવાન હતો ત્યારે તેને રાતના સમયે દારૂપીઠામાં જતાં, ભિખારીઓ અને આકસ્મિકપણે પસાર થનારાં પ્રવાસીઓ પાસે ઊભાં રહેતાં, રાતના સમયે રોમમાં ભટકવું ગમતું હતું. તેને ખાળકૂવા તરફ ખેંચાણ હતું. લસણની વાસ મારતાં સાધારણ નાગરિકો પાસેથી મળેલી કેટલીક ધોલ થાપટો તેને સાવધ રહેવાની ફરજ પાડતી હતી. પોતાનો છાપો મારવા જતી સમયે તે કેટલાંક વિશ્વાસપાત્ર લડાયક યૌદ્ધાઓને પોતાની સાથે લઈ જવા લાગ્યો. મારે પણ આ રસાલામાં જવાનો વારો આવ્યો હતો. ઘણીવાર તેની સ્થિર અર્ધ બુદ્ધિવિહોણી દૃષ્ટિ મારા પર રહેતી હતી અને હું હજી સુધી સમજી શક્યો નહોતો કે મને એ ભવિષ્યમાં શેની આશા આપતી હતો. તે એક જ સમયે વખાણ, અદેખાઈ અને તિરસ્કાર કરવાનું જાણતો હતો. ચિત્તા સાથેના મારા દ્વંદ્વયુદ્ધ પછી તેણે રોમમાં જાહેરાત કરી કે થોડા જ વખતમાં તે પોતે અખાડાના મેદાનમાં સિંહનો સામનો કરશે અને હું જાણતો હતો—આ બિલકુલ ખાલી શબ્દો માત્ર જ નહોતાં. ઘણીવાર મિથ્યાભિમાને તેની અંદરની કાયરતા પર જીત મેળવી હતી અને ત્યારે તે કોઈપણ ભયંકર કૃત્ય કરવા માટે સક્ષમ હતો.

સ્પીકુલ, મહાન સ્પીકુલ તેનો પ્રિય હતો. તે સ્પીકુલને અદ્ભુત ભેટસોગાદો આપતો હતો અને એક સર્જક જેવી રીતે પોતાની સર્જનાત્મક કૃતિ તરફ વલણ ધરાવતો હોય તેમ તેની સાથે વર્તતો હતો.

એ દિવસ આવી ગયો અને નેરોને પોતાના લાકડાનાં એમ્ફીથીએટરમાં વર્ષનું દ્વંદ્વયુદ્ધ યોજ્યું. મારે સ્પીકુલ સાથે લડવાનું હતું.

હથિયારો એક જેવાં જ હતાં: બે મધ્યમસરની તલવારો અને ઢાલો—બીજાં વધારાનાં કોઈપણ હથિયારો અને રક્ષણ સાધનો વિનાની. સ્પીકુલ મારા કરતાં ઉંમરમાં મોટો હતો અને લડાઈમાં એકદમ ઠંડા લોહીનો હતો. અને વળી વધારામાં: તે ક્રૂર નહોતો—અમે પહેલવાનો તો એ જાણતા હતા.

"મને મારી નાંખ!" દ્વંદ્વ પહેલાં મેં તેને કહ્યું. રાતના સમયે વધારે ને વધારે વાર હું વચ્ચે ભૂલી ન શકાય તેવો મિત્રાનાં નસકોરાંઓનો ઘરઘરાટની વચ્ચે "શા માટે" ગુસપુસ અવાજ કરતો વર્જીનિયાનો

ઉંમરલાયક દેખાતો ચહેરો દેખાતો હતો. હું ઘણાં વખત પહેલાં જ જાનવાર બની ગયો હતો અને એકદમ થાકીપાકીને લોથ થઈ હારી ગયેલાં જાનવરની જેમ મને મૃત્યુને ભેટવાની તીવ્ર ઈચ્છા થતી હતી.

"મને મારી નાખ!" મેં સ્પીકુલને કહ્યું.

જવાબમાં તે હસતાં, બુદ્ધિમાન, જોરાવર પુરુષની જેમ હસ્યો, તે બધું સમજી ગયો હતો અને વિવાદ કરતો નહોતો પણ તેમ છતાં પોતાનાં નિર્ણયનો હક્ક તેણે જાળવી રાખ્યો હતો.

અમે એકબીજાની સામસામા ગોળ ફરતે ચાલ્યા અને ટ્રીબ્યુનના ગર્જના એટલી જોરદાર હતી કે નેરોન બાલકનીમાં પોતાની જગ્યાએથી ઊભો થઈ ગયો.

"વિખ્યાત સ્પીકુલ—પહેલવાનોનો રાજા અને માર્ક ગાબીનીય કુગ—ચિત્તાને હરાવનાર!" ગઈકાલે ચોકમાં લોક જાહેરાત કરનાર બરાડયો હતો.

મેં હુમલો કરવાનું શરૂ કર્યું, કેટલાક પોતાના ચકાસણી માટેના ખોટા હુમલા કર્યા પણ સ્પીકુલ, બધાં જ ગંભીર લડવૈયાઓની જેમ મારાં આ પગલાંઓ વિષે જાણતો હતો અને પહેલેથી જ આને માટે તૈયાર હતો. પછી એક કૂદકામાં મેં તેના પર પગ વડે પ્રહાર કર્યો—આ પ્રહારને માંડમાંડ કોઈ ઝીલી શક્યું તે પહેલાં જ તે તેમને હવામાં ચીરવામાં સફળ રહ્યો અને હું નીચે જમીન પર આવી પડયો. જ્યાં સુધી હું મારા પગ પર ઊભો ન થયો ત્યાં સુધી તે મને મારી નાખવા મારી તરફ ધસ્યો નહીં અને ન તો ફરીથી લડાઈ શરૂ કરી... હું સમજી ગયો હતો કે હું હારી જઈશ.

પહેલાં કદાપિ મેં સ્પીકુલની લડાઈઓ જોઈ નહોતી (નેરોન તેને યોગ્ય તક માટે સાચવી રાખતો હતો), પણ તેના વિષે પહેલવાનો વચ્ચે ચાલી રહેલી પ્રચલિત કથાઓથી માહિતગાર હતો. જ્યારે પ્રતિસ્પર્ધી અખાડાનાં મેદાનના બીજા છેડે ઊભો હોય ત્યારે લંબાયેલા હાથમાંના બેધારા ચપ્પુ વડે જ્યાં તે ઈચ્છતો ત્યાં, ખભામાં, કોણીમાં, હાથના કાંડામાં, પ્રહાર કરી શકતો હતો... હવે અત્યારે સંઘર્ષના સમય દરમ્યાન હું બિલકુલ બીજી જ વાત સમજ્યો: સ્પીકુલને સંઘર્ષ ગમતો હતો. તે મારાં ચોક્કસ પ્રહારોનો આનંદ માણતો હતો; અને જેટલી વધારે મહેનતપૂર્વક તેને તેમનો પ્રત્યુત્તર વાળવો પડતો હતો તેટલી વધારે તેને ખુશી મળતી હતી.

અમે અર્ધા કલાક સુધી બાથંબાથી કરતા રહ્યા... પણ બધાંનો અંત આવે છે.

હું રોમના નીલા આસમાન હેઠળ પડયો હતો, મારી થાકી ગયેલી આંખોમાં સૂરજ ચમકતો હતો અને હું જાણી ગયો—આ છેલ્લી વાત હતી, કે હું મારી જિંદગીમાં યાતના અનુભવું છું. તલવાર મારી કાયામાં ધૂસી ગઈ હતી. હૃદય પર તેની ઠંડી ધારનો સ્પર્શ અનુભવી શકાતો હતો. આ છેલ્લી ઠંડકમાં કંઈક અદ્ભુત હતું, સુંદર હતું અને મને. તીવ્રપણે ઇચ્છા થતી હતી કે આ બધું ખલાસ થઈ જાય.

મેં મંચ તરફ ન જોયું. મને સંપૂર્ણપણે ખાતરી હતી કે નેરોને અંગળી નીચી કરી લીધી છે, એટલે કે એનો અર્થ હતો બીજાં બધાં મોટી સંખ્યાનાં લોકોએ પણ.

પણ હું ભૂલ ખાઈ ગયો... મારી પર દયા કરીને મને છોડી દેવામાં આવ્યો. મને સ્વતંત્રતા અને સન્માનપૂર્વક નિવૃત્તિનાં નિશાન રૂપે લાકડાની તલવાર મળી. મને યુનિયાએ ખરીદી લીધો હતો—તે સેનેટરની અને લોકનેતની પત્ની, પહેલી પત્ની નેરોનની ઓકતાવિયાની સારી મિત્ર, ખૂબ ધનવાન સ્ત્રી હતી...

બે મહિના પછી હું પ્રેટોરિયાનોના ઉપરી સોનો સરદાર તરીકે કામ કરતો હતો—બાદશાહનાં અંગરક્ષક તરીકે અને ફોરમમાં જતાં ઘોડેસ્વારનો ઝભ્ભો પહેરવાનો હક્ક ધરાવતો હતો. હજી હમણાં જ થોડા વખત પહેલાં નેરોનની સેવા કરતાં હું કોઈપણ પ્રકારનાં ઈનામોને ખાતર રોજી રોટી કમાવવા તૈયાર ન થયો હોત પણ... મેં યુનિયાને જોઈ હતી અને આખી દુનિયા બદલાઈ ગઈ. મારી આખી વીતી ગયેલી જિંદગી મહાન યુલિયનાં મૃત્યુને દિવસે પૂંછડીયા તારાની જેમ ગૂંચવાઈ ગઈ, અટવાઈ, ફુગાઈ ગઈ અને નાશ પામી...

## ૮

ઓ સેનેટરોનાં પિતાઓ! હવે જ્યારે મારી જિંદગી પાછળ રહી ગઈ છે, જ્યારે દર નવા દિવસે હું તેનાથી બીજું એક ડગલું દૂર નીકળી જાઉં છું, જ્યારે, જો યુલ્લા મદદે ન આવે તો હું મારાં પોતાના મળમૂત્રમાં તરવાનું શરૂ કરું છું અને મને તદ્દન અજાણ્યાં જેવાં લાગતાં તીણા અવાજે તેને શરમ કે અધીરાઈ અનુભવ્યાં વિના ધીમેથી બોલાવવાનું શરૂ કરું

છું,— હવે માનનીય સેનેટરો પિતાઓ હું જાણું છું કે જૂપિટર બરાબર હોય છે.

સ્ત્રીઓ માટે તે ખાસી એવી ઊંચી હતી— તેનું માથું મારી આંખો સુધી પહોંચતું હતું. તેના પેટ અને થાપાને જોડતી વાંકી વળેલી રેખા મને એવી ચિંતામાં મૂકી દેતી હતી કે અમારાં પહેલાં પહેલાંનાં દિવસોમાં હું તેની તરફ નજર કરતાં બીતો હતો... અને આંખો— ઘેરા લીલા રંગની, ઘેરી, એટલી ઘેરી કે બિલકુલ ભૂખરી કે પછી એમ કહો કે લગભગ કાળી લાગતી હતી, બાળપણમાં એક માત્ર વિચારી લીધેલાં ચિત્ર જેવી— ઓળખી શકાય તેવી અને પછી ઓળખાઈ ગઈ. મને વિશેષ કરીને એમ ત્યારે લાગતું જ્યારે તે મારી તરફ જોતી. અને આમ લગભગ હંમેશાં બનતું હતું. હું એમ કહેવા ઇચ્છું છું કે જ્યારે અમે સાથે હતા ત્યારે તે લગભગ હંમેશાં મારી તરફ જોતી હતી... ગરમ ગરમ આંગળીઓ મારા હોઠને સ્પર્શતી હતી અને જિંદગી, મારી દબાયેલી, લોપ પામેલી જિંદગી મારામાં અણધારી જ્યોતો ભડકાવી રહી હતી... હા... હા... અને એમ જ હતું. તે રોમની સુંદર સ્ત્રીઓમાંથી એક હતી અને તે મને ચાહતી હતી!

અમે પ્રોવિન્સમાં પશ્ચિમી કિનારા પરનાં આરામગ્રહ બાઈનીમાં, યુન્યિાના પતિના એક મહેલમાં ચાલ્યાં ગયાં. તે દિવસોમાં જ્યારે નેરોન વહાણને પહેલેથી ભાગી કાઢવાની યોજન! ઘડી પોતાની માને ડુબાડવાના પ્રયત્નમાં નિષ્ફળ થયો તે પછી ભયભીત થયો ત્યારે, એ તો, યુનિયાનો પતિ, સેનેટર અને લોકમંનેતા, દુ:ખી આગ્રીપીન્નાનું ખૂન કરવા તૈયાર થયો અને દીકરાની મૂક સમતિ લઈને અમે કર્યું હતું.

"તો શું થયું... ભલે તરાપો કિનારાથી દૂર ચાલ્યો જાય," યુનિયાએ કહ્યું, "કદાચ બીજાં બધાં કરતાં આપણા નસીન વધારે સારા બનશે..."

તેને પણ કોઈ ભ્રમણાઓ નહોતી. જ્યારે મારાં પર અટકળો કરતાં, ચિંતા કરતાં, શંકા-આશંકાઓ કરતાં અને વિશ્વાસ ન કરતાં તે ક્યારેક પાસે આવતી, તો ક્યારેક દૂર થઈ જતી, તેના દિલનાં ઊંડાણમાં તેને એમ લાગતું હતું કે આ ફરીથી પોતાની સાથે માત્ર બિનજરૂરી રમત જ હતી. મારી પર તોળાઈ રહેલાં મૃત્યુએ તેને પસંદગી કરવાની ફરજ પાડી. તે ચાહતી હતી પણ બીતી હતી અને વિશ્વાસ નહોતી કરતી. એ તો મારે, એક ખૂનીને અને અનાથને તેને એ ખાતરી અપાવવી પડી

કે ભગવનો આપણી સામે જૂઠું નથી બોલતાં. "બધું જ સાચું છે!" મેં કહ્યું "બધું, બધું જ..."

મને યાદ છે... મને જે બન્યું હતું તેના કરતાં પણ વધારે યાદ છે. તે મારી પાસે, મારા ખભા પર પોતાનું વાંકડિયા વાળવાળું માથું ઢાળીને ઊભી હતી અને હું સાંભળતો હતો કે કેવી રીતે અમારી હોડીનો મુખ્ય હલેસાં મારનાર યુક્તિઓની ગણતરી કરતો હતો. અમે સૂર્યાસ્ત સુધી હોડીમાં તરતા રહ્યાં...

ઘેરા ગુલાબી રંગનું આસમાન અને જાંબલી રંગનું, હળવી છાલકો મારતું જીવંત પાણી...

તે દિવસોમાં, જ્યારે મારો આત્મા હજી ઈર્ષ્યાથી અમારા ભવિષ્ય માટેનાં ભયથી અકળાઈ ઊઠયો નહોતો, મૂંઝાઈ ઊઠયો નહોતો, જ્યારે હું પેલા દીનહીન ભિખારી જેવો હતો, જેને પોતાની જાતને ટકાવી રાખવા પૂરતો રોટીનો ટૂકડો મળતો હતો, જ્યારે હું યુનિયાને ચાહતો હતો, દર્દ અને ખુશીથી કાંપતા તેને હેરાન કરતો હતો, તે દિવસોનાં હું જુપિટરને માત્ર એક વસ્તુ વિષે—આ બધું ખલાસ થાય તે પહેલાં અમારા વિનાશ વિષે પ્રાર્થના કરતો હતો. બધાનો કોઈને કોઈ અંત જરૂર હોય છે એમાં હું પણ કોઈ શંકા ધરાવતો નહોતો. જો અમારાં નસીબમાં ખુશી લખાયેલી હોત તો મારી મા મરી ન હોત... ના, હું જાણતો હતો, એ એક દિવસ પૂરું થવાનું જ હતું.

અને તેમ છતાં... તેમ છતાં... છેક ત્યારે, તે દિવસે હું સાદાઈ અને મારા એકલાપણાની અનાવશ્યકતાનો સામાન્ય ભય અને એ હકીકત કે છેક મૃત્યુ સુધી હવે અમે બે છીએ, એ સમજી ગયો ગયો હતો.

જો અમને બે કે ત્રણ કલાક માટે છૂટાં પડવું પડતું તો હું એ વિષે વિચારતો હતો કે કેવી રીતે તે આવશે અને મારા દિલમાં ઉચાટ થવાનો શરૂ થઈ જતો અને મોં સૂકાવા લાગતું, બિલકુલ પેલી અમારી ગાંડા કરી મૂકનારી—સુંદર સૌથી પહેલી મુલાકાત વખતે જ્યારે હું અજાણ્યા ઓરડામાં, અર્ધ અંધકારમાં ઊભો હતો ત્યારે થતું હતું તેમ, જ્યાં ચાંદીની ગોળાકાર ફ્રેમમાં જડેલાં અરીસામાં સમોસ્સાના આરસપાણમાંથી બનાવેલી બે ડેલ્ફીનોનાં પ્રતિબિંબો પડતાં હતાં અને અંધકારમાંથી ટૂંકા ગ્રીક ટ્યૂનીકમાં સજ્જ ચપળ, મજબૂત સ્ત્રીઆકૃતિ બહાર નીકળી અને લાંબી અસહ્ય વ્યગ્રતાભરી ચૂપકીદી મારા પર છવાઈ ગઈ. અને હોઠો, પેલા

લાંબા વખતથી પ્રતીક્ષા કરી રહેલા, મારી જિંદગીને પુનર્જીવિત કરનારા એકમાત્ર હોઠો, મારી ખુશી ભરેલા હેઠો મારા હોઠોને સ્પર્શ્યા.

અમે રોમમાં પાછાં આવ્યાં. હું ઉપરી સોના સરદારનું પદ લઈને પ્રાયેટર પલટણમાં ફરજ બજાવવા લાગ્યો અને મેં ફરીથી ઘોડેસ્વારનો ગણવેશ પહેરી લીધો — યુનિયા એમ ઇચ્છતી હતી. અમે લગ્નગ્રંથિથી જોડાવાનો નિર્ણય કર્યો જેથી કરીને પોતાને વિખૂટાં પડવાનાં ભયથી રક્ષી શકાય. યુનિયાએ વેલાબ્રમાં મારાં ઘરને અને પુલ્લાને અરબ-ગુલામ પિતાના જૂનો નોકર, જે પહેલાં મારી સાથે રહેતો હતો તેને ખરીદી લીધાં. મારા મામાને પાલ્ફુરીય ફુસ્ક સેનેટરની પત્ની સાથે મારાં લગ્ન કરવાનાં સમાચાર જાણીને મારી યાદ આવી ગઈ અને ફરીથી મને પ્રેમ કરવા લાગ્યા. તે ઘરડા થઈ ગયા હતા પણ હજી એ જ પાલ્ફુરી ફુસ્ક હતા — છેલ્લાં વર્ષ દરમિયાન તેમનાં બે વારનાં ભાષણ ઝારનાં મતને અનુલક્ષીને હતાં.

યુન્યિાનો પતિ છૂટાછેડાની વિરુદ્ધ નીકળ્યો અને મર્યાદાને જાળવી રાખીને એને રોકી રાખવાનું જાણતો હતો. પણ અમે આશા સાવ ગુમાવી બેઠાં નહોતા. કેન્દ્રીય મેજીસ્ટ્રેટમાંથી યુન્યિાના કોઈ સગા અમને મદદ કરવાનું વચન આપ્યું હતું.

દરરોજ સાંજે તે મારી પાસે આવતી અને અમે સાથે જ રહેતાં. તેમ છતાં અમે ખાલી શાશ્વતતાની વાતો કરી પોતાની જાતને છેતરતાં હતાં...

પછી થીએટરમાં હું કુફ્રીઈને મળ્યો — તે મને ઓળખી ગયો.

હું જાણતો નથી કોની સાથે તેની કે પછી કદાચ યુન્યિાના પતિની સાથે અમે બંધાયેલાં હતાં કે અમારા પ્રેમ વિષે નેરોન જાણે. તેણે જાણ્યું અને બધું જ ખલાસ થઈ ગયું. કારણ કે તે ભલે ને ગમે તેવો માણસ હોય પણ તેમ છતાં, પોતાનાં પાડોશીને ખુશી નથી પહોંચાડતો. યુન્યિા તેની ઓક્તાવિએઈ સાથેની મૈત્રી ભૂલી ગઈ નહોતી અને મને... હું ખાસો એવો સારો પહેલવાન હતો.

## ૯

મારા હાથ આગળ પેટ સાથે જાડા દોરડા વડે બંધાયેલા હતા, આગળ બે સૈનિકો ચાલતા હતા અને પાછળ હતા ઘોડા પર સવાર સોનો

સરદાર અને બીજા ચાર સૌથી સારાંમાં સારા, બધા પ્રેતોરીઆનો, બાદશાહના અંગરક્ષકો. નોકરીમાં દૂર દૂરનો મને પરિચિત એવો જુવાન સુંદર સોનો સરદાર આખા રસ્તે ખિન્નતાપૂર્વક ચૂપચાપ રહ્યો, માત્ર જ્યારે વિચાર કરતાં કરતાં હું ડગલું ચૂકી જતો ત્યારે કૂલામાં પોતાનો ધારદાર ભાલો ઘોંચતો હતો. પીઠ પાછળ ઘોડો ઝોકું ખાઈ રહ્યો હતો અને મારા ખભા પર તેનું હૂંફાળું ફીણ પડતું હતું.

હું સૂરજથી ઠંડા પડી ગયેલાં રોમમાં, ખરબચડી કાંકરાવાળી સુબુર શેરી પરથી, યેસ્કવીલીના પરથી, મેત્સેનાતના બગીચાઓમાંથી ચાલતો જઈ રહ્યો હતો... દારૂડિયાઓની અને બિલકુલ ઉદાસીન તથા ટેવાઈ ગયેલાં વૃદ્ધોની નજરે શહેર મારો પીછો કરી રહ્યું હતું. એવી રીતે નજરો વડે સાવ એકલાં બીમાર કૂતરાંને વિદાય આપવામાં આવે છે જેને ખાલ ઉતારનારાં પોતાનાં લાંબા દોરડે બાંધી ખેંચીને લઈ જઈ રહ્યાં હોય છે...

રોમ પલટણમાં વ્યવસ્થા અંગે ઝાર વિરુદ્ધ પજવણીનાં પ્રયત્નોનો મારી પર આરોપ મૂકવામાં આવ્યો હતો. નેરોને નિયમાનુસાર વાતચીતથી સંઘર્ષ કર્યો અને તકનો ઉપયોગ કરીને જે વાંધાજનક હતું તે બધાંથી છૂટકારો પામ્યો.

રક્ષણ કાફલાનાં લોકોએ આપસમાં વાતચીત કરતાં હતાં અને તે તથા અશ્લીલ વાક્યાંશો અને હાસ્ય મારા કાને અથડાતાં હતાં. પણ આનાથી મારામાં કોઈ પ્રક્ષુબ્ધતા કે દ્વેષની લાગણી પ્રબળ ન બની. દિલમાં બધું સ્પષ્ટ અને કોરું ધાકોર હતું. હું રસ્તે પડવાની તૈયારી કરવા લાગ્યો.

## ૧૦

મને એક માણસ માટેની કોટડીમાં બંધ કરવામાં આવ્યો. જેલ આર્દીતીઆન ખેતરની વચ્ચોવચ રોમથી સાત ગ્રીક ટપ્પામાં કળણ અને બદલો વચ્ચે હતી, જે મને મારાં વિનયશીલ નમ્ર બાળપણના અસ્તિત્વની યાદ અપાવતી હતી.

અંધકાર, કંઈપણ કામકાજ વિના વીતતી ક્ષણો, ટબમાંથી આવતી બદબો, સરસરાટ કરતું કાપેલું ઘાસ, જેમાં ઉંદરડાઓ ફરતાં હતાં... આ બધું કેટલા વખત સુધી ચાલ્યું હું નથી જાણતો—મહિનો, અઠવાડિયું, બે... હું આંધળો બની ગયો અને શારીરિક યાતનાની શાહ જોતો હતો પણ એનાથી મને અકળામણ નહોતી થતી. યુનિયા... હું જાણતો હતો

કે તે કેવું બલિદાન કરીને મારી સ્વતંત્રતા ખરીદી શકતી હતી. બેભાવાવસ્થાની ક્ષણોમાં નેરોનનું ધૂર્તતાભર્યું હાસ્ય મારી આંખો સમક્ષ ઊભું થઈ ગયું.

એક દિવસ એક ઊંચો, ટૂંકા ખભાવાળો અને ભાલા જેવો ટટ્ટાર માણસ મારી કોટડીમાં પ્રવેશ્યો અને ધ્રૂજતાં અવાજે બાદશાહની દયાવૃત્તિ વિષે બોલ્યો. એ હતો આવ્લ પીફોલાઈ, જેલનો ઉપરી, શોધક અને ઉત્સાહી માણસ, નેરોનનાં પ્રિય લોકોમાંથી એક. તેણે મને સમજાવ્યું કે ઝાર અમારા કુળ ઉપર આવી પડેલાં દુર્દૈવ પર દુ:ખ પ્રગટ કરે છે અને સાથે સાથે એમ પણ માને છે કે મારા પિતા પર લાગુ કરવામાં આવેલો દેશવટાની સજા અન્યાયપૂર્ણ હતી અને નીચ કલીગુલીના વ્યક્તિગત વેરનું પરિણામ હતી. મારા પિતા તીબેરીયના સૌથી સારા પ્રતિનિધિઓમાંથી એક હતા અને હવે પછીથી તેમનું નામ ફરીથી અપનાવવામાં આવશે. જ્યારે તેના દીકરાની એટલે કે મારી વાત હતી ત્યાં સુધી ઝાર મારી બહાદુરીની પ્રશંસા પિતાની બહાદુરી કરતાં ઓછી નહોતા કરતા, અને સાથે સાથે મારી હિંમતની પણ, પરંતુ... મારી વિરુદ્ધનાં આરોપો થોડાં વધારે પડતાં ગંભીર હતાં તેથી તે, રાજ્યનાં વડા અને પોતાની માતૃભૂમિના વિશ્વાસપાત્ર પુત્ર એવા તે પોતાની પ્રથમ લાગણીને વશ થઈને મને છોડી દઈ શકે તેમ નહોતા. તેને વ્યક્તિગત રીતે બધું જ સ્પષ્ટ કરવાની અને ચકાસવાની આવશ્યકતા હતી. તે માફી માંગે છે અને કોઈ સારો માર્ગ સૂઝી આવશે એવી આશા રાખે છે... આવ્લ પીફોલાઈએ અંતમાં મને પોતાના અવાજને સામાન્ય કરતાં થોડો વધારે ઊંચો કરતો અને ધ્રૂજતા અવાજે જણાવ્યું કે મને આ અલાયદા ઓરડીમાં જ્યાં દેખીતી રીતે મને એકદમ કંટાળાદાયી હતું ત્યાંથી બીજે ઠેકાણે મોકલવામાં આવશે અને મને અઠવાડિયે પહેલાંનાં બે સેસ્ટર્સની જગ્યાએ છ સેસ્ટર્સની રકમનું ખાવાનું આપવામાં આવશે... બારણાનાં સફેદ ચોકઠાંમાં હું તેનો ચહેરો જોઈ શક્યો નહોતો અને મારી સૂવાની જગ્યાથી એક ડગલું દૂર પડેલા લાકડાના કૂંડાને તેના પર ફેંકી નશક્યો.

## ૧૧

અને આમ રસ્તાનાં અંતે પ્રારબ્ધે ફરી વાર મારી તરફ જોયું. બીજા દિવસે મને બીજી ઓરડીમાં લઈ જવામાં આવ્યો. મારો પાડોશી એ

માણસ નીકળ્યો જેની સાથે હું જિંદગીથી બંધાયેલો હતો. તેમાં જે કંઈ સમજી શક્યો તે હતું... તેનું નામ આખા રોમભરમાં વિખ્યાત હતું, પણ તે હું અહીં નહીં લઉં—તેની ખ્યાતી સાથે મારા ઈતિહાસને કોઈ સંબંધ નથી. અને જો કહું તો પણ એટલું પૂરતું છે કે નેરોનના બાળપણનાં વર્ષોમાં તે તેનો શિક્ષક હતો અને તેમની વાતચીતદનો મુખ્ય વિષય, સદાચાર, શિષ્યનો મુખ્ય ગુણ ન થયો. ગમે તેમ પણ એ જણાવી દઈશ કે નેરોન પોતાના. એક શિક્ષક કરતાં એક આરોપીમાં વધારે વિશ્વાસ રાખતો હતો. અને આમ હું તેને "વૃદ્ધ" કહીશ કારણ કે બુદ્ધિપ્રતિભા અને ઉંમર સિવાય બીજાં બધાંમાં અમે અમારી ઓરડીમાં બિલકુલ એવી રીતે એક જેવા જ હતા જેવી રીતે બધાં લોકો ભગવાનની સામે તેમના જન્મ સમયે એક સમાન હતાં.

તે વૃદ્ધ અને દૂરંદેશી હતો, જેવી રીતે એક દૂરંદેશી માણસ કરી શકે તેમ આખી જિંદગી તેનાં ઉદ્દેશ્ય અને કિંમત વિષે વિચારમંથન કરતો હતો. મેં તેને સાંભળ્યો હતો જોકે જુવાનીમાં જે સવાલો મારાં મનોમસ્તિષ્કમાં ભરાયેલાં હતાં તે તેની સામે મૂક્યાં નહોતાં. મૃત્યુ સાથે સંકળાયેલી તે ક્ષણોમાં કાં તો પિતાનું મૃત્યુ થયું કે પછી સેરસનનું મૃત્યુ થયું, જે લોકોના ટોળાની ઉત્તેજનાભરી બૂમરાણો હેઠળ મારા હાથે મરાયો હતો, હું જિંદગીનાં પેલાં છેલ્લાં સત્યને પણ સહી ગયો હતો જે માણસને હરાવી દે છે. છેલ્લા સત્યને હું જાણતો હતો તેમ છતાં હું યુનિયાને ચાહતો હતો કારણ કે સચ્ચાઈ નહોતો ઇચ્છતો પણ પ્રેમ... અને તેમ છતાં...

કોઈક સમયે વિદ્યાર્થીકાળના દિવસોમાં, કુમીમાં હું આબેહૂબ તત્ત્વજ્ઞાની વાદવિવાદનો સાક્ષી હતો. એ પ્રખ્યાત રાજા ઇસીદોરના બગીચાની વાત હતી, એ બગીચો પણ સીવીલ્લા ગુફાઓની જેમ જ અમારા પ્રાંતના ગર્વ સમો હતો. ઇસીદોર એક વિદ્યાર્થી સાથે ચર્ચા કરી રહ્યો હતો. શબ્દનો અર્થ મારા માટે ગૂઢ અને અકળ હતો, મને અહીં લઈ આવનાર સહપાઠીઓ ખી ખી હસતાં ઇસીદોરના ઉઘાડા પગ તરફ ઇશારો કરી રહ્યો હતો, પણ હું તેના ચહેરા તરફ જોતો હતો, જોતો હતો અને વિષાદપૂર્વક તેની સુંદરતા અને અગમ્યતા અનુભવી રહ્યો હતો. પછી ફોરમમાં મેં રોમના મહાન લોકવક્તાઓને સાંભળ્યા, રુફ્રીઈને ત્યાં વિખ્યાત સંગીતકારો, રાજકરણીઓ આવતાં હતાં, જેમનાં નિર્ણયો પર હજારો લોકોની જિંદગી અવલંબિત હતી—પણ એક વાર પણ મારામાં

જ્યારે બાળપણમાં, બગીચામાં ઇસીદોરના શાંત સ્વસ્થ ચહેરા પર ચમકતા મહાન આત્માના તેજે દંગ કરી દીધો હતો ત્યારે જે અનુભૂતિ થઈ હતી તેના જેવી અનુભૂતિ નહોતી થઈ, એ તેજ માણસને ક્યારેક ભગવાની ભેટ રૂપે આપે છે. ત્યાર પછી કદાપિ મારા મનમાં એ વિચાર સુદ્ધાં ઉદ્‌ભવ્યો નહોતો કે આ કે પછી પેલો બુદ્ધિમાન માણસ જિંદગી વિષે એ જાણે છે કે હું નથી જાણતો... અને આમ હવે જ્યારે હું ડહાપણની દૂરંદેશીપણાની આશા નહોતો રાખતો, કોઈ ઈર્ષ્યા નહોતો કરતો અને કંઈપણ જાણવાની ઇચ્છા નહોતો રાખતો ત્યારે અહીં, જેલની કોટડીમાં ઠંડી ફરસ પર વૃદ્ધની સાથે પાસાં રમતાં અને વાદવિવાદ કરતાં મેં જાણ્યું કે ઇસીદોર બગીચામાં મારા બાળઆત્માને સ્પર્શી જનારી પેલી સુંદર, વિવેકસભર અને ખુશખુશાલ જિંદગી શું હતી, તે બિલકુલ ખોટું નહોતું, ના...

હું અંદર પ્રવેશ્યો. ધડામ કરતું બારણું મારી પાછળ બંધ થયું—ખૂણામાંથી વચગાળાનાં દરજ્જાકાળમાં કામ કરનારાં નિવૃત્ત લોકો પહેરે તેવાં કોટમાં છેક દાઢી સુધી લપેટાયેલાં વૃદ્ધે ચમકતી, સરળ આંખે જોયું. બિલકુલ એવી રીતે જોવું જેવી રીતે કૂતરો એકલવાયા મુસાફર તરફ જુએ છે—આગલા પંજા પરથી ભારે માથું ઉઠાવ્યા વિના, માત્ર પળવાર માટે શાંત આંખો ઉઘાડીને.

એ મૃત્યુ પહેલાંનો અને હમેશ હંમેશ માટેનો મારો સાથી, વૃદ્ધ હતો. પછી, તેના મૃત્યુ બાદ હું સમજ્યો કે શા માટે અમને એક ઓરડીમાં સાથે રાખવામાં આવ્યાં હતાં. જો કોઈ ઇચ્છતું હોય કે બે માણસો એકબીજાં પ્રત્યે અદેખાઈ કરે તો તેમને કહેવામાં આવે છે કે તેમનામાંથી એક જીવતો રહેશે અને બીજો માર્યો જશે.

કહો અને રાહ જુઓ—અને તમે તમારો ઉદ્દેશ્ય પાર પાડી લેશો. અને વળી... અમારામાંથી એકે બીજાનું મૃત્યુ સહેવાનું હતું જેથી જિંદગી માટે વધારે તાકાતથી સંઘર્ષ કરી શકાય. સંભવ તેટલી વધારે તાકાતથી...

રમવા માટેનાં પથ્થરો અમને 'એય દોસ્ત' લાવી આપ્યા. અમે વૃદ્ધના હળવા હાથથી ચોકીદારને એમ કહીને બોલાવતાં હતાં. "'એય, દોસ્ત'", વૃદ્ધ બોલ્યો, "થોડું પાણી ગરમ નહીં કરી આપી શકે?" અને 'એય, દોસ્ત' અધેડ ઉંમરના ખેડૂતના જેવા હાસ્યે હસ્યો અને પાણી લઈ આવ્યો.

"હોવું અને ન ઇચ્છવું—એ એક જેવું જ છે," જમ્યા પછી વૃદ્ધે

મને સમજાવ્યું. અમે ભેજવાળાં પાટિયાઓને જોડીને બનાવવામાં આવેલાં પલંગો પર સૂતા હતા અને સડાની વાસ મારતી બારીમાં ખાલી અદીંઅતની રાત ધબકતી હતી. "મુખ્ય વાત છે — પોતાની જાતને કોઈપણ પ્રકારની યાતનાઓથી છોડાવવી ..."

યાતનાઓથી છૂટકારો અપાવવો, મેં વિચાર્યું, યાતનાઓથી — કેટલું સરળ છે... "સ્વતંત્રતા પ્રાપ્ત કરવી સહેલી છે," વૃદ્ધે ધીમે અવાજે કહ્યું અને તેનો ચહેરો દુઃખસભર બની ગયો, "પરિપૂર્ણ ન કરાયેલી ઈચ્છાથી નહીં પણ તેમને ત્યજી દેવા કરતાં સહેલી છે... તેમનાથી ત્યજી દેવા કરતાં ..."

હું જાણતો હતો, તે સાચો હતો, માણસે માત્ર ઈચ્છા જ ન કરવી જોઈએ અને આશા જ ન રાખવી જોઈએ. પણ હું એ વાત જે ઘણાં વખત પહેલાં સમજી ગયો હતો અને હવે વૃદ્ધ મને સમજાવી રહ્યો હતો તે દિલમાં ઉતારી શક્યો નહોતો, ઊતારવા ઈચ્છતો નહોતો. કોઈ કારણસર ક્રોધે ભરાવું અને મારા પ્રેમને મારી નાંખવો સંભવ હતું, સંભવ હતું એ હું પોતે જાણતો હતો — મારા આત્માનાં છેલ્લાં ભારનો નાશ કરવો અને છિન્નભિન્ન કરી નાંખવો, અત્યારે ને અત્યારે, અહીં જ... આ પ્રેમથી પોતાની જાતને છૂટકારો અપાવવો, સ્વતંત્ર થવું, ફરીથી મૃત્યુથી ન ડરવું... આ એક સંકટમાંથી છૂટવાનો ઉપાય હતો, વૃદ્ધને મારી પર દયા આવી હતી પણ હું — હું એને અપનાવી શક્યો નહીં. યુન્યિા મારા ચહેરા તરફ ઝૂકી હતી, માત્ર આંખો બંધ કરવાની વાર હતી, હું વૃદ્ધની ગુસપુસ હેઠળ, હસતો હસતો એને મૃત્યુમાં વિશ્વાસ ને કરતો ઝોકે ચઢી ગયો.

વૃદ્ધ પોતાના શાણપણ સાથે મારી પાસે આવવામાં મોડો પડયો હતો. હું અજેય થવા ઈચ્છતો નહોતો. હજી મને આશા હતી — યાતનાઓ વડે ચૂકવવામાં આવેલી અમારા પ્રેમની એક ક્ષણ મારા માટે દસ દસ વર્ષોની શાંતિ કરતાં વધારે કિંમતી હતી.

અમે પાસાં રમી રહ્યા હતા, વૃદ્ધનાં પાસામાં "વીનેરા" પડયું — ચારે દાણાં પર જુદાં જુદાં આંકડાં હતાં, — જ્યારે તાળામાં ચાવી લગાડવામાં આવી બારણું કડડકડ કરવા લાગ્યું ત્યારે નિસ્તેજ 'એય, દોસ્તે' નેરોન અને તેનો અનુચર કોટડીમાં પ્રવેશવા આપ્યા. નેરોનની સાથે હતાં આવ્લ પીફોલાઈ, ષંઢ સ્પોર અને ... સ્પીકુલ.

નેરોન હાંફ્તાં હાંફ્તાં હસવા લાગ્યો અને પાછળ વળી બારણા તરફ એવી રીતે જોયું, જ્યાં સ્પોર અને પીફોલાય ઊભાં હતાં, કે જાણે તેમને પણ અમારી મૂંઝવણથી મળેલાં સંતોષમાં ભાગ પડાવવા આમંત્રી રહ્યો હોય. તેનાં હાથ જગ્યા શોધી શકતાં નહોતાં, માથું ગોળગોળ ભમી જતું હતું, આંખો મટકું મારો એનાથી વધારે વાર સુધી એક જગ્યાએ ટકી રહેતી નહોતી. તે તુચ્છ હિંસક પક્ષીનો જેવો હતો. તે પોતાનાં શિકારનાં કંકાલ પાસે ઊડી આવ્યું હતું પણ બધાં કોઈપણ રીતે તેની પાછળ પાછળ આવતાં નથી, બધાં માથાં પર ભમી રહ્યાં છે, કૂદાકૂદ કરી રહ્યાં છે, પાંખો ફફડાવી રહ્યાં છે... સુંદર, ગંડમાળનાં ડાઘાંવાળો ચહેરો, ભારે ભરખમ ખભા, સાંકડું પેટ, વાંકા પાતળા પગ... ઝાર, મહારાજ, બાદશાહ... કલાકાર, કવિ, ઘોડેસવાર, સંગીતકાર... માણસ નહીં પણ રાજ્યનો પહેલો માનવ, શેતાન બચાવે! મા, પત્ની, બહેનનો ખૂની, કાયર-ડરપોક, અદાવતખોર, ગણતરીબાજ, કમઅક્કલ... ઓ ભગવાન! જ્યારે રોમ ભડકે બળતું હતું ત્યારે (અફવાઓ મુજબ તેણે જ સળગાવ્યું હતું) તે કેપીતોલીય મહેલના મિનારા પર ઊભો હતો અને ભડકે બળતી ભભૂકતી જ્વાળાઓ જોતાં જોતાં આશ્ચર્યનાં આવેશમાં "ગીબેલ ત્રોયા" ગાતો હતો.

વૃદ્ધે તેની નજર સાથે નજર મેળવી અને મારી તરફ વળ્યો. "તારો વારો!" તેણે કહ્યું. મારો હાથ દાણા લેવા લંબાયો પણ અડધે રસ્તે જ રોકાઈ ગયો. હું જાણતો હતો કે જો હું હમણાં દાણા લઈશ તો, યુન્યિા મને ફરી કદાપિ જોઈ શકશે નહીં. અને મેં હાથ પાછો ખેંચી લીધો.

નેરોન વૃદ્ધને આંગળીઓ વડે ઘોંચો મારતાં કિકિયારી મારી ઊઠયો અને ખડખડાટ હસી પડયો. "આમ છે! આમ છે! હું જોઉં છું કે અહીં તારી સફળતા કંઈ એટલી મહાન નથી (ત્યાં તેણે વૃદ્ધનું નામ લીધું). હા... વાતચીત માટે સમય થોડો ઓછો પડયો. અને કદાચ, તારી વાત સાંભળવામાં નહીં આવતી હોય?.." તેણે વૃદ્ધના ચહેરામાં જોયું, તે બારણાં તરફ, મારી તરફ વળ્યો, હસ્યો અને જ્યારે તેનું મોં ઉઘડયું ત્યારે દાંતો અને નીચલાં હોઠ વચ્ચે સફેદ લાળ આવી ગઈ. "હા, તો તું કેમ ચૂપ છે, શિક્ષક?!" તેણે સહાનુભૂતિ દર્શાવતાં અને ઉશ્કેરાટથી

કાંપતા પોતાનાં થાપા પર થાપ મારી. "અમે એપીકુરા વિષે કહી સંભળાવ! આનંદને ન ચાહવાનું શીખવાડ!"

ષંઢ સ્પોર અને પીફોલાય આનંદી વાતાવરણ ટકાવી રાખતાં તીણું હસવા લાગ્યાં. સ્પીકુલે 'એય, દોસ્ત' સાથે ધીમા અવાજે કશાંક વિષે ચર્ચા કરી. વૃદ્ધ વાંકો વળીને બેઠો હતો અને ફરસ તરફ જોતો હતો. એમ લાગતું હતું કે તે સાંભળતો જ નહોતો. જ્યારે નેરોન ચૂપ થઈ ગયો ત્યારે તેણે માથું ઊંચું કર્યું અને ફરીથી મારી તરફ જોયું: "તારી ચાલ છે!"

મેં દાણા ફેંક્યા.

નેરોન પાસે દોડી આવ્યો અને તેમના પર પગ મૂકી દીધો. પછી તેણે મારી તરફ જોયું. પ્રેમપૂર્વક મારા ખભા પર હાથ મૂક્યો અને આંખોમાં સારી રીતે તાકી શકે એટલા માટે થોડો બેસી સુદ્ધાં ગયો. "ઓ મૂરખ, તે તને ચાહતી નથી! તે બીજા કોઈને પ્રેમ કરતી હતી..." અવાજ કરુણાસભાર અને ધીમો હતો. "તું જાણે છે, કોને તે પ્રેમ કરે છે, ગાબીની?" એ વાત પર બારણા તરફથી એવો રોકી ન શકાય તેવાં અટ્ટહાસ્યનો ગૂંજતો આવ્યો કે જાણે હાઈઈનાનાં આખા ધણને વાડામાંથી છોડી મૂકવામાં ન આવ્યું હોય. હું કૂદ્યો પણ છેલ્લી ક્ષણે જોરદાર રીતે નહીં, પેટ પરનાં ચોક્કસ પ્રહારથી હું ફરસ પર લથડી ગયો. નેરોન બારણાં પાસે ખડખડાટ હાસ્યનાં નવા ઊભારથી લોટપોટ થઈ ગયો, જ્યારે સ્પીકુલ મારા માથા પર ઊભો હતો અને રાહ જોઈ રહ્યો હતો કે હું ફરીથી કૂદકો મારવાની તૈયારીમાં તો નથી ને.

હું મરતી માછલીની જેમ હવા માટે વલખાં મારતો ઠંડી ફરસ પર પડયો હતો અને મારી બુદ્ધિ, સમજશક્તિ એક પણ એવો વિચાર શોધી ન શકી, એક પણ અભિપ્રાય શોધી ન શકી જે મને આ માનભંગ અને મૂંઝવણ સાથે પહોંચી વળવામાં મદદ કરે. મને ત્યારે યાદ આવી ગયું કે કેવી રીતે એક દિવસે યુલ્લા એકદમ ગભરાયેલા ચહેરા પર હાથ મસળતાં સોગંદ ખાઈને કહી રહી હતી, કે જ્યારે નેરોને પોતાની માને મારી નાખી તે દિવસે રામમાં એક સ્ત્રીએ સાપને જન્મ આપ્યો હતો...

ત્યારબાદ તે ફરીથી મારી પાસે આવ્યો. પછી તેઓ—નેરોન અને સ્પીકુલ સાથે સાથે ઊભા હતા. મેં તેમના આંટીઓ વાળતા પગ જોયા. નેરોન બોલ્યો. શબ્દનો અર્થ અસ્પષ્ટ હતો પણ શબ્દો યાદ રહી ગયાં હતાં અને હોશમાં આવતાં હું તેમના અર્થને સમજી ગયો. તે ધાતુની

તકતીવાળાં ચામડાના પટ્ટા સાથે જ લઈને આવ્યો હતો. એ પટ્ટા મુક્કાબાજી કરનારાઓના હાથ પર વીંટાળવામાં આવતા હતા. આપણે અહીં કોટડીમાં જ મુક્કાબાજી યુદ્ધ કરીશું, બેશક, જો હું એમ ઇચ્છું તો. સ્પીકુલ અમારો ન્યાય કરશે. તે આશા રાખે છે કે હું સ્પીકુલનો વિશ્વાસ કરું છું. મારે ગર્વ કરવો જોઈએ—મારી સાથે ઝાર કુસ્તી લડશે. હારમાં પણ ગર્વ કરવો જોઈએ. જોકે સમજી શકાય તેમ છે કે કુસ્તી માટે કોઈ વિરોધ કારણો નહોતાં. કોઈક વેશ્યાને કારણે, જેવી ઘણી... પણ તે તૈયર હતો, હા, જો હું મારી વાત પર અડગ રહું તો તે તૈયાર હતો...

હું ઊભો થવા લાગ્યો. સ્પીકુલ મને અડયો નહીં. અને તિરસ્કારથી મને ફરી ભાંગી પણ નથી નાંખ્યો. હું રમતનાં નિયમોનો ભંગ કરવા જઈ રહ્યો નહોતો. મેં પસંદગી કરી અને હળવાશ અનુભવી. અમે કુસ્તી લડીશું અને હું તેને મારી નાખીશ. અમારી નજરો મળી અને તેની આંખોમાં કંઈક આવી પડયું. તેની આંખોમાં ઝાંખપ આવી ગઈ અને આમતેમ દોડવા લાગી. ખતરાની ક્ષણોમાં તે હંમેશા ચપળ બુદ્ધિવાળો બની જતો હતો. કુસ્તી નહીં થાય...

"કૂતરા!" લંબાયેલી શાંતિમાં અવાજ ફાટી નીકળ્યો.

નેરોન થરથર થથરી ઊઠયો અને નજરો વડે સ્પીકુલને શોધવા લાગ્યો. બારણાં પાસેથી તેઓ બંને ખસી આવ્યાં. હવે તેઓ હસતા નહોતા.

"કૂતરા!" વૃદ્ધે ફરીથી કહ્યું અને દાણાં બતાવ્યાં. ચારે દાણાં પર ખરેખર એક જેવાં આંકડાં હતાં—"કૂતરા".

કેટલીક ક્ષણો સુધી એવી શાંતિ સ્થપાયેલી રહી કે જે લનાં પ્રાંગણમાં ચોકીદારો શું વાતચીત કરી રહ્યાં હતાં તે પણ સાંભળી શકાતું હતું. "હા તો જો તેં તેને જોઈ હોય તો પછી તેં કહ્યું હોત," જુવાન ન્યાય કરનારનો અવાજ ગૂંજી ઊઠયો, "પણ તે જોતો નથી પણ બોલે છે, અને જો જોયું હોત તો, તો પછી..."

"તને!" આંગળી વડે વૃદ્ધ તરફ ઈશારો કરતાં ઘોઘરા અવાજે નેરોન બોલ્યો. "સાંજે તું મરશે! તેં મૃત્યુ વિષે એ યાદ કરાવતાં કે તેનાથી ડરવું ન જોઈએ, મને જીવતાં શીખવાડયું..." તેનો ચહેરો એકદમ ગંભીર, લગભગ વિષાદભર્યો બની ગયો. "તું એ સાબિત કરી શકીશ કે તારાં શબ્દો કર્મથી જુદાં નથી પડતાં. જા મર!"

તે ક્ષણે તે પોતાની જાતને રોકી ન શક્યો અને તેનાં નિસ્તેજ, લાલ ચાઠાંવાળાં ચહેરા પર પરિચિત અટ્ટહાસ્ય ઊભરાઈ આવ્યું.

"તને!" તેની ટૂંકી જાડી આંગળી મારી તરફ વળેલી હતી. "તને, કુલટા સ્ત્રીનાં પતિ, હું તને એક તક આપું છું!" તેણે પીફોલાઈ તરફ જોઈ આંખ મીચકારી અને ફરીથી ખડખડાટ હસવા લાગ્યો.

તે ફરીથી બહુવાર સુધી ઝટકા મારતો રહ્યો અને બેસી રહ્યો, પછી એક હાથે સ્પોરની વંશપરંપરાથી વળી ગયેલી પીઠને બાથમાં લીધી અને એકાએક જાણે ચુંબન લેવા માટે જતો હોય તેમ માથું ધૂણાવીને તેને દાંત વડે ખભેથી જકડી લીધો.

## ૧૩

હું રોમનાં સંધ્યાકાળનાં પ્રકાશને જોઉં છું, નીચેથી આવી રહેલાં આછાં અવાજને સાંભળું છું. ત્યાં, મારી નીચે સ્નાનાગર છે. ત્યાં કોઈક સપ્તસ્વરમાં કંઈક ગાઈ રહ્યું હતું તે મને સંભળાતું હતું, અને જાનવર જેવી ખુશીમાં મને કંઈક ભારે અને અપરિચિત લાગે છે.

દિવસો પર દિવસો વીતતાં જાય છે અને મારી ભૂતપૂર્વ જિંદગીમાં કોઈ ઉદ્દેશ્ય, ધ્યેય અને અર્થ શોધી કાઢવાની ઇચ્છા ઓછી ને ઓછી રહેતી જાય છે... જડ, છુપાયેલી થાકથકાવટ મારી કડવાશને સંતોષે છે અને તેની જગ્યાએ આવે છે સમજવાની ટૂંકી ઇચ્છા. હજી બીજો થોડો સમય વીતી જાય છે અને કદાચ મને હવે કશાની આવશ્યકતા નહીં રહે.

"રાત્રિએ બધાંને શાંત કરી દીધાં અને સમગ્ર વિશ્વની શાંતિ ભેટ આપી ..." *

સાંજ હતી. હું વૃદ્ધના પલંગ પર બેઠો હતો અને તેના ફિક્કા ચહેરા તરફ જોઈ રહ્યો હતો. તેણે તેની નસો ચીરી નાંખી હતી; અમે તેના મૃત્યુની રાહ જોઈ રહ્યા હતા. તેનો ચહેરો વિષાદભર્યો અને શાંત હતો. 'એય, દોસ્ત' લાવી આપેલી મીણબત્તી તેને અંધકારમાં પ્રકાશિત કરતી

* રોમના અનામી કવિની કવિતાઓમાંથી લીધેલી લીટી.

હતી. લોહી ધીમે ધીમે વહી રહ્યું હતું, વૃદ્ધ ધોળો પૂણી જેવો થઈ ગયો હતો અને ઓછો ને ઓછો શ્વાસ લઈ રહ્યો હતો... કોઈક કોઈક વાર તે માથું ઊંચું કરતો હતો અને કેટલાંક શબ્દો ઉચ્ચારતો હતો. અવાજ તેનો એકદમ કમજોર અને ફરિયાદભર્યો હતો, બિલકુલ બાળકનાં અવાજની જેમ અને એક ક્ષણે મારા મનમાં એક શરમજનક વિચાર ઝબકી ઊઠયો: "ડરે છે!" પછી મેં મનમાં વિચાર્યું, મારી જિંદગી કે આ વૃદ્ધની જિંદગી કે પછી બીજાં કોઈપણ માણસની જિંદગી એ શું છે— એક નાનકડું તણખળું જેનાં છેડાંઓ એકબીજાંની બિલકુલ પાસેપાસે જ છે. તેને વચ્ચેથી પકડી લઈને જોઈ તેમ શકાય છે—તારાં અનાથપણાંનાં બે ઠૂંઠા: તારો જન્મ અને મૃત્યું: "કેટલું કપડું છે... મરવું..." વૃદ્ધ ગણગણ્યો અને તેની આંખોમાં માત્ર મીણબત્તીની જ્યોત ચમકતી હતી.

હું થોડીવાર માટે ભૂલી ગયો અને ફરીથી જ્યારે તેના હાથનાં સ્પર્શને અનુભવ્યો ત્યારે હોશમાં આવ્યો. "કદાચ, તું જ સાચો છે," તે ધીમા અવાજે બબડયો, "કદાચ કશું જ જાણવાની જરૂર નથી... બધું એક જેવું છે..." તે મરી ગયો. તે મરી ગયો, જ્યારે હું ત્યારે અમારી સાથે શું બન્યું હતું તેની પોતાની યાતનાદાથી સભાનતાને પકડમાં લેતાં જાણતો નહોતો, લઈ શકતો નહોતો. મને એમ લાગતું હતું કે હું તેને મૃત્યુમાં એકલો રાખી શકતો નહોતો. અને તેમ છતાં એ ક્ષોભભરી ભાવનાએ મને છોડયો નહીં કે તેની અંદર અત્યારે ચાલી રહેલું આત્મિક કાર્ય મારા માટે હંમેશ હંમેશ રહસ્યમય જ રહી જશે. જોકે તેમ છતાં છેક છેલ્લી ક્ષણો સુધી, લગભગ છેક છેલ્લાં શ્વાસ સુધી તે મારા વિષે ભૂલ્યો નહોતો.

"ગભરાતો નહીં! ગભરાતો નહીં... આ કંઈ વિચિત્ર નથી."

દુનિયા બિલકુલ એવી છે જેવી રીતે તેને માણસ જુએ છે. તે મરી ગયો અને તેને ગ્રહણ કરનાર મૃત્યુ હવે બીજા કોઈની રાહ જોતું નહોતું. તે તેની દુનિયામાં આવી ગયું અને બીજું કશું નહીં, હું જાણતો હતો, મારા માટે કોઈ નિર્ણય કર્યો નહોતો. આખી ધરતી પર કોઈ કરતાં કોઈપણ મારી બહેનના સવાલનો જવાબ આપી ન શક્યું: "શા માટે?" શા માટે "આ અંધકારમાં નિરંકુશ દોડની" જરૂર છે!* જેને આપણે ગર્વભિર જિંદગી કહીને સંબોધીએ છીએ.

* લુત્સીય અન્નેય સેનેકાનું વાક્ય.

## ૧૪

તે દિવસોમાં કોણ એમ વિચારી શકતું હતું કે હું ન માત્ર વૃદ્ધ પણ સ્પીકુલ, સ્પોર અને શાશ્વતપણે જીવંત રહેવાનું વચન આપનાર, પોતાના રાજ્યની જનતાને કોઈ દુ:ખ ન પહોંચાડવાનું કહેનાર પોતે નેરોનના મરી ગયા પછી જીવી રહ્યો છું. કોણ વિચારી શકતું હતું?.. ગાલ્બીની સેનાટૂકડીઓ રોમ તરફ નીકળી પડી અને નેરોનને પોતાના મૃત્યુની ગંધ આવી ગઈ. મારાં જૂના ગુલામ યુલ્લાએ એ જોયું હતું કે કેવી રીતે તેણે ભરચોકમાં ફોરૂમ સામે છાતી પરથી કપડાં ચીર્યાં હતાં અને બરાડયો હતો કે બધું સ્વાહા થઈ ગયું હતું. તેનાં બધાં આશ્રિત મિત્રો તેની તરફથી મોં ફેરવી ગયાં હતાં. વૃદ્ધ ધાવે તેને જમીન પરથી ઊઠાવ્યો અને તેની ભરાવદાર ગરદન પર હાથ ફેરવીને શાંત કર્યો.

વૃદ્ધની કાયાને લઈ ગયાં, તેનો પલંગ ખાલી હતો.

મને નવી રમતનાં નિયમો સમજાવવામાં આવ્યાં. ત્રણ દિવસ પછી મને પાંજરામાંથી છોડવામાં આવશે અને મને દોડવાનો હક્ક મળશે પણ શિકારીઓ, તેમની વચ્ચે નેરોન પણ હશે, જેલની બાલ્કનીમાં સિગ્નલની રાહ જોઈ રહેલાં શિકારીઓ, મને મારી નાખવાનો હક્ક ધરાવે છે. જો હું જેલના આગલા ચોક સુધી દોડી જઈશ તો હું સ્વતંત્ર થઈશ.

શરત મેં માન્ય રાખી. મારી પાસે હજી બીજાં બે કામ રહી ગયા હતાં: યુન્યિાને મળવું અને મરવું.

ત્રણ દિવસ મને જેલના પ્રાંગણમાં ફરવા માટે લઈ જવામાં આવ્યો અને એવી રીતે ખવડાવવા પીવડાવવામાં આવ્યું કે મેં રુફ્રીય સાથેના મૈત્રીકાળમાં પણ એવું ખાધું પીધું નહોતું. છેલ્લા જમણમાં 'એય, દોસ્ત' કોટડીમાં સમુદ્રી પાણીમાંની લાલ માછલી અને મારા પ્રિય દારૂની બોનલ લઈને આવ્યો. આ માલિકની ઇચ્છા પર હતું: શિકાર પહેલાં જાનવર દૂબળો-કૃશ ન હોવું જોઈએ.

રાત્રે મેં પોતાની જાતને સૂવાની ફરજ પાડી.

સ્વપ્નમાં મેં અંધકારની વચ્ચે સફેદ ટપકું જોયું. તે ધીમે ધીમે ગોળ ગોળ ફરતું પાસે આવતું હતું અને બહુવાર સુધી દબાણપૂર્વક તેમાં નજર નાખતા હું સમજ્યો કે એ તો અમારું આખેરુસેઇસ્કોય કળણ હતું અને એય પેણે ત્યાં, ઝાડીઓની પાછળ અમારું જૂનું પૂરાણું ઘર હતું... કળણ

આછાં લીલાં રંગનાં ઘાસ અને કિનારા પર સૂકાઈ ગયેલાં ફૂલોની સફેદ પૂમથી ઢંકાયેલું હતું. ટૂંકું ફ્રોક પહેરેલી વિર્જીનિયા પણ આખી પૂમથી ઢંકાયેલી અને ગ્રીક સેન્ડલમાં તપીને કાળાં પડેલાં પગને નાંખીને ઊભી છે અને ડોળભર્યાં દુ:ખ સાથે પિતા તરફ જોઈ રહી છે. પિતા છાપરીમાં બેઠા છે, હાથમાં ચપ્પુ અને જાડી લાકડી છે, જે પરિચિત સફેદ આકૃતિમાં કોતરાયેલી છે, તે વિર્જીનિયા તરફ જોઈને હસે છે જ્યારે વિર્જીનિયા માથું ધુણાવે છે અને પૂમ ઊડાડી રહી છે અને તે પણ હસે છે... અને હું પણ હસું છું તથા તેમની પાસે જવા ઇચ્છું છું પરંતુ પૂમથી સફેદ થયેલું પાણી, પાણી નહીં પણ આ અખાડો અને મારી સામે હાથમાં તલવાર લઈને અને કમર સુધી ઉઘાડો ઊભેલો રુફીય, અને હું લાકડાંની ફરસ પર સૂઈ જાઉં છું, હાથ સુંવાળાં ગરમ પાટિયાંનો સ્પર્શાનુભવ કરે છે, અને હું તેનાથી દૂર સરકી જવાનો પ્રયત્ન કરતાં સરકતો આગળ વધું છું... મંચમાં બૂમરાણ મચી છે અને **પોલ્લીકો વેર્સો** સંકેત બતાવવામાં આવી રહ્યો છે! ત્યાં સ્પોર અને મારો જૂનો યુલ્લા છે: સ્પોર તેને બાથમાં લે છે, હોઠ પર ચૂમે છે અને હસતાં હસતાં તથા હાથ હલાવતાં કંઈક બરાડી રહ્યો છે, જ્યારે યુલ્લા એકી નજરે અને ગંભીરતાપૂર્વક મારી તરફ જોઈ રહ્યો છે અને એકાએક સમજી જાઉં છું કે તે મરેલાં તરફ જોઈ રહ્યો છે.

હું ઉંબરા પર ઊભો હતો. સવાર હતી, પરોઢનો પહેલો કલાક. કળણ પર હજી ઝીંખુ અજવાળું છવાયેલું હતું. સડા અને ભેજની ગંધ આવતી હતી.

મારી સામે એકસો વીસ ડગલાં દૂર નાનાં નાનાં પથ્થરાંવાળો જેલનો આગલો ચોક હતો. 'એય દોસ્ત', શોકાતુરપણે ઠીંગરાઈ ગયેલાં વૃક્ષો ઝીંખા ભૂખરા પડી રહેલા તેના છેક છેડા—સીમા રેખા તરફ જોઈ રહ્યો હતો, જેની પેલે પાર મારી સ્વતંત્રતા શરૂ થતી હતી. તે જાણીબૂઝીને ચૂપ હતો.

મેં પાછળ વળીને નજર ન કરી. નેરોનનો આખો કાફલો અને તે પોતે અત્યારે ત્યાં, જેલની છાપરીમાં, બાલ્કની પર હતાં, જે ખાસ આવાં પ્રસંગો માટે બાંધવામાં આવેલી હતી: નેરોન, સ્પોર, સ્પીકુલ, પીફોલાથ અને જેલનાં રક્ષકદળમાંથી સૌથી સારા વીર નિશાનબાજો—બધા

ધનુષ્યબાણ સાથે, ઊંઘતા અને ઉશ્કેરાયેલા હતા. આગળ હતો શ્રેષ્ઠ કોટિનો વિખ્યાત શિકાર!

મને તાવ ચઢી ગયો. પહેલાં અખાડા પર જતાં હું લગભગ એકદમ હળવાશપૂર્વક જિંદગીથી વિદાય લેતો હતો, જ્યારે અત્યારે હું ડરપોક બની ગયો હતો અને નબળા પગે પણ જીવવા ઈચ્છતો હતો. મારા ચહેરા તરફ દુનિયા જોઈ રહી હતી, તે આશા રાખતી હતી અને વિશ્વાસ રાખતી નહોતી, જ્યારે મારે ફરીથી એ સાબિત કરી બતાવવાનું હતું અને એમ વિશ્વાસ કરવાની ફરજ પાડવાની હતી: "બધું સાચું છે! બધું, બધું..."

ઉપરથી શરત મુજબનું ચિહ્ન લાલ રૂમાલ પડ્યો,— હું દોડવા લાગ્યો.

હું ધીમે ધીમે સંપૂર્ણપણે હળવેથી શ્વાસ લેતો, સંઘરતો દોડતો હતો. કદાચ નેરોને તરત જ નિશાન ન તાકવાનો આદેશ આપ્યો હતો. કોને હળવા શિકારની જરૂર હતી! મૃત્યુ કોઈક આનંદ લઈ આવવું જોઈએ. મારા હાડકામાં એકદમ કંપકંપી પસાર થઈ ગઈ અને શાંત થઈ ગઈ. "ભગવાનો, સમુદ્રો, ધરતીઓ અને ઝડપી પાંખવાળા તોફાન શાસકો!"* મને બચાવો... બચાવો, મારું રક્ષણ કરો, મારું દુ:ખ કમનસીબને દૂર કરો અને... આ ઘાસની ઝાડી, ખરાબ કરવામાં આવેલ પથ્થરની જગ્યાએ વેરાન ગુફામાંથી બહાર નીકળી આવેલી—અહીં મેં એક આંચકો નોંધ્યો. હળવો ધક્કો—કોઈકનું અધીરાઈભર્યું તીર જમણા ખભામાં ભોંકાઈ ગયું અને થોડા ધીમા પડતા ગરમ ગરમ મીઠું દર્દ ઉન્માદની જેમ મારામાં પ્રસરાઈ ગયું. જ્યુપીટર મને મદદ કર! આગળ!

પછી મેં ફોગટની હિલચાલમાં ઝડપ ન ગુમાવવા માટે શ્વાસ ન લીધો. માથા પર તીરો સરસરાટ કરતાં ઊડતાં હતાં, બે કે ત્રણ અડીને કે કૂદીને ઘસરડો તાણતાં નીકળી ગયાં. આગળ વીસ ડગલાં હતાં અને ત્યાં જ મેં એ પ્રસંગે જે મનમાં વિચારી લીધું હતું તે કરવાનું શરૂ કર્યું. હું એકાએક ડાબી બાજુ દોડી ગયો અને પાંચ ડગલાં જેટલું દોડીને વાંકો વળી ગયો, રોકાઈને તરત જ એક બાજુ વળી જમણી તરફ ધસી ગયો. ચાલાકીભરી યુક્તિ સફળ થઈ ગઈ—હવે મારા કાનમાં તીરોનો સરસરાટ ગૂંજતો નહોતો. તીરો નિશાન લેવામાં ચૂકી જતાં હતાં.

કળણથી ચોકને જુદાં પાડતાં વૃક્ષો સુધીનું અંતર બિલકુલ થોડું રહી

* વેર્ગીલીય 'એનેઈદા'.

ગયું હતું, જ્યાં મારી જિંદગી અને સ્વતંત્રતા શરૂ થતી હતી અને કરી શકતો હતો તે છેલ્લું પગલું મેં ભર્યું,—હું હાથ પર આગળ તરફ કૂદ્યો અને પછી કોણીઓ તથા ઘૂંટણો છોલતાં ત્રાંસો ગબડવા લાગ્યો... તીરો વૃક્ષોની પાસેથી પસાર થઈ ગયાં અને કળણવાળાં નાનાં ટેકરામાં સરળતાપૂર્વક ઘૂસી ગયું. ચમત્કારથી નીપજેલી ક્રૂર ખુશીના ચીસ મારા ગળામાંથી નીકળી પડી અને પગે કૂદકો મારીને જ્યારે હું સીમા રેખાનાં વૃક્ષો વચ્ચે છેલ્લો કૂદકો મારવા જતો હતો તે જ ક્ષણે, કુશળ હાથે છોડવામાં આવેલું એક—એકલું માત્ર તીર (બીજાં અસ્તવ્યસ્તપણે છોડવામાં આવેલાં તીરો દૂર દૂર એક દિશામાં ઊડી ગયાં), સ્પીકુલનું તીર, બીજાં કોનું હોય!—મારા ખભાના હાડકામાંથી પાર થઈ ગયું. સ્પીકુલ મારી ચાલાકી કળી ગયો હતો.

હું ભીના ઘાસ પર પડી ગયો—સ્વતંત્ર, કરોડરજ્જુથી મરાયેલો.

## ૧૫

ગઈકાલે મધ્યાહ્નને, જુલાઈનાં કેલેન્ડરમાં, એ દિવસના પ્રસંગે, જ્યારે મને બત્રીસ વર્ષ પૂરાં થઈ રહ્યાં છે, મેં નેરોનના સોનેરી મહેલ તરફ જોયું, જે સૂરજથી ચળકી રહ્યો છે અને પોતાની ભવ્યતાથી પોકળ મહેલ છે જ્યાં હવે બીજો કોઈ બાદશાહ રહે છે, અને હું એકાએક સમજી ગયો કે યુનિીયા કદાપિ મારી પાસે નહીં આવે. જેવી રીતે મેં તેનો પ્રેમ ઇચ્છ્યો હતો તે મરી ગયો અને હવે તે આ દુનિયામાં રહ્યો નહોતો.

અને તેમ છતાં હું તેની રાહ જોઉં છું... હું વાદળાં તરફ નજર કરું છું અને તેનો ચહેરો જોઉં છું, તેના હોઠ મને છેલ્લી સાંત્વના આપતાં શબ્દો ઉચ્ચારે છે...

હું યનિીયાની રાહ જોઉં છું. હું ઇચ્છું છું કે તે મને આલિંગનમાં લે... ઇચ્છું છું કે મારા ગાલ પર પોતાની હથેળીઓ ફેરવે અને ફરીથી તેની આંખો જોઉં, પછી તેને હું જવા દઉં અને તેની પાછળ ડરું નહીં.

હું ડરવાથી થાકી ગયો હતો.

# વારો

વરસાદ હેઠળ બધું એક જ મિનિટમાં ઝાંખું ઝાંખું અસ્પષ્ટ અને ભૂખરું થઈ ગયું માત્ર પેપ્પી હતી તેના કરતાં પણ વધારે ચમકદાર બની ગઈ... જ્યારે તેનો સફેદ સુટ ભીનો થઈ ગયો ત્યારે જાણે ઠેકાણે તે રંગમાં બેસી પડી હોય, તેમ ઘેરાં લાલ-લીલાં ધબ્બાં ઊપસી આવ્યાં, ભરાવદાર વાળની કાળી લટો માથા પર ચોંટી ગઈ, એમ લાગતું હતું કે તેના લલાટ પર ડામર લપેડી દેવામાં આવ્યો હતો, અને તડકાથી તપેલી ચામડીએ નારંગી રંગની છટા પ્રપ્ત કરી લીધી હતી.

તે પોતાની પાછળ લાલબત્તીને ઢાંકતી ચાર રસ્તા પર ઊભી હતી. સાવ ખાલી સડક પરથી બારણાં ખખડાવતી 'નાગરિકોને સામાન પહોંચાડનાર' ગાડી પસાર થઈ ગઈ. પેપ્પી તેની પાછળ મોટેથી બૂમ પાડી: "પહેલા આવનારની સાથે જ હું તને બદલી નાંખીશ!" ત્યારબાદ તે પાછી ફરીને ડગલાં ભરવા લાગી અને પહેલા આવનારને મળવા નીકળી પડી.

"તેં બૂમ પાડી હતી?" તેણે પૂછ્યું.

પેપ્પી તરત જ સમજી ગઈ કે તેણે ઉતાવળ કરી હતી.

"ના, એ તો પેલી છોકરી હતી," તેણે આંગળી ચીંધતાં કહ્યું.

"બધી છોકરીઓનો અવાજ એક જ જેવો હોય છે," પહેલા મળનાર મુલાકાતીએ ઠપકો આપતાં કહ્યું.

"અને તમે બધાં: તરત તે ત્યાં છે કરનારાં.

"મારું કામ જ એવું છે 'તે ત્યાં છે' કરવાનાં જેવું," તેણે સોવિયેત સંઘના પત્રકારોના સંગઠનના સભ્યની ચોપડી બતાવી.

"અને આટલો જુવાન," તે નમ્રપણે આશ્ચર્ય પામી અને જવા ઇચ્છયું જેથી કરીને પોતાના હીરોની સાથે એકાંતમાં રહી શકે.

તેણે રસ્તો રોક્યો.

"તમને એ વિચિત્ર નથી લાગતું કે મે મહિનાના વચલા ગાળામાં

ખાલી સડક પર બે તડકે તપેલી વ્યક્તિઓ મળી? આખા શહેરમાં અત્યારે એવાં ઓછાં છે. સાથે સાથે એ પણ કહી દઉં કે હું નવાગંતુક છું.

પેપ્પીએ પહેલાં પોતાની બાંય ઉપર ચઢાવી અને પછી તેને કહ્યું અને સરખામણી કરી:

"હું વધારે તડકે તપેલી છું!"

"માત્ર આપણી તડકાથી તપેલી ચામડીનાં રંગ જુદાં જુદાં છે: તારી લાલાશ પડતી છે જ્યારે મારી કાળી..."

ગયા શિયાળામાં તેણે સડકની બાજુ પાસે મોટી ગાડી જોઈ હતી. તેની સાથે બાંધવામાં આવેલા બે સફેદ ઘોડાઓ ખરીઓ વડે બરફ ઊછાળી રહ્યા હતા અને સવારી કરવા આમંત્રી રહ્યા હતા. તેણે આખો શિયાળો, આખો વસંત સવારી કરી અને ઉનાળામાં ઘોડા તડકે તપ્યાં: એક લાલાશ પડતા રંગનો થઈ ગયો અને બીજો ભૂરા રંગનો થઈ ગયો. પાનખર આવતાં સુધીમાં તેઓ કંઈક એકદમ ઝડપથી ઘરડા થઈ ગયા અને સાવ સામાન્ય દમ વિનાના, દૂબળા પાતળા કૃશ કાયાવાળા અને તાર તાર જેવા થઈ ગયા. પેપ્પી તેમને નફરત કરવા લાગી પણ તેમની પર દયા ખાવાનું અને પહેલાંની જેમ ખિસ્સાંઓમાંથી ખાંડનાં ચોસલા કાઢવાનું ચાલુ રાખ્યું.

અને હવે એમ જાહેર થયું કે ન તો કોઈ ઘોડા રહ્યા હતા કે ન તો તેનાં કોઈ નિશાન, એ બધો નજરોનો ભ્રમ હતો! રહી ગયાં હતાં સાવ સામાન્ય લેન્ટ્રાન્સઅગેન્સ્ત્વોનાં અને રાચરચીલો માટેની કમિશનવાળી દુકાનોનાં ભાડૂતી ખટારાંઓ રહ્યાં હતાં.

"ચાલો આપણે પરિચય કરીએ! મારું નામ લેઓપોલ્દ્ છે", લાલ ચોપડી વડે સલામ કરતાં, તડકાથી તપેલ કાળી ચામડીએ અને પોતાના આગવા નામથી ગર્વભેર જુવાને કહ્યું.

"ઘણી ખુશીની વાત છે. મારું નામ છે પેપ્પી."

"એમ?"

"આહા. એટલા માટે કે હું ખૂબ તાકતવાર છું. મજૂરણ તરીકે કામ કરું છું."

લેઓપોલ્દને યાદ આવી ગયું કે કેવી રીતે ગાડી ચાલી ગઈ હતી. ત્યાંથી અવાજ આવ્યો હતો: "શાબાશ, પેપ્પી!"

ગયા શિયાળામાં તેના ઘરના પ્રવેશદ્વાર સામે બરફમાં અડધું નજરે પડે તેવું ફર્નિચર પડયું હતું: બરફ દીવાલની જેમ ભાંગીને ભૂકો થઈ જાય

એવો લાગતો મોટો દીવાન, અને અરીસાવાળો પોલીશ કરેલો લીસો થાંભલો, જે હવે કંઈપણ પ્રતિબિંબિત કરતો નહોતો, એમ લાગતું હતું કે જાણે ચોકીદારે આસ્ફાલ્ટમાંથી બરફનો સુંદર ટૂકડો કાપીને તેના પર મઢી દીધો હતો. બે મજૂરો કડડકડડ કરતાં કબાટને ઢસડી રહ્યાં હતાં.

"છોકરી, એય છોકરી!" એકે બૂમ પાડી બોલાવી. "જરા મદદ કર. જોતી નથી: ઘરડાં લોકો મથી રહ્યાં છે."

તેણે દીવાન પર પોતાનું પર્સ ફેંક્યું અને કહ્યાગરાંની જેમ કામમાં જોડાઈ ગઈ. મજૂરો તો આશ્ચર્યના માર્યા મોં પહોળા થઈ ગયા. તેમણે મથામણ કરવી ચાલુ રાખી પણ હવે ખડખડાટ હસતા. તે એકલી જ કબાટને તેની જગ્યાએથી ખસેડવાનો પ્રયત્ન કરી રહી હતી.

"પેપ્પી, પોતાના આગવા રૂપમાં," વાંકડિયા વાળવાળો અને સફેદ દાંતવાળો વૃદ્ધ અટ્ટહાસ્ય કરતાં બોલ્યો. "ઓહ, બાપરે! પેપ્પી દ્લીન્ની ચુલોક*!"

સડકની એક બાજુ પર સફેદ ઘોડાઓ ખરીઓ વડે બરફ ખોદી રહ્યા હતા.

"વિશ્વાસ નથી કરતો?" તેણે તેની ચમકદાર આંખોમાં નજર નાખી અને જવાબી નજર મળતાં તે સમજી કે પહેલી પહેલી ક્ષણોમાં માણસ જેટલો નજીક હોય છે તેટલો નજીક ફરી કદાપિ હોઈ શકતો નથી. પહેલી જ ક્ષણમાં જ્યારે તું માત્ર તેનું નામ જાણે છે ત્યારે તે કુદરતી રીતે તારી તરફ ઢળી પડે છે. પણ પછી તેની સાથે અને તેની જિંદગી સાથેની દૂરદૂરની ઓળખાણના માપદંડ પર નોંધે છે કે: ઓહો! એક માણસની સાથે સામસામાં ઊભી છે, જેના વિના હવે રહી શકતી નથી અને તેની પીઠ પાછળની લાંબી લાંબી અજાણ્યાં લોકોની કતારો જોઈ રહે છે.

"અને એમાંય વળી આ તો—નવઆગંતુક છે, એક દિવસ પછી—તુ-તુ-ઉ-ઉ-ઉ... હવે વધારે સારું પોતે એ જ ફેંકી દે છે જે હજી હાથમાંથી છીનવી પણ લઈ શક્યા નથી.

"નહીં જવા દઉં!" એ સમયે લેઓપોલ્ડે મનમાં સંકલ્પ કર્યો અને

* દ્લીન્ની ચુલોક—લાંબું મોજું.

જ્યારે પેપ્પીએ પાછળ ડગલું ભર્યું ત્યારે ટૂંકી ચેઈન પર ઝાપટ મારી, જે તેના ગળા પર ઝૂલતી હતી.

"વિશ્વાસ કરું છું. જરા બતાવ તો..."

ચાંદીની ભારે ચેઈન મીત્યા તેને માટે ભેટમાં લાવ્યો હતો અને ભેટોને ફરીથી બીજા કોઈને ભેટ કરી દેવાની તેની ટેવને જાણનાર તેણે એટલી કસીને ગાંઠ બાંધીને તેને તે પહેરાવી દીધી કે તે તેને કાઢી જ ન શકે.

"ખેંચ નહીં," પેપ્પીએ કહ્યું. "આજે મેં એકસરે કરાવ્યો અને ત્યાં મને આ કાઢી નાંખવા કહેવામાં આવ્યું. મારી પાછળ ઊભી રહેલી બધી જ અર્ધનાંગી કાકીઓએ આ ગાંઠ દાંતો વડે ખોલવાનં શરૂ કર્યં અને ફાવ્યા નહી.

તે જાણતો હતો કે આવી ભેટ તેને પોતાના કબજામાં રાખવા માટે હતી. એક દિવસ તેનાં પર પણ એવો પટ્ટો ગળામાં નાખવામાં આવ્યો હતો, તેનાથી બસ તેનું ગળું જ દબાવી દીધું હતું કોણે? જે છોકરીને તે આખું વર્ષ મળતો રહ્યો તેણે તેને સ્વેટર ભેટ આપ્યું હતું. તેની માએ તેને એવું રૂંવાદાર, ગરમ સ્વેટર ગૂંથવામાં મદદ કરી હતી. લેઓપોલ્દ આ સ્વેટરથી સંતુષ્ટ થઈ તેની પાસેથી ચાલ્યો ગયો અને પોતાને કામે જવા નીકળી પડયો. અને એકાએક શહેરની વચ્ચોવચ તેને ઠંડી લાગવા લાગી. તેણે પોતાની પર નજર નાંખી તો જોયું કે હવે સ્વેટર તેના શરીર પર રહ્યું નહોતું, ગળા પર એક કોલર લટકતો ઝૂલતો હતો અને તેમાંથી લાંબો ઊનનો દોરો કસીને ખેંચાયેલો હતો.

ત્યાં તરત જ તેના મનમાં વિચાર ઝબૂકી ઊઠયો કે ઊનનો બીજો છેડો છોકરીના હાથમાં જ રહી ગયો હતો. તે નીકળી ગયો અને સ્વેટર ઊકલી ગયું, જ્યારે છોકરી આનંદિત થઈ બડાઈ હાંકી રહી હતી: હમણાં ભલે થોડું ફરી લે, પછી હું દડા વીંટવાનું શરૂ કરીશ અને લેઓપોલ્દ ફરીથી મારી પાસે...

પણ બસ હવે બિલકુલ નહીં, ત્યારે તેણે વિચાર્યું, દોરો કાપીને ગટરના પાઇપ સાથે બાંધી દીધો અને કોલર માથેથી કાઢીને ફેંકી દીધો.

અને હવે બે હાથ વડે ચેઈન લીધી, હળવેથી તેને તોડી નાંખી અને પેપ્પીને આપી દીધી.

"જરા વિચારે છે," તેણે કહ્યું. "કાઢતી નહીં!"

તેણે પોતાનામાં હસવા માટેની તાકાત અનુભવી.

"શાબાશ," તેણે જવાબ આપ્યો. "આભાર. તારી પાસે રાખ."

"પછી ઠીક કરી આપીશ," તેણે ચેઈન ખિસ્સામાં મૂકી. "હું તારા માટે પણ કંઈક સરસ કરીશ. ચાલ તો ફરી હસ તો જરા... ઓ! ચાલ તારા દાંત બનાવડાવવા જઈએ!"

પેપ્પીએ કંઈક તીણા અવાજે કહ્યું, એક બાજુ કૂદી ગઈ અને ઊભા પગે નાસવા લાગી. લેઓપોલ્દે તેને પકડી પાડી.

"ઓ મૂરખ! તને આગલા દાંત વિના ફરવામાં અને વળી ઉપરથી હસવામાં શરમ નથી આવતી? તું વિચારે છે દાંત બેસાવડાવવાં—એ પીડાદાયક અને લાંબી પ્રક્રિયા છે? બહુ વધારે પડતા બહોળાં ફેલાયેલી ભ્રમભરી ભૂલ. હું તને બતાવીશ કેવી રીતે આ કરવામાં આવે છે.

આમ કહીને તેને પોતાની પાછળ ખેંચીને લઈ ગયો.

સ્વપ્ન વાસ્તવિકતામાં, પેપ્પીએ વિચાર્યું. એ રાત્રે તેને સ્વપ્નું આવ્યું કે આગલા બે દાંત અને ત્રણ દાઢોની જગ્યાએ સોનાના દાંત અને દાઢ ઊગી આવ્યાં હતાં અને ત્યાં જ મીત્યા આવી ગયો.

"જો!" પેપ્પીએ કહ્યું અને મોં ફાડીને હસી.

"આ કોઈ વાત થઈ!" મીત્યાએ કહ્યું. "કેફ ચઢાવે તેવી! હું અત્યારે તો સાવ ઠનઠન ગોપાલ છું."

તે વખતે પણ તેણે પેપ્પીનો હાથ પકડયો અને ક્યાંક ખેંચીને લઈ જવા લાગ્યો પણ તે કંઈક ખોટું વિચારી રહ્યો છે એમ અનુભવતાં તે થોભી ગઈ, કંટાળાપૂર્વક કહ્યું અને વચન આપ્યું કે હવે તેમ કદાપિ નહીં બને. તે તેને શરાફની દુકાનમાં લઈ આવ્યો. પેપ્પી બધું જ સમજી ગઈ અને રડી પડી. પરંતુ તેમ છતાં મીત્યાએ દાંતની સાથે તેને ગીરો મૂકવા માટે બળજબરી તૈયાર કરી. તેણે તેને વચન આપ્યું કે તે જલ્દી જ તેને છોડાવીને પાછી છોડાવી લેશે.

હાથમાં આવેલા પૈસા તેણે બહુ ઝડપથી ઊડાવી નાંખ્યા અને બીજા તેને કોઈએ ન આપ્યા. આમ પેપ્પી લાંબા વખત સુધી મીત્યા કેવી રીતે દીવાલની પાછળ ક્રોધમાં ગરજતો હતો તે સાંભળતી રહી:

"તમને કોઈ હક્ક નથી! તે માણસ છે, એક વ્યક્તિ છે, સ્ત્રી છે! હું તેના વિના રહી નહીં શકું! પાછી આપો!"

ખૂબ લાંબા સમય સુધી તે કિમતી વસ્તુઓની વચ્ચે બેસી રહી અને કોઈએ પણ તેને ખાવાપીવા કંઈપણ ન આપ્યું. ત્યારબાદ પેપ્પીને ઝોકું આવી ગયું, તે જાગી ગઈ અને પોતાની ફરીથી પહેલાંની જેમ જ દાંત વિનાની બોખલી જોઈ. તે નાખુશતા પૂર્વક ઊભી થઈ.

"તું શું વિચારે છે, મને સોનાના દાંત લગાડવામાં આવ્યા હતા?" તેણે લેઓપોલ્દને પૂછ્યું.

"જલ્દી જ ખબર પડી જશે," તેણે જવાબ આપ્યો.

દાંતના ડોક્ટર પાસેની લાઈન શરાફની દુકાને હતી તેટલી જ હજી. ચામડાના કોટમાં સજ્જ બે કમેરા અને લાલ ચોપડી સાથેનો લેઓપોલ્દ કોઈપણ પ્રકારની રોકટોક વિના અંદર પ્રવેશી ગયો. અને પેપ્પી તેની પાછળ પાછળ ઢસડાઈ. પકોળાં ડગલાં ભરતો તે ડોક્ટર પાસે આવી પહોંચ્યો, હસ્તધૂનન કર્યાં અને પછી પોતાનો પરિચય આપ્યો: "હું 'કોમ્સોમોલસ્કાયા પ્રાવ્દા'નો ફોટોગ્રાફર છું." ત્યારબાદ તેણે પેપ્પીનો પરિચય કરાવ્યો:

"આ છોકરી જાણીતી વણકર છે. તેના વિભાગના સાથીઓ પણ તેને આદરપૂર્વક 'દલીન્ની ચુલોક' કહીને બોલાવે છે. પહેલાં ક્ષેત્રમાં ફોટોગ્રાફની તાત્કાલિક જરૂરિયાત છે. જેમાં તે હસતી હોય. પણ તેના દાંત એક છોડીને એક પડી ગયેલાં છે."

"સમજ્યો," ડોક્ટરે કહ્યું.

જ્યારે પેપ્પી બે કલાક પછી કેબીનેટમાંથી બહાર નીકળી ત્યારે લાઈનનાં લોકોએ આ સમય દરમ્યાન જે મનમાં આવ્યું તે તેને કહેતાં રહ્યાં. જવાબમાં પેપ્પી એવી રીતે હસી પડી કે તેની બત્રીસી ચમકી ઊઠી.

"સાવ જુદી જ વાત હતી," લેઓપોલ્દે કહ્યું.

"હવે મને તને ચુંબન આપવાની ઇચ્છા થાય છે," તેણે કહ્યું.

"વધારે સારું છે ન આપ," પેપ્પીએ વિનંતી કરી. "કારણ કે હવે મને શરમ આવે છે કે હું જાણીતી વણકર નથી.

"તો તું કોણ છે?"

"હું કેવળ આમ જ... 'દલીન્ની ચુલોક' છું."

"ત્યારે તો ખરેખર તારા માટે શરમજનક છે. એટલી ડોસી જેવી

કે અત્યારથી જ દાંત બેસાવડાવેલાં છે અને માત્ર આમ જ. મારી પાસે અત્યારે ખિસ્સું ભરીને ફોટો રીલો પડી છે — જેમાં પોતાને કામ કરવામાં નામના મેળવનારાં બધાં સારાં લોકોનાં ફોટા ખેંચેલાં છે. સાથે સાથે એ પણ કહી દઉં કે હું તમારે ત્યાં કામકાજ અંગે આવ્યો છે. અને હજી મારી પાસે ઘણી ખાલી રીલો છે. અને તમારે ત્યાં હજી ઘણાં સારાં, કામ કરનારાં લોકો છે. જોકે દાંતના ડોકટર પાસેની પેલી લાઈનમાં હોવા છતાં પણ. પણ તેમનાં ફોટાં ખેંચવાને બદલે હું તારાં જ ફોટા ખેંચવાનું શરૂ કરું છું. શરમજનક, છોકરી."

પેપ્પીએ પોતાના મનમાં લાંબી રેલગાડી જેવી રીલની કલ્પના કરી. દરેકે દરેક ફોટામાંથી, જાણે કુપેની દરેક બારીઓમાંથી ડોકાય તેમ લોકો ડોકાતાં દેખાતાં હતાં. તેઓ વિદાય કરવા આવેલાં પ્લેટફોર્મ ઉપર ઊભેલાં તે લોકો તરફ હસતાં હતાં અને કાચની આડમાંથી ચૂપચાપ કહી રહ્યાં હતાં કે જિંદગી ખૂબસૂરત અને અદ્‌ભુત છે. પેપ્પીને તેમની ખૂબ ઈર્ષ્યા આવી કારણ કે અત્યાર સુધીમાં તે કદાપિ લેનિનગ્રાદમાંથી બહાર ગઈ જ નહોતી અને અત્યારે તેને આ કેમેરા સુદ્ધાં પણ રમકડાંના રેલ્વેસ્ટેશન જેવો લાગતો હતો.

"ઇચ્છે છે, હું તને ફોટો ખેંચતાં શીખવાડું?" લેઓપોલ્દે પૂછ્યું.

"એનાં કરતાં મને તારી સાથે લઈ જા તે વધારે સારું થશે," તેણે મનમાં વિચાર્યું અને કહ્યું:

"શીખવાડ."

"શીખવાડ," તેણે કહ્યું. "હું મારાં બધાં જ મિત્રોનાં ફોટા ખેંચીશ અને તેમને મારા ઓરડાની દીવાલ પર લટકાવીશ. અને પછી હું નવાં લોકો સાથે પરિચય કરીશ અને તેમનાં પણ ફોટા ખેંચીશ. તથા જે ચહેરા પ્રત્યે જોયું મને અત્યંત આનંદદાયક લાગશે તે હંમેશાં મારી આંખો સમક્ષ તરવરતો રહેશે. આવી હશે જિંદગી, કલ્પના કરી શકે છે જરા?"

કલ્પી શકું છું, લેઓપોલ્દે મનમાં વિચાર્યું, અને પછી રેખાચિત્રોની જોડીને તું શોકાતુર ફ્રેમમાં નિહાળશે, બીજાં કેટલાંકને તું. ઝીણાં ઝીણાં ટૂકડાઓમાં ફાડી નોખશે કારણ કે આ મિત્રો તને દગો આપશે, તારી સાથે વિશ્વાસઘાત કરશે, બીજાં કેટલાંક તું માત્ર ખેંચશે અને ફેંકી દેશે કારણ કે આનાથી તને જિંદગીભર કંટાળો ચઢશે અને બાકીનાં તરફ તું

જોશે અને સમજશે: "આ બધું શું છે, હું જ સાવ નકામી છું! હું જ વળગી રહી હતી... પણ જુઓ કેટલી સુંદર રીતે શરૂ થયું હતું."

"કલ્પી શકું છું," લેઓપોલ્ડે કહ્યું. "જિંદગી આનંદ—ઉલ્લાસભરી થશે! મને જરા સારું શહેર લેનિનગ્રાદ તો બતાવ."

ત્યાં જ મારી ફજેતી થતી હતી, પેપ્પી સમજી ગઈ. લેનિનગ્રાદ શહેર, જેમાં તે જન્મી હતી, ઊછરીને મોટી થઈ હતી, જેને પળવાર માટે પણ છોડયું નહોતું તેને પેપ્પી બહુ ખરાબ રીતે જાણતી હતી. જન્મસ્થળની જિંદગી અને તેનાં જોવા લાયક સ્થળો પેપ્પીએ મુખ્યત્વે કરીને 'નાગરિકોને માલસામાન પહોંચાડનાર' ખટારાની બારીમાંથી જ નિહાળ્યાં હતાં. જો તેને કશાકમાં વિશેષ રસ પડી ગયો તો તે એ બધું મીત્યા પાસેથી જાણવાનો પ્રયત્ન કરતી, પણ હંમેશની જેમ કોઈ લાભ વિના. ક્યારેક ક્યારેક તે બારીમાંથી જોતી ત્યારે કેબીન પર મુઠ્ઠીઓ મારતી અને જ્યારે ગાંડા જેવો ડ્રાયવર બહાર કાઢી મૂકતો ત્યારે તે પૂછતી:

"આ શેરીનું નામ શું છે?"

"કંઈક બીજું છે," તે જવાબ આપતો.

"ઓહ!" પેપ્પીએ કહ્યું. હમણાં જ હું તને એવું સ્થળ બતાવીશ કે તું પડી જ જશે."

એવું સ્થળ, જેના પરથી લેઓપોલ્ડ બસ પડવામાં જ હતો તે હતી વાડ.

"આ ઉનાળાની બગીચાની જાળી નથી," પેપ્પીએ સમજાવ્યું.

વાડ પાટિયાઓમાંથી નહીં પણ બારણાંઓમાંથી તૈયાર કરવામાં આવી હતી. બારણાં એકદમ પાસે પાસે ગોઠવવામાં આવેલાં હતાં અને જુદાં જુદાં રંગનાં હતાં: રાખોડી, કાળો, ભૂખરો, ચામડા જેવાં કપડાંથી જડેલાં, લીસ્સાં સપાટ, વ્યવસ્થિત કરવામાં આવેલાં લાકડાનાં પાતળાં પાટિયાં, જેના પર રહેવાસીઓનાં નામોની યાદી અને બાથરૂમ પર લગાડવામાં આવે છે તેવાં નાંગ બાળકોનાં ફોટા સાચવી રાખવામાં આવેલાં

હતાં, હાથાવાળાં કે હાથા વગરનાં સૌજન્યસભર, ભયંકર ડરામણાં, આકૃષ્ટ કરનારાં બારણાં...:

પેપ્પી મૂંઝવણમાં ઊભી હતી **જાણે** તોફાનમસ્તીમાં દરેકે દરેકમાં ફોન કર્યો હતો અને ભાગી જવામાં સફળ રહી નહોતી તથા હવે તેને સમજાતું નહોતું કે તે માલિકોને કેવી રીતે સમજાવવાં.

"શા માટે આ બધાં બંધ છે?"

"હજી સમય નથી આવ્યો. લેઓપોલ્દ, આ બધાં બારણાં તારાં છે. તું આ બધાંમાંથી દરેકે દરેક બારણું ખોલશે પણ માત્ર એક પછી એક... અને તેમાં લોકો રહે છે, બધાં જ જુદાં જુદાં પ્રકારનાં", પેપ્પીએ મોંના ચાળા કરતાં પણ કોઈપણ પ્રકારનાં આંડબરવિના જવાબ આપ્યો.

હજી ગઈકાલે જ તે અહીં મીત્યા સાથે ઊભી હતી.

"વાડની પાછળ શું છે?"

"એ તો દરેક જેમ વિચારે," તેણે જવાબ આપ્યો. "તારા માટે બધાંમાં સૌથી પહેલાં આવનાર વિચાર ફર્નિચરનો ખડકલો."

"સમજાયું," મીત્યાએ કહ્યું અને વાડ પર કંઈક અશ્લીલ શબ્દ લખ્યો.

એ જ દિવસ મીત્યા માટે બહુ ખરાબ વીત્યો. જ્યારે તેણે સવારે ઓશીકા વડે એલાર્મ ઘડિયાળને માર્યું ત્યારે તે નીચે પડી ગયું અને ચાલતું બંધ થઈ ગયું પણ ઘંટડી વગાડવાનું બંધ નહોતું થયું. કામે જવાનું જરૂરી હતું. પડયાં પડયાં મીત્યા મનમાં ને મનમાં પ્રચંડ ફર્નિચરની કલ્પના કરવા લાગ્યો કે જો તે આ કામમાં એક વાર જોડાશે તો તેને આખી જિંદગી સુધી ખસેડતાં રહેવાનો વારો આવશે. ટેબલો, પલંગો, ખાનોવાળાં ટેબલો, રોયાલ, રેફ્રીજેરટરો, વગેરે વગેરે માલસામાન લાંબી કતારોમાં પડયો છે. આ પ્રચંડ કતાર તેના ઘરનાં બારણાં સામેથી શરૂ થતી હતી અને દૂર દૂર ક્યાંક ક્ષિતિજની પેલે પાર જઈને પૂરી થતી હતી. ચિંતાગ્રસ્ત માલિકો જાણે બગીચામાં બાંકડા પર બેઠાં હોય તેમ પોતાનાં દીવાનો પર બેઠાં હતાં અને હજારો મોએ ટ્રાન્સપોર્ટ એજન્સીને ગાળો ભાંડતા હતા.

"ઉફ," મીત્યાએ મનમાં વિચાર્યું, "મને નથી જોઈતું..."

પેપ્પીને લેવા માટે તેઓ આવ્યા, તેને સંકેત કર્યો, તે અર્ધસ્વપ્નમાં

જિંદગી પારકાંનું ફર્નિચર ખભે ચઢાવી ઢસડવાં કરતાં અને એના માટે પગ તોડવા કરતાં તો વધારે સારું એ છે કે હું કચરાંનો ખટારો ચોરી લઉં અને કલેકટરની ગાડીની સામે જાઉં, તેનો રસ્તો રોકું, પાછી વાળું અને આ બહેરાંઓ પાસેથી પૈસા છીનવી લઉં...

અને ત્યાં જ એકાએક તેની નજર ગઈ કે તેની બારીનાં કાચ પરથી કંઈક સરકી ગયું.

"એમ છે," મીત્યાએ કહ્યું, "આજે હું તેને મારી નાંખીશ."

ઉપલા માળે સારી પણ થોડી ગાંડા જેવી વૃદ્ધ સ્ત્રી મારોસાનીખા રહેતી હતી. તે એટલી ઘરડી અને માંદી હતી કે છેલ્લા સમયથી તેનામાં બાથરૂમ સુધી પણ જવા જેટલી તાકાત રહી નહોતી. મારોસાનીખાએ પોતાના પલંગની સામે વાસણ મૂકેલું હતું, જેમાં ભરેલું સામાન્યપણે બારીમાંથી છલકાતું હતું અને સીધું મીત્યાની બારીના કાચ પર પડતું હતું.

આ વખતે મીત્યાએ બીયરની બોતલ હાથમાં લીધી અને એક પગે લંગડાતો કૂદતો આંગણામાં ગયો. હજી તેણે માંડ માંડ પ્રકાશિત બારી પર બોતલ ફેંકી હતી ત્યાં જ સાંભળ્યું કે કેવી રીતે કાચ ખણખણતો હતો અને કહ્યું:

"બીજું તેને હવે શું, તેના માથા પર જઈ અથડાઈ!"

આ પછી તેને થોડી રાહત મળી.

પોતાના ઘરમાં પાછા ફરતાં મીત્યાએ બારીમાં તારાકારનું બાકોરું જોયું. ઓરડાની વચ્ચોવચ બીયરની બોતલ પડેલી હતી. અસ્ફુટ ચિત્કાર સાથે તેણે તે બંધ વેન્ટીલેશનમાં ફેંકી અને કોઈ કારણ વિના ટેબલ ઊંધું વાળી દીધું.

તે બેસી પડયો, વિચારવા લાગ્યો. તેને યાદ આવ્યું કે ટ્રાઉમેટોલોજી કેન્દ્રમાં તે ક્યાંક પોતાનો પાસપોર્ટ તો ભૂલી નહોતો ગયો. બિલકુલ એમ જ હતું. ત્યારબાદ તેણે પોતાની ડાબી હથેળી પર જાંબલી રંગનો નંબર ૪૮ લખેલો જોયો. શા માટે ૪૮? કોણે એ લખ્યું હતું? ક્યારે? શા માટે? આવી પહોંચ્યા હતા, મીત્યાએ મનમાં કહ્યું. પાસપોર્ટની સાથે વ્યક્તિ નહીં પણ નંબર સાથેની કાયા છે.

પેપ્પીને ફોન કર્યો. હૃદયભેદક ધીમો એકધાર્યો ગણગણાટ તેના માથામાં ભમી ગયો. ક્યાં રખડી રહ્યો છે?

બારણાં હેઠળથી કોઈક પસાર થતું હોય તેમ દેખાયું. મીત્યાએ બારણું ખોલ્યું અને જોયું તો મારોસાનીખા હતી, જે કેડમાંથી એકદમ વળીને માંડ માંડ ઊભી રહી શકતી હતી. તેણે અભિવદનમાં પોતાનો થરથર ધ્રૂજતો તેની તરફ હાથ લંબાવ્યો.

"મીન્યા," તેણે કહ્યું. "તેને શું થઈ ગયું? હું સાંભળું છું ઘંટડીનો અવાજ, ફરીથી ઘંટડીનો અવાજ, કોઈ ચીસ તારી પાસે તો બધા પ્રકારનાં લોકો આવતાં જતાં રહે છે. મનમાં વિચારું છું: કદાચ, તું લોહીમાં પડયો છે?..

"દાદીમા!" મીન્યા લગભગ રડચસ થઈ ગયો. આ તું શું, ઓક વૃક્ષ પરથી આવી પડી? કેવી રીતે તું અહીં સુધી આવી પહોંચી? હવે કેવી રીતે તને પાછી પહોચાડી આવીશ, પગ તો મારો તૂટેલો છે, હું પોતે જ માંડ માંડ ચાલી શકું છું! પાછાં જઈએ."

તેણે મારોસાનીખાનો હાથ હાથમાં લીધો, તેને એક કાખઘોડી આપી અને બીજા પર પોતાનો હાથ ગોઠવી દીધો અને આમ તેઓ ત્રીજા માળ સુધી ચઢયાં. ડોસીના ઘરનાં બારણા સામે પહોંચી ગયાં પછી મીત્યાએ પોતાની હથેળી તેને બતાવી અને કહ્યું:

"જુઓ! ૪૮! એનો અર્થ શું થાય છે?"

"તું સાબુની લાઈનમાં નહોતો ઊભો રહ્યો?" તેણે પૂછ્યું. "કે પછી તેલ માટે."

"શું?" મીત્યાને એકદમ આશ્ચર્ય થયું.

ડોસીએ પોતાની સૂકી હથેળી તેની આંખો સામે ધરી, જેના પર એકાએક એ બધાં જ નંબરો ઊભરાઈ આવ્યાં, જે કોઈક વખત ત્યાં લખવામાં આવ્યાં હતાં. વાંચતાં જણાયું કે ડોસી કોઈ લાંબી લાંબી લાઈનમાં ૨૮૪૯૫૯૩૭૩૪૯૨૧૦૪ ૭૫૬૮૨૮૮૫૦૯૨૧૪૭૫૭૨૦૧માં નંબરે હતી.

લેઓપોલ્ડે જણાવ્યું કે તે વરસાદમાં હવે વધારે ફરવા નથી ઇચ્છતો અને તેને પેપ્પીને ઘેર લઈ જવા માટે કહ્યું. તેણે અંદેશાપૂર્વક તેની તરફ નજર નાંખી:

"ના. હું તને આમંત્રણ નથી આપતો."

"પણ મને તો કહેવામાં આવ્યું હતું કે લેનિનગ્રાદનાં લોકો તો ખૂબ

પરોણાગત કરનારાં છે. જો આપણે મોસ્કોમાં હોત તો હું તને ચોક્કસપણે મારાં ઘેર આવવા આમંત્રત.

"એમાં કોઈ શંકા નથી કરતી."

તે જ સમયે એકદમ જોરદાર પવન ફૂંકાયો, એટલો જોરદાર કે એવો લેનિનગ્રાદમાં ઘણાં વખતથી નહોતો ફૂંકાયો. ઘરો પરથી છાપરાં નીચે પડી ગયાં અને પોપ્લારની ડાળીઓની શાખાઓ કડડભૂસ કરતી તૂટી પડી. ત્યારબાદ હવે બાળકોએ ચોકમાં અને આંગણામાં લીલી ઝૂંપડીઓ બનાવી અને વરસાદથી બચવા તેમાં છુપાઈ ગયાં હતાં.

આવી એક ઝૂંપડીમાંથી લેઓપોલ્ડે નિર્દયતાપૂર્વક નાનાં નાનાં ભૂલકાંઓને બહાર ભગાડી મૂક્યાં અને પેપ્પીની સાથે પોતે અંદર સરકી ગયો. ખૂબ સંકડાશ હતી. તડકાથી તપેલી ચામડી વધારે ગરમ થઈ ગઈ હતી, તેઓ બંનેએ મનમાં વિચાર્યું.

"તું ક્યાં આરામ કરવા ગયો હતો?"

"ક્વાર્ટ્ઝનાં દીવા હેઠળ," લેઓપોલ્ડે જવાબ આપ્યો. "મને એક કારખાનાની ડિસ્પેન્સરીમાં ફોટા ખેંચવા મોકલવામાં આવ્યો હતો.

"કેટલું સરસ હોતું, સાંભળ. મુખ્ય દાક્તરે સૌથી પહેલાં મને ખાટી કોક્ટેલ આપી: કાચની નળીમાંથી પરપોટા ગળે ઉતારવાનાં હતાં; સરક્યુલર ફૂવારા-સ્નાન માટે મોકલ્યો; એ અત્યંત ગલપચિયાં કરનારું આનંદદાયી હતું. હું ભૂલથી સ્ત્રીઓનાં વિભાગમાં ઘૂસી ગયો અને ત્યાં માથા પર ઈથીલીનનાં પેકેટ બાંધેલી સ્ત્રીઓએ કૂદાકૂદ કરી મૂકી. એય તું ક્યાં આવી ગયો?"

પેપ્પીને આ વિષે યાદ કરવાની ઈચ્છા નહોતી થતી. મે મહિનાની શરૂઆતમાં અણધાર્યા જ કેટલાંક ઉઘાડવાળાં દિવસો જોવા મળ્યાં અને તે પેત્રોપાવ્લોવના કિલ્લા તરફ દોડી ગઈ. નેવા નદીમાં ડૂબકી મારેલાં દરિયાઈ ઘોડાઓ જ્યારે તેણે કપડાં ઉતાર્યાં ત્યારે અટ્ટહાસ્યથી લગભગ ડૂબી જ ગયાં. બિચારી છોકરીના શરીરમાં ચરબીનો એક નાનો કણ સુદ્ધાં ન રહ્યો. તે એકદમ નીલી પડી ગઈ અને તેના આખા શરીર પર તાવનાં ફોલ્લાં ઊઠી આવ્યાં તથા તે દિવસથી તે માંદી ને માંદી જ રહી.

"હું આરામ કરવા નહોતી ગઈ," પેપ્પીએ કહ્યું. "આ મારી ચામડીનો અસલી રંગ છે."

આપણે હજી જોઈશું કે તારા પર બે સફેદ પટ્ટા છે કે નહીં, લેઓપોલ્ડે સ્વભાવગત આત્મવિશ્વાસભેર મનમાં વિચાર્યું.

ઘર તરફ જતાં રસ્તામાં જીપ્સીઓના ટોળાએ તેમને ઘેરી લીધાં. તેઓ તેનું ભવિષ્ય ભાખે એટલા માટે જ્યોતિષવિદ્યામાં વિશ્વાસ રાખનાર પેપ્પી જાતે જ રોકાઈ ગઈ. ભવિષ્ય જોતાં જણાયું કે તેની બુદ્ધિ રેખા કંઈ પૂર્ણ રીતે વિકસેલી નહોતી, વિજ્ઞાન અને વાણિજ્યમાં તો તે સાવ જીરો હતી; જીવનરેખા ટૂંકી હતી તથા હૃદયરેખા કોમળ હથેળી પર એવી રીતે ફંટાતી હતી કે તેના તરફ જોવું જ દુઃખદાયક હતું.

લેઓપોલ્દની ભાવિ આગાહી એ ભાખવામાં આવી કે તેની જિંદગી ખૂબ લાંબી અને આનંદદાયક હતી, સ્વાસ્થ્ય અજોડ અવિનાશી હતું, પૈસાંનાં ઢગલેઢગલાં હતાં અને નોકરીમાં માથું ભમી જાય તેવી ઉન્નતિ હતી.

રંગબેરંગી પોશાકવાળાં જીપ્સીઓએ હાથ હલાવતાં, જગ્યા પર પગ પછાડતાં ઘોંઘાટ મચાવી મૂક્યો, ગોળગોળ ભટકતાં રહ્યાં, સ્કર્ટનો સરસરાટ કરતાં રહ્યાં અને તેમનાં તેજસ્વી પ્રતિબિંબો વરસાદથી કાળાં થઈ ગયેલ આસ્ફાલ્ટ પરનાં તેલનાં ધબ્બાંઓનાં સપ્તરંગો સાથે ભેળસેળ થઈ ગયાં હતાં.

"ઉફ્, દુઃખની વાત છે કે રીલ રંગીન નથી", લેઓપોલ્દે મનમાં વિચાર્યું.

"અમારું શું થશે?" પેપ્પીએ મનમાં વિચાર્યું અને બેહોશ થઈ ગઈ.

મોં પર હળવી લપડાક મારીને તે તેને ભાનમાં લાવ્યો અને ઘર સુધી લઈ ગયો.

"ભલે, હવે હું તને આમંત્રું છું", પેપ્પીએ કહ્યું.

તેમની ફરતે ચોપડીઓ, પુસ્તકો અને રમકડાંઓનો ઢગલો ખડકાયેલો હતો.

"જલ્દી જ હું મરી જઈશ," પેપ્પીએ કહ્યું અને હથેળીઓમાં મોં છુપાવી લીધું. "હું એ પણ જાણું છું શા માટે. લાઈન ઊભી રહું છું અને વિચારું છું: ભલે હું આ સમયમાં વધારે સારી જિંદગી ન વિતાવું, ભલે તેનાં બિલકુલ જ ચૂરેચૂરાં થઈ જાય, પણ બસ બદલામાં મને નારંગીઓની બેગ માંગતાં તરત જ મળે! કે પછી જ્યારે વરસાદમાં

ટ્રામની રાહ જોઈ રહી હોઉં ત્યારે... અડધા અડધા કલાક સુધી પલળવાં કરતાં તો ભલે તે હૂંફાળી અને ખડખડાટ કરતી તરત જ આવે... કે પછી જ્યારે કંઈક વસ્તુ માટે તીવ્ર ઉત્કંઠા જાગે ત્યારે..."

"તને શેની તીવ્ર ઉત્કંઠા છે?"

"એ કે તું ન જા! એના માટે હું મારી અડધી જિંદગી ન્યોચ્છાવર કરી દઈશ, સાચું કહું છું, તેના કરતાં મને લેશમાત્ર દુ:ખ નહીં થાય".

"હું ચાલ્યો જઈશ, જેથી તારી જીવનરેખા બમણી વધે, પેપ્પી! તું કેવી મૂરખ છે! મેં પણ તારી જેમ જ વિચાર્યું હતું. મારાં ઢગલો મિત્રો હતાં અને તેનાં ફોટાઓ મેં મારા ઓરડામાં લટકાવ્યાં હતાં. હું ત્યાં એકને પણ ન શોધી શક્યો, મને તેમનો અવાજ સાંભળવાની અત્યંત ઈચ્છા થતી હતી. મેં એકને ટેલીફોન કર્યો, બીજાને કર્યો. અને જ્યારે કોઈ કરતાં કોઈ પણ ટેલીફોન પર ન આવ્યું ત્યારે મને લાગ્યું કે મારાં બધાં મિત્રો કોઈક એક ઠેકાણે એકઠાં થયાં હતાં અને મારા વિના જ મોજમજા માણી રહ્યાં હતાં. જોકે હકીકતમાં તો તેઓ બધાં પોતપોતાના કામમાં વ્યસ્ત હતાં...

પછી રમકડાંઓનાં જૂનાં ખાનામાં અનાયાસે જ મને એલાર્મ ઘડિયાળ મળ્યું. બાળપણમાં મેં તેને તોડયું અને સંતાડી દીધું હતું. પણ બીસમા વર્ષે તેને એકત્ર કરી બનાવ્યું અને પોતાની સાથે લઈ જવા લાગ્યો. પહેલાં પહેલાં તો તે લોખંડના ડબ્બામાં બંધ તીતીઘોડાની જેમ હાનિરહિત હતું પણ પછી સખત થઈ ગયું અને મને સમયની મુશ્કેલી શું છે તે બતાવવા લાગ્યું.

ત્યારે હું છાપાના કારખાનામાં કામ કરતો હતો અને મને સમય વિષે અને મારા વિષે કંઈક લખવાનું કહેવામાં આવ્યું. સાંભળો: 'નકામી વસ્તુઓમાંથી બનાવેલ' એમ કહેવાય છે.

મારી માએ ઘરમાં બધું વ્યવસ્થિત કર્યું, આખાં લાકડાંના ઢીમચાંને દોરડા વડે ગાંઠ મારી બાંધ્યું અને તેને જૂનો માલસામાન લેનારની દુકાનમાં ઢસડી જવા કહ્યું. હું ખેંચી ગયો.

ભંગારની દુકાનનાં ભોંયરાથી લાંબી લાઈન શરૂ થતી હતી. આ લાઈન મને ન ગમી. એમ લાગતું હતું કે ત્યાં બધાં એકલાં બેરોજગારો જ ઊભાં છે. હું મારા ભારા પર બેસી ગયો, ખિસ્સામાંથી રશિયન-

અંગ્રેજી શબ્દકોશ કાઢ્યો અને નવાં શબ્દો શીખવાનું શરૂ કર્યું. પણ એક વાત હજી અસ્વસ્થ કરનારી હતી: નકામી વસ્તુઓ લઈને ઊભો રહેનાર હું એકલો હતો. લાઈનમાં ઊભેલાં બધાં લોકો સાવ ખાલી હાથે હતાં.

"માફ કરશો, તમે શું આપી રહ્યાં છો?" હું મારા પાડોશીને સંબોધીને બોલ્યો.

"સમય," તે બડબડયો.

મને મારા કાન પર વિશ્વાસ ન બેઠો. પાડોશીએ એક યાદી મારી તરફ ધરી: "નવા પ્રકારની સેવા. વેડફાવેલો સમય લેવામાં આવે છે. ૧ કલાક—એક કોપેક."

"બાકીનું બીજું બધું હું આપી ચૂક્યો છું," પાડોશીએ આત્મવિશ્વાસભેર કહ્યું. "પહેલાં મેં બોતલો આપી, પછી જૂની ચોપડીઓ લેનારની દુકાને ચોપડીઓ, ત્યારબાદ જૂનાં કપડાંની દુકાને કપડાં. પછી હું સાવ ખાલી બેઠો હતો ત્યાં જ આ ગલ્લો ખુલ્લો. અને મારી પાસેથી બાવીસ વર્ષ, ત્રણ મહિના, પાંચ દિવસ, આઠ કલાક લીધાં. ટૂંકમાં કહો તો અડધી જિંદગી. પહેલાં પહેલાં તો હું એકદમ ખુશ થઈ ગયો, વોદ્કાનું આખું ખોખું ખરીદી લીધું. ત્યારબાદ એ સમય આપ્યો જે મેં એ વોદ્કા પીવામાં વેડફ્યો હતો. પછી તો મગજની સ્થિરતા માટે મને હું દરરોજ પીવાની ઇચ્છા થતી. ત્યારબાદ હું દરરોજ આવું છું. એક દિવસ અને બે કલાક—દારૂનો જાણે મગ."

ભયંકર દારૂડિયા, સાવ નકામા માણસે આમ કહ્યું અને મને તેની વાત સાંભળવી પણ કડવી ઝેર જેવી લાગતી હતી. મને તો સમય જ એવી રીતે પૂરો નથી પડતો, જાણે હવા! સમય વેડફવાં કરતાં તો પૈસાં વેડફી નાંખવાં એ ક્ષમ્ય છે! પણ આ તો... ભયંકર કહેવાય!

મેં તેની નજરોમાં નજર પરોવી અને એકદમ થથરી ઊઠયો.

"તમારા જેવાં લોકોને તો સજા આપવી જોઈએ", મેં કહ્યું. "તમને તો બંધ કરી દેવાની જરૂર છે!"

"હું... સજા પામેલો છું," દારૂડિયો બબડયો. "મને એ પણ યાદ નથી કે મેં કેટલો સમય આપી દીધો છે. મારી પાસે રહી ગયું છે વચ્ચે માત્ર ખુશહાલ બાળપણ. મારાં ગાઢ મિત્રો આનંદી મોજીલાં હતાં, શિક્ષિકા મા જેવી ભલી હતી. સૌથી છેલ્લે એ યાદ છે કે સ્કૂલ છોડતાં સમયે કેવી રીતે છોકરી સાથે નાચ્યો હતો... અને આગળ ત્યારબાદ—ઠેકઠેકાણે કાળાં, ભયાવહ છિદ્રો, ત્યાં નજર કરું છું પણ તેમાં પવન

સૂસવાય છે, ઠંડી તો ભયંકર... પીધાં પછી ભારે રહેતાં માથાથી પણ વધારે ખરાબ. અરીસામાં જોઉં છું અને યાદ કરું છું: ક્યાંથી આ દેખાવ આવી ગયો?"

તેનો વારો આવી ગયો. દારૂડિયો કેબીનમાં પ્રવેશ્યો. જેમાં વીજળીના ગૂંચાયેલા સાથે લટકતા મીટરો હતા. અને થોડી જ વારમાં ત્યાંથી મુઠ્ઠીઓ ભીંચતો અને આંસુ લૂછતો બહાર કૂદી આવ્યો.

મેં મારો ભારો ત્રાજવા પર મૂક્યો.

"અને સમય?" સામાન લેનારી છોકરીએ પૂછ્યું.

"મારી પાસે ન ખર્ચાયેલો સમય નથી," મેં ગર્વભેર જવાબ આપ્યો.

"અત્યંત દુ:ખની વાત છે," છોકરીએ કહ્યું. આ વેડફાઈ ગયેલો, ગંદો, શરમજનક સમય પુન:એકીકરણમાં જાય છે. તેમાંથી આલ્કોહોલ વિનાનું પીણું તૈયાર થાય છે. તે તમારી જિંદગીને લાંબી કરશે. જો તમે આવા પાણીનો એક ગ્લાસ પીઓ તો તમારો દિવસ એક કલાક લાંબો થઈ જશે..."

"ક્યાં, ક્યાં આ પીણું વેચાય છે?! તમને વિનંતી કરું છું, મને કહો!"

છોકરીએ સરનામું આપ્યું અને હું ટેકસીમાં બેસી ત્યાં જવા ઊપડી ગયો.

પીણા માટેની લાઈનમાં ત્રણ બાળકો સાથે સ્ત્રી, હાથમાં ખુલ્લાં પાઠ્યપુસ્તકો લઈને એક વિદ્યાર્થી, પ્રેમીયુગલ અને અધીરાઈપૂર્વક કૂદાકૂદ કરતો ચશ્માંવાળો એકલો માણસ ઊભાં હતાં. હું તેમની પાછળ ઊભો રહી ગયો અને થોડીવારમાં જ મને ચોખ્ખાં, નીલાં, ફીણવાળાં પીણાંની બોતલ મળી. તેની ઉપર લખેલું હતું: જીવંત જળ. નકામી વસ્તુઓમાંથી બનાવેલ."

"હું કંઈક સમજી શકતી નથી," પેપ્પીએ કહ્યું. "અને તું કંઈક નથી સમજી શકતો... મને મુખ્ય હીરો ન ગમ્યો. મને દારૂડિયો ગમ્યો કારણ કે તેના પર દયા આવે છે... અને આમેય જોતાં — બોતલની લાઈન, કોપેક, મિનિટ, નકામી વસ્તુઓ... લાઈનોમાં લોકો ઊભાં રહે

છે અને તું પોતાને દરેકના સ્થાને બેસાડે છે અને તેથી તારા ભેજામાં નહીં આવે."

"મારા ભેજામાં નહીં જ આવે," લેઓપોલ્દે દુ:ખી સ્વરે કહ્યું.

"તને નહીં સમજાય. માત્ર હું ઈર્ષ્યા કરું છું કે તારી પાસે... ફોટાઓની લાઈન છે. તું માણસને કોઈક ફોય મારફત જુએ છે અને ત્યારે તું માણસને નહીં પણ પળભરમાં ખેંચેલાં, તૈયાર થયેલાં ફોટાને જુએ છે...

"તું જાણે છે શું!" લેઓપોલ્દ ગુસ્સે થઈ ગયો. "હું બધું જ સમજી ગયો." "તું સૌથી પહેલાં તો, આજે હજી તું તારા પગ પર ઊભી નથી, અને બીજું, તને ઈર્ષ્યા આવે છે કે મારી જિંદગી વધારે લાંબી અને સારી છે."

"હા," પેપ્પી સહમત થઈ અને બે આગલા દાંત હથેળી પર કાઢયા. "સારી વાત છે કે તું મારો ફોટો ખેંચી લેવામાં સફળ રહ્યો."

"પણ ચુંબન લેવામાં સફળ ન રહ્યો?" લેઓપોલ્દને એકાએક યાદ આવ્યું અને છોડેલા કામને પૂરું કર્યું.

ચુંબન લેતાં તેને મીત્યાની યાદ આવી ગઈ અને અણધાર્યા જ પેપ્પીને તેના પ્રત્યેની તીવ્ર, ખારી, લહેરભરી કરુણાથી ઘેરાઈ વળી. દૂબળો પાતળો મીત્યા જાણે ખરેખર પોતાના ખભા પર મોટા અને હાસ્યાસ્પદ ખાનાવાળા ટેબલને ઉઠાવીને તેમની વચ્ચે ઊભો હતો. આ અહીં કંઈક અસંગત હતું, પણ આ પ્રગટીકરણ ઘટના સાથે કેવી રીતે સંઘર્ષ કરવો તે પેપ્પી જાણતી નહોતી. તેથી તે પોતાનું ચાઢાંવાળું મોઢું પૂરું ફાડીને લેઓપોલ્દ તરફ હસી અને કહ્યું:

"જો હમણાં જ મારાં માબાપ અંદર આવી જાય અને તેઓ તને મારી સાથે પરણવાની ફરજ પાડે તો. ગભરાઈ ગયો?

"જરાપણ નહીં." તેણે બહાદુરીભેર જવાબ આપ્યો.

"મહેરબાની કરીને," પેપ્પીએ કહ્યું. "ચાલ્યો જા. હું તને માત્ર આમ જ ચાહું છું."

"તું પોતે જ એ વિષે દુ:ખી થશે," લેઓપોલ્દ કહ્યું, તને ફરીવાર ચુંબન કર્યું, હસ્યો અને ચાલ્યો ગયો.

પેપ્પી દુ:ખી થઈ.

તેમનામાંથી કોઈ આખી રાત ન ઊંઘ્યું અને મધ્યાહ્નને તેઓ વોસ્સ્તાનિયા ચોક પર મળ્યાં.

"કામ અંગેનો પ્રવાસ સારો રહ્યો," લેઓપોલ્દે કહ્યું. "તારી સાથે પરિચય થયો, લેનિનગ્રાદ વિષે જાણ્યું."

તેં કશું જ નથી જાણ્યું, પેપ્પીએ મનમાં વિચાર્યું. તારે એકલા અહીં રહેવું જોઈતું હતું. જેથી કરીને તું વરસાદની રાત્રે લખેલી ચોપડીનાં પાનાં ફેરવતો અને વિચારતો દીવાબત્તીના થાંભલા નીચે ઊભો રહે: આ સરનામા પર પૈસા ખર્ચવામાં આવે છે, આના પર—જમવાનું, આના પર કળા વિષેની ચર્ચાઓ, સૂકાયેલી કલમ વડે બધાં ટેલીફોન નંબર પર કાગળ ફાડતાં લીટીઓ કરતો અને એકલો ભટકતો ચાલતો. ત્યારે તું કંઈક સમજ્યો હતો હું અને જાણતો હતો. અને રસ્તો પૂછનાર સૌથી પહેલો વટેમાર્ગુ પણ તને પરિચિત લાગત.

મેં તારા પર કેટલી રીલો વાપરી નાંખી," તેણે કહ્યું, "એવી રીતે કોઈના પર નથી વાપરી... તારો વિષે હું કશું જ નથી જાણતો. પેપ્પી તું કોણ છે?"

"મેં હજી નિર્ણય નથી કર્યો."

"ના, પણ સાચે સાચ કહે તારું નામ શું છે, તું ક્યાં રહે છે?"

"તું અત્યંત નિરાશા પામશે. મારું નામ માશા છે," પેપ્પીએ કબૂલ કર્યું. "એક થીએટરમાં પોશાક બનાવનારનું કામ કરું છું. જાણે છે ત્યાં એટલાં બધાં પ્રકારનાં પોશાકો છે. હું એ બધાંને સો વાર ઇસ્ત્રી કરી ચૂકી છું અને માપી ચૂકી છું..."

માશેન્કા, તેણે મનમાં વિચાર્યું, જો તને બધાંને પોશાક બનાવનારાંઓમાંથી બહાર ભગાડી દેવામાં આવે, કપડાં ઉતારવામાં આવે અને સારી રીતે વિચાર કરવામાં આવે તો... જો તેનાં તારા પર શોભે એવો પોશાક મળી આવે તો પોતાને માટે એકવાર અને હંમેશાં માટે પોશાક પસંદ કરી લે. જોકે જે તને જાણે છે, કદાચ તેની જરૂર નથી...

તે ચાલ્યો ગયો. તેઓ પ્લેટફોર્મ પર ઊભાં હતાં અને વિદાયી આલિંગનમાં તેમણે કાયાનાં ભારને ન અનુભવ્યો, માત્ર એક ફૂંક અનુભવી જાણે બે જીવો અનાયાસે જ રેલ્વેસ્ટેશન પર ઊડી આવ્યાં હતાં, અને બે અવાજોનાં બૂમરાણ કરવા લાગી ગયાં હતાં...

"દુ:ખની વાત છે કે હું નહીં પણ તું જઈ રહ્યો છું," પેપ્પીએ કહ્યું. "હું તારી ખૂબ અદેખાઈ કરું છું."

"અને હું તારી."

તે ડબ્બાના બારણામાં ઊભો હતો. ગાડી ખડખડ કરની શરૂ થઈ. હમણાં જ રડી પડીશ, પેપ્પી સમજી ગઈ, હાથ હલાવ્યો અને ઉતાવળે સીધી ડબ્બાની સાથે સાથે ચાલવા લાગી. જ્યારે ગાડીને સ્પર્શી ત્યારે તે છેલ્લા ડબ્બાની સાથે હતી અને એકાએક જાણે કંઈક તેની સાથે અથડાયું હોય તેમ તે છેલ્લા બારણામાં કૂદી ગઈ. અને ફરીથી તેણે મીન્યા વિષે વિચાર્યું પણ ગાડીએ હવે ઝડપ પકડી લીધી હતી.

હું આવી પહોંચું ત્યાં સુધી રાહ સુદ્ધાં ન જોઈ, લેઓપોલ્ડે મનમાં વિચાર્યું અને એકાએક જાણે કોઈકે તેને હળવો ધક્કો માર્યો હોય તેમ પગથિયા પરથી કૂદી ગયો અને ઉતાવળપૂર્વક પ્લેટફોર્મ પર ચાલવા લાગ્યો અને પછી દોડવા લાગ્યો. તે વધારે ને વધારે ઝડપથી દોડતો હતો, બે મોટરો જેવાં કેમેરાઓ તેનાં બંને પડખે લટકતાં હતાં. તે હજી સુધી જાણતો નહોતો કે પેપ્પી અત્યારે આખી ગાડીમાં સાવ એકલી દરેક બારીમાંથી ડોકિયાં કરતી જઈ રહી છે.

ફાઝીલ ઈસ્કાન્દેર

# શિરોકોલોબી

•

ઉનાળાના એક ગરમ દિવએ શિકરોલોબી નામનો ભેંસો બીજાં કેટલાંક ભેંસાઓ અને ભેંસો સાથે ઠંડા પાણીનાં વહેળામાં પડયો હતો. તેના માથા પર બેઠેલો અને વારંવાર આસપાસ ચોકીદારીભરી નજરો નાંખતો કાગડો પોતાની જોરદાર હઠાગ્રહી ચાંચ વડે તેનાં ખોપડા પર આનંદપૂર્વક એકધાર્યો ચંચુપ્રહાર કરી રહ્યો હતો.

એક પછી એક એમ બે કાચબાઓ કાળાજીપૂર્વક તેની પીઠનાં પાણીમાં થોડા ઊંચા ઊઠેલા ભાગમાંથી સૌથી ઊંચા ભાગ પર ચઢી ગયા અને થોડીવાર ધાંધલ કર્યા પછી તડકો ખાતાં નિશ્ચલ પડયાં રહ્યાં.

શિરોકોલોબીને ખૂબ સારું લાગતું હતું કે કાગડો તેના માથામાંથી જીવડાં કાઢી રહ્યો હતો. જ્યારે કાચબાઓ તડકો ખાવા માટે તેની પીઠી ખજવાળતાં તેની પર ચઢી આવ્યાં ત્યારે પણ તેને બહુ સારું લાગ્યું. તે જાણતો હતો કે કાચબાઓ શા માટે કિનારા પર નહીં પણ તેની પીઠ પર તડકો ખાવાનું પસંદ કરતા હતા. કિનારા પર તો કંઈપણ બની શકતું હતું. પણ અહીં ભેંસની શક્તિશાળી પીઠ પર કોઈપણ તેમને અડવાની હિંમત કરી શકતું નહોતું. અને તે વાતે શિરોકોલોબીને ખુશ કર્યો.

પણ જીવડાં કાઢી રહેબ કાગડો અને તેની પીઠ પર પડેલાં કાચબાઓ મુખ્યત્વે કરીને શાંતિ, સુલેહ અને આરામનાં પ્રતીક તરીકે આવકારાયાં હતાં. વહેળાનાં ઠંડા પાણીમાં ડૂબેલી તેની સમગ્ર શક્તિશાળી કાયા સમેત તે આ શાંતિ અને સુલેહ, ઉન્નત આસમાની આસમાન અને ઠંડા પાણીના પરમસુખને વધારે મહાન બનાવનાર તપતા સૂરજનો આનંદ માણી રહ્યો હતો.

શિરોકોલોબી વાગોળતો હતો અને હંમેશની જેમ જ્યારે ખુશ મિજાજમાં હોય ત્યારે ટ્રેક્ટર વિષે કરડાકીપૂર્વક વિચારતો હતો. બે વર્ષ પહેલાં પહાડી ચેગેમમાં ટ્રેકટર દેખાયું હતુંઅને શિરોકોલોબી અને સાથે સાથે બીજાં ભેંસાઓને જમીન ખેડવા માટે ઉપયોગમાં લેવાનું બંધ કરી

દેવામાં આવ્યું, જોકે હજી પણ તેમને લાકડાંનાં ભારાં ઘસડી જવા માટે અને કોઈક કોઈક વાર ગાડું હાંકી જવા માટે જોતવામાં આવતાં હતાં.

શિરોકોલોબીએ એ પહેલાં મોટરગાડીઓ જોઈ હતી અને જાણતો હતો કે તે જીવંત પ્રાણી નથી. પણ ટ્રેકટર, જોકે દેખાવમાં કદરૂપું હતું તેમ છતાં પણ તેના અભિપ્રાય પ્રમાણે હજી પણ કંઈક જીવંત પ્રાણી જેવું હતું કારણ કે તે જમીન ખડેવા માટે ઉપયોગમાં લેવાનું હતું. શિરોકોલોબી દૃઢપણે એમ માનતો હતો કે જમીન ખેડવાનું કામ માત્ર જીવંત પ્રાણીઓ દ્વારા જ કરી શકાતું હતું. જમીનને ભેંસાઓ, બળદો અને ઘોડાઓ દ્વારા ખેડવામાં આવતી હતી. તે આ વિચિત્ર પ્રાણી દ્વારા પણ ખેડવામાં આવી રહી એટલે તે ચોક્કસ હોવું જોઈએ. માત્ર જીવંત પ્રાણીઓ જ જમીન ખેડે છે. આ તે પોતાની આખી જિંદગીથી જોતો આવ્યો હતો, પોતાનાં માબાપ પાસેથી જાણ્યો હતો અને તે દૃઢપણે એમ માનતો હતો કે તે એમ જ હતું અને સદીઓ સુધી એમ જ રહેશે.

ટ્રેકટર વિષે વિચિત્ર વાત એ હતી કે તે કદાપિ કોઈપણ વસ્તું પોતાની જાતે કરી શકતું નહોતું કે પછી કરવા ઇચ્છતું નહોતું. જો તેને એકલું છોડી હોવામાં આવે તો આખો વખત તે માત્ર ઊંઘતું જ રહેશે. તે માત્ર ત્યારે જ જાગતું જ્યારે કોઈ માણસ તેની પીઠ પર ચઢી જતો. પણ નહીં તો તે બસ ઊંઘતું જ રહેતું હતું. એક વખત શિરોકોલોબીએ ટ્રેકટરને ખેતરના કાર્યાલય ભવનની નજીક લગાતાર વીસ દિવસ સુધી ઊંઘતું જોયું હતું. તે બસ ઊંઘતું ને ઊંઘતું જ હતું.

શિરોકોલોબી ટ્રેકટરની મહાન તાકાતને સ્વીકારતો હતો કારણ કે એક વખત તેણે પોતે જાતે જોયું હતું કે તે લાકડાની કેટલાં વિશાળ ઢીમચાંઓ જંગલમાંથી ખેંચી લાવ્યું હતું. સામાન્યપણે તેનો વિચાર કરતાં તે ટ્રેકટરને "ઊંઘણશી જોરાવર" કહેતો પણ જ્યારે તે તેનાથી ગુસ્સે ભરાતો ત્યારે તેને "બેવકૂફ જોરાવર" કહેતો.

તાકાત ધરાવવી તે તો ઘણી સારી વાત છે પણ શિરોકોલોબી પોતે જાતે ઘણી વાર આ "ઊંઘણશી જોરાવર"ની શરમજનક નિષ્ફળતાઓનો સાક્ષી બન્યો હતો. શિરોકોલોબી અને બીજા ભેંસાઓને પહાડના ઢોળાવ તરફ લઈ જવામાં આવી રહ્યા હતા જ્યાં આ "ઊંઘણશી જોરાવર" કણસી રહ્યો હતો, ઘર ઘર અવાજ કરી રહ્યું હતું પણ એક મોટાં ટીમચાંને ખસેડી શકતું નહોતું જે સીધાં; ઢોળાવ પર અટકી ગયું હતું.

"ઊંઘણશી જોરાવરે" એટલો કપરો પ્રયત્ન કર્યો કે તેની પીઠમાંથી ધૂમાડો નીકળી આવ્યો પણ ઢીમચું એની જગ્યાએથી તસુભર પણ ન ચસક્યું.

ટૂકડીનાં નેતાએ "ઊંઘણશી જોરાવર" પર બેઠેલા માણસને ઇશારો કર્યો અને તે નીચે ઊતરી આવ્યો. "ઊંઘણશી જોરાવર" એકદમ શાંત થઈ ગયું, સંપૂર્ણપણે થાકીપાકીને લોથપોથ થઈ ગયું હોય તેમ તેમણે લાકડાંને તેનાથી છોડી નાંખ્યું અને તેના બદલે દોરડું ભેંસાઓ સાથે જોડી દીધું. ભેંસાઓએ પોતાનાથી બનતો બધો જ પ્રયત્ન કર્યો, યથાશક્તિ શ્રેષ્ઠ પ્રયત્ન! લાકડું અતિશય ભારે હતું અને સીધા ઢોળાવના ઊંચાણ પર હંમેશની જેમ શિરોકોલોબીએ બીજા ભેંસાઓની સાથે મળીને, પોતાનાં શકિતશાળી સ્નાયુઓ પર જોર લગાવતાં અને ભાર ઊંચકવા માટે વધારે શક્તિ મેળવવા માટે પોતાનાં ઘૂંટણો પર નીચાં થતાં લાકડું ખસેડયું. તેમણે આ રીતે આગળ વધવાનું છેક ત્યાં સુધી તેઓ લાકડાને ટેકરીની ટોચ સુધી ખેંચી ન ગયાં. પછી "ઊંઘણશી જોરાવર" ત્યાં આવી પહોંચ્યું અને લાકડું ફરીથી તેની સાથે બાંધી દેવામાં આવ્યું. ત્યારે જ ચેગેમમાં લોકોએ અનુભવ્યું કે ભેંસા—છેવટે ભેંસા જ છે અને તેના વિના ચાલી શકે તેમ નહોતું.

પછી બન્યો એક બીજો રમૂજી બનાવ. આ વખતે "ઊંઘણશી જોરાવર" પોતે જાતે જ એક ઝરણાની વચમાં ફસાઈ ગયું, તેને કોઈ લાકડું જોડવામાં નહોતું આવ્યું તો પણ. અને તેનો પોતાને જાતે જ બહાર કાઢવાનો વારો આવ્યો. આમ પેલા "બેવકૂફ જોરાવર"ની સાથે તમે રમૂજ અને મુશ્કેલી બંનેની આશા રાખી શકો છો.

ભેંસાઓનાં માથા પર બેઠેલાં કાગડાઓમાંથી કેટલાંક સુસ્તપણે ઊઠયો અને પાંખો ફફડાવતાં વહેલાંનાં એકદમ કિનારા પર ફાલી રહેલાં દેવદારનાં વૃક્ષની અર્ધપર્ણહીન ડાળીઓ પર ઊઠીને જતાં રહ્યાં.

ભરવાડ બાહદુશા વહેલા પાસે આવી પહોંચ્યો અને ભેંસાઓને પાણીમાંથી બહાર કાઢવા હાંકવા લાગ્યો. ભેંસાઓ ધીમે ધીમે પોતાની આરામદાયક વિશ્રામ સ્થાનો પરથી ઊભાં થયાં અને કાચબાઓ તેમની પીઠ પરથી સરકીને પાણીમાં ચાલ્યાં ગયાં. ભેંસાઓ પોતાની પૂંછડીઓ પટપટાવતાં બહાર કિનારા પર આવી ગયાં, તેમની ભીની કાળી ખાલ ચમકતી હતી.

કોઈક કારણસર ભરવાડે શિરોકોલોબીને બીજા ભેંસાઓથી અલગ કર્યો અને તેને ખેતરના કાર્યાલયભવન તરફ હાંકી ગયો. ત્યાં એક ખટારો

ઊભો હતો અને તેની ફરતે કેટલાંક ચેગેમ લોકો સિગારેટ પીતાં ઊભાં હતાં. તેઓ છ જણાં હતાં અને શિરોકોલોબી અસ્પષ્ટપણે ઓળખી શક્યો કે તેઓ સ્થાનીય માણસો હતો.

માત્ર એક જ માણસને તે સારી રીતે જાણતો હતો. તે હતો જાનવર ઘરનો વડો. એક વખત ઘણા ઘણા સમય પહેલાં, શિરોકોલોબી એક ભેંસના પ્રેમમાં પડી ગયો જે તેની માલિકીની હતી, પણ ભેંસના માલિકે તેને નિર્દયપણે નીચો પાડયો હતો. શિરોકોલોબીએ આ માનભંગને ચાર વર્ષો સુધી યાદ રાખ્યું હતું અને પોતાનો વારો આવવાની રાહ જોતો હતો. ગમે તેમ પણ વેરવૃત્તિથી પોતાના દિલને મુક્ત કરી લીધા પછી તેણે માણસને તેના વર્તાવ માટે માફ કરી દીધો હતો. પણ તે તો ઘણાં લાંબા વખત પહેલાંની વાત હતી. તેની ભૂતપૂર્વ પ્રેમિકાનો માલિક માત્ર હાલમાં જ સ્થાનિય જાનવર ઘરનો વડો બન્યો હતો.

ખટારાની પાછલી ખુલ્લી બાજુ પર તેની સાથે જડેલું પટિયું હતું. અને બારદુશાએ શિરોકોલોબીને પાટિયાં તરફ જવા લાકડી વતી ઘોંચવાનું શરૂ કર્યું.

શિરોકોલોબી તેમ કરવા ઇચ્છતો નહોતો પણ તે માણસો સામે તેમને એક બુદ્ધિમાન બળ તરીકે ગણતાં શરણે જવા ટેવાયેલો હતો કારણ કે એ જ એક રસ્તો હતો જેના દ્વારા દુનિયા રચવામાં આવી હતી અને તેથી તેણે આજ્ઞાનું પાલન કર્યું. આમ કરવાનું બીજું વધારાનું કારણ એ હતું કે તે લાંબા વખતથી આ વિશેષ ભરવાડને જાણતો હતો અને તેને તે ગમતો હતો.

શિરોકોલોબીને એ વાતનો ડર હતો કે પાટિયું કદાચ તેના વજનથી તૂટી જશે પણ તે સાવધાનીપૂર્વક ગયો અને છેવટે ખટારાના પાછલા ભાગમાં ઊભો રહ્યો. તે જાણતો હતો કે ખટારો થોડી જ વારમાં ક્યાંક જતો રહેશે. તેણે વિચાર્યું કે તેને કોઈક ગામડામાં લઈ જવામાં આવી રહ્યો હતો જ્યાં હજી સુધી પણ "ઊંઘણશી જોરાવરો" પહોંચ્યાં નહોતાં અને પોતાની નિયતિને આમ સ્વીકારી લીધી. શા માટે તેને એકલાને લઈ જવામાં આવી રહ્યો હતો? કદાચ એટલા માટે કે તે સૌથી વધુ તાકાતવર હતો.

તેની પાછળ પાછળ ભરવાડ પણ ખટારામાં ચઢી ગયો અને પછી તેના પગ બાંધવા લાગ્યો, પહેલાં આગલા અને પછી પાછલા.

"શા માટે તમે શિરોકોલોબીને મોકલી દેવાનો નિર્ણય કર્યો?" એક માણસે પૂછ્યું.

"આમ આપણે એક ભેંસાથી જ કામ ચલાવી લઈ શકીશું," જાનવર ઘરના વડાએ કંઈક વધારે પડતી ઉત્સુકતાપૂર્વક સમજાવ્યું. તેનું જ વજન ટન જેટલું થશે... આનાથી આપણે આખા વર્ષ માટેના માંસની યોજના પૂરી પાડી લઈશં..."

"ટૂંકમાં ભેંસાઓનો સમય પૂરો થઈ ગયો છે," બીજા માણસે ટિપાણી કરી, "લોકો ખાય છે ઘણું બધું અને સ્વભાવે ઉદ્દડ છે..."

"તેઓ શું તારી થાળીમાંથી ખાય છે?" બીજો માણસ વચમાં બોલ્યો. "તેઓ ખાય છે, પણ તેમનામાં તાકાત કેવી છે! અને ભેંસના દૂખમાંથી કેવું પનીર બનાવી શકાય છે!"

બીજાઓ બધા જ પ્રકારના અભિપ્રાયો વ્યક્ત કરતાં વાતચીતમાં જોડાઈ ગયા.

"તમે જાણો છો, ભેંસાઓની ખાલ બધામાં સૌથી વધારે જાડી છે અને તેમ છતાં ગરમી કે ઠંડી સામે ટકવા માટે સૌથી ખરાબ છે."

"પણ તેઓ સમુદ્રમાં વહાણોની જેમ તરે છે. ભેંસા કેન્ગુરથી બાતુમી સુધી તરી જઈ શકે છે. તે પાણીમાં ફૂલી જાય છે અને કદાપિ ડૂબી જશે નહીં."

"તેમ છતાં પણ તેઓ ખાય છે ખૂબ... એ સારું નથી, ભલે ને તું ગમે તે કહે."

"શા માટે તું તેમનું ખાવા વિષે આટલું ગાણું ગાયા કરે છે! જ્યારે તમારા ઘરમાં મહેમાન આવ્યાં હોય ત્યારે શું તમે એ તરફ ધ્યાન આપો છો કે તેઓ કેટલું ખાઈ રહ્યાં છે?"

"તેના મહેમાનો સાથે શો લેવાદેવા?!"

"શિરોકોલોબી જેટલો બહાદુર ભેંસા બીજો કોઈ નથી અહીં બારદુશા જરાપણ જૂઠું નહીં બોલવા દે."

"પાંચ વર્ષ પહેલાં વસંતમાં જ્યારે હજી પણ આસપાસ થોડોક બરફ પહેલો હતો અને ભેંસાઓ રાતના સમયે પહાડી પરના ગોચરમાં ચરી રહ્યા હતા ત્યારે ભૂખ્યાં વરુઓનાં ધાડાંએ તેમની પર હુમલો કર્યો. ભેંસાઓએ નાનાં ભેંસાઓને વચમાં રાખી ગોળ બનાવ્યું અને વરુઓને દૂર રાખ્યાં. અમે તેમનાં આરડવાંનો અવાજ સાંભળ્યો તેથી બાર્દુશા અને હું અમારી રાયફલો અને ફાનસો લઈને ત્યાં ધસી ગયા. ત્યાં લગભગ બારેક

કરતાં પણ વધારે વરુઓ હતાં તેમણે અમને જોયાં અને ભાગી ગયાં. શિરોકોલોબી એકલાએ જ ત્રણ જેટલાંને મારી નાંખ્યા હતાં..."

"તમને કેવી રીતે ખબર કે તેણે તેમને મારી નાંખ્યા હતાં?"

"હવે અહીં બારદુશા મને જૂઠું નહીં કહેવા દે કે માત્ર શિરોકોલોબીનાં શિંગડાંઓ પર જ લોહી હતું. હું મારાં બાળકોનાં સોગંદ ખાઈને કહું છું કે તેણે પોતાનાં શિંગડાઓ વડે એક વરુને ઊછાળીને વીસ ડગલાં દૂર ફેંક્યું હતું. મેં પોતે અંતર માળ્યું હતું."

"આખી દુનિયામાં તે સૌથી ગર્વીલું પ્રાણી છે. મારી પાસે એક સારી ભેંસ હતી. એક વખત મેં તેને સારો એવો માર માર્યો. તે તેને જ લાયક હતી. પણ તેણે મને પોતાની જિંદગીના છેલ્લા દિવસ સુધી મને માફ કર્યો નહોતો. જ્યારે મારી પત્ની તેને દોહતી ત્યારે બધું જ સારું રહેતું પણ જેવો મેં દોહવાનો પ્રયત્ન કર્યો તેવી જ તેણે દૂધ આપવાનું જ બંધ કરી દીધું. જ્યાં સુધી મેં તેનો વધ કર્યો ત્યાં સુધી આઠ વર્ષ સુધી આમને આમ જ રહ્યું."

"ભેંસો મુલ્લા જેવો છે, તેને પણ ન્યાય ગમે છે."

"મુલ્લાઓ પાસેથી તમે કેટલો ન્યાય જોયો છે?"

"મને છોડી દો. બધાં લોકો એમ કહે છે..."

બારદુશા ખટારામાંથી નીચે ઊતરી આવ્યો અને પાટિયું ખેંચી લીધું. ડ્રાયવરે પાછલું પાટિયું ઊંચું કર્યું અને આગળાં લગાવી દીધાં. માણસો ગાડીમાં ચઢી ગયાં, ડ્રાયવરે ઍન્જિન ચાલુ કર્યું અને ખટારો ચાલવા લાગ્યો.

શિરોકોલોબી પોતાની આખી જિંદગીમાં આ પહેલી વાર પોતે બોજ ઉઠાવીને લઈ જઈ રહ્યો નહોતો પણ તેને પોતાને કોઈક વિચિત્ર તાકાત ઉઠાવીને લઈ જઈ રહી હતી. તે વિચિત્ર લાગણી અનુભવી રહ્યો હતો. ગભરાટ પણ અનુભવતો હતો. કુદરતનાં નિયમોએ તેને કહ્યું હતું કે જેનાં પર તમારાં પગ ટેકવેલાં હોય તે સપાટી નિશ્ચલ હોવી જોઈએ. અને એકાએક અત્યારે, જો કે તેનાં પગ હાલતાં નહોતાં તેમ છતાં પણ તેમની નીચેની ધરતી ખસી રહી હતી.

ખટારો હજી ખેતરની સીમા પણ પાર કરીને ગયો નહોતો ત્યારે જ શિરોકોલોબી દોરડાં વડે જકડાયેલાં સ્નાયુઓમાં તણાવ અનુભવ્યો, પહેલાં આગલાં પગોનાં અને પછી પાછલાં અને ભેંસાએ તરત જ ખટારાનાં પાટિયા પર કૂદકો માર્યો. તેની વિશાળ કાયા જમીન પર

એકદમ જોરથી પટકાઈ પણ તેણે કોઈ વેદના ન અનુભવી અને તે તરત જ પોતાના પગ પર ઊભો થઈ ગયો.

કાર્યાલયની નજીક ઊભેલાં બધાં એકી અવાજે બૂમ પાડી ઊઠયાં. ખટારો થોડી વાર પછી રોકાયો. ડ્રાયવર અને ભરવાડના ધ્યાનમાં તરત જ એ ન આવ્યું કે ભેંસા કૂદી ગયો હતો. બારદુશા કેબીનમાંથી બહાર નીકળી આવ્યો અને ભેંસાને કાર્યાલય ભવન તરફ હાંકી લાવ્યો. ખટારો પણ સાથે સાથે ત્યાં પાછો આવ્યો.

"બિચારો ભેંસા પણ સમજે છે તેને ક્યાં લઈ જવામાં આવી રહ્યો છે," એક પેગેમ માણસે કહ્યું.

પણ શિરોકોલોબી કંઈપણ સમજ્યો નહોતો, તે તો માત્ર જ્યારે જેના ઉપર તે ઊભો હતો તેની નીચેથી તે હાલવા લાગ્યું ત્યારે ખાલી ગભરાઈ જ ગયો હતો.

એક વખત ફરીથી પાછલું પાટિયું નીચું કરવામાં આવ્યું, બીજું પાટિયું જોડવામાં આવ્યું અને ભેંસાને ખટારામાં જવા હાંકવાનું શરૂ કર્યું. શિરોકોલોબી હાલતાં પાટિયાં તરફ જવા ઇચ્છતો નહોતો પણ તે શું કરી શકતો હતો? તે લોકોને એક બુદ્ધિમાન બળ તરીકે ગણમાં તેમની આજ્ઞાનું પાલન કરવા ટેવાયેલો હતો અને તેથી ફરીથી એક વખત તે ખટારામાં ચાલ્યો ગયો.

આ વખતે સલામતીને ખાતર તેમણે તેને આડા પાડવાનો અને પછી તેનાં પગ બાંધવાનો નિર્ણય કર્યો જેથી તે કૂદી જવા માટે સમર્થ ન રહે. લોકો ખટારાનાં પાછલા ભાગમાં ચઢી ગયાં અને મોટે મોટેથી કરતાં ભેંસાનાં પગો ખેંચવાનું શરૂ કરવા લાગ્યાં, લાંબા વખત સુધી તે સમજી ન શક્યો કે તેઓ તેની પાસેથી શું ઇચ્છતાં હતાં, પછી છેવટે જ્યારે તે સમજ્યો કે તેઓ શું ઇચ્છતા હતાં ત્યારે તે પોતે સૂઈ ગયો પણ માણસોને પાકી ખાતરી હતી કે તેમણે તેને ખેંચીને નીચો પાડયો હતો.

ભરવાડે ફરીથી તેના પગ બાંધ્યા પણ શિરોકોલોબીનો ફરીથી ખટારામાંથી કૂદકો મારવાનો કોઈ ઇરાદો નહોતો. તે સમજી ગયો હતો કે લોકો જ્યાં સુધી તેને લઈ જવા ઇચ્છતાં હતાં ત્યાં સુધી લઈ નહીં જાય ત્યાં સુધી તેને એકલો નહીં છોડે. તેને હજી પણ પાકી ખાતરી હતી કે તેઓ તેને કોઈક બીજા ગામમાં લઈ જઈ રહ્યાં હતાં જ્યાં "ઊંઘણશી જોરવાર" નહોતો.

ડ્રાયવરે આ વખતે વધારે સાવચેતીપૂર્વક ખટારો ચાલુ કર્યો અને આ

બાજુ ભેંસાએ પોતાની તરફથી તેને સાંખી લેવાનો નિશ્ચય કર્યો અને પોતાની નિયતિને સ્વીકાર્ય કરી જ્યારે ખાટરો ધૂળભરી સડક પરથી જઈ રહ્યો હતો ત્યારે તે પોતાની નવી સ્થિતિથી ટેવાવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, જ્યારે કોઈક વસ્તુ ઉપાડીને લઈ જવાને વદલે તેને પોતાને જ કોઈક બીજી તાકાત વડે ઉઠાવીને લઈ જવામાં આવી રહ્યો હતો.

જ્યારે ખટારો ધોરીમાર્ગ પર આવી ગયો ત્યારે ડામરની સડકની ગંધ તેના નસકોરાં સાથે અથડાઈ અને એ જ સમયે તેનામાં પોતાની જુવાનીનાં દિવસોનાં કેટલાંક મીઠાં સંસ્મરણો જાગ્રત થયાં.

તે હજી ઘણો નાનો હતો પણ તેની માથી દૂધ પીતો છોડાવવા માટે પૂરતો મોટો હતો, તેથી તેમણે તેને તેની સાથે અને બીજાં ભેંસાઓને સાથે ચરવા માટે જવા દીધો. એક અદ્‌ભુત દિવસે તે પોતાની મા, પિતા અને બીજાં ભેંસાઓ સાથે સાબીદાની નીચાણવાળી જમીનોમાં ચરી રહ્યો હતો.

તે દિવસે ખૂબ ધોમધખતી ગરમી હતી. તેના પિતાને કોઈક વાત સાંભરી આવી અને બધાં જ ભેંસાઓને ક્યાંક દૂર દોરી ગયો. તેઓ લાંબા વખત સુધી ચાલતાં ને ચાલતાં જ રહ્યાં. આખો વખત નીચે ને નીચેની તરફ. પછી તેઓ બિલકુલ આ જ પ્રકારની, આટલી જ તીવ્ર વાસ મારતી, કાળી અને નરમ સડક પર આવી ગયાં. તેઓ તે પાર કરી ગયાં અને આગળ ગયાં તથા પાણીભરેલી વિશાળ જગ્યા પાસે આવી ગયાં. તે સમુદ્ર હતો અને સમુદ્રનો અર્થ હતો સ્વતંત્રતા, સ્વતંત્રતાનો આનંદ.

પિતા પાણીમાં ઊતર્યો, બીજાં ભેંસાઓ તેને અનુસર્યાં અને બધાં તરવા લાગ્યાં. તે કેટલું અદ્‌ભુતકારક હતું—કે ધોમધખતી ગરમીનો દિવસ, અનંત કૂંદાળું પાણી, તેનાં અડખે તેની મા અને પિતા તથા બીજાં ભેંસાઓ. તેઓ આગળ ને આગળ તરતાં જ ગયાં. પછી તેઓ દૂર સમુદ્રમાં રોકાઈ ગયા અને પરમસુખનો આનંદ માણતાં, અવાજભર્યાં શ્વાસોચ્છ્વાસ લેતાં તરવા લાગ્યાં.

જ્યારે ભરવાડ બારદુશા અને તેનો નાનો દીકરો તેમની પાસે તરતાં આવી પહોંચ્યા ત્યારે છેક સાંજ પડી ગઈ હતી. તે સમયે શિરોકોલોબી અત્યંત મૂરખ પ્રાણી હતું. તેણે વિચાર્યું કે તેના પિતા જેવી રીતે ભેંસાઓનાં ધણને ત્યાં લઈ આવ્યો હતો તેવી જ રીતે બારદુશા પોતાના છોકરાને ત્યાં લઈ આવ્યો હતો અને તેઓ અનાયાસે જ પાણીમાં મળી

ગયાં હતાં. ભરવાડ હાથપગને ટેકે તેના પિતાની પીઠ પર ચઢી ગયો અને છોકરો શિરોકોલોબીની પીઠ પર. તેઓ હસ્યાં અને ધણને કિનારા તરફ હાંકી ગયાં. શિરોકોલોબીની હજી પણ ખૂબ સારી રીતે યાદ છે કે કેટલી ગમે એવી રીતે છોકરાએ તેના કાન પોતાને તેની પીઠ ઉપર ટકાવી રાખવા અને કયા રસ્તે તરવાનું હતું તે બતાવવા પોતાની નાનકડી મુઠ્ઠીઓ વડે પકડયાં હતાં.

કિનારા પર તેઓ ઊતરી ગયાં અને ચેગેમની દિશામાં ચાલવા લાગ્યાં. તેઓ લાંબો વખત ચાલતાં રહ્યાં અને થોડી વારે છોકરો શિરોકોલોબીના પિતાની પીઠ પર ચઢી જતો હતો અને પછી ત્યાં બેસીને થાકી જતાં તે પોતાના પિતાના ખભા પર ચઢી ગયો અને સૂઈ ગયો. તેઓ ચેગેમ મોડી રાત્રે પહોંચ્યા હતાં.

ઘણાં વર્ષો વીતી ગયાં પણ શિરોકોલોબી હંમેશાં તે દિવસને અને સ્વતંત્રતાની સુગંધભર્યાં અંતહીન હૂંફાળા પાણીને સાનંદ યાદ કરતો હતો. તે ઘણી વાર એ આનંદનો ફરીથી અનુભવ કરવાનાં સ્વપ્ન જોતો હતો. માત્ર અત્યારે તે પોતે ધણને અંતહિન વિશાળ સમુદ્ર તરફ દોરી જવા, સમુદ્રનો આનંદ માણવા અને એવાં બીજાં ભેંસાઓનાં આનંદની ખુશી માણવા ઈચ્છતો હતો જેઓ પોતાની જિંદગીમાં પ્રહેલી વાર જ સમુદ્ર જોઈ રહ્યાં હતાં. તેમ છતાં કોઈક એવી વસ્તુ હતી જે તેને હંમેશાં રોકતી હતી. કદાચ ફરીથી કદાપિ એવો ઉનાળાનો ધોમધખતી ગરમીનો દિવસ આવ્યો નહોતો.

ત્યાર પછી કેટલો સમય વીતી ગયો? તે ચોક્કસપણે નહોતો જાણતો. કદાચ ત્યારબાદ ધરતી પર દસ વાર કે પછી વધારે વાર બરફ પડી ચૂક્યો હતો અને કદાચ દસ વાર કે પછી વધારે વાર તે પહાડી ગોચરોમાં ગયો હતો જ્યાં ઘાસ હંમેશાં એટલું જ તાજું અને સ્વાદિષ્ટ રસાદાર હોય છે. તેનાં માતાપિતા અદૃશ્ય થઈ ગયાં હતાં. પહેલાં તેના પિતા. પછી તેનાં મા.

શિરોકોલોબી જિંદગીને હંમેશાં સુંદર માનતો હતો. પણ આ સુંદર જિંદગીમાં એક ભયાનક અને અગમ્ય વસ્તુ હતી: બધાં બધાં જ જેમને તે ચાહતો હતો તેઓ એક દિવસ ક્યાંક અદૃશ્ય થઈ જતાં હતાં. ક્યાં? તે એ જાણતો નહોતો. સૌથી પહેલાં તેના પિતા અદૃશ્ય થયા. પછી બે વર્ષ બાદ તેની મા. પછી તેની જિંદગીમાં આવી એક અદ્ભુત ભૂખરી ભેંસ, તેનો પ્રથમ પ્રેમ. અને તે પણ ક્યાંક અદૃશ્ય થઈ ગઈ

અને ધણમાંનાં કેટલાંક ભેંસાઓ જેમને તે જાણતો હતો તેઓ પણ અદૃશ્ય થઈ ગયાં. તેણે એક વાત સમજી લીધી કે ગયો અને બળદો પણ સમય સમય પર અદૃશ્ય થતાં હતાં. કદાચ ઘેટાં બકરાં પણ અદૃશ્ય થતાં હતાં પણ તેઓ એટલાં નાનાં હતાં કે તેમની તરફ ભાગ્યે જ ધ્યાન દોરાઈ શકતું હતું.

પેલાં અદૃશ્ય થયેલાંઓની જગ્યાએ નવાં ભેંસાઓ, ગાયો અને બળદો મોટાં થતાં હતાં અને તેમ છતાં પોતાનાં જીવનકાળ દરમ્યાન શિરોકોલોબીએ નોંધ્યું હતું કે ગામનાં જાનવરો ધીમે ધીમે પણ ચોક્કસપણે ઘટતાં જતાં હતાં. અને આનાથી અવારનવાર તેના મનમાં એક અસંદિગ્ધ, પીડાદાયક ચિંતા જાગ્રત થતી હતી. તેની અન્તઃપ્રેરણા તેને કહેતી હતી કે આ તો જિંદગીનાં આવશ્યક નિયમોનું ઉલ્લંઘન હતું, જેના પ્રમાણે પ્રાણીઓએ વંશજોને પેદા કરવા જોઈએ અને વધારવાં જોઈએ. પણ ધણ નિયમિતપણે ઘટતું જતું હતું. અને જો આમ ને આમ ચાલતું રહ્યું તો ભવિષ્યમાં કોઈક વખત, જ્યારે શિરોકોલોબી પણ જીવતો નહીં રહે ત્યારે તે અચૂકપણે સમૂળગું અદૃશ્ય થઈ જશે.. અને આ દૂર દૂરના ભવિષ્યનાં દુઃખદાયી સંકટથી તે અત્યારે ખરા દિલથી દુઃખી થઈ રહ્યો હતો.

પોતાની મા ભેંસનીય વાર્તાઓ પરથી તે જાણતો હતો કે ધરતી પર એક ભયંકર જગ્યા છે, ઘોર નરક—જ્યાં ઘોરાઓ રડે છે. તેની મા કહેતી હતી કે જ્યારે જાનવરો ત્યાં જાય છે ત્યારે તેઓ નાશ પામે છે. દુષ્ટ લોકો દ્વારા તેમને મારી નાંખવામાં આવે છે.

અત્યાર સુધી માત્ર એક જ વખત એક ભેંસા તે જગ્યાએથી પાછો આવ્યો હતો. તે શિરોકોલોબીની માના સમય પહેલાં જીવતો હતો અને તેની માએ તેના વિષે માત્ર સાંભળ્યાં જ હતું.

તે ભેંસાએ પોતાને દુષ્ટ લોકોને હવાલે ન કર્યો પણ એ જગ્યાએથી ભાગી ગયો જ્યાં ઘોડાઓ રડતાં હતાં અને ઘણાં જંગલો અને પહાડો પાર કરતાં તે ચેંગેમ પાછો આવી ગયો.

ચેંગેમમાં લોકો એ ભેંસાને જોઈને દંગ રહી ગયાં અને જે જગ્યાએથી આજ સુધી કદાપિ કોઈ પાછું ફર્યું નથી ત્યાંથી તેને પાછો ફરેલો જોઈ આદર કરતાં હતાં. તેઓ તેનું એટલું માન કરતાં હતાં કે તેમણે કદાપિ તેની પાસે ન તો જમીન ખેડાવી, ન તો લાકડાં ખેંચાવડાવ્યા કે ન તો તેને ગાડાએ જોત્યો. અને ચેંગેમ લોકો એ ભેંસાનાં

તેની હિંમત અને ગર્વીલા સ્વભાવને કારણે એટલાં ચાહક હતાં તે કારણે શિરોકોલોબી દ્રઢપણે એમ માનતો હતો કે જાનવરોને એ લોકો નહીં પણ બીજાં જ કોઈક જુદાં લોકો પકડતાં હતાં અને એ જગ્યાએ લઈ જતાં હતાં જ્યાં ઘોડો રહે છે.

પણ જો શિરોકોલોબીને પાકો વિશ્વાસ હોત કે અદૃશ્ય થનારાં બધાં જાનવરો એ જગ્યાએ જાય છે જ્યાં ઘોડા રહે છે, તો જીવવું ભૂત અસંભવ બની ગયું હતો. પણ ના, તે ચાલાક, હોંશિયાર ભેંસો હતો અને તેણે ઘણી વાર નોંધ્યું હતું કે ચેગેમનાં ભેંસાઓ, ગયો, બળદો અને ઘોડાઓમાં અવારનવાર બીજાં દેખાય છે જેઓ ત્યાં નહીં પણ કોઈક બીજી જગ્યાએ ઉછરેલાં હતાં. અને તે સમજ્યો હતો કે કેટલીક વખત લોકો જાનવરોની અદલાબદલી કરતાં હતાં કે પછી કેવળ એકબીજાંને તેમની ભેટ આપતાં હતાં. અને જો ચેગેમમાં એક એવો ઘોડો દેખાય જે કદાપિ ત્યાં વછેરા તરીકે નહોતો રહ્યો તો પછી એનો અર્થ એમ નીકળે છે કે એ જ રીતે ચેગેમમાંથી અદૃશ્ય થયેલાં પેલાં જાનવરો પણ કોઈક બીજાં ગામમાં રહેવા ચાલ્યા ગયાં હતાં. એ બહુ મોટો દિલાસો હતો. માત્ર એક વાતની કોઈ ચોક્કસ ખાતરી મળી શકતી નહોતી કે કોઈએક ચોક્કસ કે બીજો ભેંસો ક્યાં ગયો હતો, કોઈ બીજા ગામમાં ગયો હતો કે પછી એ જગ્યાએ ગયો હતો જ્યાં ઘોડા રહે છે.

એક વખત જ્યારે ચેગેમમાં ઢોરોનું ધણ પહાડી ગોચર પર ચરી રહ્યું હતું ત્યારે કોઈક માણસ ભેંસાઓની નજીક આવ્યો અને શિરોકોલોબીની બીજાંઓથી દૂર હાંકી ગયો. હંમેશની જેમ શિરોકોલોબી માણસની બુદ્ધિભરી શકિતને આધીન થયો અને માણસ તેને જે દિશામાં હાંકી રહ્યો હતો તે દિશામાં ચાલવા લાગ્યો. તેણે વિચાર્યું કે આ માણસ ચેગેમનાં લોકો થોડોઘણો મળતો આવતો હતો. ભરવાડો અને જેમની સાથે તે કામ કરતો હતો તેમનાં સિવાય તે બીજાં કોઈ ચેગેમ રહેવાસીઓને ભાગ્યે જ ઓળખી શકતો હતો. ટૂંકમાં જાનવરોથી વિપરીત બે પાતળાં પગો પર ચાલનારાં લોકો બધાં જ ઘણાં બધાં મળતાં હતાં.

આમ શિરોકોલોબી માણસ તેને દોરી ગયો તે દિશામાં ચાલ્યો અને પછી તે પોતે જ જાણતો નહોતો શા માટે પણ તેને એકદમ શંકા થઈ કે તે માણસ એવાં દુષ્ટ લોકોમાંથી એક હતો જેઓ જાણવરોને એ જગ્યાએ હાંકી જતાં હતાં જ્યાં ઘોડાઓ રહે છે. શિરોકોલોબી રોકાયો, પોતાનું માથું પાછળ ફેરવીને માણસ તરફ ધ્યાનથી જોયું અને તે ચેગેમનો

નહોતો એ વાતની ખાતરી કર્યા પછી એટલાં ગુસ્સા અને ઝનુનપૂર્વક છીંકોટા ભરવા લાગ્યો કે માણસ બરાડી ઊઠયો:

"તને શું થઈ ગયું છું? શું થયું?" અને એકદમ ઝડપથી ત્યાંથી ભાગી ગયો. તે સમયે શિરોકોલોબીએ તેનો પીછો ન કર્યો કારણ કે હજી સુધી તેણે આવાં લોકોને મારી નાંખવાનો નિશ્ચય કર્યો નહોતો. પણ પાછળથી જ્યારે આ નિશ્ચય તેનામાં પાકો થઈ ગયો ત્યારે તેને અફસોસ થયો કે તેણે તે દુષ્ટ માણસનો પીછો ન કર્યો.

કીકતમાં તે માણસ ઢોરોનો ચોર હતો. શિરોકોલોબી લોકો વિષે ઘણું બધું જાણતો હતો પણ તે એ નહોતો જાણતો કે લોકો એ ચોર જાતિનાં હતાં. પોતે તે સાવ અભાનપણે તેણે માણસમાં કંઈક દુષ્ટતા જેવું અનુભવ્યું કારણ કે તે કોઈક ધાંધલભરી ઉતાવળમાં શિરોકોલોબીને ઘણથી દૂર હાંકી જવાનો પ્રયત્ન કરતો હતો. પોતાનાં અનૂભવથી શિરોકોલોબી જાણતો હતો કે કામ કરવા માટે તેને ઢોરનારાં લોકો હંમેશાં સ્થિર, માપસરનાં પગલાંથી ચાલતાં હતાં. એ સમજવામાં તે સાચો હતો કે તેને કામ કરવા માટે દોરીને લઈ જવામાં આવી રહ્યો નહોતો પણ તે એ નિષ્કર્ષ કાઢવામાં ખોટો હતો કે તેને એ જગ્યાએ દોરી જવામાં આવી રહ્યો હતો જ્યાં ઘોડા રડે છે.

એક બીજી વખત શિરોકોલોબી ભેંસાઓનાં ધણની સાથે સાબીદાની નીચાણવાળી જગ્યામાંથી ચરતો હતો. એક માણસ ઘણી નજીક આવ્યો અને શિરોકોલોબીને બીજાં ભેંસાઓથી અલગ કરી જંગલનાં ઊંડાણમાં હાંકી ગયો. આ કોઈ નૌશિખિયો નહીં પણ કુશળ ઢોર-ચોર હતો. તેથી તે શિરોકોલોબીને શાંત અને વ્યાવહારિકપણે હાંકી ગયો અને આમ થોડી વાર માટે તેને ગૂંચવારામાં નાંખી દીધો. તેઓ પોતાની પાછળ જ્યાં લોકો ઝાડ પાડી રહ્યાં હતાં એ જગ્યાઓ છોડીને, અને આસપાસ દરેકે દરેક વસ્તુ તદ્દન અપરિચિત લાગવા લાગી ત્યાં સુધી, બેએક કલાક સુધી ચાલતાં રહ્યાં. ત્યારે શિરોકોલોબીને કંઈક શંકા થવા લાગી. તે રોકાયો અને માણસની આહતિ તરત ઈરાદાપૂર્વક જોવા લાગ્યો તથા અનુભવ્યો કે તે ચેગેમનો નહોતો. તે ખૂની હતો જે તેને એ જગ્યાએ લઈ જઈ રહ્યો હતો જ્યાં ઘોડાઓ રડે છે! ઝનુને ભરાતાં શિરોકોલોબીમાં નસકોરાંઓમાંથી જોર જોરથી શ્વાસ નીકળવા લાગ્યો.

માણસ ગભરાઈ ગયો અને ભાગી ગયો. ક્રોધે ભરાયેલાં ભેંસાથી એક ઘોડાને પણ ભાગીને જવાની તક નથી મળતી, અને શિરોકોલોબી આ

જાણતો હતો. હવે એ બધાં જાવરો જેમને મારી નાંખવામાં આવ્યાં હતાં તેમનાં વતી બદલો વાળવાની તેને તક હતી! પણ પછી કંઈક સાવ અણધાર્યું જ બન્યું! માણસ છલાંગ લગાવી દોડી ગયો, અને બીચ વૃક્ષની ડાળી પકડીને તેની ઉપર ચઢી ગયો. શિરોકોલોબીએ ઝનૂનમાં પોતાનાં શિંગડા વડે ઝાડ પર પ્રહાર કરવાનું શરૂ કર્યું. પાનખરનો સમય હતો. બીચવૃક્ષનાં ફળ પાકેલાં હતાં અને વરસાદનાં ટીપાંની જેમ ટપ ટપ પડયાં લાગ્યાં. પણ માણસ ન પડયો. લોકો બરાબર ચોંટીને વળગી રહેનારાં જીવો છે. ઝનૂનથી ગાંડાતૂર બનેલાં શિરોકોલોબીએ પોતાનાં શિંગડાઓનાં પ્રહારો વડે આખાને આખા ઝાડને હચમચાવી મૂક્યું. તેનાં ફળો પડતાં રહ્યાં પણ માણસ મજબૂતીથી પકડીને વળગી રહ્યો. ઝાડ નાનું હોવાં છતાં પણ ભેંસાનાં શક્તિશાળી પ્રહારોથી તૂટી ન પડવા જેટલું મજબૂત હતું.

શિરોકોલોબી ગાંડોતૂંર બની ગયો હતો. ફરીથી તેણે આ દુષ્ટ માણસને ચેગેમનાં રહેવાસી તરીકે માની લેવાની ભૂલ કરી હતી. બધાં લોકો કેટલાં એક જેવાં હોય છે! ભેંસાઓની તો વાત જ કરવી રહેવા દો, તે તો જો એક જ રંગની બે ગયો હોય તો પણ હંમેશાં સહેલાઈથી તેમને ઓળખી કાઢી શકવા સમર્થ હતો. ઘોડાઓ માટે પણ એમ જ હતું. બેશક, તે ઘેટાંબકરાંઓમાં ગોટાળો ખાઈ જતો હતો કારણે કે તેઓ ખૂબ નાનાં હતાં!

ડુક્કરો વિષે પણ કંઈ કહેવા વારો ન આવે. ચેગેમ લોકો ટુક્કરનું માંસ નથી ખાતાં પણ તેઓ વેચવા માટે તેમને પાળે છે. ગમે તેમ હોવાં છતાં પણ શિરોકોલોબીએ ઘણાં વખત પહેલાં જ એ વાત ધ્યાનમાં લીધી હતી કે જ્યારે ચેગેમ લોકો ડુક્કરોને હાંકતાં હતાં ત્યારે પોતાના અવાજોમાં સહે જે કંટાળો હોય લાગણીને પલટો છુપાવી શકતાં નહોતાં. કુદરતી રીતે, ડુક્કરો વધારે સારી સેવાને લાયક પણ નથી.

ડુક્કરો વિશેષ કરીને ઓળખી શકાય તેવાં હતાં કારણ કે ઉનાળાની ગરમીમાં તેઓ પોતાને માટે કોઈ ગંદુ ખાબોચિયું શોધી કાઢતાં અને એમ વિચારતાં તેનાં પડયાં કે આ પ્રમાણે તેઓ ભેંસાઓ જેવાં દેખાતાં હતાં.

શકિતશાળી ભેંસાનું તેના માથાં પર કાગડો બેઠેલો હોય અને પીઠ પર કચબાં ચઢયાં હોય ત્યારે વાગોળ વાગોળતાં વહેળામાં પડયાં રહેવું એક વાત હતી અને ઘૂરકતાં ડુક્કરોનું ગંદા ખાબોચિયામાં આળોટવું એ તદ્દન બીજી વાત હતી. શું અલ્લાએ એટલાં માટે જ તો ડુક્કરોને સર્જ્યાં

નહોતાં કે બધાં જ જીવત પ્રાણીઓ એ જોઈ શકે કે ખુલ્લેઆમ કદરૂપતાની પ્રતિકૃતિ કેવી હોઈ શકતી હતી?! શિરોકોલોબી ઊંડા દિલથી ડુક્કરોને ધિકકારોતો હતો.

ઝાડને પ્રહાર કરતાં થાકી જતાં શિરોકોલોબીએ ચાલાકીનો આશરો લીધો. તે પાછો વળી ગયો અને જાણે ઘણમાં પાછો જવાનો ઇરાદો રાખતો હોય તેમ ચાલતો થયો, પણ હકીકતમાં તે ઝાડીઓમાં સંતાઈ ગયો અને માણસનાં નીચે ઊતરી આવવાની રાહ જોવા લાગ્યો. તે લાંબા વખત સુધી રાહ રહ્યો પણ વ્યર્થ ગયું. તેને મનમાં એ વિચાર સુદ્ધાં પણ ન ઉદ્‌ભવ્યો કે ઝાડની ટોચ પરથી તેની પીઠ તો તદ્દન સ્પષ્ટપણે જોઈ શકાતી હતી.

પછી શિરોકોલોબીએ ગોળ ફરતે જવાનો અને એકાએક બીજી બાજુથી ઝાડ પર પ્રહાર કરવાનું નિર્ધાર કર્યો. માણસ કદાચ આવાં અણધાર્યાં ફટકાથી નીચે પડી જશે. પણ શિરોકોલોબી ઝાડની ગમે ને બાજુથી જાય તેનાથી કોઈ ફેર પડવાનો નહોતો કારણ કે માણસ હંમેશાં તેને જોઈ શકતો હતો અને પછી તે પણ સમજી ગયો કે માણસ આખો વખત તેની પર નજર રાખી રહ્યો હતો.

ત્યારબાદ તેણે ક્યાંય નહીં જવાનો પણ ત્યાં જ માણસનાં નીચે પડવાની રાહ જોવાં રોકાવાનો નિશ્ચય કર્યો. માણસ એ કંઈ પક્ષી નથી, તે કંઈ હંમેશા માટે ઝાડ પર રહી શકવાનો નથી. આ નિર્ણય પર આવતાં શિરોકોલોબી ઝાડની નજીક ગયો અને પછી તેણે જોયું કે તેની ફરતે જમીન પર પુષ્કળ પ્રમાણમાં બીચનાં ફળ પડેલાં હતાં. શિરોકોલોબીને એ ફળ ખૂબ ભાવતાં હતાં અને તેણે એ ફળો ખાવાનું શરૂ કર્યું જેમનું કાંટાળું કવચ ખંખેરાઈ ગયું હતું. તે લાંબા વખત સુધી ઝાડ પરથી આવતી શાપિત બદદુવાઓને સાંભળતો તે ખાતો રહ્યો. તે એમ બતાવતું હતું કે માણસ ભૂખ્યો અને ઈર્ષાળુ હતો. તે જાણતો હતો કે બધી જ જીવંત વસ્તુઓને ખોરાકની જરૂર હતી અને એ કે ભૂખરી નબળો થતાં માણસ છેવટે ઝાડ પરથી નીચે પડશે.

પછી તેણે માણસ માટે પોતાની જાતને મજબૂત બનાવવા માટે ઝાડ પર એક પણ ફળ રહેવા ન દેવાનો નિર્ણય કર્યો અને ફરીથી ઝાડ પર પ્રહાર કરવાનું શરૂ કર્યું, પણ આમ બહુ લાંબો વખત કરતાં રહેવાની જરૂર નહોતી કે ઝાડ પર આમ પણ ભાગ્યે જ કોઈક ફળ બાકી બચ્યું હતું. શિરોકોલોબીએ જમીન પરનાં બધાં જ ફળો ખાઈ લીધાં અને ઝાડ

નીચે જ આડો પડયો. ખૂનીને મારી નાંખવાનો તેનો નિર્ણય અફર હતો. તે જેટલાં લાંબા વખત સુધી જરૂરી ત્યાં સુધી ઝાડ નીચે રોકાશે.

રાત્રે પોતાનાં હળવાં ઝોકાંઓ વચ્ચે તેણે કેટલીક વખત માણસનાં અભિશાળો સાંભળ્યાં. પણ ભેંસો શાંતિપૂર્વક ઇચ્છિત ક્ષણની રાહ જોતો રહ્યો. રાત્રે તેને બે વખત ઝાડ પરથી કંઈક વહેવાનો અવાજ સાંભળ્યો. અને તે સમજી ગયો કે માણસ પેશાબ કરી રહ્યો હતો. કશો વાંધો નહિ, તેણે વિચાર્યું, તે તો તું ઝાડની ટોચ પરથી પણ સહેલાઈથી કરી શકે છે. પણ જરા ત્યાં ખોરાક શોધવાનો તો પ્રયત્ન કર.

બીજા દિવસે સવારે ભરવાડ બારદુશા ભેંસાના નિશાનને અનુસરતો તે ઝાડ તરફ આવી રહ્યો હતો. જ્યાં તે પડયો હતો. ભરવાડ પોતાની પીઠ પર હલકી કુહાડીને લઈને આવતો હતો.

કુહાડી લઈને આવતાં ભરવાડને જોઈને શિરોકોલોબી આનંદિત થઈ ઊઠયો. શિરોકોલોબીએ અસંખ્ય આધુનિક લોકોની જેમ વિચાર ભાવ-સંક્રમણની શકયતાઓને અતિશય વધારી દીધી હતી. તેણે મનમાં નિર્ણય કરી લીધો હતો કે તેની ખૂની પર હુમલો કરવાની આતુર ઇચ્છા પોતાની જાતે જ ભરવાડનાં દિલમાં પરિવર્તિત થઈ ગઈ હતી અને તેથી કરીને જ તે બીચ વૃક્ષને કાપી નાંખવા કુહાડી લઈને અહીં આવ્યો હતો.

ઝાડમાં માણસને અને તેની નીચે ભેંસાને જોતાં બારદુશાનાં મનમાં શંકા ઉદ્ભવી કે માણસ ઢોરોનો ચોર હતો. તે તેને ગાળો ભાંડવા લાગ્યો. માણસનાં હાવભાવ પરથી શિરોકોલોબીએ મનમાં અટકલ કરી કે તે નિર્દોષ હોવાનો દાવો કરવા પ્રયત્ન કરતો હતો, કહેતો હતો કે ભેંસો તેનો પીછો કરતો હતો અને તેથી તે ઝાડ પર ચઢી ગયો હતો. પણ સાબીદાની નીચાણવાળી જમીન તરફ પાછો ઇશારો કરી રહેલાં ભરવાડનાં હાવભાવ પરથી, સ્પષ્ટ હતું કે તે માણસની વાત પર વિશ્વાસ કરતો નહોતો. ભેંસાને માણસનો આટલા લાંબા રસ્તા સુધી પીછો કરવાની કોઈ જરૂર ન હોઈ શકે, તે તેને ઘણાં વખત પહેલાં જ લઈ ગયો હતો.

શા માટે આટલી વાર સુધી દલીલ કરવાની જરૂર હતી, શિરોકોલોબીને આશ્ચર્ય થયું, બસ ઝાડ કાપી નાંખ અને સ્પષ્ટ થઈ જશે કે એક ખૂની સાથે કેવો વ્યવહાર કરવો, જે પ્રાણીઓને એ જગ્યાએ હાંકી જાય છે જ્યાં ઘોડા રડે છે, પણ ભરવાડે જરૂર એ માણસની વાત પર વિશ્વાસ કર્યો હોવો જોઈએ કારણ કે તેણે ઝાડ કાપી નાંખ્યું નહોતું

અને જોકે હજી સુધી પણ એ અજાણ્યા માણસે પર બરાડી રહ્યો હતો અને તેને ગાળો ભાંડી રહ્યો હતો તેમ છતાંય ભેંસાને પાછો હાંકી ગયો. શિરોકોલોબી અત્યંત નિરાશ થઈ ગયો પણ હંમેશની જેમ માણસની બુદ્ધિમાની શક્તિને શરણે થયેલો ખિન્નપણે પાછો સાબીદાની નીચાણવાળી જમીન તરફ લથડાતી ચાલે ચાલ્યો ગયો.

જે ધોરીમાર્ગ પર ખટારો દોડી રહ્યો હતો તે સમુદ્રની નજીકમાં હતો. કમનસીબે અપથ્ય ધોરીમાર્ગની ગંધોનાં અવારનવાર ઊઠતાં ઝપાટા દ્વારા ખરાબ થયેલી સ્વતંત્રતાની ઉરેકરતી ખારાશવાળી સુગંધમાં શિરોકોલોબીએ દમ લીધો. તેણે પોતાનું માથું ઊંચું કર્યું અને સડકની દુર્ગંધને અવગણીને સમુદ્રની ગંધને પકડવાનો પ્રયત્ન કરતાં ઊંડો શ્વાસ લીધો. પોતાનાં આવેશમાં તેણે વાર્ગાળ વાર્ગાળવાનું શરૂ કર્યું પણ અટારાનાં આંચકાઓ અને ડામરની સડકની ગંધે બધો જ આનંદ ધૂળમાં મેળવી દીધો, તેથી તે વાગોળ ગળી ગયો અને ફરીથી વિચારોમાં તલ્લીન થઈ ગયો.

તેણે પોતાનો સૌથી પહેલો પ્રેમ યાદ કર્યો. પોતાનાં જીવનકાળ દરમ્યાન શિરોકોલોબીએ ત્રણ વાર પ્રેમ કર્યો હતો. અને હમણાં તે પોતાનાં સૌથી પહેલાં પ્રેમણે યાદ કરી રહ્યો હતો.

તે કંઈક વિચિત્ર રીતે બન્યું હતું. તે પોતે પણ સમજી શક્યો નહોતો કે કેવી રીતે તે બની ગયું. સામાન્યપણે આ વિશેષ જુવાન ભેંસ ચરવા માટે બીજાં ધણની સાથે કાંતો સાવીદાની નીચાણવાળી જગ્યામાં જતી હતી અથવા તો કોઈક બીજાં ગોચરોમાં જતી હતી. તે ભાગ્યે જ બીજી ભેંસોથી જુદી પડતી હતી. ફેર માત્ર એટલો જ હતો કે બીજી ભેંસોને રંગ વધારે પડતો ઘેરો હતો જ્યારે તેની ખાલ ભૂખરાશ પડતી હતી. તેનાં પડખાંઓ ગોળમટોળ હતાં અને તેનાં શિંગડાં હથિયાર કરતાં વધારે આભૂપણ જેવાં લાગતાં હતાં.

પહેલાં પહેલાં તે તે સમજી શક્યો નહોતો કે શા માટે તેની બાજુમાં રહી ચારો ચરવો એ વધારે આનંદદાયક હતું. તેણે નિશ્ચય કર્યો કે તેનામાં ચારાનો સૌથી સારો ભાગ શોધી લેવા માટે કોઈક વિશેષ કુદરતી બક્ષિસ હોવી જોઈએ. જ્યારે પણ તે તેની નજીક આવતો ત્યારે આનંદસભર આશ્ચર્યમાં જોતો કે ત્યાંનું ઘાસ વધારે સ્વાદિષ્ટ અને રસદાર હોતું. તે શોધી કાઢવા માટે કેટલું હોંશિયાર પ્રાણી હતું!

પછી તેણે એ વાત ધ્યાનમાં લીધી કે જ્યારે જ્યારે એ ભેંસાનો

માલીક તેને ધણમાં જોડાવા દેવામાં વિલંબ કરતો ત્યારે ત્યારે ઘાસનો બધો સ્વાદ જ એકદમ ચાલ્યો જતો હતો અને શિરોકોલોબી માથું ઊંચું કરી રાહ જોતો અને એમ વિચારતો કે તેણે હંમેશાં સૌથી સારું ઘાસ શોધી કાઢવાની કુદારતી બધિસ દ્વારા તેને બગાડી મૂકયો હતો. માત્ર પાછળથી તે સમજી શક્યો હતો કે તેની આસપાસનાં ઘાસને આટલું સરસ બનાવનાર તે તેનો પ્રેમ હતો.

સાંજ પડતાં જ્યારે તેનો માલિક તેને પાછો હાંકી જતો ત્યારે શિરોકોલોબી એકલવાનું અનુભવતો અને બીજા દિવસની સવારનાં સ્વપ્નાં જોતો, જ્યારે તે ફરીથી તેને જોશે. દરરોજ સવારે ધણમાં તેની હાજરી તેની માટે માંગલિક પ્રસંગ બની જતો હતો.

તેણે તેની સાથે ખૂબ નજીક પણ આનંદદાયક રહસ્ય ઉઘાડું પાડયું. કુદરતી રીતે બધાં જ ભેંસાઓ જાણતાં હતાં કે પડખાંને હેઝલ વૃક્ષ સાથે ઘસીને ખંજવાળવું સૌથી સારું છે. તેની છાલ સૌથી વધુ બરછટ છે, જે તેની ખાલને સંપૂણપણે ઘસી નાંખે છે.

પણ સોલીટરી હેઝલ વૃક્ષની છાલ બધાંમાં વિશેષ કરીને ખરબચડી અને બરછટ હતી. કારણ કે તે સીધાં ઊભા ઢોળાવ પર ઊભેલું હતું, બીજાં ભેંસાઓ ભૂલથી વિચારતાં હતાં કે પોતાનાં પડખાં તેની સાથે ઘસવાં એ અગવડભર્યું હતું. જ્યારે વાસ્તવમાં તે તદ્દન સરળ અને સહેલું હતું.

સૌથી પ્રયત્ન વારથી જ, એકવાર તે ઝાડ સાથે પડળાં ઘસી લીધાં પછી તેને તે ગમવા લાગી ગયું હતું અને ભલે ને તે એ ઝાડથી ગમે તેટલી દૂર ચરી રહી હોય તો પણ તે જ્યારે જ્યારે તેને પોતાની જાતને ખંજવાળવાની ઇચ્છા થતી ત્યારે ત્યારે તે બીજાં બધાં વૃક્ષો પસાર કરીને શિરોકોલોબી સાથે આ સોલીટરી હેઝલ વૃક્ષ પાસે આવતી અને જ્યારે ખંજવાળતી ત્યારે તેની તરફ કૃતજ્ઞ નજરે જોતી.

વહેલામાં એક એવી જગ્યા હતી જે બીજી કોઈપણ જગ્યા કરતાં વધારે નરમ હતી. ત્યાં ભાગ્યે જ કોઈ પથરાં હતાં. તે તેના વિષે જાણતી નહોતી. જ્યારે તેઓ સૌથી પહેલી વાર એક સાથે એ વહેલામાં પ્રવેશ્યાં ત્યારે તેને એ નાનકડી મૂરખને એ જગ્યા તરફ ધકેલીને લઈ જવી પડી. ત્યારબાદ હંમેશાં તે પોતે જ તે જગ્યામાં પડી રહેતી અને શિરોકોલોબી તેની બાજુમાં ગોઠવાઈ જતો ઘણી વાર એવું બન્યું હતું કે જ્યારે તેઓ વહેળા પાસે આવતાં ત્યારે તેની મનપસંદ જગ્યા પહેલાં

જ કોઈએ લઈ લીધેલી હોતી—અને ત્યારે કંઈ કરી શકાય તેમ નહોતું!—એ ભેંસોને ત્યાંથી ભગાડવો જ પડતો, જે તેને જ્યાં આડા પડવું જોઈએ ત્યાં પડયો નહોતો. શિરોકોલોબી નાનો હતો પણ બધાં જ ભેંસાઓ અને ઘણાંબધાં લોકો તેની તાકાત વિષે જાણતાં હતાં.

આ પહેલાં પ્યારનો ઉનાળો તેની જિંદગીમાં સૌથી વધુ શ્રેષ્ઠ હતો. તે સમયે તે એટલો નાનો હતો કે હજી પાનખરની ગરમીનાં કાળ વિષે કંઈપણ જાણતો નહોતો અને હજી પણ એમ વિચારેતો હતો કે પ્રેમની બધી જ સંપૂર્ણતા પોતાનાં પ્રેમની પડખો પડખ રહીને સ્વાદિષ્ટ રસદાર ઘાસ ચાવવામાં, દરરોજ સવારે તેની રાહ જોવામાં, સાંજ પડતાં તેના માટે તલસવામાં, વહેળામાં તેની બાજુમાં પડયાં રહેવાનું સ્વર્ગીય સુખ માણવામાં, અને સોલિટારી હેઝલ વૃક્ષીની આશીર્વાદદેય છાલ પર પોતાની ખાલો ઘસવામાં જ સમાયેલી છે.

અને પછી પાનખરનાં એક દિવસે તે અદૃશ્ય થઈ ગઈ સવારમાં તે ધણમાં ન જોડાઈ. શિરોકોલોબી લાંબો વખત રાહ જોતો રહ્યો પણ પછી પળવારનો પણ વિલંબ સાંખવા અસમર્થ, પોતાની જાતથી લજ્જિત તે વાડામાં ગયો અને અંદર નજર નાંખી. પણ તે ખાલી હતો. અત્યંત શોકાતુર દુઃખની લાગણીએ તેને લીધી નાંખ્યો. તેણે મનમાં નિર્ધાર કરી લીધો કે એક વખત જેવી રીતે તેનો પિતા અદૃશ્ય થયો હતો, જેવી રીતે ઘણાં બધાં ભેંસાઓ અને બીજાં ઘણાં પ્રાણીઓ તેમનો સમય આવતાં અદૃશ્ય થતાં હતાં તેવી જ રીતે તે પણ અદૃશ્ય થઈ ગઈ હતી. તેની પ્રેમાળ, ભૂખરી ભેંસને કદાચ એ જગ્યાએ લઈ જવામાં આવી હશે જ્યાં ઘોડા રડે છે એ વિચારે તેને ગાંડો કરી મૂકયો.

બે દિવસ તેણે કંઈપણ ખાવાનો સ્પષ્ટ ઇનકાર કર્યો. તે ભટેકલાં જીવની જેમ સાબીદાની નીચાણવાળી જગ્યાઓમાં ભટકતો હતો કે પછી જાણીબૂઝને કાંટાળી ઝાડીઓ ઝંપલાવી દેતો જેથી કરીને તેનાં તીક્ષ્ણ કાંટાઓને કારણે થતું દર્દ તેનાં અસહ્યનીય આંતરિક દર્દને થોડું શમાવી દે.

આ મહાદુઃખનો સમય બિલકુલ તે જ વખતે આવ્યો જ્યારે ભેંસાઓ ઉન્માદ પર હતાં, કદાચ તેણે તેને વધારી પણ મૂકયો હતો. તે વૃક્ષોની નીચે ઊભો હતો અને તેનાં સમજી શરીરમાં વધી રહેલાં પ્રેમોન્માદથી તે સાહિતગાર હતો, તેનાં પગ જાણે એકદમ બહેર મારી ગયાં હોય અને માથું જાણ ભમતું હોય તેમ અનુભવતો. તેણે પોતાની સામે તેને શાંત,

આજ્ઞાંકિત ભારે આંખોવાળી તેને પ્રગટ કરવા માટે માત્ર પોતાની આંખો જ બંધ કરવાની હતી. તેણે પોતાની સમય ભૂખરી, ચળકતાં પડખાં વાળી તેને ઊભેલી જોઈ. પ્રેમથી ગાંડો બનેલો તે એ સમજી ન શક્યો કે કેવી રીતે તે તેની બાજુમાં કદી શાંતિપૂર્વક ચરી શક્યો હતો, ચેનપૂર્વક વહેળામાં તેનાં પડખામાં પડયો રહ્યો હતો અને જ્યારે તેની સાથે સાથે હોતો ત્યારે પેલાં સોલીટરી હેઝલ વૃક્ષ સાથે આરામથી ખંજવાળતો હતો! શા માટે! હા, જો હવે તે વહેલામાં તેની પડખામાં પડતો તો તેનું પાણી તેનાં પ્રેમોન્માદથી ઊકળી ઊઠત! જો હવે અત્યારે તે તેની બાજુમાં રહી સોલીટરી હેઝલ વૃક્ષ સાથે પોતાનાં પડખાં ઘસતો તો તે પણ તેનાં પ્રેમોન્માદથી એક વખત જ્યારે આગથી તે સળગી ઊઠયું. હતું તેમ ધૂમાડામાં મળી ગયું હોત.

અને અચાનક ત્રીજા દિવસે જ્યારે તે જંગલનાં કિનારે વરસતાં વરસાદ હેઠળ ઊભો હતો ત્યારે તેને પોતાનાં પ્રેમીની ગંધમળી. તેણે એટલાં બળપૂર્વક તેનાં શ્વાસ લીધો કે તેનાં વધેલાં હાડકાં પરની ચામડી લગભગ બળી જ ગઈ. વૃક્ષોની પાછળથી તેની પોતાની જ ભેંસ દ્વારા હંકાઈ રહેલું લાંબુ ગાડું દેખાયું. ગાડામાં લાકડાંનો ઢગલો કરવામાં આવ્યો હતો અને તેમની સામે હાથમાં લાંબી સોટી લઈને તેનો માલિક બેઠો હતો! એમ તો બે દિવસથી તું ત્યું હતી!

ખુશીને મારે બધું જ ભાન ભૂલીને શિરોકોલોબી પોતાની પ્રેમિકા તરફ ધસ્યો. ગાજવીજ અને બીજળીનાં કડાકઓ થતો હતાં, મુશળધાર વરસાદ વરસી રહ્યો હતો. ગાડા તરફ ધસી આવતાં ભેંસાને જોતાં માલિકે તેને પોતાની સોટી દેખાડી ધમકાવ્યો અને ગડગડાટ અને વરસાદનાં અવજો ઉપરથી સાંભળી શકાય તેટલા માટે પોતાનાં અવાજનો ઊંચો કરવાનો પ્રયત્ન કરતાં બરાડયો. પણ શિરોકોલોબી ન તો કશું સાંભળતો હતો કે ન તો પોતાની ભેંસ સિવાય બીજું કંઈ જોતો હતો!

તે પવનવેગે તેની તરફ ધસી રહ્યો હતો—ચાહનાનાં વાવાઝોડાંની જેમ! માલિકને એક બાજુ ફેંકી દેવામાં આવ્યો અને ઊંધી વળી ગયેલી ગાડીને બીજી બાજુ. ભેંસને ગાડાએ જોખવા મોટનાં બધાં જ દોરડાં અને પટ્ટાંઓ તૂટી ગયાં! પણ દરેક વખતે જ્યારે તે પોતાની પ્રેનિકાને કબજામાં લેવાનો પ્રયત્ન કરતો અને તે શરમાળપણે એક બાજુ હટી જતી ત્યારે ગાડું હજી પણ તેમણે પાછળ પાછળ ઘસડાતું હતું. શિરોકોલોબી તે સમયે એટલો જુવાનીમાં મસ્ત હતો અને ભેંસાની નિકટતાથી એટલો આવેશમાં

ખાલ પર સરકવા અને તમારી ખાલ પર સરકવા અને ઉઝરડાં તાણવા લાગશે. વળી કાદવનું તળિયું અદ્ભૂતકારક નરમ હતું. કાદવનું એકદમ જાડું, ભેંસનાં પગની લંબાઈ જેટલું લાંબું થર હતું. પણ પાણી સારું એવું હૂંફાળું અને આહ્‌લાદક હતાં તે આનંદદાયક હતું પણ ત્યાર પછી તમે કંઈક ઉત્સાહહીનતા અને ઘેન જેવું અનુભવતાં હતાં.

હવે ચેંગેમનાં વહેળાને જ લો. સરસ! પાણી ન તો બહુ ગરમ છે કે ન તો બહુ ઠંડું બિલકુલ બરોબર. ત્યાં કાચબાઓની સંખ્યા ઓછી છે, એ વાત સાચી પણ કાગડા પુષ્કળ પ્રમાણમાં છે અને જો આસપાસ લોકો ન હોય તો તેઓ તમરાં માથા અને પીઠમાંથી અસંખ્ય જીવડાંઓને ચાંચ વડે ખેંચી કાઢે છે. તેમ છતાં પણ, સાચું પૂછો તો, એ વાત માનવી જ પડશે કે તેના વિષે એ એક વસ્તુ સારી નથી કે તેનાં તળિયે બધાં પથરાં જ પથરાં છે. ત્યાં નરમ કદાચ છે જ નહીં. તમારી પોતાની વસ્તુને માત્ર એટલા ખાતર જ વખાણવાનો કોઈ ફાયદો નથી કે તે તમારી પોતાની જ છે. અને પેલાં નાનાં પહાડી તળાવો. જોવામાં તે સારાં છે, એનાં કોઈ શંકા નથી. પણ પાણી ખૂબ ઠંડું છે. આ તળાવો પ્રકૃતિનું સૌથી વિચિત્ર રહસ્ય છે. ઊંચા ઊંચા પહાડી ગોચરો પૃથ્વી પરની બીજી કોઈપણ જગ્યાઓ કરતાં સૂરજથી વધારે નજીક છે અને તેમ છતાં પણ કોઈક કારણસર ત્યાં તળાવોમાં પાણી ગરમ નથી થતું. તેમાં તમને લાંબા વખત સુધી પડયા રહેવાની જરાપણ ઈચ્છા નહીં થાય.

પણ પેલાં તંદુરસ બનાવતાર પાણીમાં જે સારું છે ને એ કે તમે તે પાણીમાંથી બહાર નીકળો ત્યારે તમારી પાચનશકિત વિશ્વાસ ન કરી શકાય તેવી બની જાય છે. તળાવમાંથી બહાર નીકળતાં જ તમે ઘાસ ચરવાનું શરૂ કરી દેશો. અને બસ ચરતાં જ જશો અને ચરતાં જ જશો. દુનિયામાં બીજે કયે ઠેકાણે ત્યાંનાં કરતાં વધારે સ્વાદિષ્ટ ઘાસ હતું! પાછળથી પણ જ્યારે તમે વાગોળ વાગોળો ત્યારે તેનાં સ્વાદ અને સુગંધ પરથી અનુભવી શકો છો કે આ વગોળ પેલાં પહાડી ગોચારોનાં ઘાસમાંથી આવી રહી છે.

કેટલીક વખત રાતનાં સમયે, વિશેષ કરીને જ્યારે ધણને પહાડો તરફ હાંકી જવામાં આવ્યું હોય બિલકુલ ત્યાર પછી, તમે પોતાની જાતને ભૂલીને વિચારો છો કે તમે હજી પણ ચેંગેમમાં છો પણ જ્યારે તમે મોંમાંથી વગોળનો ઓડકાર લો છો ત્યારે તરત જ અનુભવી શકો છો

કે તમે પહાડી ગોચરોમાં છો. શિરોકોલોબી કેટલીક વાર બીજાં ભેંસાઓની સાથે કાદોર ઝરણાંનાં ઝડપી પાણી તરફ ઊતર્યો હતો અને પોતાની જાતને ત્યાં ઠંડક આપી હતી. પણ તે તદ્દન જુદી વસ્તુ હતી. પેલું જોરદાર પાણી તમને ધોઈ કાઢતું હતું અને પોતાની સાથે ઘસડી જતું હતું. પણ તમે તમારાં પગ પર માત્ર એ કારણે જ ઊભાં રહી શકતાં હતાં કે તમે એક ભેંસો હતાં અને કોઈપણ તમને તમારી ઇચ્છા વિરુદ્ધ ક્યાંય ઘસડીને લઈ જઈ શકતું નહોતું. કાદોર વિષે સૌથી રસપ્રદ હકીકત એ હતી કે જ્યારે તમે નદીમાં હોય ત્યારે એક પણ માખી સુધ્ધાં તમારી પર બેસતી નહીં કાયર જીવો! અને બાળકો! હવા ભરેલાં પટ્ટા જેવું કંઈક વિશેષ પ્રકારનાં ખોખલાં કોળાં પોતાની કમર પર બાંધેલાં તેઓ તમારી તરફ તરી આવતાં, પીઠ પર ચઢી જતાં, ખિલખિલાટ હસતાં, કિકિયારીઓ બૂમરાણો મચાવતાં અને પાણીમાં છબછબિયાં કરતાં હતાં. અદ્ભૂત! માખીઓ સાથે તો તેની કોઈ તુલના જ ન કરી શકાય! અને શક્તિશાળી પાણી તમારાં પગને જોરદાર ફટકો આપવા અને તમને દૂર ઘસડી જવા ઇચ્છતું પણ તમે પોતે તમારી તાકાતનો આનંદ માણતાં તેને સામનો કરતાં. પ્રતિકાર કરતાં. તમારી તાકાત વડે વહેણની તાકાત પર જીત મેળવતી કેટલી આનંદદાયક લાગણી અનુભવતાં હતાં!

જુદી જુદી ઘણી પાણીની જગ્યાઓની સ્મૃતિઓએ શિરોકોલોબીને એટલો બધો ચેતનવંતો બનાવી દીધો કે ધોરીમાર્ગની દુષ્ટ દુર્ગંધ હોવાં છતાં પણ તે તેણે ચાહેતી ભેંસોનાં વિષે વિચારવા લાગ્યો.

તેનો બીજો પ્રેમ લગભગ બે વર્ષ સુધી ટકી રહ્યો. અને તેણે વિચાર્યું કે તે હંમેશાં હંમેશ માટે ટકી રહેશે. પણ કોઈપણ એ જાણતું નથી કે તેની જિંદગીમાં આગળ શું બનવાનું છે. તેની પાસે પેલી ભેંસનો પાડો હતો. તેઓ બંને એકબીજાનાં એટલાં તો પ્રેમમાં હતાં કે ચેગેમનાં લોકો ઘણીવાર તેમનો મજાક ઉડાવતાં હતાં. શા માટે લોકો જાનવરોનો મજાક ઉડાવવા લાગે છે જ્યારે તેઓ જુએ છે કે તેઓ એકબીજાંને ચાહે છે? કદાચ અદેખાઈને કારણે. શિરોકોલોબી હંમેશાં તેની બાજુમાં જ રહીને ચરતો હતો અને પહેલેથી જ તેને સૌથી નરમ જગ્યા પસંદ કરવાની તાલીમ આપ્યા બાદ વહેળામાં તેની સાથે જ હંમેશાં પડયો રહેતો. જોકે સાચું કહોતો તેને કેળવવાની કોઈ જરૂર જ નહોતી. શિરોકોલોબીનાં રક્ષણની ખાતરી અનુભવતાં તે પોતે જ આવીને ત્યાં બેસી પડતી. અને જો શિરોકોલોબીની સાથે ત્યાં આવતાં જગ્યાં તેને રોકાયેલી

જોવા મળતી તો તે થોડી વાર સુધી રાહ જોતી અને પછી સ્થિતિ બરાબર કરવા માટે તેની તરફ પાછું વળીને જોતી. શિરોકોલોબી કોઈક આળસુ ભેંસાને નિહાળવામાં આનંદ માણતો જે પોતાની પ્રેનિકાની જગ્યાને ઘેરીને બેઠો હતો, તે તદ્દન અણજાણપણાંનો ભાવ દાખવતો ત્યાં પડયો રહેતો અને વાગોળ વાગોળતો રહેતો. શિરોકોલોબી શાંતપણે રાહ જોતો. તે સારી રીતે જાણતો હતો કે સૌથી આળસુમાં આળસુ ભેંસો પણ વહેલો કે મોડો ભાનમાં આવશે. અને અવશ્યપણે એમ જ બનતું. આળસુ પ્રાણી એકાએક તેમની તરફ જોતું અને તેમને કિનારા પર ઊભેલાં જોતાં જાણે અશ્ચર્ય પામ્યાં હોય તેવો ઢોંગ કરતાં કે તેઓ પાણીમાં આવ્યાં નહોતાં. પછી જાણે એમ અટકળ કરતાં ઓ; હું પણ કેટલો ભેજાગેળ છું કે મેં તારી પ્રેમિકાની જગ્યા પચાવી પાડી છે—ધીમે રહીને ઊભે થતું. એક બાજુ થોડાંક ડગલાં હટી જતું અને બીજે કોઈક ઠેકાણે ગોઠવાઈ જતું.

જોડે શિરોકોલોબી આ નવી ભેંસને ચાહતો હતો તેમ છતાં પણ તેણે કદાપિ તેને એ જાણવા ન દીધું કે પોતાની ખાલને ખંજવાળવા માટે સોલીટરી હેઝલ વૃથી સૌથી સરસ હતું. તે ભલે માત્ર તેનાં સૌથી પહેલાં પ્રેમની જ ખંજવાળવાની જગ્યા રહે. હવે તે એકલો જ કડવી મીઠી સ્મૃતિઓમાં ખોવાઈ જતાં પોતાની ખાલ ખંજવાળવા ત્યાં આવતો હતો.

શિરોકોલોબી પોતાની હાલની ભેંસને હંમેશાં ઘરમાં જ જોતો હતો. જ્યારે તેને દોહવામાં આવતી ત્યારે તે ઢોરવાડામાં તેની બાજુમાં જ ઊભી રહેતી હતી અને પછી સામૂહિક ખેતરનાં ધણમાં પાછી ફરી જતી.

ચેગેમ લોકો સાંજના સમયે ઘણી વાર શિરોકોલોબીને જોવાં જતાં હતાં જે જ્યાં તેની પ્રેમિકા રહેતી હતી તે વાડામાં ઊભો રહેતો હતો. તેઓ કોઈક વખત આવનારાં મુલાકાતીઓને સમજાવતાં હતાં કે આ શિરોકોલોબીનાં હુલામણાં નામવાળો ભેંસો એ ખેડૂતની માલિકીનો નહોતો પણ સામૂહિક ખેતરનો હતો અને તે અહીં માત્ર ભેંસનાં કારણે જ આવતો હતો. લોકોને એ વાતથી આશ્ચર્ય થતું હતું કે એક ભેંસો પણ એક ભેંસનો આવો ચાહક હતો અને તે પણ કામકાળમાં જ નહીં પણ આખા વર્ષ દરમ્યાન.

પણ આ બધાંને અંત અત્યંત હાસ્વાસ્પાદ અને અપ્રિયકર હતો.

એક વખત માલિક ભેંસને દોહી રહ્યો હતો અને પાડાને ડાળી વડે દૂર ભગાડી રહ્યો હતો અને પાડો અધીરાઈપૂર્વક એ ક્ષણની રાહ જોઈ

રહ્યો હતો કે ક્યારે આ માણસ પોતાનું દોહવાનું કામ પૂરું કરી લેશે અને તેનો વારો આવશે.

શિરોકોલોબી ભેંસની બાજુમાં ઊભો હતો. એકાએક તે પોતાનું માથું તેની ગરદન પર મૂકવા પહોંચતા તેણે અણઘડપણે પોતાનાં પાછલાં પગ વડે દૂધની ડોલ ઊંધી વાળી દીધી.

શિરોકોલોબીએ સ્વપ્ને પણ નહોતું વિચાર્યું કે તે ભેંસનો માલિક આટલો બદ્‌મિજાજ હતો. તેણે સોટી હાથમાં લીધી અને શિરોકોલોબીને આંગણામાંથી બહાર હાંકતાં પૂરું જોર લગાવીને તેને સારી પેઠે ઝૂડયો. એ ખરેતર ઘોર માનભંગ હતું. શિરોકોલોબીએ વિચાર્યું હતું કે તે આંગણામાં તેને કુટુંબનાં એક સભ્ય તરીકે સ્વીકારવામાં આવ્યો હતો. તે એકદમ છક્ રહી ગયો હતો દર્દને કારણે નહીં પણ માનભંગથી.

તે એકદમ ઝડપથી આંગણું છોડીને જતો રહ્યો. પણ ખેડૂતે તેને લાકડી વડે ઝૂડતાં અને અપશબ્દો બરાડતાં તેનો પીછો કરવાનું ચાલુ રાખ્યું. ચોક્કસ પણે ભેંસો ભાગી જઈ શકતો હતો પણ ભાગી જવું એ શરમજનક હતું. અને તે ભાગી ન ગયો તેનાં કારણે શરમજનક પ્રદર્શન વધારે લાંબા વખત સુધી ચાલતું રહ્યું. સ્વાભાવિક પણે તેની ભેંસ અને પાડો, જે શાંત પડીને પોતાની મા સાથે લપાઈ ગયો હતો, તેઓ બધું જ જોતાં હતાં, બે ગાયોએ પણ તે જોયું, મૂરખ બકરીઓ આશ્ચર્યમાં તે જોતી રહી. અને સૌથી હલકી જાતનાં જાનવરો જેમનાં માટે માલિકણે હમણાં જ લાંબા—સાંકડા વાસણમાં થોડુંક ખાવાનું તેમના માટે નાંખ્યું હતું. તે બે ડુક્કરો પણ કંઈક ચાવતાં ચાવતાં અને ઘૂરકાટ કરતાં પોતાનાં ડાચાં ઊંચા કરવામાં સફળ રહ્યાં હતાં અને તેઓ પણ તેની તરફ તાકી રહ્યાં હતાં માત્ર ઘોડોએ ઉમદા પ્રાણીએ જ જે કંઈ બની રહ્યું હતું તે જોતાં ધદાસપણે પોતાની લાંબી ગરદન એકદમ એક તરફ વાળી લીધી.

પોતાની જિંદગીમાં શિરોકોલોબીએ આવી ફજેતી ક્યારેય જોઈ નહોતી. શા માટે તેણે પેલાં દુર્બળ બદમાશને પોતાનાં શિંગડાઓ પર ઊંચો ઊઠાવીને પોતાની પીઠ પરથી ફેંકી ન દીધો? તે અત્યંત મૂંઝવણમાં પડી ગયો હતો. સૌથી પહેલાં તેણે વિચાર્યું કે ભેંસ પણ થોડીઘણી દોષી હતી. તેણે ખેડૂત પોતાનો ગુસ્સાનો બદલો તેની પર વાળે તેમ પણ ઇચ્છયું. ભલે તે તેની પીઠ પર બેત્રણ વાર ફટકા મારે પણ આવું હલકું પાડનારું વર્તન ખરેખર અસહ્ય હતું!

ઢોરવાડો લગભગ સો ડગલાં જેટલો લાંબો હતો અને આ ચાલો વખત શિરોકોલોબી ખેડૂતનો માર ખાતાં અને તેની શાપિત બદદુઆઓની બૂમરાણો સાંભળતાં તે પાર કરી રહ્યો હતો. છેવટે શરમને મારે લાકડી પણ તૂટી ગઈ, જે ઘણી વાર પહેલાં જ કરી શકાયું હોત, શિરોકોલોબીએ વિચાર્યું.

શિરોકોલોબીએ તે રાત્રે મટકું સુધ્ધાં ન માર્યું. તેને એમ વિચારતાં પણ શરમ આવતી હતી કે તે પેલાં ઢોરવાડામાં હંમેશાં જાણે ઘરમાં હોય તેમ અનુભવતો હતો. બદલો! બદલો! પેલાં દુષ્ટ મૂરખનાં મગજમાં એ વિચાર સુદ્ધાં ન આવ્યો કે જો તેની ભેંસ શિરોકોલોબીને કારણે વિયાઈ ન હોત તો તેને અત્યાર સુધી મળ્યું હતું તે દૂધ પણ ન મળત! હવે શિરોકોલોબીએ જાણી લીધું હતું કે વહેલો કે મોડો તે તેને માણસને જરૂર શિંગડા ભોંકશે.

હવે તે જે જાણતો નહોતો એ હતું કે હવે પછી પોતાની પ્રેમિકા ભેંસ સાથે કેવી રીતે વર્તવું. તે સ્પષ્ટ હતું કે તે હવે કદાપિ તેને તેનાં વાડામાં તો નહીં જ જુએ. પણ કેવી રીતે તેને મળવું? તે હજી સુધી પણ એ જાણતો નહોતો.

બીજાં દિવસે તેઓ એક જ ધણમાં ચારો ચરવા ગયાં પણ તે એક વાર પણ તેની નજીક ન આવ્યો. કેટલીય વાર તેણે પોતાનું માથું ઊંચું કરીને તેની તરફ જોયું પણ તેણે જાણે ધ્યાન જ ન ગયું હોય તેવો ઢોંગ કર્યો. છેવટે તે તેની પાસે આવી પહોંચી અને ફરીથી પોતાનું માથું ઊંચું કરતાં તેની તરફ જોયું. શિરોકોલોબીએ તેની આંખોમાં સ્પષ્ટપણે વાંચ્યું કે "તું અમને માફ નહીં કરે?" તે ગુસ્સાથી થીજી જ ગયો. તે કદાપિ તેને એટલે કે "અમન" માફ કરી શકતો નહોતો. તો એક બાજુ તે પોતાનાં માલિકની સાથે છે? ઘણું સરસ, તે બદલાનો કોઈ બીજો રસ્તો વિચારી લેશે.

તે ન માત્ર ફરીથી કદાપિ તેની પાસે ગયો પણ પાનખરમાં જાનવરો જ્યારે પૂરાં ઉન્માદ પર હતાં અને શું બની રહ્યું હતું તે સમજવા માટે હજી મૂરખ એવો એક જુવાન ભેંસો તેની પાસે જવાનો પ્રયત્ન કર્યો ત્યારે શિરોકોલોબીએ પોતાનાં શિંગડાનાં પ્રહાર વડે તેને દૂર ભગાડી દીધો અને પોતે તેની પાછળ દોડયો. તેણે એ જુવાન ભેંસાને સાબીદાની નીચાણવાળી ચાળી જગ્યાનું બે વખત ચક્કર લગાવવા મજબૂત કર્યો અને છેવટે તે વહેલા પરથી છલાંગ લગાવીને જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

બે વર્ષ સુધી આ ભેંસ સૂકી રહી અને તેનો માલિક સમજી ન શકયો કે કહીકત શું હતી. પોતે કૂધની ડોલ તેને સારી એવી મોંઘી પડી ગઈ હતી! છેવટે તેણે તેને નજીકનો ગામમાં વેચી દીધી. ગમે તેમ પણ શિરોકોલોબી ભૂલ્યો નહોતો કે પેલી ભેંસનાં માલિક પોતાનાં શિંગડાઓનો સારો એવો માર આપવાનો બાકી છે. પણ જાણે તેની પર વેળ વાળવામાં આવી રહ્યું હોય તેમ, તેને પોતાનો બદલો વાળવાની કદી તક જ ન મળી.

છેવટે બે વર્ષ પછી તેને તક મળી. તે દિવસે શિરોકોલોબી ઉપરી ચેગેમ સડક નજીક ચરી રહ્યો હતો અને તેણે પોતાની ભૂતપૂર્વ પ્રેમિકાનાં માલિકને ઘોડા પર બેસીને સવાર થતો જોયો. તે ચૂકવા જેવી તક નહોતી.

શિરોકોલોબી ઘોડસ્વારની પાછળ ધસ્યો. કાં તો ઘોડાએ તેની ખરીઓની નજીક આવી રહેલી ટપટપ સાંભળી કે પછી બીજું કંઈ હોય તે તો કોણ જાણે, પણ શિરોકોલોબીનાં વિચાર પ્રમાણે અપરાધીએ તેનાં વેર વાળવાનાં ઝનૂની દૃઢસંકલ્પને કળી લીધો હતો, પણ ઘોડો ઠેકડા મારી દાડેવા લાગ્યો. શિરોકોલોબીએ પોતાની પરાકાષ્ઠાની ઝડપે તેમનો પીછો કર્યો અને અનમપણે ઘાડેસ્વારને ટાંપી જવામાં હતો. માણસ કારમી ચીસો પાડતો પાડતો રહ્યો, પાછળ વળીને જોતો રહ્યો અને પોતાનાં ઘોડોને ચાબુક મારતો રહ્યો. પણ તે સજા પાઢી ચૂકયો હતો. શિરોકોલોબી એક મોટા ઘર પાસે તેને ઓળંગી ગયો.

તેણે ઘોડાને પોતાનાં શિંગડાઓ પર લીધી અને તેની પીઠ પરનાં ઘોડેસ્વારની સાથે જ તેને ઉછાળ ફેંકવા ઈચ્છયું પણ ઘોડેસ્વાર જ્યારે અદ્ધર હવામાં હતો ત્યારે કોઈપણ રીતે ઘોડાની પીઠ પરથી સરકી ગયો અને તેની સાથે નેતરની વાડ ઉપર ફંગોળાતાં તે મકાઈનાં ખેતરની નરમ જમીન પર જઈ પછડાયો. તે એક કૂદી ગયો અને "મદદ! તે મને મારી નાંખે છે!"ની મોટે મોટેથી ચીસો પાડતો દોડી ગયો અને મકાઈનાં કેટલાંક ઊંચા ઠૂંઠાઓ વચ્ચે સંતાઈ ગયો ઘોડીએ થોડી વાર સુધી પોતાનાં પગ વડે લાતો મારી, પછી એક પડખે વળી ગઈ અને શાંત પડી ગઈ. તેનું જીન એક બાજુ ખસકી ગયું, એક તંગ તૂટી ગઈ, ઘોડીને દેખાવ દયનીય હતો.

ખેડૂતની બમણી કાયરતાભરી દોટથી, સૌથી પહેલાં સાક તરફ અને પછી મકાઈનાં ખેતરમાંથી દોટથી શિરોકોલોબી સંપૂર્ણપણે સંતુષ્ટ થયો.

ભેંસનો માલિક સ્પષ્ટપણે કાયર બાયલો હતો. શિરોકોલોબી હંમેશાં એમ ધારતો હતો કે ક્રૂરતા કાયરોની હિંમત હતી.

હવે તે લજ્જા અનુભવી રહ્યો હતો કારણ કે મકાઈનાં મેદાનની નજીક ઘોડી નિસહાયપણે પડી હતી. તેને યાદ હતું કે કેવી રીતે પેલી શાપિત સાંજે માત્ર ઘોડો જ તેની ફર્જતીને જોઈ રહી નહોતી. એકાએક ઘોડીએ પડખું બદલ્યું પોતાનાં, પગ પર ઊભી થઈ ગઈ અને મકાઈનાં પાંદડાઓને ચબડ ચબડ ચાવવાનો અવાજ કરી ખાવા લાગી. ખા, પેટ ભરીને ખા, શિરોકોલોબીએ વિચાર્યું, તું ચોક્કસપણે તેને લાયક છે. ગમે તેમ પણ ઘોડીએ લાંબો વખત મકાઈનાં પાંદડાં ન ખાધાં ખેતરમાં થઈને માણસ થોડી જ વારમાં પાછો આવ્યો અને શિરોકોલોબી ધણ તરફ પાછો ચાલ્યો ગયો.

અંતે બન્યું એવું કે ઘોડેસ્વાર જ્યારે નીચે પડયો ત્યારે તેનો હાથ તૂટી ગયો. તે જ દિવસે તેણે સામૂહિક ખેતરનાં પ્રમુખને ફરિયાદ કરી કે શિરોકોલોબી ગાંડો થઈ ગયો હતો અને તે લોકો માટે ભયરૂપ હતો જ્યારે ટૂકડી તેના કુઆઝુમ પ્રમુખનાં કાર્યાલયમાં પ્રવેશ્યો ત્યારે ખેતર મંડળ શિરોકોલોબીને કતલઘરમાં મોકલવા વિષે નિર્ણય લેવા તૈયાર જ હતાં.

"શિરોકોલોબીએ તને પણ શિંગડા માર્યાં?" કુઆઝુમને જોતાં પ્રમુખે પૂછ્યું કારણ કે તે જાણતો હતો કે આ ઘટના તેનાં ઘરની નજીક જ ઘટી હતી.

"ના, હું તો તેનાં ઘોડીને અહીં લઈ આવ્યો છું," કુઆઝુમે ઉપહાસભર્યું હસતાં અને માણસ તરફ માથું નમતવતાં કહ્યું. "તે તેને મારાં મકાઈનાં ખેતરમાં છોડીને ઉતાવળે અહીં આવ્યો હતો.

"પેલો શાપિત ભેંસો," ક્રોધે ભરાયેલી છટનાનાં ભોગ બનેલી વ્યકિતએ કહ્યું. "ક્રોધોન્માદની ક્ષણમાં હું ઘોડી વિષે તો તદ્દન ભૂલી જ ગયો હતો."

વાત એમ હતી કે શિરોકોલોબીનો દુશ્મન ખેતર છોડીને ભાગી ગયો તેની થોડી વાર પછી જ કુઆઝુમ ઘેર પાછો આવ્યો હતો. તેનાં ઘરવાળાંઓ પાસેથી શું બન્યું હતું તે વિષે જાણ્યાં પછી તે ઘોડીને તેનાં વાડામાં ઘોરી ગયો, તેને નવું જીન ચઢાવ્યું અને સામૂહિક ખેતમંડળનાં કાર્યાલય તરફ હાંકી લાવ્યો.

"કેવી રીતે શિરોકોલોબી ગાંડો થઈ ગયેલો હતો?" એ માણસ શું કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો તે ભાંખી જતાં કુઆઝુમે પૂછ્યું. "તમે

જાતે જ એ નહોતું કહ્યું કે તેની પીઠ પર મારી મારતા તમે તમારી લાકડી તોડી નાંખી હતી?"

"એ તો કેટલાં બધાં વખત પહેલાં બન્યું હતું!" તે માણસે જવાબ આપ્યો. "ચાર વર્ષ પહેલાંની વાત છે!"

"ભેંસ અન્યાયને આખી જિંદગી યાદ રાખે છે," કુઆઝુમે કહ્યું. "શું તું એ જાણતો નથી? તું પોતે જ એક જમાનામાં ભેંસો શું શખતો નહોતો?"

"તો પછી હવે હું શું કરું, ખેતર બંધ કરી દઉં અને ચેગેમ છોડીને ચાલ્યો જાઉં?" પોતાની ઈજા તરફ ઈશારો કરતાં માણસે પૂછ્યું.

"ના," કુઆઝુમે કહ્યું. "ભેંસો તેની સાથે કરવામાં આવેલાં અન્યાયને તે જ્યાં સુધી તેનો બદલો ન વાળી લે ત્યાં સુધી યાદ રાખે છે. એમ માની લે કે તું સાવ સસ્તામાં છૂટી ગયો."

વાતને ત્યાં જ પડતી મૂકવામાં આવી અને એ નિર્ણય કરવામાં આવ્યો કે જો શિરોકોલોબી ફરીથી કોઈની પર હુમલો કરશે તો તેને કતલખાનામાં માંસ માટે મોકલી દેવામાં આવશે. આમ કુઆઝુમે તે વખતે શિરોકોલોબીની જિંદગી બચાવી, જેના વિષે ભેંસો સ્વાભાવિક પણે કંઈજ જાણતો નથી.

ઝડપથી આગળ ધવી રહેલાં ખટારામાં પડયાં પડયાં શિરોકોલોબીને ધોરી માર્ગની બદલો કરતાં તેનાં દુરાગ્રહ વિષે વધારે પડતું આશ્ચર્ય થતું હતું. શિરોકોલોબી ચેગેમમાં અને બીજી ઘણી જગ્યાઓમાં કેટલીક વાર આવી બદલો મારતી ગંધમાંથી પસાર થયો હતો. પણ તે કદાપિ લાંબો વખત ટકી નહોતી. જ્યારે જ્યારે 'ઊંઘણશી જોરાવર' જાગી જતું અને ચાલવા લાગતું ત્યારે ત્યારે તેને ઘણી વાસ મારતી. પણ થોડી વાર માટે. તે નજીકમાંથી પસાર થઈ જતો અને તે પૂરી થઈ જતી. કોઠારમાં જ્યાં તેઓ તમારુને સૂકવવા માટે લટકાવતાં હતાં ત્યાં પણ થોડા વખત માટે ગંધ મારતી હતી. પણ તે હજી સુધી પેલાં રસ્તા પર જેટલાં લાંબા વખતથી ગંધ મારી રહી હતી તે વિષે કંઈ જાણતો નહોતો. ના, તેણે વિચાર્યું, અમે કોઈક ગામની નજીક પહોંચવામાં જ છીએ અને પછી ત્યાં વધું જ પહેલાંની જેમ બરાબર થઈ જશે ધરતીમાંથી ધરતીની જ વાસ આવશે અને ઘસમાંથી તો ઘાસની જ વાસ આવશે પણ "ઊંઘણશી જોરાવર"ની સંખ્યા ઘણી વધી ગઈ હોવી જોઈએ, કારણ કે જે જગ્યાએ

હજી સુધી તે નથી ત્યાં સુધી પહોંચવામાં આટલો લાંબો વખત લાગી રહ્યો છે.

એકાએક શિરોકોલોબી એક અલૌકિક ખુશીનાં પૂર્વાભાસથી ઘેરાઈ વળ્યો. જો તેની પહેલી પ્રેમિકા, ભૂખરી ભેંસ જીવતી હોય અને પેલાં દૂર દૂરનાં ગામમાં જ રહેતી હોય તો કેવું! બેશક તે હવે બે વર્ષ પહેલાં જેટલી સુંદર તો નહીં જ હોય પણ તે પોતે પણ તો સારો એવો મોટો થઈ ગયો હતો. જો કે તે હવે જિંદગી વિષે, લોકો વિષે, અને ભેંસો વિષે ઘણું વધારે જાણતો પણ હતો. તે તેની કેટલી સારી સંભાળ લેશે! હવે તે બીજાં કોઈનાં પણ કરતાં વધારે સારી રીતે જાણતો હતો કે ભેંસોમાં કોઈને એક વફાદાર, સાચો મિત્ર ભાગ્યો જ મળે છે. તેમને હજી પણ સંતાન થઈ શકતાં હતાં, તેઓ હજી એટલાં પરિપક્વ થઈ ગયાં નહોતાં. ઓહ, જો માત્ર તે ત્યાં જ હોય તો પણ ભવિષ્યના મોહમાં ન પડવું, તેનાં વિષે સ્વપ્નાં ન સેવવાં એ જ વધારે સારું હતું.

જ્યારે તે જ્યાં તે જમીન ખેડશે એ નવાં ગામ વિષે વિચરતો હતો ત્યારે તેણે અનુભવ્યું કે એ કામ માટે તે કેટલો તલસતો હતો. ચેગેમ ખેતરોમાં જ્યાં "ઊંઘણશી જોરાવરો"નાં ગડગડટો ગૂંજવા લાગ્યા ત્યારે શિરોકોલોબીએ મનમાં કહ્યું જો તું એમ વિચારતો હોય કે તેના કારણે હું મરી જઈશ તો તું બહુ મોટા અંધારામાં છે. અને સ્વાભાવિકપણે તે મરી પણ ન ગયો. પણ તેને જમીન ખડેવી ગમતી હતી. તે જે ત્રણ કામો કરતો હતો જમીન ખેડવાનું, લાકડાનાં ભારાં ઘસડવાનું અને ગાડીનો બોજ ખેંચવાનું તેમાંથી તેને માત્ર જમીન ખેડવાનું કામ ખરેખર જ ખૂબ ગમતું હતું.

કેટલીક વખત તેને જંગલમાંથી લાકડાનાં ભારાં ઘસડવાં ગમતાં હતાં અને કેટલીક વખત નહીં. તેને તે કામ ત્યારે ગમતું જ્યારે ભારાં કાં તો એકદમ નરમ જમીનને કારણે કે પછી સીધા ઢોળાવવાળાં ઊંચાણને કારણે જરાપણ હાલવાનો ઈનકાર કરતાં. પછી તેને પોતાનાં આગળલાં પગ પર ઘૂંટણિયે પડવું જ પડતું હતું અને આ રીતે લાકડાનાં ઢીમચાંઓને જમીનની સમતલ ઘસડી લાવવાં પડતાં હતાં. તેને એ કામ ત્યારે ગમતું હતું જ્યારે તે ઉત્સાહિત કરતાં પડકાર જેવું હોય, જ્યારે તે પોતે જ પોતાની અદ્ભૂત તાકાતથી દંગ રહી જતો હતો અને તેને નિહાળી રહેલાં લોકોની આંખોમાં પણ એ જ આશ્ચર્ય જોતો. તેને ગાડાં સાથે જોતાવું કદાપિ ગમતું નહોતું. તે તદ્દન નીરસ અને યંત્રવત્ કામ હતું.

પણ જમીન ખેડવી! એક સમાન અને સહેલાઈથી ખેડાઈ જતી ફળદ્રુપ જમીન તે મીઠાં આનંદદેય હતું કારણ કે ભેંસો ખેડૂતનાં મિજાજને પકડી પાડે છે અને તેમાં બરાબરીનો ભાગીદાર બને છે. અને હળની પાછળ પાછળ ચાલનારો માણસે અનુભવે છે કે તે જિંદગીમાં સૌથી મહત્વપૂર્ણ અને સૌથી યથાયોગ્ય કાર્મ કરી રહ્યો હતો. તે માટીને જાણે કામળો ઉભલાવતો હોય તેમ ઉથલાવી નાંખે છે અને ત્યાં બીજ વાવે છે. શિરોકોલોબી અનુભવતો હતો કે જ્યારે તે માટીનાં પડને એક પછી એક ઉથલાવતો હતો ત્યારે ખેડૂત આ માટેને બીજ લેવાં તૈયાર કરવાં ધારદાર કોશ દ્વારા સરખી કરતો હતો. અને આ તેનાં આવનારાં ગર્ભધાનમાં મહાન રહસ્યમાં તે પોતે પણ સંડોવાયેલો હતો. વળાંકો ઉપર તે ભલેને ગમે તેટલાં મોટે મોટેથી ભેંસા પર બરાડયો હોય કે પછી આ કામ પછી ગમે તેટલો થાકી ગયો હોય તેમ છતાં પણ તે ખેતરમાંથી આ રહસ્ય પોતાનાં સમગ્ર અસ્તિત્ત્વ સહિત લઈ જતો હતો. શિરોકોલોબીએ નોંધ્યું હતું કે જ્યારથી તેમણે પેલાં "ઊંઘણશી જોરાવરો"ની મદદ વડે જમીન ખડેવાનું શરૂ કર્યું હતું ત્યારથી ખેડૂત સાથે આવું કદી બન્યું નહોતું. ખેડૂત કર્કશપણે ભૂમો પાડતો અને કંટાળો તથા થાક અનુભવતો ટ્રૅક્ટર પરથી ઊતરતો હતો. શિરોકોલોબી એમ વિચારતો હતો કે કુદરતનાં નિયમ પ્રમાણે ધરતીને તેને સ્પર્શ્યા વિના ફળદ્રૂપ બનાવવી, સગર્ભા બનાવવી એ પાપભર્યું હતું. એક સારો ચેગેમ ખેડૂત હંમેશાં ધરતી ઉઘાડા પગે ખેડે છે.

હવે શિરોકોલોબીને યાદ આવ્યું કે કેવી રીતે તેણે જિંદગીમાં સૌમી પ્રથમ વાર મકાઈ વાવી હતી. તે પહેલાં ચેગેમ ખેડૂતો મકાઈને જેવી રીતે તેઓ તમાકુ અને શાકભાજીમાં કયારાઓમાં ઊગતી બીજી બધી જ વસ્તુઓને વાવતાં હતાં તેવી રીતે પાવડા અને ખરપડીઓ વડે વાવતાં હતાં. ચેગેમમાં ટૂકડીનેતા કુઆઝુમ સૌથી પહેલો હતો જેણે અનુભવ્યું કે મકાઈને ખરપડીઓ વડે વાવવાની કોઈ જરૂર નહોતી, તેના બદલે તેને હળ વડે પણ વાવી શકાય તેમ હતી કારણ કે તે એક સમાન હરોળોમાં વાવવામાં આવતી હતી. ચેગેમ લોકોએ તેની વાત પર વિશ્વાસ ન કર્યો તેઓ એ વિચાર માત્ર તરફ હસવા લાગ્યાં કે ભેંસ કે બળદની મદદથી ઊંચા ઊંચા મકાઈનાં ઠૂંઠાઓ તેમને ખાઈ ગયાં પિના વાવી શકતાં હતાં.

જ્યારે કુઆઝુમે શિરોકોલોબીને હળ સાથે જોત્યો અને તેને મકાઈનાં ખેતર તરફ દોરી ગયો ત્યારે અસંખ્ય ચેગેમ લોકો વાંસની વાડ પાસે એકઠાં થઈ ગયાં અને મજાક કરતાં તથા મહેણાં મારતાં શું બનશે

તે નિહાળવા લાગ્યાં. શિરોકોલોબીને પણ તે મૂર્ખામી ભર્યું લાગ્યું. કેવી રીતે તે ઊંચા ઊંચા, કુમળાં, સ્વાદિષ્ટ મકાઈનાં ઠઠાંઓની પાસેથી તેમનામાં મેં માર્યાં વિના જ પસાર થઈ શકતો હતો? પણ અંતે એ સાબિત થઈ ગયું કે કુઆઝુમ સાચો હતો.

કોઈપણ રીતે મકાઈને વાવળી અને એ જ સમયે તમે પોતે જ વાવેલી મકાઈનાં છોડવાંઓને ખાઈ જવાં એ શરમજનક હતું. અને આમ બનતું એવું હતું કે જ્યારે તમે લીલાંછમ ઠૂંઠાઓની હરોળો વચ્ચેથી ચાલતાં જતાં ત્યારે કેટલાંક તમારી પીઠ સાથે એટલાં લોભામણી પૂર્વક ઘસડાતાં હતાં, પણ તમે માત્ર તેનાં મૂળિયાં જ ઉખાડતાં ચાલતાં જતાં. તે અત્યંત કઢંગું હોત! મકાઈનાં ઠૂંઠાને એકદમ ખાવા માટે તમારે ઓછામાં ઓછું પળવાર માટે તો રોકાવું જ પડે, પણ રોકાવું તદ્દન અસંભવ હતું કારણ કે તમે હળ ચલાવી રહ્યાં હતાં અને વળી એક માણસ તમારી પાછળ પાછળ ચાલી રહ્યો હતો.

શિરોકોલોબીએ નોંધ્યું કે ત્યાર પછીથી ચેગેમમાં અસંખ્ય મકાઈ ખેતરોને ખરપડીઓ વડે વાવવાનું બંધ કરી દેવામાં આવ્યું. તેમણે મકાઈને પહેલાંની આડીઅવળી રીતે બદલે સમાન હરોળોમાં વાવવાનું શરૂ કર્યું, અને હળ વડે ખડેવાનું કામ ભેંસ કે બળકો દ્વારા કર્યું એ મહદ્અંશે સાચું હતું કે મંદબુદ્ધિ વાળાં બળદો હંમેશાં પરિસ્થિતિની જટિલતા ઝડપથી સમજી શકતાં નહોતાં અને અવારનવાર મકાઈનાં ઠૂંઠા પર મોં મારી દેતાં હતાં. તેનાં કારણે તેમની થુથનીઓને દોરડા વડે બાંધી દેવામાં આવતી હતી અને તેના વિષે વિચારતાં એ દોરડા ધરાવવાં અત્યંત શરમજનક વાત હતી.

સાચે સાચું કહે તો પોતાની જુવાનીનાં દિવસોમાં શિરોકોલોબી મકાઈનાં ખેતરોમાં તોફાન મચાવવા તૈયાર થઈ જતો હતો. તેની તાકાતને ધ્યાનમાં લેતાં કોઈપણ પ્રકારની વાડકે બંધન તેને રોકી શકતાં નહોતાં. અને તાજાં, મીઠા રસદાર મકાઈનાં ઠૂંઠા ખાવા એટલી મોજની વાત હતી કે કોઈપણ રીતે કોઈપણ જાનવર સોટીના મારને ભૂલી જઈ શકતું હતું. કમનસીબીની વાત એ હતી કે બીજાં જાનવરો જેવાં કે ગધેડા ગાયો અને બકરીઓ પણ વાડમાં કરેલાં બાકોરાંમાંથી તેની પાછળ પાછળ આવતાં હતાં અને માકાઈને કોઈનાં કરવાનું શરૂ કરતાં. જ્યારે તમને પોતાને ત્યાં જવાનો હક નથી ત્યારે પીછો કરવો એ પણ એ પણ કંઈ વિચિત્ર હોત. આનું પરિણામ એ નીપજ્યું કે તેનાં માથા પર લાકડાનો પ્રાસદાયક ટૂકડો

જોડી દેવામાં આવ્યો, જેના કારણે તે પોતાનાં પગ નીચેનાં ઘાસ સિવાય બીજું કંઈપણ જોઈ શકતો નહોતો. દુનિયાનાં બધાં જ રંગ ઊડી ગયાં. તે માત્ર મકાઈનાં ખેતરોથી જ નહીં પણ આસમાન, લીલાંછમ ગોચરો, વૃક્ષો, વહેળાંએ બધાંને નિહાળવાથી વંછિત રહી રહી ગયો. શિરોકોલોબીએ આમને આમ ત્રણ દિવસ ચલાવી લીધું પણ પછી તેણે પોતાનું માથું જમીન સાથે અફળાવાનું શરૂ કર્યું અને જ્યાં સુધી એ લાકડાંનાં ટૂકડાંનાં નાનાં ટૂકડે ટૂકડાં થઈ ગયાં અને તે ફરીથી વિશાળ, ખૂબસૂરત રંગબિરંગી દુનિયા જોઈ શકયો ત્યાં સુધી એમ કરતો રહ્યો. ત્યાર પછી કદાપિ કોઈ વાડો તોડી નહોતી અને ફરીથી કદાપિ તેનાં માથા પર પેલો ભયંકર ત્રાસદાયક લાકડાનો ટૂકડો મૂકવામાં આવ્યો નહોતો.

... ખટારો એક નાસ્તાપાણીની દુકાન પાસે રોકાયો અને ડ્રાયવર તથા બાદુંશા ખાવા માટે અંદર ગયા. જ્યારે ખટારો રોકાયો ત્યારે બદલો જડતા પૂર્વક આગળ વહી ગઈ પણ પળવારમાં જ તે પાછી આવી ગઈ અને કેળવાયેલાં સૂવ્વરની જેમ ખટારાની બાજુમાં જમી ગઈ. શિરોકોલોબી હજી પણ વાતાવરણમાં સમુદ્રની ગંધને પકડવાનો પ્રયત્ન કરતો હતો. તે ક્યાંક નજીકમાં જ હતો અને સડકની ગંધમાંથી એક આશાના કિરણની જેમ આવતી હતી.

તે સમયે શિરોકોલોબીને પોતાનાં ત્રીજી પ્રેમની કહાણી સાંભરી આવી. એકાએક એક નવી ભેંસ ચેગેમનાં ધણમાં દેખાઈ. તેણે તરત જ શિરોકોલોબીને અને એક બીજા ભેંસાને, જેમો તે તેની તાકાત અને હિંમત માટે આદવ કરતો હતો, તે બંનેને પોતાની તરફ આકર્ષ્યાં.

પેલી વસંતની રાત્રે, જ્યારે ભૂખ્યાં વરુઓનાં ટોળાએ એક ભેંસનાં વાછરડાંને હડપવાનો પ્રયત્ન કર્યો હતો અને બધી જ ભેંસાઓએ વાછરડાને બચાવવા માટે ગોળ ચક્કર બનાવ્યું હતું ત્યારે તે વિશેષ ભેંસ શિરોકોલોબીની બાજુમાં જ રહીને લડયો હતો. જો કે તે કોઈ વરુને મોતને ઘાટ ઊતારપામાં સફળ રહ્યો નહોતો તેમ છતાં પણ ખૂબ બહાદુરીપૂર્વક લડયો હતો. તેણે કેવળ હજી સુધી પોતાનાં શિંગડાઓ વડે જોરદાર ફટકો મારવાની કળા પર કૌશલ્ય પ્રાપ્ત કર્યું નહોતું. તે વરુને શિંગડા ભોંકડાવાનો પ્રયત્ન કરતો હતો પણ જાનવરને હંમેશાં પાછાં કૂદકો મારી જવાનો સમય મળી જતો હતો. વરુને પગમાં જોરદાર ફટકો આપવો, હવામાં અદ્ધર ઉછાળી ફેંકવો અને એ જ સમયે તેનાં આંતરડાં ચીરી નાંખવા તદ્દન જુદી જ વાત હતી.

હા, શિરોકોલોબી પેલાં ભેંસાનો તેની તાકાત અને હિંમતને લીધે આદર કરતો હતો: કોઈક કોઈક વખત તેને તેમનામાંથી કોઈ વધારે તાકાતવર હતું માત્ર એ જોવા જ તેની સાથે લડવાની ઉત્કટ ઇચ્છા થતી હતી પણ લડવા માટે કોઈ કારણ નહોતું તેથી તેઓ બંને એકબીજાંનો આખા ધણમાં સૌથી વધુ તાકાતવાર તરીકે આદર કરતાં હતાં.

અને પછી પેલી ભેંસ આવી. શિરોકોલોબીએ એ વાત તરત જ ધ્યાનમાં લીધી કે બીજા ભેંસાને પણ તે ગમી ગઈ હતી. પણ જ્યારે શિરોકોલોબી તેની નજીક ગયો અને પોતાનું માથું તેની ગરદન પર મૂકીને તેની બાજુમાં ઘાસ ચરવા લાગ્યો ત્યારે બીજા ભેંસાએ તેમને જોડીદારો તરીકે સ્વીકારી લીધાં અને ફરીથી કદાપિ તે ભેંસની નજીક ન આવ્યો. અમને આમ ત્રણ અઠવાડિયા સુધી ચાલતું રહ્યું અને શિરોકોલોબીએ વાતનો ફેંસલો થઈ ગયો હતો તેમ માની લીધું.

એક દિવસ તેને લાકડાનાં ભારાં ઘસડી લાવવા જંગલમાં મોકલવામાં આવ્યો અને બપોર સુધી કામ કરી લીધાં પછી તે ગોચરમાં આવ્યો પણ ત્યાં એકપણ ને દેખાઈ અને તેથી તેણે મનમાં અટકળ કરી કે તેઓ કદાચ વહેળામાં આરામ કરી કે તેઓ કદાચ વહેળામાં આરામ કરી રહ્યાં હશે. તેથી તે ત્યાં ગયો અને તેણે આ પ્રમાણે ત્યાં જોવું: પેલો ભેંસો તેની ભેંસ સાથે પોતાની વાગોળ આવતો, સંપૂર્ણપણે વાસ્તવિકતાના ભાવ સાથે તેની બાજુમાં જ પડયો હતો અને શાંતિપૂર્વક એ કિનારા તરફ જોઈ રહ્યો હતો જ્યાં શિરોકોલોબી ઊભો હતો. તેઓ બંને એકબીજાની એટલી નજીક પડયાં હતાં કે જ્યારે પેલાં ભેંસાએ પીઠ પર સપાટો મારવા પોતાની પૂંછડી પાણીમાંથી ઊંચી કરી ત્યારે, તે સ્વાભાવિકપણે, એમ લાગતું હતું, આ ભેંસની પીઠને સ્પર્શી. તે જોવું અપ્રિયકર હતું પણ તેમ છતાં સહનીય હતું. એકાએક ભેંસની પીઠ પર બેઠેલો કાચબો સરકીને નીચે ઊતર્યો અને તેનાં સાથીદારની પીઠ પર ચઢી ગયો. શિરોકોલોબીએ ઇર્ષ્યાની ચરમસીમામાં, જે તેની સમભાવનામાં વિશ્વાસને કારણે વધારે તીવ્ર બની હતી, મનમાં નિશ્ચિત કરી લીધું કે તેની પ્રેમિકાએ તેનાં પ્રતિસ્વર્ધીને પેલાં કાચબાની ભેટ આપી હતી. "કદાપિ કોઈએ મને કાચબાની ભેટ આપી નહોતી!" અંતરાત્મામાં એવી અત્યંત દુ:ખકારક ભાવના સાથે તેણે મોટેથી ધૂરકિય કર્યાં, વહેળામાં ધસી ગયો અને બધાં જ ભેંસાઓ અને ભેંસોને ગોચરમાં ભગાડી મૂક્યાં. તેનો પ્રતિસ્પર્ધી સમજી ગયો કે આ લડાઈ અનિવાર્ય હતી અને તે તેના માટે તૈયાર

હતો. શિરોકોલોબી તે અનુભવી શકતો હતો. તેનાં પ્રતિસ્પર્ધીનાં પક્ષે તેનાં કરતાં વધારે લાભ હતાં. શિરોકોલોબી સવારથી કામ કરી રહ્યો હતો જ્યારે તેનો પ્રતિસ્પર્ધી ભેંસની સાથે વહેળામાં પડયો રહ્યો હતો. બંને ભેંસાઓ એકબીજાંથી છૂટા પડયાં અને પછી એકબીજાંનાં માથા સાથે માથે ભીડતાં મળવા ધસ્યાં. તેમનાં શિંગડાઓનાં સામસામાં અથડાવાનો અવાજ બંદૂકનાં ધડાકાઓ જેવો લાગતો હતો. બળી ગયેલાં હાડકાંની ગંધ આવતી હતી. તેમનાં શિંગડાઓ એકબીજામાં ગૂંથાઈ ગયા. તેઓ નિર્ણયાત્મક હુમલો કરવા માટે વધારે સારી સ્થિતિ શોધવા આમતેમ હાલતાં અને પગ પછાડતાં ઊભા હતાં. એકબીજા સાથે ઘસાતાં તેમનાં શિંગડાઓ એટલાં તો ગરમ થઈ ગયાં હતાં. કે શિંગડાઓનાં નીચેના ભાગ મારફત તેઓ આખી ખોપડીમાં ગરમી અનુભવતાં હતાં.

આ સૌથી પહેલાં મુકાબલામાં એકબીજાને હરાવવામાં નિષ્ફળ જતાં તેઓ જુદાં પડયાં. જ્યારે શિરોકોલોબી પાછો વળવા અને પોતાના પ્રતિસ્પર્ધી તરફ ધસવા રોકાયો ત્યારે તેણે જોવું કે બીજો ભેંસો ઝડપ પ્રાપ્ત કરવા માટે અંતર વધારે લાંબુ કરવા માટે હજી પણ દૂર જઈ રહ્યો હતો. શિરોકોલોબીએ નિશ્ચિત કર્યું કે આ તો ગેરવાજબી છે અને તેણે પણ અંતર વધાર્યું છેવટે તેઓ લક્ષ્ય તકતાં સાવધ પણે અને આવેશમાં એકબીજાંથી કોઈ પચાસ મીટર દૂર ઊભા રહ્યાં. શિરોકોલોબી હુમલો કરવા ધસ્યો અને તેનો પ્રતિસ્પર્ધી પણ શિરોકોલોબી વધારે લાંબુ દોડશે અને વધારે બળ એકત્ર લેશે એ વાતથી ડરીને આગળ ધસ્યો. ફરીથી તેમનાં શિંગડાઓ બંદૂકનાં ધડાકાની જેમ અવાજ કરતાં એકબીજા સાથે અથડાયા. અને ફરીથી બળેલાં હાડકાંનાં જેવી વાસ આવી. દ્વંદ્વયુદ્ધમાં ભીડાયેલાં તેમણે એટલાં જબરદસ્ત બળપૂર્વક ખેંચતાણ કરી કે તેમની આગલી ખરીઓ ઘાસવાળી જમીનમાં ઘૂંટી સુધી ખૂંપી ગઈ. લાંબા વખત સુધી તેઓ બંને એ જ સ્થિતિમાં થીજેલાં રહ્યાં, માત્ર તેમનાં ગરમી. એકત્ર કરી રહેલાં શિંગડા સ્પષ્ટપણે હાલી રહ્યાં હતાં.

વિરોધીની ગરદને દબાણ હેઠળ એક તરફ ચલિત કરવાનો ઉદ્દેશ્ય હતો અને પછી એ દર્દને કારણે તેની કાયાની સાથે ગરદન પણ વળી જશે. જયાર પછી વિજેતા માટે બીજું કંઈ નહીં પણ દુશ્મને હરાવવા જોર લગાવવાનું જ રહેતું હતું. પણ આ વખતે ફરીથી તેમનાં મુકાબલાથી કોઈ પરિણામ ન નીપજ્યું. તેઓ ફરીથી છૂટાં પડયાં અને એકબીજાંથી ઘણે દૂર

ચાલ્યાં ગયાં. તથા જોર જોરથી હાંફતાં હાંફતાં એકબીજાં તરફ સાવધ નજર નાંખી જેથી પ્રતિસ્પર્ધીનાં હુમલાની તક ચૂકી જવાય.

એ વખતે શિરોકોલોબીએ લડાઈની ચાલાકીભરી યુકિત વિચારી તેને પોતાનો પ્રતિસ્પધી પહેલાં હમલો કરે તેની રાહ જોવાની જ હતી, અને પછી અદૃશ્યપણે પોતાની દિશા માત્ર થોડી જ બદલાવની જરૂર હતી જેથી કરીને તે ટકકરનાં બધાં જ જોરને પ્રતિસ્પર્ધીનાં બંને શિંગડાઓ પર સમાન રીતે નહીં પણ મુખ્યત્ત્વે કરીને તેનાં ડાબા શિંગડા પર કેંદ્રિત કરી શકે. ત્યાર પછી તેની ગરદન કદાચ આ ફટકા સામે ટક્કર નહીં ઝલી શકે અને તેને ગરદનનાં ઝટકાને અનુસરવા પોતાની વિશાળ કાયાને એક બાજુ વાળવાની ફરજ પડશે.

બીજો ભેંસો આગળ તરફ ધસ્યો. શિરોકોલોબીએ પળવાર રાહ જોઈ, પછી તેણે પોતાનાં જમણા શિંગડાનાં આધારનું બીજાનાં ડાબાં શિંગડાની વચ્ચોવચ નિશાન તાકયું, દુઃખભર્યા ઝનૂનમાં મનમાં ને મનમાં ફરી બોલતાં કે "કોઈએ કદાપિ મને કાચબાની ભેટ આપી નથી!" હુમલો કર્યો.

તેઓ ફરીથી એક વખત સામસામાં ટકરાયા. આ વખતે બંદૂકનાં ધડાકા જેવો અવાજ ન થયો પણ સૂકો કડાકાટ થયો. શિરોકોલોબીનાં પ્રતિસ્પધીનું ડાબું શિંગડું તૂટીને નીચે પડી ગયું! આ એટલું તો અણધાર્યું બન્યું હતું કે તે સાવ ભાન જ ભૂલી ગયો અને ભાગી ગયો. કંઈક ખોટું, ભયંકર, ભરપાઈ કરી ન શકાય તેવું બની ગયું હતું એમ અનુભવતાં શિરોકોલોબી આવેશની ક્ષણમાં પરાજિત ભેંસાની પાછળ દોડયો અને દોડતાં દોડતાં કેટલીય વાર તેને શિંગડા માર્યાં અને તેનો શિકાર છેવટે કાંટાળી ઝાડીઓમાં કૂદી ગયો.

બેશક શિરોકોલોબી જીતવા અને પોતાનાં પ્રતિસ્પર્ધીને લજિજત કરવા ઈચ્છતો હતો પણ આટલી હદ સુધી નહીં! તેણે કદાપિ મનમાં ધારણા કરી નહોતી કે ભેંસાનું શિંગડું તૂટી શકતું હતું. તે એક શિંગડાવાળી ઘણી ગાયો અને બળદોને મળી ચૂકયો હતો. પણ આજ સુધી કદાપિ એક શિંગડાવાળા ભેંસાને નહીં. આ અત્યંત ભયકર હતું! તે પોતાનાં પ્રતિસ્પર્ધીને આટલી ભયંકર રીતે હલકો પાડવા નહોતો ઈચ્છતો. કેવી રીતે તે હવે એક શિંગડા સાથે જિંદગી વિતાવશે? તે તો માત્ર અડધી મૂછ સાથે જીવવાં માણસ માટે હતું તેવું જ શરમજનક હતું. શિરોકોલોબી

લાંબા વખતથી જોતો આવ્યો હતો કે ચેગેમ લોકો જ્યારે મૂંછો રાખે છે ત્યારે તેને ભેંસાનાં શિંગડાની જેમ જ હંમેશાં બે પાંખો હોય છે.

પરિસ્થિતિને વધારે ખરાબ બનાવવા એક કૂતરા સાથેનો ભરવાડ ગોચરમાંથી પસાર થયો. શિંગડાની ગંધ આવતાં કૂતરો તે તરફ દોડી ગયો અને જરાપણ આદર વિના કે જે કંઈ કહો તેમ, જાણે તે મરેલો કાગડો હોય તેમ તેની તૂટેલી ધારને પોતાનાં દાંતમાં પકડી લીધી. જો કે એ વાત દીવા જેટલી સ્પષ્ટ હતી કે એકલા કૂતરાંને તો છોડી દો, પણ રીંછ સુધ્ધાં ભેંસાનાં શિંગડાને કરડી ખાવામાં સમર્થ નહોતું. તેમ છતાં કોઈક કારણ સર કૂતરો તેને પોતાની સાથે ઢસડી ગયો. બેશક તે કૂતરાનો પીછો કરી શકયો હોત અને શિંગડાને તેની પાસેથી ખૂંચવી શકયો હોત, પણ કૂતરો એટલું નાનું પ્રાણી હતું કે તેનો પીછો કરવો એ તેની પ્રતિષ્ઠાને છાજે તેવું કૃત્ય નહોતું. કેવું ભયંકર! કેવું ભયંકર!

ભેંસે પોતાનું માથું ઊંચું કર્યું અને શિરોકોલોબીનાં તેની નજીક સાવવાની આશા સાથે તેની તરફ નિકળ્યું. તે તદ્દન રસમયે હતું. અને તે તેની નજીક ન ગયો. તે ઘાસ ચરતી રહી અને વારંવાર પોતાનું માથું ઊંચું કરતી રહી, જાણે આશ્ચર્યનાં પૂછી રહી હોય: “શા માટે તું મારી પાસે નથી આવતો? શું તું લડાઈ જીત્યો નથી?” તેની મૂર્ખાનીથી શિરોકોલોબી ચીડાઈ ગયો અને તે દિવસે તે તેની નજીક ન આવ્યો. તે બીજા દિવસે પણ તેની નજીક ન આવ્યો, જો કે તેણે પોતાનું માથું ઊંચું કરીને કેટલીયે વાર તેના રસ્તા તરફ જોયું હતું. પેલું મૂર્ખ પ્રાણી એ વાત સમજી શકતું નહોતું કે તેને પોતાનાં ગઈકાલની પ્રતિસ્પર્ધી માટે અફસોસ થઈ રહ્યો હતો જે હવે અત્યારે દયનીયપણે માથા પર નીકળી આવેલાં શિંગડાનાં કદરૂપ ઠૂંઠા સાથે સાવ એકલો ચરી રહ્યો હતો. તે ફરીથી કદાપિ પેલી ભેંસની નજીક ન આવ્યો અને કદાપિ વહેળામાં તેની બાજુમાં ન સૂતો.

ડ્રાયવર અને બાર્દુશા નાસ્તાઘરમાંથી બહાર આવ્યાં. બાર્દુશા પણ મૂકવાનાં પાટિયાં પર ચઢયો અને શિરોકોલોબી સુધી પોતાનો હાથ લંબાવી તેની ગરદન થાબડી.

“હા, તો શિરોકોલોબી કેમ છે તું?” તેણે કહ્યું.

તેનાં શ્વાસનો ગંધ પરથી શિરોકોલોબીએ અનુભવ્યું કે બાર્દુશાએ દારૂ પીધો હતો અને તેનાં અવાજમાં રણકા પરથી અનુભવ્યું કે બાર્દુશાને તેના માટે દુઃખ હતું.

"ચાલ આવ, આપણે જઈએ!" ડ્રાયવરે આગ્રહ રાખ્યો.

"જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધીમાં કદાપિ આવો ભેંસો હું જોઈ શકીશ નહી," બાર્દુશાએ ડ્રાયવરની બાજુમાં કેબીનમ ચઢતાં અને બારણું બંધ કરતાં કહ્યું.

ખટારો ચાલુ થયો. દુષ્ટ બદલો શરૂ શરૂમાં તો પાછળ રહી ગઈ હોય તેમ લાગ્યું પણ થોડી જ વારમાં તે ફરીથી વાતાવરણમાં ફેલાઈ ગઈ. ગમે તેમ પણ સમુદ્ર ક્યાંક નજીકમાં જ હતો અને થોડી થોડી વારે સ્વતંત્રતાની સુગંધ શિરોકોલોબીનાં નસકોરાંઓમાં પહોંચતી હતી.

ત્યારબાદ તેને આલ્પાઈન ગોચરોમાંનાં એક દિવસની યાદ આવી ગઈ. ભેંસાઓનું ધણ પુષ્કળ, રસદાર ઘાસથી ઢંકાયેલ અદ્‌ભૂત કરી ઢોળાવ પર આવી ગયું હતું. ધીમે ધીમે ઢોળાવ ઊતરતાં તેઓ ઘાસ ખાઈ રહ્યાં હતાં જ્યાં ઘાસ વધારેને વધારે સ્વાદિષ્ટ બનતું જતું હતું. એક ભેંસ અને સારું એવો મોટો થઈ ગયેલો પાડો શિરોકોલોબીની બાજુમાં ચરી રહ્યાં હતાં.

તે સમયે શિરોકોલોબી ચેગેમ ધણમાં કોઈ વિશેષ ભેંસને પસંદ કરતો નહોતો. જ્યારે જાનવરોનાં ઉન્માદનો સમય આવતો ત્યારે બીજાં બધાં ભેંસાઓની જેમ પોતાની ફરજ પૂરી કરતો અને પછી કુદરતનાં નિયમ દ્વારા જે ભેંસનાં સંસર્ગમાં આવ્યો હતો તેને તરત જ ભૂલી જતો.

જ્યારથી તેનાં બધાં જ મહાન પ્રેમોનો અંત આવી ગયો હતો ત્યારથી બધી જ ભેંસો તેને લોકો જેટલી જ એક જેવી દેખાવા લાગી હતી. પણ જ્યારે તે પ્રેમમાં હતો ત્યારે તે ન માત્ર ભેંસોને પણ બધાં જ જાણવરોને પણ સ્પષ્ટપણે ઓળખતો હતો, પછી ભલેને તે બધાં એક સમાન રંગનાં જ કેમ ન હોય. પ્રેમે તેની આંખોનાં પડળ ખોલી નાંખ્યાં હતાં. અત્યારે પેલી ભેંસ અને તેનો પાડો, જેઓ બંને તેની નજીકને નજીક રહી રહ્યાં હતાં તેમનાં તરફ જોતાં તે કોઈપણ ભોગે યાદ કરી શકતો નહોતો કે આ એ જે ભેંસ હતી કે જેમ, જેની સાથે તે પાનખરમાં સંસર્ગનાં આવ્યો હતો. એ વાતને બે વર્ષ વીતી ગયાં હતાં. ભૂલી જવું એ વિચિત્ર વાત હતો.

એક રીંછ જાણે તેનાં વિચારો સાંભળી ગયું હોય તેમ પડકાળ ટેકરાની પાછળથી બહાર નીકળી આવ્યું અને ભેંસનાં પાડા તરફ બેઢંગી ચાલે આગળ વધ્યું. દેખીતી રીતે તેને એ વાતની પાકી ખાતરી શિરોકોલોબીને પોતાનાં પિત્કાવવની આટલી અચોક્કસતો હોવાને કારણે તે તેનો બચાવ

નહીં કરે શિરોકોલોબી પર ઝનૂન સવર થઈ ગયું. અત્યારે પોતાની ટેવથી તદ્દન ઊલટાં, મનમાંને મનમાં આરડતાં: "કોઈએ પણ કદાપિ મને કાચબાની ભેટ આપી નથી!" તે રીંછ તરફ ધસ્યો અને પોતાનાં શિંગડાઓ વડે તેને જમીનધ્વસ્ત કરી દીધું.

રીંછ ગર્જ્યું અને પોતાનાં પંજા વડે શિરોકોલોબી ગરદન સુધી પહોંચવા પ્રયત્ન કર્યો અને ખરેખર તે પોતાનાં પંજેટી જેવાં તીક્ષ્ણ ભયંકર નહોર વડે તેને ઉઝરડવામાં સફળ રહ્યો. પણ શિરોકોલોબીનાં શિંગડાઓનાં જોરથી તે એટલો તો કમજોર થઈ ગયો હતો કે નહોર ભેંસની ગરદનમાં ઊંડે સુધી ઊતરી ન શક્યાં.

રીંછ પીડાથી કણસી ઊઠ્યું અને તેનાં જડબાંઓમાંથી ફીણ નીકળવા લાગ્યું પણ કોઈક કારણસર તે મરી ન ગયું. શિરોકોલોબીએ તેને શિંગડા આરપાર ભેંક્યાં નહોતાં, તેણે તો માત્ર પૂરી તાકાત લગાવીને તેને જમીન ભેગો દબાવી દીધો હતો તે તેને એ પ્રમાણે લાંબા વખત સુધી શિંગડા વડે ભેંકતો રહ્યો હતો અને તેની સાથે સાથે રીંછનો કણસાટ વધારે ને વધારે નબળો પડતો જતો હતો. પછી શિરોકોલોબીએ રીંછ તરફ ધસવાનો, તેને પોતાનાં શિંગડાઓ ઉપર ઉઠાવવાનો અને હવામાં ઊછાળવાનો નિશ્ચય કર્યો. પણ તેણે જે ક્ષણે પાછાં ડગલાં ભર્યાં તે જ ક્ષણે રીંછ એકાએક નિર્જીવ ઢગલાની જેમ ગૂંચળું વળી ગયું અને ખરબચડી જમીન પર ઊછળતું ઢોળાવ પરથી ગબડી ગયું.

તેનાં એવાં અચાનક મૃત્યુથી આશ્ચર્ય પામેલો શિરોકોલોબી તેને નિહાળતો રહ્યો. ઢોળાવનાં એકદમ અંત પર રીંછ ગબડતું રોકાઈ ગયું અને લુચ્ચાઈપૂર્વક જીવતું થઈ ગયું. તેણે પોતાની જાતને જોરદર ઝાટકો આપ્યો અને જાણે તેને કંઈ જ ન થયું હોય તેમ જંગલમાં ધસી ગયું. લુચ્ચા હરામખોરે શિરોકોલોબીને ચાલાકી પૂર્વક બુદ્ધુ દીધો હતો.

શિરોકોલોબી જે કંઈ બની ગયું હતું તેનાથી એટલો બધો તો ઉશ્કેરાટમાં આવી ગયો હતો કે તે હિસ્સ હિસ્સ અવાજ સાથે બીજાં બે કલાક સુધી જોર જોરથી શ્વાસ ભરતો રહ્યો. પછી પીઠ પર બળતણનાં લાકડાનો ભારો ઊઠાવેલો બાર્દુશા દેખાયો. તેણે પોતાનો ભારો નીચે ફેંક્યો અને તે શિરોકોલોબી તરફ ગયો. પણ ભેંસો એટલે ઝનૂને ભરાયેલો હતો કે તેણે ભરવાડને પોતાની નજીક ન આવવા દીધો. શા માટે બાર્દુશાએ ધણને તરફ ઉપેક્ષા કરી હતી? જો શિરોકોલોબી ત્યાં ન હોત તો પેલાં બિચારાં નાનકડા પાડાનું શું થયું હોત?

પાછળથી સ્વાભાવિકપણે તેણે ભરવાડને નજીક આવવા દીધો. બાર્દુશાએ સાવધાનીપૂર્વક શિરોકોલોબીની ગરદનનાં ઘાવ તપાસ્યાં. શિરોકોલોબી બાર્દુશાને ચાહતો હતો. ભરવાડ હંમેશાં ધણને મીઠું આપતો હતો અને મૈત્રીપૂર્ણ બૂમો દ્વારા તેમનાં ઉત્સાહને વધારતો રહેતો હતો. બેશક એવું કંઈ જ નહોતું કે જેમથી શિરોકોલોબી બીનો હતો પણ કેટલીક ભેંસો અને બધી જ ગાયો સહેલાઈથી બી જતી હતાં અને તેમને જ્યારે તેઓ રસદાર લીલાંછમ ગોચરમાં ચરી રહ્યાં હોય ત્યારે માનવ અવાજ સાંભળવો ગમતો હતો. જ્યારે માણસ બૂમો પાડતો હોય ત્યારે શિકારી પ્રાણી નજીક નહીં આવે.

એક વખત શિરોકોલોબી જ્યારે આલ્પાઈન ગોચરમાં ચરી રહ્યો હતો ત્યારે માંદો પડી ગયો. તેણે કોઈ ઝેરીલું ઘાસ ખાઈ લીધું હતું. કેટલાંક દિવસો સુધી તે ભરવાડોની ઝૂંપડી પાસે પડયો રહ્યો અને દરરોજ બાર્દુશા તેનાં માટે તાજાં સ્વાદિષ્ટ પાંદડાઓવાળી ડાળીઓનું ઝુમખું લઈ આવતો હતો અને જે તે પડયો પડયો જ ખાઈ જતો હતો કારણ કે તેનામાં ઊભા થવાની તાકાત નહોતી. દરરોજ સવારે અને દરરોજ સાંજે બાર્દુશા ભરવાડોની ઝૂંપડીમાંથી તેના માટે દવાવાળી ચાનો મોટો વાડકો લઈ આવતો હતો અને તે તે બધી જ ચા પણ પડયાં પી જતો હતો.

આલ્પાઈન ગોચરોનાં રહેવું ખૂબ અદ્‌ભૂતકારક હતું. દુનિયામાં બીજે કોઈ ઠેકાણે ઘાસ આટલું વિવિધતા ભર્યું, સ્વાદિષ્ટ અને રસદાર નથી. ગમે તેમ પણ માત્ર એક નડતર હતું. જ્યારે જ્યારે પણ જોરદાર કરા વરસતાં ત્યારે ઘાસ અને ઝાડીઓ એટલાં ઠંડા થઈ જતાં કે જીભ ઝેરીલાં ઘાસ કે પાંદકાંઓને ઓળખવામાં નિષ્ફળ રહેતી, જેની જાનવરોમાં નિયમ પ્રમાણે તરત જ પારખવાની સમજ હોય છે. પણ કરાંનાં તોફાન પછી ઝાડપાન થીજી જાય છે અને જીભ પોતાની સંવેદના ગુમાવી દે છે. શિરોકોલોબી સાથે પણ એવું જ બન્યું હતું, પણ પ્રકૃતિએ તે ખૂબ મજબૂત હતો અને બાર્દુશાએ તેને બચાવી લીધો હતો. શિરોકોલોબી જાણતો નહોતો કે મુખ્ય ભરવાડે તેને કતલ કરાવવાનો ફેંસલો કરી લીધો હતો પણ બાર્દુશાએ તેને સાજો કરી દેવાનું વચન આપ્યું હતું અને છેવટે પોતાની વૈદકીય ચા વડે તેનું સ્વાસ્થ્ય પાછું લાવ્યો હતો અને તેને સેવા કરી હતી. શિરોકોલોબી કદાપિ નહીં નહીં ભૂલી શકે કે તે જે પડયાં પડયાં તાજાં રસદાર સ્વાદિષ્ટ પાંદડાની ડાળીઓ ચાવતો હતો તેનાં ભારાને બાર્દુશાને કેટલી દૂરથી ઊંચકી લાવવાનો પડતો હતો.

ખટારોએ કતલખાનાનાં ઝાંપા સામે બ્રેક મારી, ઝાંપો ઉઘડયો અને ખટારાએ ધીમે રહીને વળાંક લીધો અને આંગણામાં પ્રવેશ્યો. પછી તેણે ફરીથી એક વખત વળાંક લીધો અને વજન કરવાનાં પ્લેટફોર્મ તરફ પાછો હપ્યો જ્યાં અંદર આવનારાં જાનવરોનું વજન કરવામાં આવતું હતું.

જેવો ખટારો આંગણામાં પ્રવેશ્યો હતો કે તરત જ શિરોકોલોબી એ વાતથી સાવધ થઈ ગયો હતો કે ધોરીમાર્ગની તીવ્રગંધ દૂર થઈ ગઈ હતી અને તેની જગ્યાએ લોહીની ગંધ છવાઈ ગઈ હતી. તો એનો અર્થ એ નીકળે છે કે લાંબી તીવ્ર વાસ લોહીમાં સમાઈ જાય છે, તેણે વિચાર્યું હા, તે લોહીની વાસ હતી. શિરોકોલોબી તે ગંધને ખૂબ સારી રીતે જાણતો હતો કારણ કે તેણે શિકારી પ્રાણીઓ દ્વારા ચિરાયેલાં જાનવરોનાં લોહીને જોયું હતું અને શિકારી પ્રાણીઓનું લોહી તેનાં પોતાનાં શિંગડાઓ દ્વારા જ ચિરાઈને નીકળ્યું હતું. ગમે તેમ હોવા છતાં પણ લોહીની ગંધની સાથે સાથે સમુદ્રની ગંધ પણ વધારે ને વધારે તીવ્ર થતી જતી હતી. કતલખાનું બિલકુલ સમુદ્ર કિનારે હતું. વિચિત્ર ધાસતીની લાગણીસભર બે ખારી ગંધો શિરોકોલોબીનાં અસ્તિત્વને સોંસરી ભેદી રહી હતી લોહીની ગંધ અને સ્વતંત્રતાની ગંધ.

પણ તે હજી સુધી કંઈ પણ સમજી શકતો નહોતો. આગળ ક્યાંકથી એકધાર્યો અપ્રિયકર ગડગડાટ આવતો હતો અને હજી તેનાથી પણ વધારે અપ્રિયકર હાડકાંઓને જોર જોરથી ઠોકવાનો અવાજ તેમાં અવારનવાર ભળતો હતો.

એક વાત તેનાં મનમાં સ્પષ્ટ હતી—તેઓ હજી સુધી નવા ગામમાં આવી પહોંચ્યા નહોતાં કારણ કે ગામ અને બદબોદર સડકની વચ્ચે હંમેશાં કોઈપણ પ્રકારની અપ્રિયકર ગંધ વિનાની લાંબી સડક હોવી જોઈતી હતી. જ્યારે તેમણે ચેગેમ છોડયું ત્યારે એમ જ હતું. એટલે કે તેઓ હજી ગામમાં પહોંચ્યા નહોતાં. તો પછી તેઓ કયાં હતાં?

તે જ ક્ષણે બાર્દુશા ખટારાનાં પાછલા ભાગ પર ચઢયો અને જે દોરડાં વડે શિરોકોલોબીનાં પગ બાંધવામાં આવ્યાં હતાં તે છોડવા લાગ્યો. ભેંસાએ કંઈક મૂંઝવણ અનુભવી. તેનાં દોરડાં તેઓ છોડી રહ્યાં છે એટલે તેનો અર્થ હતો કે તેઓ કોઈક જગ્યાએ આવી પહોંચ્યા હતાં જ્યાં તેને ખટારામાંથી ઊતરવું જ પડશે. ભરવાડે દોરડાં દૂર ફેંકી દીધાં અને કોમળતાપૂર્વક શિરોકોલોબી ગરદન થાબડી, શિરોકોલોબી માટે તે થપકી અનુભવવી અત્યંત આનંદદાયક હતી.

તે લોહીની ગંધ અને મશીનોનાં વિચિત્ર કડકાડાટ અને ગડગડાટ કરતાં અવાજો, જેનાં હાકકાંઓનો જોરદાર, અસ્પષ્ટપણે પરિચિત એવો અવાજ ભળતો હતો તેનાથી તે ધાસ્તીમાં હતો. તે ગભરાટ અનુભવતો હતો પણ બાર્દુશા તેની બાજુમાં હતો તેથી તે જાણતો હતો કે માનવની બુદ્ધિશકિત તેની સંકટ સમયે રક્ષક બનશે, તેને માત્ર તે બુદ્ધિશકિતને અનુસરવાનું જ હતું, તેની આજ્ઞાનું પાલન જ કરવાનું હતું. હવે બાર્દુશાએ તેની ગરદન પર વધારે આદેશભરી રીતે થપડાક મારી, જેનો અર્થ એ હતો કે તેને હવે ઊભા થવાનું હતું. શિરોકોલોબી ઊભો થયો અને ધીમે ધીમે પોતાના બહેર મારી ગયેલાં પગ હલાવ્યાં. બાર્દુશાએ પાછલું પાટિયું નીચું કર્યું, કતલખાનાનાં કામદારોએ કોઈક પાટિયાં તેની સાથે જોડી દીધાં અને ભરવાડનાં મૈત્રીભરી હળવી લાડભરી ટપલીઓ દ્વારા પ્રોત્સાહિત શિરોકોલોબી નીચે ચાલ્યો આવ્યો.

જોરદાર ગડગડાટ ધબ ધબ અવાજ ફરીથી ગડગડાટ.

"આગળ આવ," વજન કરનારે કહ્યું અને બાર્દુશા શિરોકોલોબીને વજન કરવાનાં પ્લેટફોર્મ તરફ હાકી ગયો. વજન કરવાનું કામ વધારે સહેલું બનાવવા પ્લેટફોર્મ જમીનની સપાટી પર જ હતું; તે વિધવિધપ્રકારનાં જાનવરોની ખરીઓ દ્વારા એટલું તો ઘસાઈ ગયું હતું કે તેને ભાગ્યે જ આસપાસની જમીનથી જુદું પાડી ઓળખી શકાય તેમ હતું. શિરોકોલોબી જ્યારે તેની પર ચડ્યો ત્યારે સૌથી પહેલાં તેને એમ જ લાગ્યું. પણ પછી તેણે તેની કંઈક ન ગમે તેવી અસ્થિરતાનો અનુભવ કર્યો પણ તેણે તેને સહી લેવાનો નિર્ણય કર્યો કારણ કે ભરવાડ તેની પાસેથી તેમ કરાવવા ઈચ્છતો હતો.

"આ કંઈક વાત છે!" વજન કરનારે સ્કેલનાં આંકડા પર નજર નાંખી લીધા પછી આશ્ચર્યમાં કહ્યું. "નવસો પંચાણું કિલોગ્રામ."

"આવો ભેંસો..." બારદુશાએ કહ્યું અને એકાએક તેણે શિરોકોલોબી વિષે જે કંઈ વિચાર્યું હતું તે બધું તેનાં મગજવાં ઘેરાઈ વળ્યું તેની તીવ્ર યાદશકિત, ભેંસો સાથેનાં તેની હૃદયસ્પર્શી પ્રીતિ, તેની તાકાત, હિમત, ગૌરવભર્યું વર્તન એ બધું કેવી રીતે શબ્દોમાં વ્યક્ત કરવું તે ન સમજાતાં તેણે માત્ર એટલું જ ઊમેર્યું: "તેના જેવો બીજો કોઈ આખી દુનિયામાં નથી. એક વખત એક લડાઈમાં તેણે બીજાં ભેંસાનું શિંગડું તોડી નાખ્યું હતું. તમે તેની કલ્પના પણ કરી શકો છો? ભેંસાનું શિંગડું!"

તેણે અનુભવ્યું કે તેનાં શબ્દોથી કોઈ ભાર પડયો નહોતો. એમ

કદાચ વધારે સારું હોત કે પ્રકૃતિએ કદાપિ ભેંસાનાં શિંગડાઓ કરતાં વધારે તાકાતવર કોઈ વસ્તુ સર્જી જ નહોતી એ વિષે માણસે ક્યારેય સાંભળ્યું પણ નહોતું. પણ વજન કરનારને પેલાં ગમારનાં ભાષણમાં વખાણની અતિશયોકિત ન ગમી અને તેની વાત વચ્ચેથી જ કાપવાનો નિર્ણય કર્યો.

"આમ જુઓ, આ કોઈ સરસ ભાષણો કરવાની પરિષદ નથી. માંસ માંસ છે. તમારી રસીદ લો. હવે પછી કોણ છે!"

"અરેરે, શિરોકોલોબી," બાદુંશાને કહ્યું અને ભેંસાને ગરદન પર છેલ્લી વાર થાબડવા તે પ્લેટફોર્મ પર ચઢયો ત્યારબાદ તે પાછો વળ્યો, પાછળ નજર નાંખ્યા વિના ખટારા પાસે ગયો, કેબીનમાં ચઢી ગયો અને બારણું જોરથી પછાડતાં બંધ કર્યું. તે જ સમયે ગાયોથી ભરેલો ખટારો કતલખાનનાં ઝાંપા પાસે આવી પહોંચ્યો. બંને ખટારાઓ કાળજીપૂર્વક એકબીજાને પસાર કરી ગયાં અને ચેગેમ વાળો ખટારો એક વાર મુખ્ય ધોરીમાર્ગ પર બહાર આવીને જમણી બાજુ વળી ગયો અને પૂરપરાટ વેગે પાછો ચેગેમ તરફનાં રસ્તે આગળ વધી ગયો.

જ્યારે આ બાજુ સુધી વજન કરવાનાં પ્લેટફોર્મ પર ઊંચાં ઊંચાં શિરોકોલોબીએ પોતાની કાયાનાં સમગ્ર ભાર વડે તેની સપાટીની અસ્થિરતા અનુભવી અને તે સમજી ગયો કે તે પુલ હતો. એ અનુભવની લાગણી પરિચિત હતી. પણ નદી ક્યાં હતી, અને આ પુલ ક્યાં દોરી જતો હતો?"

કતલખાનાનાં કામદારે સાંકડા પાટિયાંનાં દિવાળવાળા ગલિયારનો દરવાજો ઉઘાડયો અને શિરોકોલોબીને અંદર હાંકી ગયો. શિરોકોલોબીએ પોતાની બાજુમાં બે ડઝન જેટલી ગાયો જોઈ, તે બધી થરથર કાંપતી અને પોતાની ગરદન આગળની તરફ લંબાવીને એકબીજાની એકદ લગોલગ ઊભી હતી. તેમની આંખોનાં હાવભાવ જોતાં ને યાદ આવ્યું કે તેણે જંગલમાં જાનવરોની આંખોનાં આવાં જ ભાવ ત્યારે જોયાં હતાં જ્યારે જ્યારે તેઓ શિકારી જાનવરની હાજરી અનુભવતાં હતાં કે પછી એમ વિચારતાં કે તમને તેમ અનુભવ્યું હતું.

લોહીની તીવ્ર ગંધ તેનાં નસોકોરોએ સાથે અથડાતી હતી પણ સમુદ્રની ગંધ એટલી જ તીવ્ર હતી. તેનાથી તેને એક વાત સ્પષ્ટ થઈ ગઈ કે પેલાં ગલિયારામાં પ્રવેશ્યાં પછી તે લોહીની ગંધની વધારે નજીક આવી ગયો હતો પણ સમુદ્રની ગંધથી વધારે નહોતો ગયો.

અને ફરીથી મશીનોનાં ખણખણાટની વચ્ચેથી શિરોકોલોબીએ હાડકાંઓનો ધબ ધબ અપ્રિયકર અવાજ સાંભળ્યો જે હવે વધારે વધારે સ્પષ્ટપણે આવતો હતો. મશીનોતો ખણખણાટ અર્થકીન હતો કરાણ કે તે નિર્જીવ હતો. અથડાતાં ફટાતાં હાડકાંઓનો અવાજ સંદેશો લઈ આવતો હતો તે જીવંત અવાજ હતો અને તેથી કરીને દર્દ આપતો હતો. શિરોકોલોબીને એકાએક યાદ આવી ગયું કે તેણે તે અવાજ કયાં અને ક્યારે સાંભળ્યો હતો...

એક વખત શિયાળામાં આખું ધણ લાકડાનો પુલ પાર કરી રહ્યાં હતાં, જેની સપાટી પડ બરફનાં પડથી ઢંકાયેલી હતી. એક ભેંસનો પગ લપસ્યો અને પુલ સાથે બિલકુલ આવો જ અવાજ કરતી પડી ગઈ. તેનો કંઈક ભયજનક લાગવા લાગ્યું પહેલાં હતો આ જોરદાર ધડ ધબ ધબ ધબ અવાજ અને પછી આવતી હતી લોહીની ગંધ.

અને પેલાં જોરદાર ધબ ધબ અવાજને કારણે નીપજેલાં ભય અને ચિંતા હોવાં છતાં પણ શિરોકોલોબીએ એ વાતમાં વિશ્વાસ રાખવાનું ચાલુ ચાલુ રાખ્યું કે ભરવાડ બાર્દુશા તેના માટે આવશે અને તેને આ જગ્યાએથી દૂર લઈ જશે. શિરોકોલોબી આસપાસ ચોમેર નજર નાંખી રહ્યો હતો પણ કોઈ ભરવાડ નજરે નહોતો પડતો અને તેમ છતાં પણ તે માનતો હતો કે બાર્દુશા આવશે, માત્ર એટલા માટે જ કે આ જગ્યા એટલી ખરાબ હતી કે તે તેને લાંબા વખત સુધી અહીં નહીં રહેવા દે.

અને પછી શિરોકોલોબીએ એ જોયું જે તેણે પહેલાં ઘણી વાર વિચારોમાં અને સ્વપ્નોમાં જોયું હતું. તેણે ઘોડો જોયો! કદાચ એટલા માટે કે તે પોતાની નજીકની ગાયો તરફ જોવામાં ખૂબ વ્યસ્ત હતો કે પછી એટલા માટે કે ઘોડો પોતાનું માથું નીચું રાખીને ઊભો હતો, તે તેણે હમણાં જ ધ્યાનમાં લીધું હતું. તેણે વિચાર્યું કે આ જગ્યાનો ભયંકર માલિક જાણીબૂઝને ઘોડાને તેનાથી છુપાવી રહ્યો હતો અને પછી કોઈક કારણ સર પોતાની આળસ ઓછી કરી. ઘોડાએ પોતાની ગરદન લાંબી તાણી અને પોતાની હોઠ વડે દીવાલનાં પાટિયાંને સ્પર્શતાં સમુદ્રની ગંધને સૂંઘી. અને પછી શિરોકોલોબીએ ઘોડાની મોટી મોટી શોકાકુલ આંખો અને તેનાં ચહેરા પરથી આંસુની ધાર વહેતી જોઈ.

એટલે કે તે એ જગ્યાએ હતો જ્યાં ઘોડા રહે છે! તેને અને બાર્દુશાને છેતરવામાં આવ્યાં હતાં! તેની બાર્દુશા માટેની ઉત્કટ, નિસહાય, વ્યાકુળતાભરી ઈચ્છા અદૃશ્ય થઈ ગઈ. તે સમજી ગયો કે આ દુનિયામાં

તેના માટે માત્ર બે ખારી ગંધો જ બાકી રહી ગઈ હતી લોહી અને મૃત્યુની ગંધ તથા સમુદ્ર અને સ્વતંત્રતાની ગંધ તે એ પણ સમજી ગયો કે તે તદ્દન એકલો હતો અને બીજાં કોઈનાં પર નહીં પણ માત્ર પોતાના પર જ ભરોસો રાખવાનો હતો તે જ સમયે તે પોતાની કાયાની તાકાત અને પોતાનાં જેમની ઠંડકથી સભાન થઈ ગયો. તે જાણતો હતો કે તેને શું કરવાનું હતું.

તે જ ક્ષણે ફરીથી એક વખત દરવાજા ખુલ્યાં અને ગાયોની એક નવી ટૂકડી ગલિયારામાંથી અંદર હાંકી લાવવામાં આવી તેઓ તેને પાછળથી દબાવી રહી હતી પણ હવે તેને કોઈ રોકી શકે તેમ નહોતું. પોતાનાં શિંગડાંઓનાં એક બાજુનાં ફટકા વડે તેને ગલિયારાની દીવાલનાં બે પાટિયાં હચમાચાવીને તોડી નાંખ્યાં અને પોતાનું માથું બહાર ખુલ્લામાં કાઢ્યું. સમુદ્રની ગંધ વધારેને તીવ્ર થતી ગઈ. પાટિયાંઓને કડડાટ સાંભળતાં કતલખાનાનો જાનવરોને અંદર હાંકી લાવનાર કામદાર દોડી આવ્યો, તેણે શિરોકોલોબીને શિંગડાઓથી પકડી લીધો અને તેને પાછો અંદર ધકેલવાનો પ્રયત્ન કર્યો. તૂટી પડતાં એક વૃક્ષને શેકવું આનાથી વધારે સહેલું હોત!

સ્વતંત્રતા તરફનાં એ બાકોરામાં પોતાનું માથું ધુસાડયા પછી શિરોકોલોબીએ પોતાની સમગ્ર કાયાને જોર લગાવી ખેંચી. બાકોરું ખૂબ સાંકડું હતું પણ સ્વતંત્રતા માટેની ઈચ્છા એટલી ઉત્કટ અને મહાન હતી કે તે સૌથી નજીકનાં થાંભલાઓ સાથે ખીલા મારીને જોડેલાં પાટિયાંઓને તોડતો તે પોતાની કાયાને સંકોરીને બહાર નીકળી ગયો.

સ્વતંત્રતાની ગંધ હજી પણ વધારે તીવ્ર થઈ ગઈ પણ મોટી સંખ્યામાં જાનવરોને સમાવિષ્ટ કરવા માટે મોટો વાડો બાંધવામાં આવેલો દેખાતો હતો જેથી કરીને તેમને તેમનાં આવનારાં વારાની રાહ જોતાં રાખવાની પૂરતી જગ્યા રહે. પોતાનાથી કોઈક વીસેક ડગલાં દૂર શિરોકોલોબીએ ઓકનાં પાટિયાંની વાડ જોઈ અને તે સમજી ગયો કે તેણે હવે તે તોડી પાડીને બહાર નીકળવાનું હતું. તે વાડાની વચ્ચોવચ રોકાયો અને કઈ બાજુ સમુદ્રની ગંધ સૌથી વધુ તીવ્ર હતી તેની ચોક્કસ ખાતરી કરવા હવામાં સૈડકો ભરી સૂંઘ્યું જેથી કરીને તે ચોક્કસ જગ્યાનાં પાટિયાં તોડી શકાય.

જ્યારે તેણે ગલિયારાની દીવાલ તોડી નાંખી ત્યારે આનંદમાં ડૂબેલી અને બેફામપણે ભટકતી ગાયો તરત જ તેની પાછળ પાછળ આવી અને

વાડામાં જવા ધસવા લાગી. ઘોડો હણહણ્યો અને તે પણ દુડકી ચાલો વાડાની દીવાલ તરફ જવા નીકળી પડયો. આ શોરબાકોરથી વાડામાંનાં બધાં જ કામદારો બહાર આવી ગયાં. તેઓ વાડની બીજી બાજુ પર ઊભાં રહ્યાં અને હવે શું બનશે બનશે તેની રાહજોવા લાગ્યાં.

વજન કરવાવાળો, જે પહેલાં તો એકદમ મૂંઝવણમાં પડી ગયો હતો તેણે થોડી જ વારમાં પોતાની જાત પર કબૂ મેળવી લીધો. તેણે કર્યો કે સૌથી મુખ્ય વાત એ હતી કે ભેંસોને અંદર કરવી, ત્યારબાદ. વ્યવસ્થા સહેલાઈથી પુનઃસ્થાપિત કરી શકશે. તે ઘણાં લાંબા વખતથી કતલખાનામાં કામ કરી રહ્યો હતો અને ગભરાયેલાં અને આજ્ઞાંકિત જાનવરોને જોવા ટેવાયેલો હતો, તેથી તેને ભેંસોનો કોઈ ભય નહોતો. તે શિરોકોલોબી તરફ દોડયો જે વાડમાં એ જગ્યાએ પહોંચી ગયો હતો જેને તે સમુદ્રની સૌથી નજીક સમજતો હતો. ગુસ્સે ભરાયેલાં વજન કરનારે તેને પૂંછડીએથી પકડયો અને પાછો તેને અંદર ગલિયારામાં ખેંચી જવાનો પ્રયત્ન કર્યો. નોંધપાત્ર ચપળતાપૂર્વક ભેંસો પાછળ ફર્યો, વજનકરનારનાં ડાબાં થાપાને પોતાના જમણા શિગડા વડે ઊંચો કર્યો અને માણસને ચત્તોપાટ ફેંકી દીધો વાડની પાછળ ઊભેલાં દરોકો અદ્ધર શ્વાસે મેં ફાડીને ઊભા હતાં. વજન કરનાર ઢગલો થઈને પડી ગયો પણ આવેશનાં જેમમાં થરથર ધ્રુજતો એકદમ ઊભો થઈ ગયો. માણસની ચીવટ શક્તિથી દંગ રહી ગયેલ શિરોકોલોબીએ તેનો અંત આણી દેવાના ઇરાદા સાથે પોતાનું માથું ફેરવ્યું પણ પોતાનાં જમણાં શિંગડાની ટોચ વડે માણસનાં થાપાની નરમાશની અપ્રિયકર અનુભૂતિ હજી સુધી પણ યાદ આવતાં તેણે પોતાનો વિચાર બદલી લીધો અને તરત જ તેના અસ્તિત્વ વિષે તદ્દન ભૂલી ગયો. ફરીથી એક વખત તેણે જ્યાં સમુદ્રની ગંધ સૌથી તીવ્ર હતી તે તરફ ધસી જવાનો નિર્ણય કર્યો અને એક જ ઝાટકે તેણે વાડ તોડી નાંખી અને પોતાને કતલખાનાનાં પ્રાંગણમાં ઊભેલો જોયો. તૂટેલી વાડનું ઉપલું પાટિયું કોઈ પણ રીતે તેનાં શિંગડાઓ વચ્ચે અટકી ગયું. તેણે ચીઢમાં પોતાનું માથું જોરથી હલાવ્યું પણ પાટિયું પહેલાં કરતાં પણ વધારે દ્રઢપણે અટકી ગયું. ત્યારબાદ તેણે પોતાનું માથું એવાં ઝનૂનપૂર્વક હલાવ્યું કે પાટિયું ઊડીને તેની પીઠ પાછળ કોઈ દસેક મીટર દૂર થઈ પડયું.

કતલખાનાના પથ્થરની દીવાલવાળાં પ્રાંગણમાં શિરોકોલોબીએ લોકોને તેનાથી દૂર કૂદીને ભાગી જતાં જોયાં. તે લોકો ધ્યાન આપવા માટે બહુ

તુચ્છ હતાં એવાં ટૂંકા વિચાર પછી રીતે તેણે સમુદ્રની દિશાનિર્ધારિત કરવા હવામાં સૂંઘવાનું શરૂ કર્યું. તે જાણતો હતો કે તેને ઝાંપા કચડી જ નાંખવા પડશે, તેના સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. ઝાંપા સુધીનું અંતર વીસ મીટર કરતાં વધારે નહોતું અને તેણે બની શકે તેટલી ઝડપથી સૌથી વધુ વેગશક્તિ એકઠી કરવાની હતી. એક કાળું વાવાઝોડું જે વજનમાં એક ટન જેટલું હતું. તે અડધાં ઝાંપા પર ભઢંકર કડકડાટ સાથે અથડાયું પણ તે માત્ર તેમાં એક ફાટ જ પાડી શક્યું. ત્યારબાદ શિરોકોલોબી એકદમ ઝડપથી પાછો દોડી ગયો અને નિશાન લઈને ફરીથી પૂરી તાકાત લગાવી ઝાંપા તરફ ધસ્યો. આ ફટકો એટલો ભયંકર જોરદાર હતો કે શિરોકોલોબી પળવાર માટે દિઙ્મૂ રહી ગયો. અડધો ઝાંપો તેનાં મજાગરાંઓમાંથી નીકળી આવ્યો અને ઊછળતો તથા કડકડાટ અવાજ કરતો દરિય—કિનારાનાં પથ્થર તરફ ગબડી ગયો, ઊંધો વળી ગયો અને છેવટે પાણીનાં કિનારા પાસે સ્થિર પડયો રહ્યો.

શિરોકોલોબી સામે વિશાળ સમુદ્ર વિસ્તરેલો હતો. પોતાની ખરીઓ વડે પથરાંઓને ઊછાળતો શિરોકોલોબી દરિયા તરફ દોડી ગયો અને પાણી પીવાં લાગ્યો. મન ભરીને પી લીધાં પછી તે પાણીમાં વધારે ઊંડો ઊતર્યો અને તરવા લાગ્યો.

વીસ મિનિટ પછી એક એન્બ્યુલન્ય કતલખાનાનાનાં પ્રાંગણમાં આવી ઊભી રહી. શિંગડાં વડે ભોંકાયેલાં થાપા વાળા રજન કરનારને ઉપાડવામાં આવ્યો અને શૂરવીર યોદ્ધાન જેમ તેને લઈ જવામાં આવ્યો.

ગાયો અને એકલાં અટૂલાં ઘોડાનો સાંકડા ગલિયારામાં પાછાં હાંકી જવામાં આવ્યો જ્યાં ફરજી કામદારોએ દીવાલમાંનાં બોકોરાંને ઠીકઠાક કરી સમારી લીધું હતું.

કતલખાનાનો વૃદ્ધ કામદાર મેસોપ આતુર શ્રોતાઓને કહી રહ્યો હતો કે કોઈ ચાળીસ વર્ષ પહેલાં કેવી રીતે આવો જ બનાવ બન્યો હતો. પણ માત્ર તે વખતે ભેંસો સમુદ્ર તરફ નહોનો દોડી ગયો પણ શહેર તરફનાં લાકડાનાં દરવાજા તોડીને બહાર નીકળી ગયો હતો અને શેરીઓમાંથી દોડીને પહાડોમાં પહોંચી ગયો હતો અને જંગલમાં અદૃશ્ય થઈ ગયો હતો.

શિરોકોલોબી વિશાળ સમુદ્રમાં આગળને આગળ તરતો રહ્યો.

તે જે સમયે કતલ ખાનાનો મુખ્ય એંજિનીયર પાડોશનાં માછી પકડનારાંઓનાં સામૂહિક ખેતરનાં વડા સાથે વાતચીત કરીને ભેંસાનો પીછો

કરવા લોકો સાથેની મોટરબોટ મોકલવાની ગોઠવણ કરી રહ્યો હતો જેવી તેઓ તેને ગોળીએ વીંધીને મારી નાંખી તેની મૃતકાયા કતલખાનામાં લઈ આવી શકે.

માછલાં પકડનારાંઓનાં સામૂહિક ખેતરનો અધ્યક્ષને દરિયામાં ભેંસોનો પીછો કરવામી અને તેમને ગોળીએ વીંધવાની જરાપણ ફરજ નહોતી તેથી તે પોતાના ખેતર માટે આ ભેંસાનાં પાછલાં બંને પગો માટે મુખ્ય ઍન્જિનીયર સાથે સોદો કરી રહ્યો હતો. મુખ્ય ઍન્જિનીયરે પોતાની સંમત્તિ આપી અને બે ઉચ્ચ કરાર કરનારાં પક્ષો સમજૂતી પર પહોંચી ગયાં.

અધ્યથીનું કામ એમ કહી શકાય કે ત્રિગુણી જટિલતાઓથીવાળું હતું. સૌથી પહેલાં તો તેણે હાલની ક્ષણે એવાં માછીમારો શોધી કાઢવાનાં હતાં જેઓ સમુદ્રમાં પહોંચી ગયાં નહોતાં, જે થોડું સહેલું કામ હતું. બીજું હતું, એ માછીમારો પાસેથી શું ઈચ્છવામાં આવી રહ્યું હતું તે સમજવા જેટલાં તેઓ ડાહ્યાં હોવાં જોઈતાં હતાં, જે ઘણું વધારે મુશ્કેલ કામ હતું અને છેવટે તેમનામાંથી ઓછામાં ઓછો એક એવો હોવો જોઈએ જે કેવી રીતે એ ભેંસાને ઠાર કરવો તે જાણતો હોય અને આ તો કેવળ નસીબની જ વાત હોઈ શકતી હતી.

લગભગ ત્રણેક કલાક પછી બધું ગોઠવાઈ ગયું અને મોટરબોટ ડક્કો છોડીને ખુલ્લા સમુદ્રમાં જવા આગળ વધી. જેના હાથમાં બંદૂક હતી તે માણસ દૂર દૂરનાં કાળાં ટપકાં જેવાં ભેંસાનાં માથા તરફ જોતો આગળ બેઠો હતો અને પહેલેથી જ તેનાં ગાત્ર ઢીલાં પડી રહ્યાં હતાં. આ ભેંસાએ કતલખાનાનાં વજન કરનારની કેવી ગત કરી હતી તે તે જાણતો હતો.

... સ્વતંત્ર ઉનાળાનાં ગરમ દિવસે પાણીનાં અનંત વિસ્તાર પર છે. શિરોકોલોબી આગળ ને આગળ તરતો ગયો. જીવંત જીવને ઉદાત ગુણ છે ભલાઈ અને ભલાં જીવની સૌથી સહજ સ્વ અભિવ્યકિત છે શુભેચ્છા શિરોકોલોબી શુભેચ્છાથી ભરપૂર હતો. સમુદ્રમાં રહેવાનાં ત્રણ કલાક દરમ્યાન તે કતલખાનાનાં બધાં જ અનુભવોથી શાંત પડી ગયો હતો અને હવે પોતાનાં પ્રિય ચેગેમને અને ત્યાંનાં લોકો તથા ભેંસાઓ તે કોઈ જગ્યાએથી પાછો આવ્યો હતો તે જાણીને કેટલાં આશ્ચાર્ય પામશે તેનો વિચાર કરી રહ્યો હતો. એ વાત સારી હતી કે કોઈક એક જમાનામાં એક એવો મહાન ભેંસો હતો જે જ્યાં 'ઘોડાઓ રડે છે' તે જગ્યાઓથી સૌથી પહેલાં બચીને ભાગી છૂટયો હતો અને એ વાત સારી હતી

કે બધાં જ ભેંસાઓ તેની યાદથી આનંદિત થતાં હતાં. કોણ જાણી શકતું હતું કે શિરોકોલોબીએ તેણે જે કંઈ કર્યું હતું તે કરવાની હિંમત કરી હોત કે નહીં, શું તે એ જાણતો નહોતો કે પહેલાં પણ એક વખત એવો હિંમતવાન બળવો કરવામાં આવ્યો હતો.

વિશાળ સમુદ્રમાં લગભગ ત્રણેક કિલોમીટર જેટલું તરી લાંબા પછી શિરોકોલોબી ઘર માટેની પ્રબળ પ્રેરણાની સમજને અનુસરતો ધીરે ધીરે ડાબી બાજુ વળવા લાગ્યો. આ દિશામાં જ બિલકુલ સીધી રેખામાં તરતાં તરતાં આગળ વધતાં દરિયો પાર કરી જશે અને જે તેને ચેગેમ ટેકરીઓ તરફ દોરી જશે. તેને લાગ્યું કે તેને ખૂબ લાંબા વખત સુધી તરવું પડશે—એટલે કે બાકીનો આખો દિવસ અને આખી રાત. પણ મહાઆનંદથી ભરપૂર હતો. તે જાણતો હતો કે તે એ દરિયા—કિનારે બિલકુલ એ જ જગ્યાએ આવી પહોંચશે જ્યાં ઘણાં લાંબા વખત પહેલાં તે, પછી પોતાનાં માબાપ સાથે પેલો બેડોળ પાડો સૌથી પહેલી વાર ત્યાં આવ્યાં હતાં.

સ્વતંત્રતાં ઉનાળાનાં ગરમ દિવસે પાણીનાં અનંત વિસ્તાર પર છે. સ્વતંત્રતા દરેકે દરેક ઠેકાણે હેતી, તે બહેદ પ્રચંડ, શીતળ, લાડ લડાવનારી, બિલકુલ ક્ષિતિજ રેખા સુધી લંબાયેલી હતી. ચોમેર સ્વતંત્રતા હતી અને સ્વતંત્રતા શિરોકોલોબીનાં અંતરાત્મામાં પ્રસેરલી હતી અને તેનાં કારણે તેને ખૂબ સારું લાગતું હતું. ત્યારબાદ એકાએક તેને 'ઊંઘણશી જોરાવર' યાદ આવી ગયો. મનમાંને મનમાં હસતાં શિરોકોલોબીએ કલ્પના કરી કે ઊંઘણશી જોરાવારનું, જ્યાં તે ચેગેમનાં નાનકડાં વહેળામાં ફસાઈ ગયું હતું ત્યાં આ દરિયામાં શું થાત. જો ઊંઘણશી જોરાવર સમુદ્રમાં આવી જતું તો કદાચ ઝડન જેટલાં ભેંસાઓ પણ તેને કિનારે ખેંચી લાવવા સમર્થ ન બનત.

દૂર દૂરથી જ શિરોકોલોબીનાં શિંગડાવાળાં આરામ કરવા માટે પોગ્ય મોટાં તરતાં થડ તરીકે સમજનાર સીગલ લગાવી તેની પર આવી ગયું અને તેનાં શિંગડાઓ વચ્ચે ગોઠવાઈ ગયું. અદ્ભૂત, શિરોકોલોબીએ વિચાર્યું ચાલો એ પણ જોઈ લઈએ કે દરિયાનાં સફેદ કાગડાઓ કેવી રીતે પેંસાનાં માથામાંથી જીવડાં ખેંચી કાઢે છે. એ જાણવું પણ ખૂબ રસપ્રદ રહેશે કે સમુદ્રમાં કાચબાઓ પણ હતાં કે નહીં.

શિરોકોલોબી જ્યારે નજીક આવી રહેલ મોટરબોટનો ગડગડાટ સાંભળ્યો ત્યારે કોઈ ચિંતા કે અસ્વસ્થતા ન અનુભવી. અને ત્રાંસી નજરે તેમાં

બેઠેલાં લોકો તરફ નજર નાંખી જોયું. સમુદ્રની સ્વતંત્રતા એટલી વિશાળ હતી અને સમુદ્ર તુલનામાં પોતાની નાનકડી બોટમાં બેઠેલાં લોકો એટલાં નાનાં હતાં કે જો તેઓ આ હાસ્વાસ્પદ અસમાન બળોની સામે તેની સ્વતંત્રતાને છીનવી માણ લે તોય ચિંતા કરવાનું કોઈ કારણ નહોતું. ગડગડાટ વધારે નજીક આવ્યો.

સૂર્યાસ્ત પહેલાંનો સમુદ્ર લાઈલાક ગુલાબી રંગનાં દરિયા કિનારાથી ચળકતો હતો. થોડી થોડી વારે ચળકતાં માછલાં પાણીમાંથી બહાર છલાંગો મારતાં હતાં અને વાતાવરણમાં પળવારનાં ઝબકારાં પછી પાછાં કુદરતી તત્ત્વોમાં સરી જતાં હતાં.

શહેરનાં સફેદ ભવનો, તેમની પર ઊઠી આવેલી કોમળ, રૂંવાદાર ટેકરીઓ, અનંત આકાશમાં મળી જતાં ભૂખરાં રંગનાં પર્વતોની હારમાળા, ચેગેમ પર ઊઠી આવેલાં ખુલ્લાં ખડકોનાં ધબ્બાં, દૂર, પણ તેમ છતાંય પ્રેમાળ આંખો માટે જોઈ શકાય તેવાં છે તે બધું જ આથમતાં સૂરજનાં મનને જીતી લેનારાં પ્રકાશમાં ડૂબેલું હતું.